# સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓ

'પરબ'
અવલોકન માટે,
ગોહિલ

ડૉ. નાથાભાઈ ગોહિલ
એમ. એ., પીએચ. ડી.

કબીર આધી સાખી યહ, કોટિ ગ્રંથ કરી જાન;
નામ સત જગ જૂઠ હૈ, સુરત શબ્દ પહેચાન.

—કબીર

મારો આ શોધપ્રબંધ પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું.

આ શોધપ્રબન્ધ વાંચીને અગત્યના સૂચનો કરવા માટે આદરણીય પ્રોફેસર ભૂપેન્દ્રભાઈ ત્રિવેદીનો અને (હવે સ્વ.) ડૉ. રમેશભાઇ જાનીનો હું હૃદયપૂર્વક આભાર માનું છું.

આ પ્રકાશન અંગે પણ મૂલ્યવાન માર્ગદર્શન આપવા માટે ડૉ. રમેશભાઇ શુક્લનો ઋણી છું.

આ પુસ્તકના પ્રકાશન માટે અનુદાન આપવા માટે ગુજરાત સાહિત્ય અકાદમી, ગુજરાત રાજ્ય, ગાંધીનગરનો—

આ કાર્યમાં અનેક રીતે પ્રોત્સાહન અને હૂંફ આપવા માટે જૂનાગઢ સમાજકલ્યાણ અધિકારી શ્રી રમણભાઇ પટેલનો—

આ શોધપ્રબન્ધ પ્રગટ કરવા માટે મંજૂરી આપવા માટે સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટનો—પણ આભારી છું.

નાથાભાઇ ગોહિલ

કેશોદ,

કૃષ્ણજન્માષ્ટમી,

૧૬-૮-'૮૬

# નિવેદન

"અરે, તું તો આવડાં રૂપ કયાંથી લાવ્યો રે,
મોરલો મરત લોકમાં આયોજી,
નહીં એ નાદનો, ને નહીં એ બુંદનો,
આપે આપ બની આયો,
પાંચ તત્ત્વ ને તીન ગુનથી ન્યારો,
વેદ-પુરાણે નહીં પાયો રે."

આત્માને દાસી જીવણે મોરની અજબ ઉપમા આપી છે. આ મોરના રૂપે આ આત્મતત્ત્વ, નાદતત્ત્વ, બીજતત્ત્વ, પંચમહાભુત, સત્ત્વાદિ ત્રણ ગુણથી ન્યારું છે. વેદ અને પુરાણો તેનું વર્ણન કરતાં 'નેતિ નેતિ' કહીને અટકી ગયાં છે. આ આત્મતત્ત્વને પામવાની માનવીની સતત એક ઝંખના રહી છે. "હું કોણ છું ?" "આ સમગ્ર સૃષ્ટિનું રહસ્ય શું છે ?" આ રહસ્યમય દુનિયાનું સંચાલક તત્ત્વ શું છે ?"–આ શોધ વેદોથી માંડીને આજ સુધી બની રહી છે. છતાં પરમ સત્ય કહી શકાતું નથી અને જે ક્ષણે એ કહેવાય છે તે ક્ષણે એ સત્ય પરમ રહેતું નથી. સવાલ આ પરમ સત્યને જાણવાનો નથી પણ તેને પામવાનો છે. આ સત્યને જાણવાની વાત એ અજ્ઞાન સિદ્ધ થઇ છે.

સૌરાષ્ટ્રના હરિજન ભકતકવિઓએ આ પરમ સત્યને પામવાનો યથાર્થ પ્રયત્ન કર્યો છે તેમ તેઓની વાણીને આધારે કહી શકાય. "સૌરાષ્ટ્રના હરિજન ભકતકવિઓ"એ વિષયના સંશોધનકાર માટે મહત્ત્વનું એ નથી કે બ્રહ્મ શું છે ? પરમાત્મા શું છે ? પરંતુ હરખ સાથે કહેવું જોઇએ કે જે વાત વેદ, ઉપનિષદ, ગીતામાં જણાવી છે તે જ વાત આ હરિજન ભકતકવિઓએ તેઓની વાણી દ્વારા ઉચ્ચારી છે. આજે પણ ગામડાંમાં પાટ-પ્રસાદી વખતે ગવાતાં ભજનો એ ગ્રામ્યગિરાના વેદ છે અને વેદમાં જે જિજ્ઞાસા અને અનુભૂતિની વાણી છે તે તેમાં પણ છે. જગતના સર્વોત્તમ આધ્યાત્મિક પુરુષોની

વાણી સાથે, પરમતત્ત્વની અનુભૂતિઓ સાથે આ વાણીનો તાલ મળે છે. ક્યાંય વિરોધ નથી. કોઇ અસંગતતા નથી. આ સંશોધન રજૂ કરતાં ગર્વ અનુભવું છું કે આ નીચ, પછાત, અસ્પૃશ્ય, ગામને છેડે રહેતી ગરીબ, કંગાલ જાતિના લોકોએ વેદમાં નિહિત તત્ત્વ પામવા દ્રષ્ટાઓ સાથે હોડ બકી છે. ઉપનિષદો સાથે તેઓ પ્રજ્ઞાના ઉચ્ચતમ શિખરોએ બેઠા છે.

આ ભકતકવિઓએ ક્યારેય પોતાને પ્રગટ કરવાનું ન ઇચ્છ્યું, ન કદી તેમણે કીર્તિની પરવા કરી. સૌરાષ્ટ્રનાં દૂરનાં ગામડાંના ખૂણામાં સમાજની વચ્ચે રહીને, સાંસારિક ધર્મો સન્નિષ્ઠાપૂર્વક બજાવતા રહી, શ્રમથી (મજૂરી, વણાટ, ચમારકામ, સફાઇકામ) પોતાનો રોટલો કમાતાં તેમણે અનંતના ગુણ ગાયા છે. એમની અનુભૂતિનું સત્ય શાસ્ત્રસમંત સિદ્ધ થાય છે. એમની લોકબોલીમાં વેદનો અને ઉપનિષદનો ધ્વનિ સંભળાય છે. જાણે વેદની ઋચાઓના દ્રષ્ટાઓને સંસારને એમ બતાવવાની ઇચ્છા થઇ કે આ જ સત્ય બધા વચ્ચે રહીને, કોઇપણ વર્ગના લોકોથી પ્રગટ થઇ શકે છે. એટલે જાણે કે એ લોકો જ જન્મ ધરીને આવ્યા અને લોકકંઠે ગાયું કે, "જાતિ રે પાંતિ નહીં હરિના દેશમાં."

કહેવાય છે કે વાલ્મીકિજીએ જે રામાયણકથાની રચના કરી તે પંડિત વર્ગની બહાર વિસ્તરી નહીં, એટલે સ્વયં વાલ્મીકિજી જ તુલસીદાસજી બનીને આવ્યા અને એમણે ત્યારની પ્રવર્તમાન લોકભાષામાં "રામચરિત માનસ"ની રચના કરી. જે વેદમાં, ઉપનિષદમાં કે અન્ય કોઇ શાસ્ત્રમાં ગવાયું–જે પાંડિત્યપૂર્ણ હતું અને દેવભાષામાં હતું તેને સરળ કરી લોકો સમક્ષ પહોંચાડવાનું કાર્ય બાબાજીએ કર્યું. એ જ રીતે આ હરિજન ભકતકવિઓએ પરમાત્માનાં ગુણગાન ગાયાં, માનવ જીવનનો મહિમા ગાયો, માનવ દેહની નશ્વરતાનો બોધ આપ્યો અને માનવને પરમજીવનની કેડી ચીંધી.

આ ભકતોની વાણીમાં યોગ, રહસ્ય અને ભકિતનો ત્રિવેણીસંગમ જોવા મળે છે. સંસારની ક્ષણભંગુર વાડીમાં ભજનિકોએ અમર

ામ ઊભી કરી છે. માનવજીવનમાં અંધશ્રદ્ધા અને નિરાશાને સ્થાને શ્રદ્ધા અને આશાનાં કિરણો પ્રગટાવ્યાં છે. આ ભજનવાણી એ સાચા અર્થમાં ર્જનાત્મક સાહિત્ય છે. તેમાં સંત-ભક્તિની સ્વાનુભૂતિએ શબ્દદેહ ધારણ કરેલ છે. તેથી તે આપણું ઉત્તમ વાઙ્મય બની જાય છે. ભજનવાણીમાંથી જાગતો અનાહતનાદ આનંદસમાધિ સુધી લઇ જાય છે. આ સંતોની વાણીમાં ભાષા, ભાવ અને અભિવ્યક્તિની એકસરખી છટા જોવા મળે છે, અનુભૂતિની સચ્ચાઇનો રણકો સાંભળવા મળે છે. તેમાં કવિ લેખે થયેલ કવિકર્મ તો અનાયાસ છે જ, પરંતુ તેમાં દિવ્ય અનુભૂતિ ભાવાવેશમાં ગવાઇ ગઇ છે, અને પછી તો તે કર્ણોપકર્ણ સચવાઇ રહી છે. કોઇક જગ્યાએ ભજનોના પ્રેમીઓ પાસે તેમની નોંધપોથીમાં આ ભજનો ટપકાવેલાં જોવા મળે છે, અને તેના આધારે આ સંશોધનકાર્ય થઇ શક્યું છે.

"સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓ" એ વિષય પસંદ કરી સંશોધનકાર્ય કરવાની દૃષ્ટિ મારા ઘરનાં વાતાવરણ, સંસ્કાર અને પાટ-ઉપાસનાના પ્રત્યક્ષ દર્શનને કારણે મળી છે. મારા પૂ. સ્વ. પિતાજી ઉકા ભગત નિજારપંથને વરેલા મરમી ગાયક-ભજનિક હતા. તેઓએ અનેક વખત બીજ પાટ-ઉપાસના કરી હતી અને વિક્રમ સંવત ૨૦૧૨ ના વૈશાખ સુદ બારસને સોમવારે "સંડપ" કર્યો હતો. આ દરેક બાબત પ્રત્યક્ષ જોવાની, જાણવાની અને તેના રહસ્ય સુધી પહોંચવાની દૃષ્ટિ પૂ. પિતાજી તરફથી સહેજે મળી. તેથી ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરતાં "સમાજવિદ્યા વિશારદ"ની પદવી માટે એક વિષય તરીકે "જૂનાગઢ જિલ્લાના હરિજનોનું ધાર્મિક જીવન" એ વિષય ઉપર સંશોધનકાર્ય કર્યું. આ વિષય અને ભજનોનો રંગ એવો છે કે એક વખત રંગાયા પછી તેમાંથી બહાર નીકળાતું નથી. સતત વર્ષોના પ્રયત્નોથી આ દિશામાં કાર્ય કરતો જ હતો ત્યાં મારા મિત્ર ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા, જેઓ "ગુજરાતી કવિતામાં રહસ્યવાદ" વિષય ઉપર સંશોધનકાર્ય કરી રહ્યા હતા, તેમના સહવાસે તથા સુ.

શ્રી ડૉ. રમેશભાઇ શુક્લનો પરિચય થતાં તેમના પ્રોત્સાહનથી આ કાર્ય સંપન્ન થાય છે.

વિષયને સીમિત કરી, તેને એક વર્ણના સંદર્ભમાં તપાસ્યો છે. તેનું મુખ્ય કારણ એ છે કે સમગ્ર ગુજરાતને આવરી લેતાં કદાચ પૂરો ન્યાય ન આપી શકાય, તેમ અગ્રગણ્ય હરિજન ભક્તકવિઓમાંથી મોટા ભાગના સૌરાષ્ટ્ર-કચ્છના જ હતા. વળી, આ હરિજન સંતો અને ભક્તો જેને અનુસરતાં આ ભજન સાહિત્ય આપી ગયા તે નિજારપંથથી અથવા મહામાર્ગ એક વર્ણ તરીકે તો સૌથી વધુ વ્યાપક હરિજનોમાં જ છે. તે હરિજનોનો મુખ્ય સંપ્રદાય બની ગયો છે. કચ્છને સાથે એટલા માટે સાંકળી લીધેલ છે કે સૌરાષ્ટ્રના સંતોની પરંપરામાં ચિત્રોડ (કચ્છ) ની ગાદી ત્રિકમસાહેબથી શરૂ થયેલ છે અને તેઓનું કાર્યક્ષેત્ર સૌરાષ્ટ્ર રહ્યું હતું. તે સમયગાળામાં કચ્છ અને સૌરાષ્ટ્ર સંત-ભૂમિકાએ અલગ ન હતાં. સૌરાષ્ટ્રના હરિજન ભક્ત કવિઓને સમયગાળાની દૃષ્ટિએ આજ સુધીના સ્વર્ગસ્થ ભક્તકવિઓને તેમાં આવરી લેવા પ્રયત્ન કર્યો છે. વર્તમાનમાં જે નિરાંત-સંપ્રદાય અને બીજા નાના-નાના પંથો ચાલે છે તેનો સમાવેશ આ વિષયમાં કરેલ નથી. હરિજન સમાજમાં "આગમવાણી" જોવા મળે છે, જે "બારમતિ" સંપ્રદાય સાથે સંકળાયેલ છે તેને પણ સ્પર્શ કર્યો નથી, કારણ કે તે બાબત આ વિષયથી ભિન્ન છે, અને સ્વતંત્ર રીતે મહાનિબંધના વિષયની ઇયત્તા ધરાવે છે.

આ વર્ણના સંતો વિશે આજ સુધી સંશોધનકાર્ય થયેલ નથી. આ ભક્તકવિઓ સવર્ણ સંતોની કક્ષાના જ છે. તેઓની વાણીમાં રહેલ યોગ-રહસ્ય કબીર તથા ગોરખની યાદ અપાવી જાય છે. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનાં પદો નરસિંહ, મીરાં આદિ ભક્ત કવિઓથી કોઇ રીતે ઊતરતી કક્ષાનાં નથી. આ ભક્તિકવિઓ ભાણ-સંપ્રદાય સાથે સંકળાયેલા છે અને આ સંપ્રદાયના અગ્રણી ભાણસાહેબ, રવિસાહેબ અને મોરારસાહેબની વાણી સાથે એકરૂપતા ધરાવે છે.

ાણ હરિજન સમાજમાં રહેલ આ કર્ણોપકર્ણ સાહિત્ય
ત પામે તે પહેલાં બચાવી લેવાની અને તેની વસ્તુલક્ષી સમીક્ષા
ાની દૃષ્ટિએ તેમજ જે સમાજમાં જન્મ્યો છું તે સમાજનું કાંઇક
ઋણ ચૂકવવાની દૃષ્ટિએ આ વિષય પસંદ કર્યો છે.

આ વિષયના સંશોધનકાર્યમાં સૌથી મોટી મુશ્કેલી દસ્તાવેજોના
ાવ કરતાં મહામાર્ગ–નિજારપંથની રહસ્યગર્ભતા છે. આ નિજાર-
થને વરેલા ભકતકવિઓની વાણીમાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ જોવા મળે
. આ પંથ એ આજ દિન સુધી ગુપ્ત રહ્યો છે. તેના અનુયાયી-
ામાં રાજારામદેવપીરથી રંક અસ્પૃશ્ય ડાલીબાઇ અને શૂરવીર (લાખો)
હારવટિયા (જેસલ જાડેજા) અને વ્યાજખાઉ વાણિયા (રવિસાહેબ)
વા અનેક લોકો આ માર્ગે સિદ્ધ થયા છે. આ માર્ગમાં ગમે તેવો
ભિમાની પુરુષ હોય છતાં પોતાના અહમને છોડીને સ્ત્રી લોયણ,
ંગાસતી, રૂપાંદે, ડાળલદે, તોરલને ચરણે ગયેલ છે. આ મહાધર્મનું
ટવૃક્ષ સમગ્ર સૌરાષ્ટ્રમાં સોળે કળાએ ખીલેલું હતું. આ માર્ગ
રિજન–સમાજમાં સવિશેષ જોવા મળે છે, અને આજે પણ આ
ાર્ગ આ સમાજમાં સચવાયેલ છે. નિજારપંથની ગુપ્ત પરંપરાઓ,
ીજપાટ, મંડપ અને સમાધિની દરેક ક્રિયા અને મંત્રો ગુપ્ત છે.
આજ દિન સુધી તે પ્રગટ થયેલ નથી. આ માહિતીના કોઇ
જાણકાર છે, જેની પાસે આ ગુરુગમ ચાવીનું રહસ્ય છે તે બીજા
કોઇને જણાવતા નથી અને તેમાં પણ કોઇ ભણેલ વર્ગ આ રહસ્યને
લખવાનું કરે તો તેઓ માહિતી બિલકુલ આપે નહીં. આવા સંજોગોમાં
માત્ર ભાવિક બનીને વારંવાર જવાથી અને તેઓને ખાતરી થાય કે
આ સુપાત્ર છે ત્યારે જ આ ધર્મની માહિતી, તેના મંત્રો અને તેનું
રહસ્ય ખોલે છે.

આ સાહિત્ય સાંપ્રદાયિક ભજનપરંપરામાં ઊતરી આવ્યું છે
અવ ભજનિકો દ્વારા બહુજનસમાજની સંપત્તિ બની ગયું છે. તેમ
છતાં તેમાંનું ઘણું અગ્રંથસ્થ છે તે સંપ્રદાયની પીઠો (જગ્યાઓ) અને

જ્યાં તે સચવાયું છે તે સ્થળોની રૂબરૂ મુલાકાતો લઈને મેળવ્યું છે. જે ગ્રંથસ્થ છે તેની શ્રદ્ધેયતા પણ આવી મુલાકાતો દ્વારા ચકાસી છે. ત્રિકમસાહેબ, ભીમસાહેબ, દાસી જીવણ જેવા વધુ ખ્યાત ભક્તકવિઓનાં જીવન અને કવનની વિગતો આ પહેલાં અનેક વાર નિરૂપણ પામી છે. પરંતુ ઓછા ખ્યાત અન્ય કવિઓનાં પદો લોકમુખે ગવાતાં રહેતાં છતાં તેમને વિશે ઘણું ઓછું જાણવા મળ્યું હતું. આ કવિઓનાં જીવન અને કવન વિશે સંશોધન કરીને નિરૂપણ કરવાનો યથામતિ પ્રયાસ મેં અહીં કર્યો છે.

હરિજન–સમાજના અનેક સાધુસંતો અને જગ્યાઓ સાથેનો મારો પ્રત્યક્ષ પરિચય હોવાથી તથા આ માર્ગને વરેલો હોવાને કારણે આટલું કાર્ય શકય બન્યું છે. આ નિજારપંથી સંતોની ક્ષમાયાચના સાથે તેનું રહસ્ય આ મહાનિબંધમાં પ્રગટ કરું છું.

આ વિષયનું સંશોધનકાર્ય કરવામાં સૌથી વિશેષ મદદરૂપ કાર્ય મુ. શ્રી મકરન્દભાઇ દવેએ, "સત કેરી વાણી" દ્વારા કર્યું છે. તેઓ તો ભજનભાવમાં રંગાયેલા મરમી સંત છે. "લોકસાહિત્યના વટવૃક્ષનાં આખરી ફળો તે ભજન છે" તેવું જણાવતાં સ્વ. ઝવેરચંદ મેઘાણીએ "સોરઠી સંતવાણી" દ્વારા માર્ગી સંતોની ઘણી બાબતો ઉપર પ્રકાશ પાડયો છે. મુ. શ્રી જયમલ્લભાઇ પરમારે તો થેલામાં ચણા નાખીને સૌરાષ્ટ્રનાં ગામડાઓ ફરીને હરિજન સંતોની વાણી "ઊર્મિ–નવરચના"ની લેખમાળા દ્વારા પ્રગટ કરી છે. આ ત્રિવેણી-સંગમના આધાર વિના મારું આ કાર્ય શકય ન હતું, તેઓનું ઋણ ન ચૂકવી શકાય તેટલું મોટું છે. આ કાર્યમાં મુ. શ્રી જયમલ્લભાઇ પરમાર અવારનવાર મુલાકાત આપી મદદરૂપ થયા છે. તેઓનો અત્યંત આભારી છું.

ભક્તકવિઓનાં જીવન, કવન અને ભજનનાં રહસ્યને ઉકેલવામાં માર્ગદર્શન આપનાર શ્રી પુંજાવાળા, શ્રી રતુભાઇ રોહડિયા,

પ્રા. પુંજાલાલ બડવા, ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા, પ્રા. નરોત્તમ પલાણ, શ્રી મોહનપુરી ગોસ્વામી, પ્રા. કે. ટી. મહેતાનો આભારી છું.

સતત માર્ગદર્શન અને અંગત રસ લઇને આ મહાનિબંધના કાર્યને પૂરું કરાવવામાં મારા માર્ગદર્શક સુ. શ્રી ડૉ. રમેશભાઇ શુકલનો મહત્ત્વનો ફાળો છે. તેમના ઋણનો સ્વીકાર કરું છું.

આ મહાનિબંધની સામગ્રી અનેક સાધુસંતોની પ્રસાદીરૂપે આપી શકયો છું. તેઓનો હૃદયથી ઋણી છું. મહાનિબંધના અંતે તેઓની યાદી મૂકી આભારની લાગણી વ્યકત કરું છું.

કેશોદ

તા. ૧૦–૮–૧૯૮૨ નાથાભાઇ ઉકાભાઈ ગોહિલ

જ્યાં તે સચવાયું છે તે સ્થળોની રૂબરૂ મુલાકાતો લઈને મેળવ્યું છે. જે ગ્રંથસ્થ છે તેની શ્રદ્ધેયતા પણ આવી મુલાકાતો દ્વારા ચકાસી છે. ત્રિકમસાહેબ, ભીમસાહેબ, દાસી જીવણ જેવા વધુ ખ્યાત ભક્ત-કવિઓનાં જીવન અને કવનની વિગતો આ પહેલાં અનેક વાર નિરૂપણ પામી છે. પરંતુ ઓછા ખ્યાત અન્ય કવિઓનાં પદો લોકમુખે ગવાતાં રહેતાં છતાં તેમને વિશે ઘણું ઓછું જાણવા મળ્યું હતું. આ કવિઓનાં જીવન અને કવન વિશે સંશોધન કરીને નિરૂપણ કરવાનો યથામતિ પ્રયાસ મેં અહીં કર્યો છે.

હરિજન-સમાજના અનેક સાધુસંતો અને જગ્યાઓ સાથેનો મારો પ્રત્યક્ષ પરિચય હોવાથી તથા આ માર્ગને વરેલો હોવાને કારણે આટલું કાર્ય શક્ય બન્યું છે. આ નિજારપંથી સંતોની ક્ષમાયાચના સાથે તેનું રહસ્ય આ મહાનિબંધમાં પ્રગટ કરું છું.

આ વિષયનું સંશોધનકાર્ય કરવામાં સૌથી વિશેષ મદદરૂપ કાર્ય મુ. શ્રી મકરન્દભાઇ દવેએ, "સત કેરી વાણી" દ્વારા કર્યું છે. તેઓ તો ભજનભાવમાં રંગાયેલા મરમી સંત છે. "લોકસાહિત્યના વટવૃક્ષનાં આખરી ફળો તે ભજન છે" તેવું જણાવતાં સ્વ. ઝવેરચંદ મેઘાણીએ "સોરઠી સંતવાણી" દ્વારા માર્ગી સંતોની ઘણી બાબતો ઉપર પ્રકાશ પાડયો છે. મુ. શ્રી જયમલ્લભાઇ પરમારે તો થેલામાં ચણા નાખીને સૌરાષ્ટ્રનાં ગામડાઓ ફરીને હરિજન સંતોની વાણી "ઊર્મિ-નવરચના"ની લેખમાળા દ્વારા પ્રગટ કરી છે. આ ત્રિવેણી-સંગમના આધાર વિના મારું આ કાર્ય શક્ય ન હતું, તેઓનું ઋણ ન ચૂકવી શકાય તેટલું મોટું છે. આ કાર્યમાં મુ. શ્રી જયમલ્લભાઇ પરમાર અવારનવાર મુલાકાત આપી મદદરૂપ થયા છે. તેઓનો અત્યંત આભારી છું.

ભક્તકવિઓનાં જીવન, કવન અને ભજનનાં રહસ્યને ઉકેલવામાં માર્ગદર્શન આપનાર શ્રી પુંજાવાળા, શ્રી રતુભાઇ રોહડિયા,

# અનુક્રમણિકા



**શુદ્ધિ : પૃ. ૮૧ : ભજનવાણી : સાહિત્યપ્રકાર તરીકે**

# ૧

# હરિજનો અને તેમનું સામાજિક જીવન

સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓનો અભ્યાસ કરતાં પહેલાં આ ભક્તો જે સમાજ સાથે સંકળાયેલા છે તેનો પરિચય મેળવી લેવો જરૂરી છે. જે સમાજનો નીચલો સ્તર છે, અસ્પૃશ્ય ગણાય છે તે સમાજના ભક્તકવિઓ પોતાનાં પદો દ્વારા ઔપનિષદિક રહસ્યવાદ સુધી પહોંચી જાય છે તે એક મોટી સિદ્ધિ છે. આ સંત-સાહિત્ય જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યના નિરૂપણમાં નરસિંહ, મીરાં આદિ સવર્ણ ભક્તકવિઓના સાહિત્યનું સમકક્ષ અને કબીર આદિ મરમી ભક્તકવિઓની વાણીની સરખામણીમાં જરાય ઊણું ન ઊતરે એવું છે. પરમતત્ત્વની ખોજ ઉપરાંત આચાર, શીલ આદિ વિષયોનાં સદ્બોધક પદો દ્વારા સાંસ્કારિક ઉત્થાનનું કાર્ય પણ આ ભક્તકવિઓએ કર્યું છે.

હરિજન કોણ? ભારતની અસ્પૃશ્ય ગણાતી જ્ઞાતિઓ માટે ગાંધીજીએ 'હરિજન' શબ્દ યોજી, અસ્પૃશ્યોમાં પણ સર્વવ્યાપી હરિનો વાસ છે એ દર્શાવી, સવર્ણમાં રહેલી તેમના તરફની સૂગ દૂર કરવા તાકયું હતું. ત્યારથી 'હરિજન' શબ્દ જ્ઞાતિવાચક અને 'અસ્પૃશ્ય' શબ્દનો પર્યાય બન્યો. માનવસમાજના ઉદયકાળે કોઇ જ્ઞાતિ હતી નહીં. જેમ-જેમ સમાજ મોટો થતો ગયો, તેમ-તેમ તેમાં ઊંચ-નીચના વર્ગો થતા ગયા ને તેમાંથી જ્ઞાતિવાદ જન્મ્યો. કોઇ એક જ્ઞાતિ કયારે જન્મી તે ચોક્કસ સમયમાં દર્શાવી શકાય તેમ નથી. અમુક આધારો લઇને અનુમાનો રજૂ કરી શકાય.

જ્ઞાતિઓના મૂળમાં આર્યોની વર્ણવ્યવસ્થા પડેલી જોવા મળે છે. વિદ્વાનોનો મત છે કે ઋગ્વેદના સમયમાં વર્ણવ્યવસ્થા ન હતી. આર્યોએ જેમના પર વિજય મેળવ્યો હતો તે અનૂ-આર્ય જાતિઓને તેઓ દસ્યૂ તરીકે ઓળખતા અને તિરસ્કારતા તેમાં કદાચ અસ્પૃશ્યતાવાદનું મૂળ જોઈ શકાય. તેમ છતાં આર્યો દસ્યૂ સ્ત્રીઓ સાથે લગ્ન કરતા, તેમનાં બાળકો આર્ય ગણાતા. પરંતુ આર્યોએ દસ્યૂઓને શ્રમિક તરીકે ગણી, વર્ણવ્યવસ્થામાં છેક છેડાનું સ્થાન આપ્યું હતું. ઋગ્વેદમાં પાછળથી ક્ષેપક થયેલા પુરુષસૂક્તમાં વર્ણવ્યવસ્થાનો નિર્દેશ છે. શરૂઆતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય

“ શૂદ્રયોનૌ હિ જાતસ્ય સદ્‌ગુણાનુપ્રતિષ્ઠિતઃ ।
વૈશ્યત્વં ભવતિ બ્રહ્મન્ ક્ષત્રિયત્વં તથૈવ ચ ॥
આર્જવે વર્તમાનસ્ય બ્રાહ્મણ્યમભિજાયતે । ”

– મહાભારત, વનપર્વ : ૨૧૬ : ૧૧ : ૨

“ મહાભારત ”માં કહેવામાં આવ્યું છે કે, શૂદ્રયોનિમાં જન્મેલો માણસ જો સદ્‌ગુણનું અનુશીલન કરે તો, હે બ્રાહ્મણ, તે વૈશ્ય બને છે, ને ક્ષત્રિય પણ બને છે, અને સરળ વર્તન રાખે તો બ્રહ્મપદને પામે છે.

“ ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ ।
તસ્ય કર્તારમપિ માં વિદ્ધ્ય કર્તારમવ્યયમ્ ॥ ”

શ્રીમદ્ ભગવદ્‌ગીતા : અ. ૪–૧૩

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે, ગુણ અને કર્મોના વિભાગ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો મેં સરજેલા છે. તેનો કર્તા છતાં પણ મને તું અકર્તા અને વિકારરહિત જાણ.

વર્ણવ્યવસ્થા ગુણકર્મ પ્રમાણે હતી. સદ્‌વર્તનથી ચાંડાલ પણ બ્રાહ્મણ બની શકતો હતો અને અનાચારી બ્રાહ્મણ હોય તોપણ તે શૂદ્રથી હલકો ગણાતો હતો.

“ ગણિકાગર્ભસંભૂતો વસિષ્ઠશ્ચ મહામુનિઃ ।
તપસા બ્રાહ્મણો જાતઃ સંસ્કારાસ્તેન કારણમ્ ॥ ”

– ભવિષ્યપુરાણ, ૧ : ૪૨ : ૨૨,૨૬,૨૯.

વ્યાસ માછણના, પરાશર ચાંડાલીના, શુક શુકીના ને કણાદ ઉલૂકીના સંતાન હતા. હરિણીને પેટે જન્મેલા મહામુનિ ઋગ્યશૃંગ તપ વડે બ્રાહ્મણ થયા હતા. એટલે સંસ્કાર પરથી જ વર્ણ નક્કી થાય છે. ગણિકાને પેટે જન્મેલા મહામુનિ વસિષ્ઠ તપ વડે બ્રાહ્મણ થયા હતા. એટલે સંસ્કાર પરથી વર્ણ નક્કી થાય છે.

“ વૈદિક સૂક્તોના કાળમાં ( ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધી ) વર્ણો હતા, જાતિઓ ન હતી. રોટીબેટીવહેવાર અંગેના પ્રતિબંધોનો કોઈ ઉલ્લેખ વેદમાં મળતો નથી. દરેક માણસે બાપદાદાનો ધંધો કરવો જોઈએ એવો નિયમ ન હતો... બૌદ્ધકાળના આરંભમાં ( ઈ. સ.

અને વૈશ્ય એમ ત્રણ વર્ણો હતા. શતપથ બ્રાહ્મણ—૧૧,૧,૪,૧૧માં જણાવ્યું છે કે, 'ભૂ:' ઉચ્ચારણથી બ્રાહ્મણ, 'ભૂવ:' ઉચ્ચારણથી ક્ષત્રિય અને 'સ્વ:' ઉચ્ચારણ દ્વારા વૈશ્યનું સર્જન થયું. અહીં શૂદ્રનો ઉલ્લેખ નથી. તૈત્તિરીય બ્રાહ્મણ ૩—૧૨—૯—૨ માં જણાવ્યું છે કે સારી સૃષ્ટિ બ્રહ્માથી પેદા થઈ. તેમાં ઋગ્વેદથી વૈશ્ય, યજુર્વેદથી ક્ષત્રિય અને સામવેદથી બ્રાહ્મણ પેદા થયા. અહીં પણ શૂદ્રનો ઉલ્લેખ નથી. ચાર વર્ણોનો પહેલવહેલો ઉલ્લેખ ઋગ્વેદના પુરુષસૂક્તમાં આવે છે. સૃષ્ટિના સર્જક પુરુષના મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, સાથળમાંથી વૈશ્ય અને પગમાંથી શૂદ્ર ઉત્પન્ન થયા તેમ કહ્યું છે.

"બ્રાહ્મણોઽસ્ય મુખમાસીદ્ બાહૂ રાજન્ય: કૃત: ।
ઉરુ તદસ્ય યદ્વૈશ્ય: પદ્ભ્યાં શૂદ્રોઽજાયત ॥"

ઋગ્વેદ : ૧૦, ૯૦, ૧૨.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ ગણાય છે. દ્વિજ એટલે બે વખત જન્મેલો. પ્રથમ જન્મ માતાના ઉદરથી અને બીજો જન્મ યજ્ઞોપવીત ધારણ કરીને. શૂદ્રોને યજ્ઞોપવીત ધારણ કરવાનો અધિકાર ન હતો, તેથી તે દ્વિજ ગણાય નહીં.

"જેમનામાં કુદરતે વિચાર ને ચિંતનની શક્તિ મોટા પ્રમાણમાં મૂકેલી હોય તે બ્રાહ્મણ; જેમનામાં શૂરાતન અને પ્રેમના ગુણો વિશેષ હોય તે ક્ષત્રિય; જેમનાં મન જીવનનાં વહેવારુ કામો કરવા તરફ વધારે ઢળતાં હોય તે વૈશ્ય અને નરી મજૂરી કરનારા શૂદ્ર — એમ સમાજના ચાર વિભાગ પાડીએ તો બરાબર ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા થઈ રહે ?"[1] સમાજને ટકાવી રાખવા માટે અને વ્યક્તિમાં રહેલ જે ઉત્તમ શક્તિ હોય તેનો મહત્તમ લાભ સમાજ લઈ શકે તે દૃષ્ટિએ ચાર વર્ણની વ્યવસ્થા હતી. આ વર્ણવ્યવસ્થા જન્મ પ્રમાણે નહીં પણ કર્મ પ્રમાણે હતી.

"જન્મના જાયતે શૂદ્ર: સંસ્કારાદ્ દ્વિજ ઉચ્યતે ।
વેદપાઠી ભવેદ્વિપ્રો બ્રહ્મજ્ઞો બ્રાહ્મણો ભવેત્ ॥"

— 'અત્રિસ્મૃતિ'

માણસ જન્મે શૂદ્ર જન્મે છે, સંસ્કાર પામે ત્યારે દ્વિજ કહેવાય છે, વેદપાઠ કરીને વિપ્ર બને છે ને બ્રહ્મને જાણે ત્યારે બ્રાહ્મણ કહેવાય છે.

“ શૂદ્રયોનૌ હિ જાતસ્ય સદ્‌ગુણાનુપ્રતિષ્ઠિત: ।
વૈશ્યત્વં ભવતિ બ્રહ્મન્ ક્ષત્રિયત્વં તથૈવ ચ ॥
આર્જવે વર્તમાનસ્ય બ્રાહ્મણ્યમભિજાયતે । ”

– મહાભારત, વનપર્વ : ૨૧૬ : ૧૧ : ૨

“ મહાભારત ”માં કહેવામાં આવ્યું છે કે, શૂદ્રયોનિમાં જન્મેલો માણસ જો સદ્‌ગુણનું અનુશીલન કરે તો, હે બ્રાહ્મણ, તે વૈશ્ય બને છે, ને ક્ષત્રિય પણ બને છે, અને સરળ વર્તન રાખે તો બ્રહ્મપદને પામે છે.

“ ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશ: ।
તસ્ય કર્તારમપિ માં વિદ્ધ્ય કર્તારમવ્યયમ્ ॥ ”

શ્રીમદ્ ભગવદ્‌ગીતા : અ. ૪–૧૩

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે, ગુણ અને કર્મોના વિભાગ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો મેં સરજેલા છે. તેનો કર્તા છતાં પણ મને તું અકર્તા અને વિકારરહિત જાણ.

વર્ણવ્યવસ્થા ગુણકર્મ પ્રમાણે હતી. સદ્‌વર્તનથી ચાંડાલ પણ બ્રાહ્મણ બની શકતો હતો અને અનાચારી બ્રાહ્મણ હોય તોપણ તે શૂદ્રથી હલકો ગણાતો હતો.

“ ગણિકાગર્ભસંભૂતો વસિષ્ઠશ્ચ મહામુનિ: ।
તપસા બ્રાહ્મણો જાત: સંસ્કારાસ્તેન કારણમ્ ॥ ”

– ભવિષ્યપુરાણ, ૧ : ૪૨ : ૨૨,૨૬,૨૯.

વ્યાસ માછણના, પરાશર ચાંડાલીના, શુક શુકીના ને કણાદ ઉલૂકીના સંતાન હતા. હરિણીને પેટે જન્મેલા મહામુનિ ઋષ્યશૃંગ તપ વડે બ્રાહ્મણ થયા હતા. એટલે સંસ્કાર પરથી જ વર્ણ નક્કી થાય છે. ગણિકાને પેટે જન્મેલા મહામુનિ વસિષ્ઠ તપ વડે બ્રાહ્મણ થયા હતા. એટલે સંસ્કાર પરથી વર્ણ નક્કી થાય છે.

“ વૈદિક સૂક્તોના કાળમાં ( ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધી ) વર્ણો હતા, જાતિઓ ન હતી. રોટીબેટીવહેવાર અંગેના પ્રતિબંધોનો કોઈ ઉલ્લેખ વેદમાં મળતો નથી. દરેક માણસે બાપદાદાનો ધંધો કરવો જોઈએ એવો નિયમ ન હતો... બૌદ્ધકાળના આરંભમાં ( ઈ. સ.

પૂર્વે ૬૦૦થી ઈ. સ. પૂર્વે ૩૦૦ સુધી) ક્ષત્રિય વર્ણને સર્વોત્તમ કહેલ છે. આ સમય દરમિયાન પણ મિશ્રવિવાહની સંતતિ ચંદ્રગુપ્ત જોવા મળે છે."[2]

"મનુસ્મૃતિ" અને પુરાણોના કાળમાં એટલે કે ગુપ્ત રાજાઓના સમયમાં (ઈ. સ. ૩૩૦ થી ૪૫૦) જાતિભેદની કડક દીવાલો રચાઈ ગઈ હતી. બ્રાહ્મણોએ પોતાનું ઉચ્ચ સ્થાન કાયમી રહે તે માટે જન્મ પ્રમાણે વ્યવસ્થા દાખલ કરી.

"જન્મનૈવ મહાભાગો બ્રાહ્મણો નામ જાયતે ।"

– શાતાતપ, (શાતાતપ – સ્મૃતિ)

મહાભાગ બ્રાહ્મણ જન્મે ત્યારથી જ બ્રાહ્મણ જન્મે છે.

"સર્વેષાં જન્મના જાતિર્નાન્યથા કર્મકોટિભિ: ।
પશ્વાદીનાં યથા જાતિર્જન્મનૈવ ન ચાન્યથા ॥"

– સૂતસંહિતા

સહુની જાતિ જન્મથી નક્કી થાય છે. કોટિ કર્મ કર્યાં હોય તોયે બીજી રીતે નહીં, જેમ પશુઓ વગેરેની જાતિ જન્મથી જ ઠરે છે, બીજી રીતે નહીં. શૂદ્ર જન્મના આધારે નક્કી થવાથી અન્ય ત્રણ વર્ણોથી આ વર્ણ દૂર થતો ગયો, અને ત્યાર પછી "વશિષ્ઠ ધર્મસૂત્ર", "આપસ્તમ્બ ધર્મસૂત્ર" "વિષ્ણુસ્મૃતિ" "નારદસ્મૃતિ" અને "મનુસ્મૃતિ" જેવા અનેક ધર્મગ્રંથોને આધારે આ શૂદ્ર – ચોથો વર્ણ – અસ્પૃશ્ય બની ગયો.

ચાર વર્ણોમાં શ્રેષ્ઠ વર્ણ એ બ્રાહ્મણ છે અને શૂદ્ર એ પશુથી પણ બદતર છે, એવાં વિધાનો "મનુસ્મૃતિ"માં જોવા મળે છે. આભડછેટના મૂળમાં બ્રાહ્મણોના આ શાસ્ત્ર "મનુસ્મૃતિ"એ મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય તેનાં નીચેનાં પ્રમાણો સૂચવે છે.

"મનસ્મૃતિ"માં જણાવ્યું છે કે બ્રાહ્મણ શૂદ્રને ધર્મનો ઉપદેશ આપે તો 'અસંવૃત' નામના નરકમાં જાય છે અને જેના રાજ્યમાં શૂદ્રો હોય ત્યાં દુષ્કાળ, વ્યાધિ અને પીડાઓ થાય છે. શૂદ્ર જો દ્વિજને ગાળો આપે તો તેને ફટકા મારવામાં આવે અને જીભ છેદવામાં આવે.

"નામ જાતિગ્રહં ત્વેષામભિદ્રોહેણ કુર્વત: ।
નિક્ષેપ્યોઽયોમય: શંકુર્જ્વલન્નાસ્યે દશાંગુલ: ॥" ૨૭૯ ॥

જે શૂદ્ર દ્રોહને કારણે એ દ્વિજ વર્ણનાં નામ અને જાતિ ઉચ્ચારી એમને ભાંડે, તો એના મોંમાં દશ આંગળનો લોઢાનો ધગધગતો સળિયો ઘુસાડી દેવો.

"મનુસ્મૃતિ"માં અંગછેદની આજ્ઞામાં જણાવ્યું છે કે, જો અંત્યજ પોતાના ગમે તે અવયવથી શ્રેષ્ઠ પુરુષને મારે, તો રાજાએ તેનો તે અવયવ છેદી નખાવવો, એવી મનુની આજ્ઞા છે. તે હાથ કે લાકડી ઉગામી મારે, તો રાજાએ તેનો હાથ કપાવી નાખવો ઘટે. ક્રોધ કરી પગ વડે પ્રહાર કરે તો તેના પગ કપાવી નાખવા યોગ્ય છે. ઉચ્ચ વર્ણવાળાની સાથે હલકો એક આસને બેસી ન શકે. હલકા વર્ણનો માણસ જો ઉચ્ચ વર્ણના માણસ સાથે ( અભિમાનથી ) એક આસને બેસવા ચાહે, તો તેને કેડ ઉપર ડામ દઈ દેશનિકાલ કરવો અથવા તેના કૂલા કતરાવી નાખવા. ( "મનુ." અ. ૮ : ૨૭૯–૨૮૦–૨૮૧ )

"અવનિષ્ઠીવતો દર્પાદ્ દ્વાવોષ્ઠૌ છેદયેન્નૃપઃ ।
અવમૂત્રયતો મેઢ્રમવશર્ધયતો ગુદમ્ ॥"

"મનુ૦" અ. ૮–૨૮૨

નીચ વર્ણનો મનુષ્ય અહંકારથી ઉચ્ચવર્ણના ઉપર થૂંકે, મૂતરે કે પાદે, તો રાજાએ અનુક્રમે તેના બન્ને હોઠ, તેનું લિંગ કે ગુદા કપાવી નાખવાં.

શૂદ્રો ગુપ્તમગુપ્તં વા દ્વૈજાતં વર્ણમાવસન્ ।
અગુપ્તમંગ સર્વસ્વૈર્ગુપ્તં સર્વેણ હીયતે ॥

– ૩૭૪ ॥ અ. ૮

કોઈ શૂદ્ર દ્વિજ જાતિની કોઈ ધણિયાતી કે નધણિયાતી સ્ત્રીને ભોગવે, તો નધણિયાતી સ્ત્રીને ભોગવ્યા બદલ તેનું લિંગ કપાવી નાખવું તથા તેનું સર્વ ધન લઈ લેવું.

"વિસ્રબ્ધં બ્રાહ્મણઃ શૂદ્રાદ્ દ્રવ્યોપાદાનમાચરેત્ ।
નહિ તસ્યાડસ્તિ કિંચિત્સ્વં ભર્તૃહાર્યધનો હિ સઃ ॥

– ૪૧૭ ॥ અ. ૮

બ્રાહ્મણ ( આપત્તિ સમયે પોતાના દાસ ) શૂદ્ર પાસેથી તેનું દ્રવ્ય કોઈ શંકા કર્યા વિના લઈ શકે, કેમકે તે શૂદ્રનું પોતાનું કંઈ જ દ્રવ્ય નથી. એનું જે કંઈ ધન હોય તે સ્વામીથી લઈ શકાય છે. ( એટલે

કે આપત્તિ સમયે બ્રાહ્મણ બળથી પણ શૂદ્ર પાસેથી ધન લઇ લે, તોપણ રાજા તેને શિક્ષા ન કરી શકે.)

ચાણ્ડાલશ્વપચાનાં તુ બહિર્ગ્રામાત્પ્રતિશ્રયઃ ।
અપપાત્રાશ્ચ કર્તવ્યા ધનમેષાં શ્વગર્દભમ્ ॥ ૫૧ ॥
વાસાંસિ મૃતચેલાનિ ભિન્નભાણ્ડેષુ ભોજનમ્ ।
કાર્ણ્યાય સમલંકારઃ પરિવ્રજ્યા ચ નિત્યશઃ ॥ ૫૨ ॥ અ. ૧૦

ચાંડાલ અને શ્વપચોનો વાસ ગામ બહાર જ હોય. તેમનાં વાસણો હલકાં હોય. કૂતરાં ને ગધેડાં તેમનું ધન હોય. મુડદાં ઉપરનાં વસ્ત્રો જ તેમને પહેરવાનાં હોય. તેમનું ભોજન ભાંગેલાં વાસણોમાં હોય. તેમના દાગીના લોઢાના હોય અને તેઓ નિત્ય ફરતા રહે.

આ કાયદાઓએ શૂદ્રોને અસ્પૃશ્ય બનાવ્યા. તેમના અલગ વસવાટ થયા. અલગ રીતરિવાજો અને કર્મકાંડ થયાં. અને આ કાયદાઓએ તેઓને માણસ નહીં પણ પશુથી બદતર બનાવી મૂકયા.

ડૉ. ભીમરાવ આંબેડકર શૂદ્રો કોણ હતા તેના સંશોધનગ્રંથ "શુદ્રોંકી ખોજ"માં નીચેની મહત્ત્વની માહિતી આપે છે.

૧. શૂદ્ર આર્યોંકી જાતિમેં સૂર્યવંશી હૈ ।

૨. આર્યજાતિ મેં બ્રહ્મણ, ક્ષત્રિય ઔર વૈશ્ય તીન વર્ણ થે ।

૩. શૂદ્રોંકા ચોથા વર્ણ નહીં થા । વે ક્ષત્રિય વર્ણકે અંશ થે ।

૪. શૂદ્રોં ઔર બ્રાહ્મણોમેં લડાઈ રહી ઔર બ્રાહ્મણોંને શૂદ્રોંકા ઉપનયન કરના બંદ કર દિયા ।

૫. ઉપનયન ન હોને સે શૂદ્રકા ચોથા વર્ણ બન ગયા ।

યહ સિદ્ધાંત મેરા મૌલિક હૈ ઔર પ્રચલિત સિદ્ધાંતકે વિરોધમેં હૈ । યદિ સમાલોચક સચ્ચા હૈ તો મુઝે આશા હૈ કિ મેરે મતકો માન લેગા । કમસે કમ યહ અવશ્ય કહેગા કિ યહ નયા દૃષ્ટિકોણ હૈ ।"[૩]

ડૉ. આંબેડકર અસ્પૃશ્યતાને ધ્યાનમાં રાખીને બીજો સંશોધનગ્રંથ 'અછૂત કૌન ઔર કૈસે' લખે છે. આ ગ્રંથનો મુખ્ય સૂર છે કે, બ્રાહ્મણો-ને બૌદ્ધધર્મ તરફ ઘૃણા હતી અને શૂદ્રો તરફ પણ ઘૃણા હતી. આ શૂદ્રો

બૌદ્ધધર્મ તરફ વળ્યા અને આ ઘૃણા બેવડી થઇ. ઉપરાંત શૂદ્રો ગો-માંસ ખાય છે તે કારણ દર્શાવીને તેઓને અછૂત બનાવી દીધા. "છિતરે હુએ આદમી હી અછૂત ક્યોં બને, ઇસકા મુખ્ય કારણ યહી થા કિ વે બૌદ્ધ તો થે હી, ઉસકે સાથ ઉન્હોંને અપની ગો-માંસ ખાનેકી આદત ભી નહીં છોડી થી। ઇસસે બ્રાહ્મણોંકો અપની નયી ગો-ભક્તિકો ઉસકી ચરમ-સીમા તક પહુંચાનેકા અતિરિક્ત અવસર મિલ ગયા। ઇસસે હમ પરિણામ પર પહુંચ સકતે હૈં કિ છિતરે હુએ આદમી બૌદ્ધ હોને કે કારણ ઘૃણાકે પાત્ર બને ઔર ગો-માંસાહારી હોનેકે કારણ અછૂતપનકે।"[૪]

"હમ કુછ વિશ્વાસકે સાથ કહ સકતે હૈં કિ અછૂતપન ઇ. સ. ૪૦૦કે આસપાસ કિસી સમય પૈદા હુઆ. યહ બૌદ્ધધર્મ ઔર બ્રાહ્મણધર્મકે સંઘર્ષમેંસે પૈદા હુઆ હૈ। ઇસ સંઘર્ષને ભારતકે ઇતિહાસકો પૂરી તરહ બદલ દિયા હૈ।"[૫]

અસ્પૃશ્યતાની શરૂઆત બૌદ્ધધર્મની પડતી પછી થયેલી જોવા મળે છે. બૌદ્ધધર્મની પડતી દશા બેઠી, એટલે હિંદુઓ બૌદ્ધધર્મીઓ પર સખત જુલમ કરવા લાગ્યા. તે સમયે બધા બૌદ્ધો પોતાનો ધર્મ છોડી દેવા તૈયાર ન હતા. એવા લોકોમાંથી કોઈ દેશ છોડીને જંગલો અને પહાડોમાં ભરાઈ ગયા. આજે પણ ઓરિસ્સાનાં જંગલોમાં એવા લોકોના બૌદ્ધ વંશજો વસે છે, જેઓ હિંદુઓના જુલ્મોથી ત્રાસી જઈને હિંદુ થવા અને હિંદુ સમાજમાં દાખલ થવા તૈયાર થયા. તેમાંના મોટા ભાગનાને બ્રાહ્મણોએ સમાજના છેક હલકામાં હલકી ન્યાતના ગણીને અસ્પૃશ્ય ઠરાવી દીધા.

"બંગાલની અસ્પૃશ્ય કોમો મોટે ભાગે વીસરાઈ ગયેલા બૌદ્ધ લોકોની ઓલાદ છે." – રાધાકમલ મુખોપાધ્યાય.[૬] "આપણા દેશમાં આપણે જેમને અડકતા નથી અથવા જેમના હાથનું પાણી આપણને ખપતું નથી તેવા લોકો એક વાર બૌદ્ધધર્મ પાળતા હતા, એટલા જ માટે તેમને અસ્પૃશ્ય ગણીએ છીએ. અગિયારમા સૈકામાં જ્યારે બંગાળામાં પાલ રાજાઓની હાક વાગતી હતી ત્યારે બૌદ્ધધર્મીઓનું જોર હતું. તે વખતે તેઓ આપણી સાથે મળી જવાની દરકાર કરતા ન હતા. તે વખતે તેઓ એટલા અક્કડ થઈને ફરતા હતા કે બ્રાહ્મણોને પોતાની પાસે ફરકવા દેતા નહીં." – મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી.[૭]

વર્ણવ્યવસ્થામાં જન્મને મહત્ત્વ અપાયું ને તેમાં શૂદ્ર વર્ણને નીચો ગણતા તેના અલગ કાયદાઓ બન્યા. તેઓનો વસવાટ ગામની બહાર થયો અને આ વર્ણવ્યવસ્થાની અવનતિમાંથી અનેક જાતિઓ જન્મી અને તેમાં પણ અછૂતતાના પ્રવેશે આભડછેટ વધુ દઢ બની. "ચંડાળોને ગામ બહાર રહેવું પડતું ને ગામમાં આવતાં લાકડાનો કકડો ઠોકીને તેના અવાજથી પોતાના આવ્યાની જાણ લોકોને કરવી પડતી. એ સ્થિતિનું વર્ણન ચીની યાત્રી ફાહિયાને ( ઈ. સ. ૪૦૫ થી ૪૧૧ ) કરેલું છે."[૮]

આભડછેટ, અસ્પૃશ્યતા શું હતી તેની આછી રૂપરેખા જોઈએ. આ અસ્પૃશ્ય જ્ઞાતિઓએ ગામની બહાર પૂર્વ દિશામાં વસવાટ કરવાનો, કારણ કે પવનની દિશા પૂર્વથી પશ્ચિમ તરફ ઓછી હોય છે. અસ્પૃશ્ય જ્ઞાતિ માટે "મનુસ્મૃતિ"માં જણાવ્યું છે તેમ ગામની બહાર રહેવાનું, મડદા ઉપરનાં વસ્ત્રો ને લોખંડનાં ઘરેણાં પહેરવાનાં ને મિલકત ઊભી કરી શકાય નહીં; એઠું-જૂઠું ખાવાનું; માંસાહારી પણ ખરા. અને તેમાં ધીમેધીમે અનેક નિયમો દાખલ થયા અને તેની હદ તો એ આવી કે અસ્પૃશ્યોથી ગામમાં રજા સિવાય આવી શકાય નહીં. તેનાં જાહેર સ્થળો કૂવા, મંદિર, ધર્મશાળામાં પ્રવેશ મેળવી શકાય નહીં. ગામમાં પ્રવેશવું હોય તો સવારે અને સાંજે આવી શકાય નહીં, કારણ કે તેમનો પડછાયો લંબાઈને કોઈ ઉપર પડે તો અભડાઈ જવાય. તેથી ભરબપોરે સૂર્ય માથા ઉપર હોય ત્યારે પડછાયો નાનો હોય ત્યારે જ ગામમાં આવી શકાય. તેમનાં પગલાં ઉપર બીજાનો પગ ન પડે એટલે કેડે ઝાંખરું બાંધવું, જેથી પગલાં રહે નહીં. ગામમાં આવે ને થૂંકવું પડે તો મોઢે કૂલડી બાંધી રાખવાની. માથામાં તેલ નાખી શકાય નહીં. સારાં કપડાં પહેરી શકાય નહીં. લગ્ન હોય તોપણ વરઘોડે બેસી શકાય નહીં. સુરવાલ પહેરે પણ તેમાં પગે વળ નાખી શકાય નહીં. સવર્ણ જ્ઞાતિઓ જે વેઠ( કામ ) સોંપે તે કરવી જ પડે. ગામમાં કોઈનું મૃત્યુ થાય તો આ અશુભ સમાચાર આપવા જવું જ પડે. અને નવાઈની વાત તો એ છે કે આટલી ટપાલ-વ્યવસ્થા હોવા છતાં સૌરાષ્ટ્રનાં ઘણાં ગામોમાં આજે પણ આ અશુભ સમાચાર લઈને હરિજને જવું પડે છે. આવા અનેક જુલમો, અત્યાચારો આ અસ્પૃશ્યો ઉપર સવર્ણ કોમે ગુજારેલ છે અને આજે આ આભડછેટ ગઈ છે તેમ તો નહીં કહી શકાય, માત્ર સ્વરૂપ બદલાયું છે.

આભડછેટ, અસ્પૃશ્યતા દૂર કરવાનું સૌથી પાયાનું કામ, સૌપ્રથમ, સંતોએ કર્યું છે. કબીર, નાનક, નરસિંહ જેવા સંતોએ પોતાનાં પદો

અને ઉપદેશો દ્વારા જ્ઞાતિઓ વચ્ચેનાં અંતર ઓછાં કર્યાં છે અને જે હરિજન સંતકવિઓ છે તેઓએ તો પદો અને નિજારપંથ દ્વારા જબરી તાકાત ઊભી કરી. પાટ-ઉપાસના, મંડપ કે કોઇ પણ ધાર્મિક વિધિ જે નિજારપંથની હોય ત્યાં આભડછેટ મનમાં પણ રહેતી નથી. આજે પણ જ્યાં આ પ્રમાણે ગતગંગાનો જમેલો હોય છે ત્યાં અસ્પૃશ્યતા હોતી નથી. આ ઉપાસનામાં સવર્ણો પણ સામેલ થઈ શકે છે અને અસ્પૃશ્યો વિના આ વિધિ પૂર્ણ થયેલો ગણાતો નથી. તે રીતે આ સંતપરંપરાએ આભડછેટ દૂર કરવામાં મહત્ત્વનું કાર્ય કર્યું છે.

ગુજરાતમાં બારમી સદીમાં સિદ્ધરાજ સોલંકીનું રાજ્ય ચાલતું હતું ત્યારે સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ તળાવ બંધાવ્યું. તેમાં ઓડણ જ્ઞાતિના મજૂરો કામ કરવા આવતા હતા. તેમાં જસમા ઓડણ સ્વરૂપવાન સ્ત્રી હતી. તેના તરફ રાજાએ કુદૃષ્ટિ કરેલી ત્યારે તેણે શાપ આપેલો કે તારા આ તળાવમાં પાણી થશે નહીં. તે પ્રમાણે સહસ્રલિંગ તળાવમાં પાણી થતું નહીં. આ શાપના નિવારણ માટે જ્યોતિષીઓએ જણાવ્યું કે જો કોઈ બત્રીશલક્ષણા પુરુષનું બલિદાન આપવામાં આવે તો પાણી થાય. તે વખતે પાટણમાં અસ્પૃશ્ય જ્ઞાતિનો "મેઘમાયો" બત્રીશલક્ષણો પુરુષ હતો. તેણે પ્રજાના હિતને ખાતર પોતાનું બલિદાન આપ્યું. "માયો નામનો ઢેઢ મરવા તૈયાર થયો. માયાએ પ્રાણત્યાગ કર્યો તેથી તળાવમાં પાણી રહેવા લાગ્યું. જાહેર સેવા ખાતર માયાએ ખુશીથી પ્રાણ આપ્યો. તેના બદલામાં રાજાએ ઢેઢ લોકોને કીમતી હકો આપ્યા."[૯] આ જે કીમતી હકો આપ્યા, તેમાં મેઘમાયાએ આ ઢેઢ – જ્ઞાતિને 'મોઢે થૂંકવા કૂલડી" ને "પગલાં ભૂંસવા રાખેલ ઝાંખરું" દૂર કરાવ્યાં, ત્યારથી રાજાએ રાજઆજ્ઞા દ્વારા આટલી આભડછેટ દૂર કરાવી.

આભડછેટ દૂર કરવામાં રાજસ્થાનના પોકરણગઢના રાજવી રામદેવ પીરે ધર્મના નેજા નીચે આ અછૂત જ્ઞાતિઓને સ્વીકારી મહત્ત્વનું કાર્ય કરેલ છે. રામદેવ પીર અછૂતોના નિજારપંથને સ્વીકારી તેનો મહાધર્મ તરીકે ફેલાવો કરે છે અને તેમાં આ અછૂત જ્ઞાતિઓ સાથે સવર્ણો એક ધર્મના નેજા નીચે આવે છે. નરસિંહ મહેતા અને અન્ય સંતોએ આભડછેટ દૂર કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. સમાજસુધારક તરીકે અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવામાં દયાનંદ સરસ્વતીના ફાળો પણ નોંધપાત્ર ગણાવી શકાય.

અસ્પૃશ્યતા હોવી ન જોઈએ તેને કાયદાનું સ્વરૂપ આપવા પાછળ દલિતોના તારણહાર ડૉ. ભીમરાવ આંબેડકરે પોતાનું જીવન ખર્ચી નાખ્યું. તેઓએ જણાવ્યું કે, "જાતિભેદકે વિનાશકે બિના સ્વરાજપ્રાપ્તિકા કોઈ મહત્ત્વ નહીં।" ડૉ. આંબેડકરના આંદોલનને કારણે અલગ મતદાન અને દલિતસ્થાનની માગણી કરવામાં આવી ત્યારે મહાત્મા ગાંધીએ ઐતિહાસિક ઉપવાસ કર્યા અને ત્યાર પછી અસ્પૃશ્યતા દૂર થવી જોઈએ તેમ રાજકીય નેતાઓ માને છે. મહાત્મા ગાંધીની વિચારપ્રણાલી તથા કલ્પનાને આધારે મુંબઈમાં કાવસજી જહાંગીર હોલમાં ૩૦મી સપ્ટેમ્બર, ૧૯૩૨ ના રોજ પં. માલવિયાજીના પ્રમુખપદે હિંદુઓની એક મોટી સભા થઈ. તેમાં અખિલ ભારતીય અસ્પૃશ્યતાનિવારણ સંઘ – All India Anti-untouchability League ની સ્થાપના થઈ. આ સંસ્થાના પ્રમુખ શ્રી જી. ડી. બિરલા અને માર્ગદર્શક મહાત્મા ગાંધી હતા. પૂના કરારના અનુસંધાને જ આ સંસ્થાનો જન્મ થયો હતો. 'અસ્પૃશ્ય સેવા સંઘ' એ સંસ્થાનું મહાત્મા ગાંધીએ આગળ જતાં નામાંતર કરીને તેને કાયમને માટે 'હરિજન સેવક સંઘ' નામ આપ્યું. આજે પણ આ સંસ્થા ચાલી રહી છે.

મહાત્મા ગાંધીના ઐતિહાસિક ઉપવાસ પ્રસંગે પંડિત માલવિયાજીના પ્રમુખપદે મુંબઈની જાહેર સભામાં હિંદુ કોમના આગેવાનોએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લીધેલી છે :

"હિંદુ સમાજમાં હવે પછી કોઈને પણ તેના જન્મને કારણે અસ્પૃશ્ય ગણવામાં નહિ આવે, અને જેમને અત્યાર સુધી અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે, તેમને જાહેર કૂવા, જાહેર શાળાઓ, જાહેર રસ્તા અને બીજી બધી જાહેર સંસ્થાઓ વાપરવાનો બીજા હિંદુઓ જેટલો જ હક રહેશે. આ હકને પહેલી તકે કાયદાની મંજૂરી આપવામાં આવશે. અને જો સ્વરાજ મળતાં સુધી એવી મંજૂરી નહિ મળી હોય તો સ્વરાજ પછીની પાર્લમેન્ટના સૌથી પહેલા કાયદામાંનો આ એક હશે.

વળી એમ પણ ઠરાવવામાં આવે છે કે અસ્પૃશ્ય ગણાતા વર્ગો ઉપર જે સામાજિક પ્રતિબંધો રૂઢિઓએ મૂકેલા છે તે બધા તેમજ મંદિર-પ્રવેશ વિષેનો પ્રતિબંધ વાજબી અને શાંતિમય એવાં તમામ સાધનો વાપરીને દૂર કરવાનો તમામ હિંદુ આગેવાનોનો ધર્મ રહેશે."[૧૦]

મહાત્મા ગાંધીએ અસ્પૃશ્યોની અનેક જ્ઞાતિઓ અને તેમની વચ્ચે પણ આભડછેટ આ બધાને એક કરવાની દૃષ્ટિએ 'હરિજન' શબ્દ આપ્યો. ગાંધીજી કહે છે કે અંત્યજ – અસ્પૃશ્ય જેવી ઉપમા કરતાં 'હરિજન' – Man of God આ શબ્દ મને મારા મિત્રે સૂચવ્યો હતો. 'હરિજન' – આ શબ્દ નરસિંહ મહેતા નામના મોટા સંતે ઉપયોગમાં આણ્યો હતો. અસ્પૃશ્ય એ આપણી તુલનાત્મક દૃષ્ટિએ જોતાં ખરેખર હરિજન છે – A man of God અને આપણે દુર્જન – A man of Evil છીએ.. અસ્પૃશ્ય સ્વયં કષ્ટ વેઠીને, સ્વયં પોતાના હાથ ગંદા કરીને આપણને સુખમાં રાખે છે, તોપણ આપણે તેમના ઉપર અન્યાય કરવામાં આનંદ માનીએ છીએ."[૧૧] ગાંધીજી આ 'હરિજન' નામકરણ કરવા તરફની પણ પોતાની દૃષ્ટિ જણાવતાં કહે છે કે, "નામાંતરથી પરિસ્થિતિમાં કંઈ ફેરબદલો થતો નથી, પરંતુ યથાયોગ્ય શબ્દનો પ્રયોગ કરવાથી શું હરકત છે ?"[૧૨]

'હરિજન' એટલે ઈશ્વરનો માણસ. જગતના સર્વ ધર્મમાં ઈશ્વરનું વર્ણન કરતાં મુખ્યત્વે તેને અસહાયનો બેલી, નિરાધારનો આધાર, નિર્બળના રામ – એવાં સંબોધનોથી સંબોધન કર્યું છે. જગતનો પ્રશ્ન બાજુએ મૂકીએ તો હિંદુસ્તાનમાં 'અસ્પૃશ્ય' કહેવાતા ચાર કરોડ અથવા તેથી પણ વધારે હિંદુઓ કરતાં અધિક અસહાય, નિરાધાર તથા ગરીબ લોક બીજા કોણ હોઈ શકે ? એટલા માટે કોઈ પણ સમાજને 'હરિજન' કહેવા યોગ્ય હોય તો તે સમાજ અનાથ, અસહાય તથા બહિષ્કૃત (અસ્પૃશ્ય) લોકોનો જ છે.

વર્તમાનની અસ્પૃશ્યતાથી સવર્ણ હિંદુઓ જ્યારે ખરા અંતઃકરણના નિશ્ચયથી મુક્ત થશે, ત્યારે આપણે બધા સવર્ણ હિંદુ લોકો હરિજન તરીકે ઓળખાઈશું, કારણ, ત્યારે જ આપણા ઉપર ઈશ્વરની કૃપા થશે, એવો મારો નમ્ર મત છે."[૧૩]–ગાંધીજી

અસ્પૃશ્ય જ્ઞાતિઓ માટે ગાંધીજીએ 'હરિજન' શબ્દ આપ્યો છતાં વાસ્તવમાં હરિજન નામની કોઈ એક જ્ઞાતિ નથી. આ અસ્પૃશ્ય જ્ઞાતિઓ પોતપોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. જ્ઞાતિવ્યવસ્થાના પાયામાં અલગ ધંધાઓ, ખાનપાનના નિયમો, પહેરવા–ઓઢવાના નિયમો, રહેઠાણના નિયમો, જ્ઞાતિમાં જ લગ્નસંબંધ, ધાર્મિક માન્યતાઓ

અને દરેક જ્ઞાતિનું સ્વતંત્ર સંચાલન કરનાર જ્ઞાતિપંચ પણ અસ્તિત્વ ધરાવે છે અને આ હરિજન જ્ઞાતિઓમાં પણ અસ્પૃશ્યતા રહેલી છે. આ સંશોધન–નિબંધમાં જે હરિજન ભક્તોની ચર્ચા કરેલ છે તે કોઈ એક જ્ઞાતિના નથી પણ જુદીજુદી અસ્પૃશ્ય જ્ઞાતિઓના છે.

હરિજનમાં વણકર, મેઘવાળ, ચમાર, હાડી, ભંગી જ્ઞાતિઓ મુખ્ય છે. આ જ્ઞાતિવ્યવસ્થાના કેન્દ્રમાં ધંધો રહેલો છે. વર્ણવ્યવસ્થામાં શૂદ્રો જે સેવાનું કાર્ય કરતા હતા તેમાં જુદાજુદા કામની વહેંચણી થવા લાગી. તેનાં અલગ જૂથો બન્યાં અને જ્ઞાતિવ્યવસ્થા જન્મી.

**વણકર :** જે લોકો કાપડ વણવાનું કાર્ય કરતા હતા તે વણકર કહેવાયા. આ યંત્રયુગ પહેલાં કાપડ વણવાનું કાર્ય હાથશાળ ઉપર થતું હતું અને પછાત જ્ઞાતિના લોકો આ કલામાં સિદ્ધહસ્ત બન્યા, જેથી તેઓ વણકરના નામથી ઓળખાયા. અંગ્રેજોના આગમને અને કાપડની મિલો થતાં વણકરનો ધંધો ભાંગી પડયો. આજે તો સૌરાષ્ટ્રમાં બહુ ઓછા લોકો આ ધંધો કરે છે. મોટા ભાગના વણકરો ખેત–મજૂરી કરવા લાગ્યા છે. સૌરાષ્ટ્રમાં પોરબંદરની આસપાસના વિસ્તારનાં ગામો બળેજ, રાતિયા, છાયા, સીંગરિયા, દિવાસા, વગેરે ગામોમાં ધાબળા, ગરમ શાલ અને કાપડ વણવાનું કામ વણકરો કરે છે.

**મેઘવાળ :** મેઘવાળ મેઘઋષિના વંશજો હોવાનું મનાય છે. બીજું કારણ મેઘધારુની કથામાં મળે છે. બલિરાજાના સમયમાં ભગવાને બલિરાજાને વચને બાંધેલા કે કોઈ રોટી, બેટી અને લંગોટી આપે તો રાજા-બલિનાં બંધન છૂટે, અને એ કાર્ય મેઘધારુએ કર્યું. પોતે વણકર હતા તેથી લંગોટીનું કાપડ આપ્યું. રોટી આપીને મેઘડી નામની કન્યા આપી. આથી બલિરાજાનાં બંધન છૂટયાં. એકલશૃંગીઋષિની શીંગડીમાં બાર મેઘ બાંધેલા હતા, એટલે કે તેની ઈચ્છાએ વરસાદ વરસતો. આ મેઘધારુએ રોટી, બેટી અને લંગોટી આપનાર પુરુષની ચરણરજ શૃંગીઋષિની શીંગડી-એ લગાડતાં બાર મેઘ છૂટા થયા તથી તે મેઘધારુ કહેવાયા. તેની પ્રચલિત પંક્તિ છે કે,

> "મેહ મેલે પણ મેઘવાળ ના મેલે, બારા દિવસ નો ખૂટે,
> સતીયો તમારા સતને કારણે રાજાબળિના બંધ છૂટે."[14]

આ મેઘધારુના વંશજ મેઘવાળ કહેવાય છે. ગુજરાતના રાજવી

સિદ્ધરાજે પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું ત્યારે જસમા ઓડણના શાપના નિવારણ માટે અસ્પૃશ્ય જ્ઞાતિના બત્રીશલક્ષણા પુરુષ મેઘમાયાએ બહુજનના હિતને ખાતર બલિદાન આપ્યું. આ મેઘમાયાના વંશજ તે મેઘવાળ. આ પ્રમાણે જુદાજુદા મતો જાણવા મળે છે. પરંતુ આ મેઘવાળ જ્ઞાતિ આજે ખેત-મજૂરી અથવા અન્ય મજૂરી સાથે સંકળાયેલ છે. આ મેઘવાળને ગાળના રૂપમાં ઢેઢ પણ કહેવામાં આવે છે.

**ચમાર :** જે લોકો મરેલાં ઢોરનું ચામડું રંગવાનું કાર્ય કરતા તે ચમાર કહેવાયા. આ જ્ઞાતિના લોકો ચામડાને પકવીને તેના ઉપર પોલિશ કરી વેચવાનો ધંધો કરે છે. આ શબ્દ પણ ધંધા સાથે જ સંકળાયેલો છે.

**હાડી :** હાડી શબ્દ હડ્ડી – હાડકું ઉપરથી બનેલો છે. જે જ્ઞાતિ મૃત પશુનાં હાડકાં એકત્ર કરી વેચવાનું કાર્ય કરે છે તે હાડી કહેવાયા. હાડી લોકો ચમારનું કામ, શરણાઈ કે ઢોલ વગાડવાનું કામ પણ કરે છે. વર્તમાન સમયમાં આ જ્ઞાતિના લોકો મજૂરી કરતા પણ જોવા મળે છે.

**ભંગી :** ભંગી માટે 'રૂખી' શબ્દ વપરાય છે. ઋષિ – ઋખિ – રૂખી આ પ્રમાણે તે શબ્દ બન્યો છે તેમ આ જ્ઞાતિના લોકો માને છે. તેથી તેઓ પોતાની જાતને ભંગી નહીં પણ 'રૂખી'ના નામથી ઓળખાવે છે. ભંગી જ્ઞાતિ મેલું ઉપાડવાનું કાર્ય કરે છે. સફાઇનું કામ તેઓનું છે. આજે પણ તેઓ શહેરોમાં જાજરૂ, મુતરડી, ગટર, રસ્તાઓ સાફ કરવાનું કાર્ય કરે છે. આ જ્ઞાતિ અસ્પૃશ્યોમાં પણ અસ્પૃશ્ય 'ઢેઢના ઢેઢ ભંગી' ગણાય છે. ભંગી લોકો ઢોલ વગાડવાનું કામ પણ કરે છે. સ્મશાનમાં મૃતદેહ ઉપર નાખેલ કપડું આ જ્ઞાતિનું ગણાય છે.

**ગરૂમાતંગ :** હરિજન સમાજમાં બારમતી સંપ્રદાય ચાલે છે. તેમાં નિજારપંથની પાટ-ઉપાસનાને બદલે બારમતી ભરવામાં આવે છે. ગણેશને ઉપાસ્ય દેવ ગણે છે આ સંપ્રદાયના સંચાલકો ગરમાતંગના નામથી ઓળખાય છે. તેઓ ભવિષ્યકથન – 'આગમવાણી' બોલે છે. તેને 'ડાડાના વેદ' પણ કહેવામાં આવે છે. આ જ્ઞાતિનું મૂળ માતંગદેવ સુધી જાય છે. "આજથી બારસો વર્ષ પહેલાં સિંધના વિદ્વાન બ્રાહ્મણ પાસે જ્યોતિષવિદ્યાનાં અમૂલ્ય પુસ્તકો હતાં. તેને ચાર દીકરાઓ હતા. તેમાંથી નાનો દીકરો આ પુસ્તકો લઈને હરિજન મેઘવાળના ઘરમાં આવ્યો. તેની પાછળ તેના ત્રણ ભાઇઓ પડયા. પણ જ્યારે તે હરિજન મેઘવાળને

ઘેર આવ્યો ત્યારે તેનો જીવ બચાવવા મેઘવાળે પોતાની યુવાન પુત્રી સાથે સુવડાવી દીધો અને કહ્યું કે, 'મારાં દીકરી–જમાઇ સૂતાં છે.' આ રીતે બ્રાહ્મણ બચી જાય છે. પણ તેને નછૂટકે આ મેઘવાળ છોકરી સાથે લગ્ન કરી રહેવું પડયું. આ બ્રાહ્મણને હરિજન સમાજે દેવ તરીકે સ્વીકાર્યો. તેની સ્ત્રીને બાળક અવતરવાનો સમય થયો ત્યારે તેણે જ્યોતિષવિદ્યાથી જાણ્યું કે જો એક ઘડી પછી બાળકનો પ્રસવ થાય તો એ બાળક જગતમાં નામ કાઢશે. આ વિચારથી તેણે પ્રસવનો સમય લંબાવવા તેની પત્નીના પેટ પર મજબૂત તંગ બાંધી દીધો. બરાબર પળ આવી ત્યારે એ તંગ છોડીને પુત્રનો જન્મ કરાવ્યો. માતાના પેટ પર તંગ બાંધેલો હોવાથી આ બાળક 'માતંગ' કહેવાયો."[૧૫] આ માતંગદેવના વંશજો ગરમાતંગ તરીકે ઓળખાયા અને આજે આ જ્ઞાતિ હરિજન સમાજમાં 'આગમવાણી' બોલીને ભિક્ષા દ્વારા ભરણપોષણ કરે છે.

ઉપર્યુક્ત મુખ્ય જ્ઞાતિઓ ઉપરાંત આ દરેક જ્ઞાતિને તેની સમાજ-વ્યવસ્થા પ્રમાણે તેની વંશાવળી રાખનાર બારોટ – ગઢવી હોય છે. તેના સમાજના જન્મ, લગ્ન, મૃત્યુ પ્રસંગોએ ક્રિયાકાંડ કરનાર બ્રાહ્મણ હોય છે. આ બ્રાહ્મણો બે જાતના હોય છે. જે બ્રાહ્મણ ક્રિયાકાંડ કરે તેને ગામોટ કહેવામાં આવે છે અને જે બ્રાહ્મણ માત્ર દેવ તરીકે પૂજાય છે તેને ગોર કહેવામાં આવે છે. સવર્ણ સમાજ આ હરિજનોના બ્રાહ્મણોને 'ઢેઢ–ગરોળા' તરીકે ઓળખે છે. આ સમાજમાં ભિક્ષાવૃત્તિ કરનાર બાવા હોય છે. ગિરનારમાં જગ્યાઓ સ્થાપી માનવસેવા કરનાર સાધુ અને નાથબાવાજી તરીકે ઓળખાય છે. ગુરુબોધ આપી, પાટ–ઉપાસના કરાવનાર અને ભજનોના ગાયક સાધુબાવા કહેવાય છે. આ રીતે સવર્ણ જ્ઞાતિઓની માફક આ હરિજન જ્ઞાતિઓને પોતાના બ્રાહ્મણ, બાવાજી, બારોટ, ગર, ગામોટ, તૂરી, બાવા, સાધુ હોય છે અને આ દરેક સ્વતંત્ર જ્ઞાતિઓની રીતે જુદાંજુદાં રીતરિવાજો, માન્યતાઓ અને ધાર્મિક નિયમો ધરાવે છે.

હરિજનના નામથી ઓળખાતી ઉપર્યુક્ત જ્ઞાતિઓ પોતપોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે અને તેમાં પણ અંદરોઅંદર અસ્પૃશ્યતા જોવા મળે છે. દા. ત. વણકર ચમાર, હાડી અનેભંગીથી આભડછેટ રાખે છે ચમાર એ હાડી અને ભંગીથી આભડછેટ રાખે છે. હાડી એ ભંગીથી આભડછેટ રાખે છે. આ દરેક જ્ઞાતિ વચ્ચે લગ્ન અને ખાનપાનના સંબંધો નથી. વણકર, મેઘવાળ અને ચમાર એ ત્રણ જ્ઞાતિઓ લગ્ન અને ખાનપાનમાં એકબીજા

સાથે જોડાયેલી છે અને કેટલીક જગાએ સ્વતંત્ર ભેદ પણ રહ્યા નથી. ભંગી જ્ઞાતિ વધુ અસ્પૃશ્ય રહી ગઇ છે. તેમ છતાં આ અસ્પૃશ્ય પછાત જ્ઞાતિઓ જે હરિજનના નામથી ઓળખાય છે, તેનો ધર્મ નિજારપંથ છે, જે રામદેવ પીરની ઉપાસના સાથે જોડાયેલો છે. સામાજિક રીતરિવાજો, ખાનપાન, લગ્ન, મૃત્યુ, જન્મસમયની ક્રિયામાં ઘણું સામ્ય હોવાથી આ અસ્પૃશ્ય જ્ઞાતિઓ મૂળભૂત રીતે એકસરખું સમાજજીવન જીવે છે.

આ અસ્પૃશ્ય પછાત જ્ઞાતિઓમાં પરમાર, સોલંકી, ચૌહાણ, ચૂડાસમા, ગોહિલ, રાવલિયા, વાળા, મકવાણા, ચાવડા, રાઠોડ વગેરે અટકો જોવા મળે છે. આ બધી અટકો રજપૂત જ્ઞાતિની છે. વળી, પછાત જ્ઞાતિની વંશાવળી રાખનાર બારોટના ચોપડાઓમાં હરિજનો મૂળ રજપૂત હોવાનું જણાવાયું છે. ભાટ-બારોટ જણાવે છે કે જુદાંજુદાં કારણોને લીધે આ રજપૂતો પછાત જ્ઞાતિમાં જોડાઈ ગયા છે. પરશુરામ જ્યારે આ ધરતીને નક્ષત્રિય કરવા ફરશી લઇને ક્ષત્રિયોનો નાશ કરવા લાગ્યા ત્યારે કેટલાક રજપૂતો આ પછાત જ્ઞાતિઓનો આશરો લઈ તેમાં જોડાઈ ગયા ને તેમની અટકો તેની તે રહી. બીજું કારણ એ જણાવવામાં આવે છે કે મુસ્લિમ ધર્મઝનૂનથી અને યુદ્ધોથી રક્ષણ મેળવવા કેટલાક રજપૂતો આ પછાત જ્ઞાતિઓમાં જઈને રહ્યા. ત્રીજું કારણ એ આપવામાં આવે છે કે કેટલાક રજપૂતોએ પછાત જ્ઞાતિની સૌંદર્યશીલ સ્ત્રીઓ સાથે ગેરસંબંધો રાખ્યા અને તેમના જ્ઞાતિ-સમાજે તેમને જ્ઞાતિબહાર મૂકયા ત્યારે તેઓ આ પછાત જ્ઞાતિમાં સ્થિર થઇ રહ્યા. ચોથું કારણ એ આપવામાં આવે છે કે રજપૂત રાજા જે અટકનો હોય તે તેના રાજ્યની પછાત જ્ઞાતિઓ – વસવાયાઓને લાગુ પડતી. આમ, જુદાંજુદાં કારણો અપાય છે. ડૉ. આંબેડકરના સંશોધન-નિબંધમાં અગાઉ દર્શાવ્યા અનુસાર શૂદ્રો મૂળ સૂર્યવંશી ક્ષત્રિયો હતા અને બ્રાહ્મણોએ તેમનો યજ્ઞોપવીતનો અધિકાર છીનવી લેતાં તેઓ અછૂત બન્યા. ક્ષત્રિય અટકો પણ આ રીતે આનુવંશિક છે અને ડૉ. આંબેડકરના મતનું સમર્થન કરે છે.

આ અસ્પૃશ્ય પછાત જ્ઞાતિઓનો પરિચય એટલા માટે અહીં આપ્યો છે કે આપણો વિષય 'સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓ' છે અને તેમાં આ સંતકવિઓ હરિજન-સમાજની જુદીજુદી જ્ઞાતિઓમાંથી આવે છે. જેમને વિશે અહીં નિરૂપણ કર્યું છે તે ભક્તકવિઓ આ પ્રમાણે જ્ઞાતિઓના હતા :

| | | | |
|---|---|---|---|
| ૧. | ત્રિકમસાહેબ | – ગરોળા | ( હરિજન બ્રાહ્મણ ) |
| ૨ | ભીમસાહેબ | – ,, | ,, ,, |
| ૩. | નથુરામ | – ,, | ,, ,, |
| ૪. | લક્ષ્મીસાહેબ | – ,, | ,, ,, |
| ૫. | દાસી જીવણ | – ચમાર | |
| ૫. | અક્કલદાસ | – ગેડિયા–બ્રાહ્મણ | |
| ૬. | દાસ વાઘો | – ભંગી | |
| ૮. | બાળકસાહેબ | – મેઘવાળ | |
| ૯. | પીઠો ભગત | – વણકર | |
| ૧૦. | મેઘ જીવો | – વણકર | |
| ૧૧ | રૂખી રામદાસજી | – ભંગી | |
| ૧૨. | ખીમડિયો કોટવાળ | – વણકર | |
| ૧૩. | કરમણ ભગત | – વણકર | |
| ૧૪. | અરજણદાસ | – વણકર | |
| ૧૫. | કાળો ભગત | – વણકર | |
| ૧૬. | રોહીદાસ | – ચમાર | |
| ૧૭. | રત્નીબાઈ | – વણકર | |
| ૧૮. | દાસ હમીરો | – ભંગી | |
| ૧૯. | માણંદ ભગત | – વણકર | |
| ૨૦. | હીરસાગર | – વણકર | |
| ૨૧. | ઉગારામ | – મેઘવાળ | |

આ હરિજન ભક્તકવિઓ જુદીજુદી અસ્પૃશ્ય જ્ઞાતિઓના હોવા છતાં તેઓના ધર્મ, ઉપદેશ અને માન્યતાઓ, આર્થિક સ્થિતિ, વસવાટો એક જ પ્રકારનાં જોવા મળે છે. આ હરિજન–સમાજના સામાજિક જીવન પર પણ આછો દૃષ્ટિપાત કરીએ, કારણ કે મોટા ભાગના હરિજન ભક્તકવિઓએ પોતાની આ પછાત જ્ઞાતિના ઉત્કર્ષ માટે પોતાનાં પદોમાં ઉપદેશ આપ્યો છે. આ પદોમાં તત્કાલીન સમાજજીવન, સમાજમાંની બદીઓને દૂર કરવા ઉપદેશ અપાયેલો છે. પદોનું વિવેચન કરતાં સમાજ-જીવનને આપેલ ઉપદેશની સ્વતંત્ર મુદ્રા તરીકે ચર્ચા કરેલ છે તે દૃષ્ટિએ આ હરિજન ભક્તકવિઓનાં પદો દ્વારા એક મહત્ત્વનો ઉદ્દેશ સમાજ-સુધારણા જોવા મળે છે.

**સમાજજીવન :** સમાજદર્શનનો સાદો અર્થ થાય છે સમાજમાં ચાલતાં સામાજિક રીતરિવાજો તેમજ નીતિનિયમો અને આચારવિચારનો ખ્યાલ. સરખી પરિસ્થિતિ કે સમાન વાતાવરણમાં રહેતા મોટા ભાગના લોકોની જરૂરિયાતો સમાન હોય છે. હરિજન ભક્તકવિઓ જે સમાજ સાથે સંકળાયેલા છે તેના અલગ વસવાટને વણકરવાસ, ચમારવાસ, ભંગીવાસ, હાડીવાસ તરીકે ઓળખવામાં આવે છે.

**કુટુંબજીવન :** વણકર અને ચમારના કામમાં સંયુક્ત કુટુંબ હોય તે જરૂરી છે, કારણ કે આ વર્ગમાં અનેક કાર્યો ઉપલબ્ધ હોય છે જે સંયુક્ત કુટુંબ સહેલાઈથી કરી શકે છે. સમાજજીવન અને ધંધો-રોજગાર બદલાતાં, શિક્ષણને કારણે નોકરી મળતાં સંયુક્ત કુટુંબ ભાંગી વિભક્ત કુટુંબો થયાં છે. છતાં ધાર્મિક, સામાજિક વિધિઓ સંયુક્ત કુટુંબો મળીને પૂરી કરે છે. વૃદ્ધ માતાપિતા પ્રત્યેની ફરજો પાળવામાં આવે છે. બહુ ઓછાં કુટુંબો એવાં હોય છે કે જેમાં વિભક્ત કુટુંબને કારણે માતાપિતા આધાર વગરનાં બની જાય. આ પછાત જ્ઞાતિઓમાં ખેતમજૂરી કે મજૂરી કરનાર અથવા તો સફાઈકામ કરનાર પોતાનાં લગ્ન પછી એકાદ વર્ષમાં પોતાનું સ્વતંત્ર કુટુંબ વસાવે છે.

**ખોરાક :** હરિજન-સમાજની ગરીબ સ્થિતિ હોવાને કારણે તેને અપૂરતો અને હલકો ખોરાક મળે છે. બે ટંક પૂરતો ખોરાક મળી રહે એવાં બહુ ઓછાં કુટુંબો છે. ખેતમજૂરો સાથે જુવાર કે બાજરીના રોટલા અથવા ઘઉંની રોટલી લઈ જાય છે. સારો ખેડૂત હોય તો શાક, છાશ આપે છે અને સાંજે દાળ કે શાક સાથે રોટલા જમી લેતાં હોય છે. સફાઈ-કામદારો જે મહોલ્લામાં સફાઈ કરતા હોય ત્યાંથી કેટલાંક કુટુંબો તેમને વધેલું કે નકામું જમવાનું આપતાં હોય છે. આ પછાત જ્ઞાતિઓ માંસાહારી છે. ચમાર, હાડી અને ભંગી જ્ઞાતિમાં મરેલાં ઢોરનું માંસ ખાવામાં આવે છે. મેઘવાળ કે વણકર જ્ઞાતિમાં પણ કેટલાંક કુટુંબો મરેલાં ઢોરનું માંસ ખાય છે. પરંતુ શિક્ષણ અને સંસ્કારિતા વધતાં મરેલાં ઢોરનું માંસ ખાવાનું ઓછું થતું જાય છે અને મરેલાં ઢોર ઢસરડવાનું પણ આજના નવયુવાનો કરતા નથી. ધંધા સાથે જે ચમારો સંકળાયેલા છે તે આ ધંધો કરે છે. તહેવારોના દિવસે મિષ્ટાન્ન બનાવે છે અને તેમાં લાપશી, માલપૂડા, ઘઉંના લોટની ઢાકળી, ભાત મુખ્ય હોય છે. આ સમાજનાં જે સુખી કુટુંબો છે તેમને જ ‘ ઘી ’ ખાવા મળે છે. બાકી મોટા ભાગનાં કુટુંબો

મગફળીનું તેલ ખાતાં હોય છે.

પોશાક : સામાન્ય રીતે પુરુષો સુરવાલ અને પહેરણ પહેરે છે. માથા ઉપર ટોપી કે પાઘડી બાંધે છે. સ્ત્રીઓ પેરણું, કાપડું અને માથે ઓઢણું ઓઢે છે. કુંવારી કન્યાઓ ચણિયો, પોલકું અને ઓઢણી ઓઢે છે. આ પોશાકમાં એક બાબતની સ્પષ્ટતા જરૂરી છે કે આ પછાત જ્ઞાતિ જે ગામમાં રહેતી હોય તે ગામના સવર્ણો મેર, આહિર, રબારી, ગરાસિયા, પટેલ જે હોય તેના પોષાકનું અનુકરણ કરે છે. પોશાકમાં આજે સુધરતા સમાજમાં પુરુષોમાં પેન્ટ કે લેંઘો અને બુશશર્ટ કે પહેરણ જોવા મળે છે. તેમ સ્ત્રીઓ ચણિયો, બ્લાઉઝ તથા સાડી પહેરે છે. ભણેલો વર્ગ તો આધુનિક અવનવી ફેશન સાથે તાલ મિલાવવા પ્રયત્નશીલ બની તે પ્રકારનાં કપડાં પહેરે છે. છતાં આ હરિજન-સમાજમાં એવાં અનેક કુટુંબો છે કે જેમને અંગ ઢાંકવા પૂરતાં એક જોડ કપડાં પણ નથી હોતાં. નાહીને બદલવા બીજું કપડું પણ નથી હોતું અને નાનાં છોકરાં તો મોટે ભાગે નગ્ન રહીને મોટાં થાય છે.

રહેઠાણ : તેમનાં રહેઠાણ કાચાં અને દેશી નળિયાનાં બનાવેલાં હોય છે. બહુ ઓછાં કુટુંબોને પથ્થર અને પરદેશી નળિયાનાં મકાનો હોય છે. મકાનમાં એક રૂમ અને તેની સાથે સંકળાયેલી ઓસરી હોય છે. ઘરમાં મોટા ભાગનાં વાસણો એલ્યુમિનિયમ અને પિત્તળનાં કે કાંસાનાં હોય છે, પરંતુ તેમની સંખ્યા જૂજ હોય છે. ખાટલા, ગોદડાં જરૂરિયાતથી ઓછાં હોય છે. ઘરમાં અન્ય ઘરવખરી સામાન્ય પ્રકારની જોવા મળે છે. આખો દિવસ મજૂરી કે પેટિયું મેળવવામાં જતો હોવાથી ઘરની કોઈ વ્યવસ્થા જાળવી શકાતી નથી. આ રીતે રહેઠાણની અપૂરતી સગવડ જોવા મળે છે. જે કુટુંબ ખેતી કે નોકરી કરે છે તેઓને સારી સગવડ હોય છે.

સામાજિક રીતરિવાજો અને ક્રિયાઓ : અન્ય સમાજોની સરખામણીમાં હરિજન-સમાજનાં રીતરિવાજોમાં કેટલાક ફેરફારો જોવા મળે છે. આર્થિક સ્થિતિને કારણે પણ ઘણાં રીતરિવાજો જુદાં પડતાં જોવા મળે છે. આ સમાજની સ્ત્રીઓ માસિક ધર્મ દરમિયાન ખાસ નિયમો પાળતી નથી. તેઓ રસોઈ કરે છે, મજૂરીએ જાય છે, ઘરનું કામકાજ કરે છે.

જન્મ : પ્રથમ સીમંતના પ્રસંગે સાતમે માસે સીમંતનો પ્રસંગ ઊજવાય છે તેને 'ખોળો ભરવા'ના નામથી ઓળખવામાં આવે છે. આ

પ્રસંગે પિયર-પક્ષની બે સ્ત્રીઓ આવે છે. સાથે સ્થિતિ પ્રમાણે નવાં કપડાં લઈ આવે છે. શુકન તરીકે મગ અને સાકર લાવે છે. બીજી કોઈ ખાસ વિધિ થતી નથી. આ સ્ત્રીઓ પોતાની દીકરીને પ્રથમ સુવાવડ પિયર જ કરાવે છે. આર્થિક પરિસ્થિતિ નબળી હોવાને કારણે ગર્ભવતી સ્ત્રીઓ સુવાવડના છેલ્લા દિવસો સુધી મજૂરી કરે છે. સુવાવડ મોટે ભાગે સુયાણી પાસે કરાવે છે. બાળકના જન્મ પછી છઠ્ઠા દિવસે છઠ્ઠી કરવામાં આવે છે. તે દિવસે પ્રસૂતા સ્ત્રી સ્નાન કરી પોતાના બાળકને ખોળામાં લઈ પૂર્વ દિશા તરફ મુખ રાખી બેસે છે. પીપળાનાં પાન સામે મૂકવામાં આવે છે. આ વિશે એવી માન્યતા છે કે આ પાન ઉપર વિધાતા વિધિના લેખ લખે છે. તે સમયે આડોશપાડોશની સ્ત્રીઓ જે અનાજ ઘરમાં હોય તે લાવીને આ સ્ત્રી પાસે મૂકે છે ને બાળકના હાથમાં યથાશક્તિ પૈસા મૂકે છે. આ રીતે આ સ્ત્રી અને બાળકને વધાવે છે. બાળકની જે ફઈબા હોય તે પુત્રજન્મ વખતે 'કુયારું' લઈને આવે છે. તેમાં બાળક માટે એક જોડ કપડાં, રૂમાલ અને ગળામાં પહેરવાનો ચાંદીનો વેલો (ચાંદીનો જાડો તાર) લાવે છે. (આજે આ વેલો આપવાનો રિવાજ જૂજ કુટુંબમાં જોવા મળે છે.) આ વેલો આપવા પાછળની દૃષ્ટિ એ છે કે ભાઈનો વંશ અમર રહે અને વધે. ફઈબા આ કુયારું કરે તેના બદલામાં પુત્રનો પિતા બહેનને યથાશક્તિ કપડાં કે વાસણ લઈ આપે છે. બાળકના જન્મ પછી સવા માસે હરિજન જ્ઞાતિના બ્રાહ્મણ નામકરણ-વિધિ કરવા આવે છે. ત્યારે બાળકને માતા ખોળામાં લઈને બેસે છે. બ્રાહ્મણ જન્મસમય પ્રમાણે રાશિ કાઢીને નામે પસંદ કરીને તે બાળકને નામનો ચાંદલો કરે છે. આ બ્રાહ્મણને યથાશક્તિ દાન આપી ખુશ કરવામાં આવે છે. ચૌલકર્મ કુળદેવ પાસે કરવામાં આવે છે. પુત્રી કરતાં પુત્રના જન્મને વધુ આવકાર મળે છે.

લગ્ન : હરિજન-સમાજમાં બાળલગ્નપ્રથા હતી, પરંતુ સરકારી કાયદાઓને કારણે બાળલગ્નપ્રથા ઉપર કાબૂ આવ્યો છે. છતાં પણ કેટલીક જગ્યાએ નાની ઉંમરે લગ્ન થતાં જોવા મળે છે. નાનપણમાં લગ્ન થવા પાછળ-ની દૃષ્ટિ એ છે કે છોકરીએ મજૂરીએ જવું પડે છે. ભંગીની દીકરીએ સફાઈ કરવા જવું પડે છે. તેમાં બેઆબરૂ થતાં પહેલાં લગ્ન કરવાં જરૂરી જણાતાં નાનપણમાં લગ્ન થાય છે. લગ્નમાં સામસામે બન્ને કુટુંબને અનુકૂળ હોય તે પ્રમાણે સર્વસંમતિથી લગ્ન નક્કી કરવામાં આવે છે. લગ્નમાં દીકરીનાં નાણાં લેવામાં આવે છે. આ નાણાંમાંથી દીકરીનાં ઘરેણાં અને જાનનો ભોજનખર્ચ

કરવામાં આવે છે. લગ્નના બે દિવસ કે એક દિવસ પહેલાં મંડપારોપણ કરવામાં આવે છે. તેમાં ગણેશની સ્થાપના કરી, ઘીનો દીવો પ્રગટાવી, તેની પાસે લગ્ન કરનાર દીકરા કે દીકરીને બેસાડવામાં આવે છે. તેની બાજુમાં 'તર' (વણકર કાપડ વણે તે જે લાકડામાં વીંટાતું હોય તે લાકડું) રાખવામાં આવે છે. ઘરના આંગણામાં વાંસના લાકડાના ચાર ભાગ કરી તેમાં મીંઢોળ બાંધીને રોપવામાં આવે છે. સાથે પીપળાનાં પાંચ પાન રાખવામાં આવે છે. એક મીંઢોળ લગ્ન થનાર વ્યક્તિને જમણે હાથે બાંધવામાં આવે છે તે પછી પીઠી લગાડવામાં આવે છે.

પહેલાં જાન રાત્રિરોકાણ કરતી હતી. આજે તો વહેલી સવારે જાન આવે ને સાંજે લગ્ન કરી ચાલી જાય છે. જાનનું સ્વાગત કન્યાની નાની બહેન સામૈયું (માથા ઉપર મોતીની ઈંઢોણી, કળશની ઉપર નાળિયેર) લઈને કરે છે. સામૈયાનું નાળિયેર જાનપક્ષને આપવામાં આવે છે અને જાનપક્ષનાં સામે બીજું નાળિયેર આપે છે. ત્યાર પછી વરરાજાને સાસુ "પૂખે" છે ત્યાર પછી વરકન્યાનાં વિધિસર લગ્ન થાય છે. સવર્ણ સમાજ કરતાં વિધિ ટૂંકી હોય છે. કેટલીક જગ્યાએ ફૂલહાર-વિધિથી લગ્ન થતાં જોવા મળે છે. હાડી-જ્ઞાતિમાં કન્યાપક્ષે રૂપિયા ઓછા લેવામાં આવે છે. ભંગી-જ્ઞાતિમાં જાનપક્ષવાળા પોતાનું ભોજન સાથે લઈને જાય છે. આ દરેક પછાત જ્ઞાતિમાં છૂટાછેડા, પુનર્લગ્નનો રિવાજ છે.

મૃત્યુ : નબળી આર્થિક સ્થિતિને કારણે મૃતદેહને અગ્નિદાહ આપવામાં આવતો નથી, ભૂમિદાહ આપવામાં આવે છે. મૃત્યુ પામનારના મુખમાં તુલસીનું પાન, ગંગાજળ હોય તો ગંગાજળ, ચાંદી કે ત્રાંબાનો સિક્કો મૂકવામાં આવે છે. સ્ત્રીઓ પ્રથમ વિસામો હોય ત્યાંથી પાછી ફરી સ્નાન કરે છે. હરિજન સંતોમાં 'સમાધિ' જોવા મળે છે. આ સમાધિ વિશે અલગ વિધિ તરીકે આગળના પ્રકરણમાં વિગતે નિરૂપણ છે.

ઉત્સવો : દિવાળી, બેસતું વર્ષ, હુતાસણી, ગણેશચોથ, બળેવ, નાગપંચમી, શીતળાસાતમ, જન્માષ્ટમી, નવરાત્રિ વગેરે તહેવારો જે રીતે સવર્ણ સમાજ ઊજવે છે તે જ રીતે પોતાની આર્થિક સ્થિતિ ધ્યાનમાં રાખીને હરિજન સમાજ પણ ઊજવે છે. આ તહેવારો ઉપરાંત હરિજન-સમાજમાં પોતાનો ખાસ ઉત્સવ રામદેવ પીરનો 'સમાધિ દિવસ' (ભાદરવા સુદી અગિયારશ) ખાસ ધામધૂમથી ઊજવવામાં આવે છે.

હરિજન-સમાજના આરાધ્યદેવ રામદેવ પીર ગણાય છે. આભડછેટ દૂર કરવામાં અને નિજારપંથને વધુ સમાજલક્ષી બનાવી હરિજન સમાજની ધર્મશ્રદ્ધા કેળવવામાં તેનું પ્રદાન અનન્ય છે. રામદેવ પીર રાજસ્થાનના પોકરણગઢના તુવર-વંશના રજપૂત રાજવી હતા. તેઓનો જન્મ વિ. સં. ૧૪૬૧ અને મૃત્યુતિથિ સમાધિ દિવસ વિ. સં. ૧૫૧૫ના ભાદરવા સુદ અગિયારશ છે. આ દિવસે હરિજન-સમાજનાં ભાઇ-બહેનો વાજતેગાજતે રામદેવ પીરના મંદિરે જઈને નેજા (ધજા) ચડાવે છે. નાળિયેર, ઘઉંની રોટલી, ગોળ, ઘીનો નૈવેદ્ય કરીને પ્રસાદ વહેંચે છે.

મંડપ : હરિજન-સમાજમાં મંડપનો ઉત્સવ અતિ આનંદનો અને મહત્ત્વનો છે. તેના ધર્મ સાથે આ ધાર્મિક વિધિ સંકળાયેલી છે. મંડપ આજે તો મેળાનું રૂપ બની ગયો છે. પરંતુ આ એક પવિત્ર ધાર્મિક વિધિ છે, જેનું વિગતે નિરૂપણ આગળનાં પ્રકરણોમાં કર્યું છે.

પાટ-ઉપાસના : હરિજન-સમાજમાં ધાર્મિક વિધિ તરીકે પાટ-ઉપાસનાનું અનેરું મહત્ત્વ જોવા મળે છે. અજવાળી બીજ, અગિયારશ અને પૂનમના દિવસે આ પાટ-ઉપાસના કરવામાં આવે છે. હરિજન-સમાજ માટે આ આનંદનો અને ઉત્સવનો પ્રસંગ છે, જેની વિગતે ચર્ચા આગળના પ્રકરણમાં કરી છે.

બાધા, વહેમ અને કુળદેવ : હરિજન-સમાજમાં ધાર્મિક અંધ-શ્રદ્ધાઓ અને વહેમો વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. તેમાં અનેક પ્રકારનાં દેવદેવીઓની ઉપાસના થાય છે. રામદેવ પીર, ગણેશ, હનુમાનજીની ઉપાસના સવિશેષ છે. કુળદેવ તરીકે અજયપાળ (યજેપાળ) દેવની ઉપાસના કરવામાં આવે છે. કુળદેવી તરીકે જુદાંજુદાં કુળોમાં જુદીજુદી કુળદેવીઓ છે, જેમાં મુખ્ય ખોડિયાર, ચામુંડા, મેલડી, કાળકા, મમાઈ-માતા વગેરે જોવા મળે છે. કુળમાં જેની અવગતિ થયેલ માનવામાં આવે તેવા પુરુષને 'સૂરાપૂરા' અને સ્ત્રીને 'સિકોતર' તરીકે પૂજવામાં આવે છે, અને નૈવેદ્ય ચડાવવામાં આવે છે. વીર, ભૈરવ, પાંચ આખડિયો, એકવીસ મખો, અઢી આખડિયો, કાળકા વગેરે મેલી ઉપાસના કે ચોટ-મૂઠ સાથે માન્યતા ધરાવતા દેવોને નૈવેદ્ય ધરવામાં આવે છે. આ મેલા દેવોને જીવ-ભોગ તરીકે 'બકરા'ને વધેરવામાં આવે છે. આજે આ રિવાજ લુપ્તપ્રાય હાલતમાં જોવા મળે છે. પોતાના કુળમાં અકસ્માત્, સાપ કરડવાથી, પાણીમાં ડૂબવાથી, આપઘાત કરવાથી જે મૃત્યુ થાય તેને સૂરાપૂરા કે સિકોતર તરીકે સ્થાપવામાં આવે

છે. સૂરાપૂરાની પથ્થરની મૂર્તિ બનાવવામાં આવે છે અને સિકોતરની નાળિયેર ઉપર ચૂંદડી રાખવામાં આવે છે. સૂરાપૂરાને નાળિયેર અને સિકોતરને ચોખાનું નૈવેદ્ય ધરવામાં આવે છે. હરિજન-સમાજમાં ભૂતપ્રેતની માન્યતા છે. તેઓ ચોટ-મૂઠમાં માને છે. આજે શિક્ષણ વધતાં અને સમાજજીવન બદલાતાં નવયુવાનોમાં આવી માન્યતા ઓછી જોવા મળે છે.

મઢ : મેલા દેવો એટલે કે સૂરાપૂરા, સિકોતર તથા ચોટ-મૂઠ સાથે સંકળાયેલા દેવોનું મંદિર નહીં પણ મઢ હોય છે. દરેકના કુળ પ્રમાણે જુદાજુદા દેવો હોય છે અને તેના અલગઅલગ મઢ હોય છે. આ દેવો પથ્થરના, લાકડાના કે નાળિયેરના બનાવેલા હોય છે. આ મઢ મોટે ભાગે ભૂવાના ઘરમાં રાખવામાં આવે છે. ભૂવો ન હોય તો અન્ય કોઇના ઘરમાં પણ રાખી શકાય છે. ભૂવો સવારસાંજ મઢમાં ધૂપદીપ પ્રગટાવે છે. કાળી ચૌદશને દિવસે નૈવેદ્ય ચડાવવામાં આવે છે. અંધશ્રદ્ધા ધરાવનાર ઉપર ભૂવાનું વર્ચસ્વ ઘણું હોય છે. જંતરમંતર, દોરાધાગા, માદળિયું બાંધવું, દાણા જોવડાવવા, મેલી ક્રિયામણો કરાવવી વગેરે ભૂવાનાં કામો હોય છે. આજે હરિજન-સમાજમાં અને શહેરી તથા શિક્ષિત સમાજમાં અંધશ્રદ્ધા અને ભૂવાનું વર્ચસ્વ ઓછું થતું જાય છે.

આર્થિક જીવન : હરિજન-સમાજની આર્થિક સ્થિતિ ઘણી નબળી અને દયાજનક છે. મોટા ભાગનાં કુટુંબોને ખોરાક, પોશાક અને રહેઠાણ જેવી પાયાની જીવન-જરૂરિયાતનીયે સગવડ નથી હોતી. રાત-દિવસ મહેનત-મજૂરી કરવા છતાં કુટુંબ મોટું અને મજૂરીનો દર ઓછો તથા બીમારી, કુરિવાજો અને વ્યસનોને કારણે બે ટંક પૂરતું જમવા નુંયે મળતું નથી હોતું. જ્યારે કુટુંબમાં મૃત્યુ, અસાધ્ય બીમારી, લગ્ન કે અન્ય સામાજિક ખર્ચ આવી પડે છે ત્યારે તે મુશ્કેલીમાં મુકાઇ જાય છે અને વ્યાજે નાણાં મેળવી કામ આટોપે છે. પછી તેની જિંદગી આ નાણાંનું વ્યાજ ભરવામાં જ પૂરી થાય છે.

હરિજન-સમાજમાં વણકરીનો ધંધો નામશેષ થઈ ગયો છે. આજના નિત્યનવા કાપડ સામે આ હસ્તઉદ્યોગ ટકી શક્યો નથી. ચમારના ધંધા તરફ દિવસે-દિવસે સૂગ આવતી જાય છે. નવી પેઢીના યુવાનો આ ધંધાથી દૂર રહે છે. તેથી આ ચર્મઉદ્યોગ નબળી હાલતમાં છે. સુધરેલી પદ્ધતિથી ચર્મઉદ્યોગ બહુ ઓછાં કુટુંબો કરે છે. ભંગી-જ્ઞાતિ મોટે ભાગે મ્યુનિસિપાલિટીમાં સફાઈ-કામદાર તરીકે નોકરી કરે છે. આ

જ્ઞાતિમાં વ્યસનો અને મોટે ભાગે કેફી વ્યસનોને કારણે આર્થિક સ્થિતિ નબળી જ રહેવા પામી છે.

હરિજન-સમાજનો મોટો વર્ગ ખેતમજૂરી કરી ગુજરાન ચલાવે છે. તેમાં ખેડૂતો સાથે તેમનું જીવનધોરણ જોડાયેલું છે. મોંઘવારીના દરની સાથે મજૂરીનો દર વધેલ નથી તેથી તેઓની સ્થિતિ નબળી રહી છે. પડતર સરકારી જમીન જ્ઞાતિવાદ અને સરપંચના મનસ્વી વર્તનને કારણે તેમને સાથણીમાં મળતી નથી. જે જમીન મળી છે તે બિન-ઉત્પાદક છે. શહેરોમાં બાંધકામ અને કારખાનામાં જે લોકો મજૂરી કરે છે તેઓ શહેરી ખર્ચાઓમાં ગરીબ જ રહે છે. "મજૂર બાંધકામ સહકારી મંડળી" સાથે જે લોકો સંકળાયેલા છે તેઓની સ્થિતિ સારી છે. નોકરિયાત-વર્ગ અને કોન્ટ્રાક્ટરો થોડા સુખી ગણાવી શકાય. એકંદરે હરિજન સમાજનું આર્થિક જીવન નબળું ગણાવી શકાય.

આવા પછાત, અછૂત, કંગાલ સમાજમાં જન્મીને હરિજન ભક્ત-કવિઓએ જે રહસ્યમય અને ઉદાત્ત પદોનું સર્જન કર્યું છે તે તેમની અનેરી સિદ્ધિ છે.

## સંદર્ભ-નોંધ


૧. "હિંદુધર્મ" : ડૉ. રાધાકૃષ્ણન્, અનુ. ચંદ્રશંકર પ્રા. શુકલ : પૃ. ૬૨
૨. એજન : પૃ. ૧૩૦
૩. "શૂદ્રોંકી ખોજ" : ડૉ. આમ્બેડકર : પૃ. ગ
૪. "અછૂત કોન ઔર કૈસે ?" : ડૉ. આમ્બેડકર (અનુ. ભદન્ત આનંદ) : પૃ. ૯૫
૫. એજન : પૃ. ૧૮૪
૬. "મહાભારત – મંજરી" : પંડિત બંકિમચંદ્રજી : "અસ્પૃશ્ય જાતિઓ" એ પ્રકરણમાંથી
૭. એજન
૮. "હિંદુધર્મ" : ડૉ. રાધાકૃષ્ણન્ (અનુ. ચંદ્રશંકર શુકલ) : પૃ. ૧૩૨
૯. "વડોદરા રાજ્યનો ઈતિહાસ" : પૃ. ૨૩
૧૦. "અછૂત કોણ ?" : શ્રી પુરાતન લલિત બૂચ : મુખપૃષ્ઠ નં. ૪
૧૧. "યંગ ઈન્ડિયા" : તા. ૬-૮-૧૯૨૧
૧૨. "હરિજનબંધુ" : તા. ૧૧-૨-૧૯૩૩
૧૩. "રિમુઅલ ઓફ અનટચેબિલિટી" : મો. ક. ગાંધી : પૃ. ૩૫
૧૪. "મેઘ-માહાત્મ્ય" : જીવણનાથ : પૃ. ૧૭
૧૫. "કચ્છના સંતો" : દુલેરાય કારાણી : પૃ. ૯૩

## ૨

# હરિજન ધર્મશ્રદ્ધા અને નિજારપંથ

## નિજારપંથ

સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓના અભ્યાસને આધારે કહી શકાય કે આ સંતકવિઓ સાથે નિજારપંથ અને તેની ધાર્મિક વિધિઓ સંકળાયેલી છે. આ ભક્તકવિઓના જીવનપ્રસંગો અને તેમનાં કવન, કર્મ અને પદોમાંથી નિજારપંથ અને તેની સાથે સંકળાયેલ પાટપૂજા, મંડપ અને સમાધિ લીધાનાં પ્રમાણો નીચેની વિગતે આપી શકાય છે.

સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓમાં સમયની દૃષ્ટિએ પ્રથમ સ્થાન ખીમરા કોટવાળનું છે. તેમાં "કોટવાળ" એ તેની અટક નહીં પણ તેના કામનું વિશેષણ છે. નિજારપંથમાં પાટ ભરવામાં આવે છે. તેના જે રક્ષક હોય તેને કોટવાળ કહેવામાં આવે છે. આ કોટવાળ થવા માટે કેટલીક લાયકાતો હોવી જોઈએ, જે વિગતે "પાટપૂજા" પ્રકરણમાં આપેલ છે. ત રીતે ખીમરો એ પાટનો રક્ષક – કોટવાળ હતો. તે ઉપરાંત ખીમરા કોટવાળનાં પદોમાં જણાવ્યું છે તેમ નુગરા માણસનો છેડો અડવાથી તેની પત્ની ડાળલદેને સમાધિ લેવી પડી હતી. આ સમાધિ પૂર્વે ગઢદેલડી–(મોરબી)ના રાજવી રાવત રણશીને નિજારપંથી બનાવવામાં આવ્યો હતો.

"મળ્યા વરણ અઢાર, ધણીનો જુમૈયો ત્યાં રચાવિયો હોજી,
બીજ દન થાવરવાર, ખીમરે રણશીને પરમોદિયો હોજી."[1]

અહીં નુગરા, સમાધિ, ગતગંગા, જુમૈયો, શનિવારને બીજ – એ બધી સંજ્ઞાઓ બીજધર્મ એટલે કે નિજારપંથ સાથે સંકળાયેલી છે. ડાળલદેએ જીવતાં સમાધિ લીધી ત્યારે આ ધર્મના માર્ગી સંતોને વાયક (નિમંત્રણ) આપીને બોલાવ્યા હતા. તેમની હાજરીમાં રણશી રાવતને નિજારપંથના કાંકણ બાંધ્યા હતા. આ 'વાયક' અને 'કાંકણ' સંજ્ઞાઓ પણ નિજારપંથ સાથે સંકળાયેલી છે.

બીજા ભક્તકવિ ત્રિકમસાહેબ એક પદમાં જણાવે છે :

"રાણી રૂપાંદે જે દી પાટ પધાર્યાં,
જામો રચ્યો 'તો જ્યારે,
સુવર્ણ-ફૂલડે છાબ ભરાણી તે દી,
કાન દીધેલ કિરતાર રે."

અહીં 'પાટ' અને 'જામો' સંજ્ઞાઓ નિજારપંથ સાથે સંકળાયેલી છે. ત્રિકમસાહેબના શિષ્ય ભીમસાહેબના જીવનનો પ્રસંગ છે કે બીજ-પાટનો વાયક એક જ દિવસે ચાર ગામથી – ઘૂઘવા, વિજરખી, જાંબુડા અને બાણુગારથી આવ્યો, તેમાં ભીમસાહેબ ચારેચાર ગામ હાજર હતા. આ દર્શન દાસી જીવણને થતાં તેઓ તેમના શિષ્ય બન્યા. તો અહીં 'પાટ', 'વાયક' એ સંજ્ઞા નિજારપંથની છે. ભીમસાહેબે દાસી જીવણને શિષ્ય બનાવ્યા ત્યારે પાટની સાક્ષીમાં ગુરુમંત્ર આપ્યો હતો. આ ધર્મની માન્યતા પ્રમાણે ગુરુમંત્ર પાટની સાક્ષીએ જ અપાય છે. દાસી જીવણને નિજારપંથના 'વીસાપાટ'નો વાયક હોવાથી ત્યાં ગયા હતા. તે વખતે પણ પાટને કાંઠે ધર્મના નામે કેટલોક અનાચાર થતો જોયો. સ્વાર્થી ગુરુઓમાં વાસનાઓનું પાશવી રૂપ જોવા મળ્યું ત્યારે નીચેનું પદ તેઓ બોલ્યા હતા :

"આમ કાં કરો, તમે આમ કાં કરો?
આવડા એંકાર્યા તમે ફૂલ્યા શું કરો?"

અહીં સ્પષ્ટ થાય છે કે દાસી જીવણ નિજારપંથ સાથે સંકળાયેલા છે, કારણ કે નિજારપંથી સિવાય કોઈને વાયક મળે નહીં અને એ પાટનાં દર્શન પણ કરાવે નહીં. દાસી જીવણ 'વહાલાં રે સંતને જયજય સીતારામ' એમ બોલતાં – બોલતાં 'સમાધિ' લે છે. પાળિયાદમાં વીસામણ ભગતે મંડપ કર્યો ત્યારે તેમનામાં મંડપ કર્યાનું અભિમાન દેખાયું, ત્યારે રચેલ એક પદમાં દાસી જીવણે ગાયું :

"એક દાડે જાવું એક દાડે આવો મોંઘામૂલો,
મનખ્યો મેલીને જાવું એક દાડે."

દાસી જીવણમાં નિજારપંથ, પાટ, મંડપ અને 'સમાધિ' જોઈ શકાય છે.

બાળકસાહેબે વિક્રમ સંવત ૧૯૩૮ના ચૈત્ર વદી નોમ ને રવિવારે મંડપ કર્યો હતો અને રાજકોટના પોલિટિકલ એજન્ટ ટુ ધી ગવર્નર

જનરલ સાહેબની હાજરીમાં જીવતાં સમાધિ લીધી હતી. તેમના શિષ્ય પીઠા ભગતે એક પદમાં ગાયું છે. :

"મોટો થઇને મંડપ કર્યો, ધ્યાન ધણીનું તું ધર્યો નહીં,
કોટો આણી ધૂપ કરવા બેઠો, ધૂપ ધણીને ચડયો નહીં."

સંત મેઘ જીવા પણ બીજધર્મને વરેલા હતા. તેઓ ફટાણા, મોઢવાળા, વિસાવાળા અને કછળી એમ ચાર ગામના ચાર પાટનો વાયક સ્વીકારીને ત્યાં ગયાનું જાણવા મળે છે. તેઓના એક પદમાં ઉલ્લેખ છે કે,

"આદિપુરુષ પાટે પધારિયા તો નિજિયાધરમનાં નીમ લીધાં."

રૂખી રામદાસ પણ તેમના પદમાં ગાય છે કે,

"એજી ગુરુજી મહાચંડી રૂખી મહારાજ,
શંકરનો પરમોદ પાયો રે,
પછી ધરતીનું બાંધ્યું લઇને ધરણ,
તે દી બીજધર્મ થાપ્યો રે."

અરજણદાસ કહે છે કે,

"રોટી પરમારથ રખના, મહાધર્મ સદાય વર્તના."

ઉપરનાં પ્રમાણોને આધારે કહી શકાય કે હરિજન સંત અને ભક્તકવિઓ નિજારપંથને વરેલા હતા, એટલું જ નહીં, તેઓના સમકાલીન, પૂર્વકાલીન તેમજ અન્ય જ્ઞાતિના સંતો અને ભક્તો પણ નિજારપંથને વરેલા હતા. આ નિજારપંથના પાટે અઢારે વરણ કોઇપણ જાતના ભેદભાવ કે આભડછેટ વગર મળે છે. જ્યાં પાટ હોય છે ત્યાં કોઈપણ જાતની આભડછેટ જોવા મળતી નથી. અન્ય સંતોનાં કેટલાંક ઉદાહરણ જોઈએ તો–

સંત મૂળદાસ કહે છે કે,

"શિવ ને શક્તિ મળી ધરમ ચલાવ્યો રે જી,
ત્યારે ઉમિયાજી પાટ પધાર્યાં રે જી."

સંત રવિદાસ કહે છે કે,

"ક્રોડ તેત્રીસ દેવતા રે દરશણને કારણે રે જી,
બીજધર્મને નિતનિત ધારે હાં,
એવા નિજારને પંથે રે ચાલો તમે નિર્મળા રે જી."

સંત ગણુપત કહે છે કે,

"ધૂનો ધરમ લ્યો જાણી
મારા સંતો જૂનો ધરમ લ્યો જાણી રે."

સંત જેસલપીર કહે છે કે,

"નર રે મળ્યા હરિના નિજિયા પંથી,
એજી મળ્યા મને સાંસતીઓ સધીર રે હાં...
મૂવાં રે તોરલને સજીવન કર્યાં,
એમ બોલ્યા જેસલપીર રે હાં."

ગંગાસતી કહે છે કે,

"સતગુરુ–ચરણમાં શીશ નમાવે,
ત્યારે પૂરણ નિજારી કે'વાય."

સતી તોરલ કહે છે કે,

"પ્રેમના પાટ પ્રેમના થાટ, ઝળહળ જ્યોતુંના ઝળળાટ,
આગળ નમણું જ્યાં થાય આવોને જેસલરાય.
મનની માંડવિયું રોપાય, તન કેરા પડદા બંધાય,
જતિસતી મળી ભેળાં થાય, સતિયુંના પંજા જ્યાં મેળાય.
આવોને જેસલરાય."[૨]

ઉપર્યુક્ત પંક્તિઓમાં પણ નિજારપંથનાં દર્શન થાય છે. નિજારપંથમાં શિવપાર્વતી અને અનેક દેવો તથા રાજવીઓ અને સંત–ભક્તો તથા નવનાથ સિદ્ધચોર્યાશી પણ સંકળાયેલા છે.

સૌરાષ્ટ્રના હરિજન સંત અને ભક્તકવિઓની વાણી સમજવા માટે તેમની વાણીમાંની કેટલીક સંજ્ઞાઓના અર્થો અને વિગતો જાણવાં જરૂરી છે. આ માટે નિજારપંથ, પાટપૂજા, મંડપ, સમાધિ અને તેની સાથે સંકળાયેલ વિધિ અને અન્ય સંજ્ઞાઓ ઓળખી લઈએ.

**નિજારપંથ એટલે શું ?** : નિજારપંથનાં અન્ય નામો અને તેના અર્થો સમજી લેવાથી નિજારપંથનો મર્મ સમજવો વધુ સહેલો બની જશે. નિજારપંથને મહાધર્મ, આદિધર્મ, મહામાર્ગ, સનાતન ધર્મ, ધૂનો ધર્મ વગેરે નામોથી ઓળખવામાં આવે છે.

" જી રે લાખા આદિ અનાદિનો ધર્મ છે જૂનો હોજી,
માર્ગ મુક્તિનો એ છે રે હાં." – સતી લોયણ

આ ધર્મ અનાદિકાળથી ચાલ્યો આવે છે અને સૌથી મોટો ધર્મ છે, એમ શ્રદ્ધાથી માનવામાં આવ્યું છે. આ ધર્મને 'ધૂનો ધરમ' પણ કહે છે.

" ધૂનો ધરમ એ... આબાદ રાખી બોલજો રે જી.
એના ઘેરા ઘેરા ગુણ ગંભીર,
અગમને અગોચર એ... વાતું વીરા, આધિયું રે જી."[3]

આ ધર્મને સનાતન ધર્મ તરીકે પણ ઓળખવામાં આવે છે. સનાતન એટલે શાશ્વત. જે પરાપૂર્વથી ચાલ્યો આવે છે, જે પહેલાં હતો, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં પણ રહેશે, તેવો સનાતન ધર્મ એટલે નિજારપંથ એમ આ અનુયાયીઓ માને છે. સનાતન ધર્મ કહેવા પાછળની આ ધર્મને વરેલા સંતોની ભાવના અને શ્રદ્ધા એવી છે કે, આ સનાતન ધર્મ આદિદેવ શિવનો પ્રબોધેલો છે ને અનાદિ અને અનંત છે. સૃષ્ટિની ઉત્પત્તિથી સૃષ્ટિના પ્રલય સુધી આ ધર્મ રહેલો છે. સૃષ્ટિના પ્રલય પછી જ્યારે નવસર્જન થાય ત્યારે પણ આ ધર્મ કોઈ ને કોઈ સ્વરૂપમાં પ્રગટ થતો રહેશે, તેમ આ ધર્મને વરેલા સંતો પણ સનાતન, અમર બની જાય છે એવી શ્રદ્ધા છે.

નિજારપંથને બીજધર્મ તરીકે પણ ઓળખવામાં આવે છે. નિજારપંથમાં પાટપૂજા છે અને આ પાટ અજવાળી બીજના દિવસે ભરવામાં આવતો હોય છે. અજવાળી બીજ એ અંધકારમાંથી પ્રકાશ તરફની ગતિ છે. આ માર્ગ દ્વારા અજ્ઞાનરૂપી અંધકાર છેદાઇ જાય છે અને જીવનમાં જ્ઞાનનો પ્રકાશ જાગ્રત થાય છે. પછી ધીમેધીમે તે દિવ્ય બને છે. આ માટે ગુરુ દ્વારા બીજમંત્ર પણ આપવામાં આવે છે:

" વાસનાઉં તો મરી ગઇ, તો તો જીવન મુક્ત કેવાય,
ઇ તો કાળ – કરાળને ગળી ગિયા, દેવતા દરશને જાય રે હાં,
બીજધર્મ મહા કઠિન છે હાં."

" વૈદિક માન્યતા મુજબ આમ નવજન્મ પામેલો મનુષ્ય જ ખરો દ્વિજ બને છે. દ્વિજનું જ રૂપાંતર બીજ છે. મહાધર્મમાં વાસનાઓને, વાસનાઓની જડ સમા " માંયલા "ને, અહંને મારી નવો જન્મ મેળવવાનું વિશેષ મહત્ત્વ છે અને તેથી એ બીજધર્મ કહેવાય છે."[5]

નિજારપંથને 'નિજાર' એટલા માટે કહેવામાં આવે છે કે, આ ધર્મનો સૌથી પાયાનો ગુણ એ નિજારીપણું છે. 'જાર' એટલે પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર, વ્યભિચારી. 'નિજારી' એટલે અવ્યભિચારી. આ બાબતને મહત્ત્વ એટલા માટે આપ્યું કે આ ધર્મ જતિસતીનો છે. તેમાં સ્ત્રી અને પુરુષે સાથે રહેવાનું છે. માનસિક સ્ખલન પણ થવું ન જોઈએ. વળી 'જાર'નો અર્થ સંતોએ વિશાળ અર્થમાં લીધો છે. કોઈપણ પ્રકારની વાસના ન રહે તેનું નામ 'નિજારી.'

" બીજ ધરમ મહા કઠિન છે હાં
    એવો સતિયુંનો ધરમ સોહામણો.
જેણે-તેણે જીરવ્યો ન જાય,
    અજર પિયાલો હળાહળ ભર્યો.
મણિ રેવે સરપ ઝેરની પાસ,
    વિષ તો લેશ તે લોપે નહિ."[૬]

નિજારપંથનો બ્રહ્માંડસર્જન વિશેનો ખ્યાલ : નિજારપંથ સૃષ્ટિના સર્જનની સાથે જ અસ્તિત્વમાં આવ્યો તેમ આ પંથીઓ માને છે. નિજારપંથી રૂખી રામદાસ બ્રહ્માંડની ઉત્પત્તિ વિશે તેઓના પદમાં જણાવે છે કે:

" એ જી ગુરુજી અસંખ્ય જુગમાં નો'તો આધાર પચાસ ક્રોડમાં પાણી રે,
તે દી તુરીજન હતા નિરાકાર એ, તેમાંથી શક્તિ દરસાણી રે,
એ જી ગુરુજી શક્તિએ કર્યો સમાગમ નિરંજને વચન દીધાં રે,
પછી ઉમૈયાને વધ્યો રે ઉમેદ, ત્રણ દેવ પેદા કીધા રે.
એ જી ગુરુજી મહાચંડી રૂખી મહારાજ શંકરનો પરમોદ પાયો રે,
પછી ધરતીનું બાંધ્યું લઈને ધરણ તે દી બીજધર્મ થાપ્યો રે."

દેવાયત પંડિત જણાવે છે કે,

" નો'તા રે મેરુ ને નો'તી મેદની,
નો'તા જે દી ધરતી ને આકાશ રે હાં....
ચાંદો ને સૂરજ જે દી દોહ નો'તા
ધણી મારો તે દી આપોઆપ રે હાં."

સંત મૂળદાસ જણાવે છે કે,

" પંડયને વરમંડમાં જ્યારે વાણી નો'તી ત્યારે
નભમેં બુંદ નવ ઝરતાં રે જી.

બ્રહ્મા ને વિષ્ણુ, મહેશ્વર નો'તા રે,
ત્યારે આપોઆપ અકરતા જી રે જી."

જ્યારે પિંડ ને બ્રહ્માંડમાં વાણી ન હતી, આકાશમાં ચંદ્ર, સૂર્ય ને તારામંડળ ન હતાં, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ ન હતા, ત્યારે સ્વયંભૂ નિરંજન નિરાકાર પ્રભુ હતા અને તેમણે આ બ્રહ્માંડનું સર્જન કર્યું. તે માટે સૌરાષ્ટ્રમાં કબીરસાહેબના નામે નીચેનું ભજન ગવાય છે:

"પેલે-પેલે શબ્દે હુવા રણુંકારા,
ત્યાંથી રે ઊપન્યા જમી-અસમાના.
બીજે શબ્દે હુવા અહંકારા,
ત્યાંથી રે ઊપજ્યા નૂરીજન ન્યારે.
ત્રીજે શબ્દે ત્રણ નર દેવા,
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર જેવા.
ચોથે-ચોથે શબ્દે સુરતા ધારી,
ત્યાંથી રે ઊપની કન્યા રે કુંવારી.
કોણ પુરુષ ને કોણ ઘર-નારી?
આદ-અનાદથી હમ-તમ દોનું
હમ પુરુષ ને તમ ઘર-નારી."[૭]

"બ્રહ્માંડની ઉત્પત્તિ શબ્દ વડે થઈ છે. પ્રથમ શબ્દે રણકાર થયો અને તેમાંથી જમીન-આસમાન પેદા થયાં. બીજો શબ્દ 'ઓહમ્' થયો ને તેમાંથી નૂરીજન ઉત્પન્ન થયાં. ત્રીજા શબ્દે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશનું સર્જન થયું. ચોથા શબ્દથી કુંવારી કન્યા જન્મે છે. આ કન્યા પૂછે છે કે 'હું કોની નારી છું?' ત્યારે જવાબ મળે છે કે આપણે તો અનાદિ-કાળથી સાથે જ છીએ અને હું નર ને તું નારી છે."[૮]

નિજારપંથીઓનું માનવું છે કે, સ્વયંભૂ નિરંજનદેવને લીલા કરવાની ઈચ્છા થઈ અને તેમણે નાભિમાંથી શક્તિનું (સ્ત્રી) સર્જન કર્યું. આ શક્તિ નિરંજનદેવને પૂછે છે, "પ્રભુ, શી આજ્ઞા?" તેને આજ્ઞા થઈ કે તે માનવ ઉત્પન્ન કરી, ધરતી ઉપર ધર્મની સ્થાપના કરે. આ શક્તિએ પ્રથમ વચને પ્રથમ પુરુષ બ્રહ્માને પેદા કર્યા. બ્રહ્મા સાથે લગ્ન કરી શક્તિ ધરતીની રચના કરી, માનવ સર્જન કરવાનું કહે છે. પરંતુ બ્રહ્મા કહે

છે કે મારું સર્જન કર્યું એટલે આપ મારી માતા છો. શક્તિ તો ખિજાયાં ને બ્રહ્માને બાળીને ભસ્મ કરી નાખ્યા. તે પછી શક્તિએ વિષ્ણુને વચનથી પેદા કર્યા. વિષ્ણુ શક્તિ સામે આવી વંદન કરીને ઊભા રહ્યા. શક્તિએ જણાવ્યું કે આપણે સ્રીપુરુષ મળીને માનવસર્જન કરી સૃષ્ટિનું નિર્માણ કરીએ. ત્યારે વિષ્ણુ બ્રહ્માની માફક કહે છે કે આપે મારું સર્જન કર્યું છે, એટલે આપ માતા છો, તેથી તે શકય નથી. એટલે શક્તિએ વિષ્ણુને બાળી નાખ્યા. પછી ત્રીજા વચનથી શંકરને પેદા કર્યા શંકરને શક્તિએ પોતાનો હેતુ જણાવ્યો ત્યારે શંકરે શક્તિ સામે એક શરત કરી કે તમે ઈકોતેર વખત બળીને ફરી સર્જન પામો, પછી લગ્ન કરી સંસાર ચલાવીએ. કેટલાક સાધુઓ માળામાં ઇકોતેર મણકાની માળા પહેરે છે તે આ અર્થમાં. મહાધર્મ માટે એક અર્થઘટન એ પણ કરવામાં આવે છે કે મહાદેવે "મા"ને વરીને આ ધર્મ ચલાવ્યો, એટલે "મા"ધર્મ – મહાધર્મ. શંકર ભગવાને પણ ઇકોતેર વખત બળીને ઈકોતેર વખત મૂંડમાળા ગળામાં નાખીને કહ્યું કે હું "મા"ને વરું છું તેથી હવે મારું નામ "મા"–દેવ – 'મહાદેવ' અને શક્તિ બળીને પા ભાગ રહ્યાં એટલે પાર્વતી કહેવાયાં. મહાદેવ અને પાર્વતીની આ વ્યુત્પત્તિઓ લોક–વ્યુત્પત્તિઓ છે અને તેની સાથે સંકળાયેલી આ કથાઓ લોકકથાઓ છે, તે ધર્મ વિશેની ઊંડી લોકશ્રદ્ધા દર્શાવે છે.

**નિજારપંથની ઉત્પત્તિ :** નિજારપંથની ઉત્પત્તિ વિશે કેટલાંક પદો રચાયેલાં જોવા મળે છે અને કેટલાંક પદોમાં તેનો ઉલ્લેખ થયેલો છે. આ નિજારપંથની ઉત્પત્તિ માટેનું પ્રચલિત પદ નીચે મુજબનું છે :

"સતી રે ઉમૈયા દેવી શિવજીને પૂછે રે જી :
નિજિયાધરમ એવું શું છે હાં !
એ જી શિવજી મહાભગતિનાં મૂળ અમને બતાવો રે જી
ઉમૈયાને આશ્રમે મુનિ નારદ પધાર્યા રે જી,
એનાં સતીએ સનમાન બહુ કીધાં હાં.
રૂંઢ રે માળનાં જયારે પરસન પૂછયા રે જી,
એવો ઉપદેશ નારદે બતાવ્યો હાં – સતી રે૦
એ જી શિવજી ! મહા – ભગતીનાં મૂળ અમને બતાવો રે જી.
નીકર મારે મન આવે ન ઈતબારા હાં !

એ જી શિવજી! અખંડાનંદ તો તમે કેવરાણાજી
અમારે નિત રે મરણુ અવતારા હાં – સતી રે૦

એ જી સતી! તમે રે અસ્રીને અંગ અબળાનાં રે જી,
તમને મહામંત્ર કેમ કરી આપુ હાં!

સતી રે! અજર પિયાલા તમને નો જરે રે જી,
તમને કુબેર ભંડારી થાપું હાં – સતી રે૦

શિવજી! જાહ્નવી ગંગા તમે જટામાં રાખો રે જી
અને બાળ કેવા બ્રહ્મચારી હાં!

શિવજી! હરખ ને શોક તમે અમને આપ્યો રે જી,
તમને નાર મળી છે નિજારી રે હાં – સતી રે૦

એ જી દેવી! તમારા પિતાનું શીષ તમે ખેધાવ્યું રે જી,
તે દી દોષ હૈને અમને દીધો હાં!

સતી! અજિયા – સુતનાં મસ્તક લૈ ને રે જી,
તે દી અમે દક્ષ પરજાપત બેઠો કીધો હાં – સતી રે૦

એ જી દેવી! સતી રે સીતાનાં આગળ રૂપ રે ધરી ને જી,
તે દી રામચંદ્રજીને નવ જાણ્યા હાં.

સતી! ચૌદ બ્રહ્માંડના નાથ કે'વરાણા જી,
એને તમે મનુષ્ય બરાબર જાણ્યા હાં – સતી રે૦

શિવજી! આપો ભગતિ, નીકર સૃષ્ટિ ઉથાપું રે જી,
જગત કરું ધૂંધૂકારા હાં,

શિવજી! એક રે ઘડીમાં ચૌદ બ્રહ્માંડ પ્રજાળું એ જી
પછી શું કરે સરજનહારા હાં – સતી રે૦

બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર જેવા રે જી,
દેવીનાં વચન સુણીને વિચાર્યા રે હાં!

મહામંત્ર ઉમૈયા દેવીને આપ્યો રે જી,
નીકર મોત વિનાના માર્યા – હાં સતી રે૦

હરોહર જેવા આગળ હાથ જોડીને રે જી
દેવીને ભગતિનો ભેદ સુણાવ્યો હાં,

મહામંત્ર ઉમૈયા દેવીને આપ્યો રે જી
એનો ગુણ રાજા ધરમે ગાયો હાં – સતી રે૦

મહાધર્મ અને મહામંત્રના જાણકાર સૌપ્રથમ શંકર હતા. આ ભક્તિના માર્ગનો ખુદ પાર્વતીજીને પણ ખ્યાલ ન હતો. એક વખત નારદજી ઉમૈયાને ત્યાં પધાર્યા અને આ ભેદની વાત કહી, એટલે પાર્વતીજી હઠ લે છે કે, "હે શિવજી, તમે તો અખંડાનંદ અને કાયમ જન્મમરણથી મુક્ત છો, તો એ મહામંત્ર અમને આપો." ત્યારે શિવજીએ કહ્યું કે "તમે અબળા છો, આ અજર – અમર પ્યાલો પચે તેવો નથી. વળી, દેવી, તમે તો આગલે જન્મે તમારા પિતા દક્ષ પ્રજાપતિનું મસ્તક મારે હાથે કપાવ્યું. તમે રામની સામે સીતાજીનું રૂપ ધરીને ગયાં અને રામને કેવળ માનવ સમજી બેઠાં. તમારે માટે આ નિજારપંથ પાળવો ઘણો અઘરો છે. એ [illegible]" પરંતુ પાર્વતીજીએ તો 'ભક્તિનું બંધાધૂંધી મચાવું' એમ બ્રહ્માંડને કરને દેવોએ વિનંતી કરી અને આ ‌ંભળી જાય એ માટે શંકર પાર્વતીને જઈ, આ મહામંત્ર અને નિજારપંથ ‌ાપટનું ઈંડું પડયું હતું. આ મહા- નેજારપંથની કથા સાંભળતાં-સાંભળતાં નહીં, ત્યારે ઈંડામાંથી પોપટે હોંકારો ‌ે તો પોપટ! એટલે ક્રોધે ભરાઈને પોરો બની, વ્યાસની પત્ની પાણી જાય છે અને પાણી દ્વારા તેના ગર્ભ- ર્યો. આ કથા વિશે ઉપરના પદ ઉપરાંત, પંથ–પરંપરામાં જે ધ્યાન–મંત્રો ઊતરી આવ્યા છે, તે પણ સમર્થન આપે છે અને તે પારંપરિક શ્રદ્ધાના દ્યોતક છે:

મહામંત્ર : "ૐ ગુરુજી, ૐ રામ, સોહમ્ રામ, શબ્દ કરે રણકાર ઉદયોન જ્યોત ભાનુંપ્રકાશ, પંચભૂતકી પીંડમેં વાસ રામ કે જીવ્યા જ્યોત પ્રકાશ. ઝરમર ઝરમર વરસે નૂર, શકલ જગતમેં વીસ બહે નીર, ભુવં શબ્દકુ વંદે કોઈ. તાકુ જ્ઞાન ત્રિકાળ હોય. શુદ્ધ હી જય બીજ બંકી કાયા. અજંપા જાપ જપાયા. ફેર જન્મ ન પાયા. માતા ઉદર ન આયા ગુરુ અમારા ગંગાજળ વાંકુ જ્ઞાન કેવળ જ્ઞાન આદ્ય પુરુષ અવિનાશી. ગીરા ગોતીન અલખ નિરંજન નિરાકાર જ્યોતિ સ્વરૂપ તાલ તુરીયા આદ્યથી અતીત. આજ અમર બ્રહ્મ સ્વરૂપ નિર્ગુણ નિરાકાર શિવજીએ મહામંત્ર કીયા.

ઈંડાં સેવીને પોપટીઆ ભયા તબ વ્યાસ ઘેર જન્મ પાયા. શિવજી મહામંત્ર સતી પાયા. સતી બોલ્યાં : 'પ્રાણનાથ ! આ મહામંત્ર સજીવનમંત્ર કહાંસે લાયે ?' શિવજી બોલ્યા : 'દેવી ! હમારા દેશમેં દુવારા વાસા વહાં હુવા પ્રકાશા. આદ્ય યમ્ શક્તિમેં અસી જરે, મુવાને સજીવન કરે. સૂકાને લીલું કરે. સૌથી પહેલાં ઉભિયાજી સુનતા ફરે. ગર્ભવાસમાં જે હંસ જાણે, ગણે ગણુ તેરી રિદ્ધ સિદ્ધ ફૂલ ફાલતે ફૂલે.' શિવજી મહામંત્ર સંપૂર્ણ ભયા. ઉભિયા-ને શિવજીએ અઘોર વનમાં કહા."[10]

મહામંત્ર વિશે રૂખી રામદાસ પોતાના પદમાં જણાવે છે કે :

"એ જી ગુરુ મારા મહામંત્રનો મહિમા બ્રહ્મ ભેદમાં રે,
તેનો જય ઋષિ જાણતા'તા જોગ, એ નો'તો ચારે વેદમાં રે."

નિજારપંથને મળતી માન્યતા નાથ-સંપ્રદાયમાં પણ જોવા મળે છે. નાથ-સંપ્રદાયના આદ્યપ્રવર્તક શિવજી મનાયા છે. શ્રી હજારીપ્રસાદ દ્વિવેદીએ નાથ-સંપ્રદાય વિશેના ગ્રંથમાં જણાવ્યું છે કે, આદ્ય અને આદ્યાએ પ્રથમ દેવતાઓની સૃષ્ટિ રચી. પછી ચાર સિદ્ધોની ઉત્પત્તિ થઈ. પાછળથી એક કન્યા પણ ઉત્પન્ન થઈ. નામ રાખવામાં આવ્યું ગૌરી. આદ્યાના આદેશથી શિવે ગૌરી સાથે લગ્ન કર્યાં અને પૃથ્વી પર આવતા રહ્યા. ચાર સિદ્ધોએ, જેમનાં નામ મીનનાથ, ગોરક્ષનાથ, જાલંધરનાથ અને કાનિફનાથ હતાં, વાયુમાત્રના આહારથી યોગાભ્યાસ શરૂ કર્યો. ગોરક્ષનાથ મીનનાથના સેવક થયા અને કાનિફનાથ જાલંધરનાથના. ત્યાં એક દિવસ ગૌરીએ શિવના ગળામાં મૂંડમાલ જોઈને એનું કારણ પૂછ્યું. શિવે બતાવ્યું કે વસ્તુતઃ એ મૂંડ ગૌરીનાં જ છે. ગૌરીના આશ્ચર્યનો પાર ન રહ્યો. એવું તે કયું કારણ છે કે તે હંમેશાં મરતી રહે છે અને શિવ કદી નથી મરતા ! શિવે કહ્યું કે આ ગુપ્ત રહસ્ય સહુ કોઈએ સાંભળવા જેવું નથી. ચાલો આપણે ક્ષીરસાગરમાં હોડી પર બેસીને આ જ્ઞાન વિષે વાર્તાલાપ કરીએ. બન્ને ક્ષીરસાગરમાં પહોંચ્યાં. ત્યાં શ્રી મીનનાથ માછલી બનીને હોડી નીચે બેસી ગયા. દેવીને સાંભળતાં-સાંભળતાં જ્યારે ઊંઘ આવી ગઈ ત્યારે મીનનાથ હોંકારો ભણતા ગયા. આ અવાજથી જ્યારે દેવીની નિદ્રા તૂટી, તો એ બોલી ઊઠયાં કે મેં તો મહાજ્ઞાન સાંભળ્યું જ નથી. શિવ વિચારવા લાગ્યા કે ત્યારે આ હોંકારો કોણે ભણ્યો ? જુએ છે તો હોડી નીચે મીનનાથ. તેમણે ક્રોધે ભરાઇ શાપ આપ્યો : "તું એક વખત આ મહાજ્ઞાન ભૂલી જઈશ."[11] નિજારપંથ સાથે નાથ-સંપ્રદાય ઘણી જગ્યાએ જોડાતો જોવા

મળે છે, કારણ કે નિજારપંથની પાટવિધિમાં પાટના પંડિત તરીકે આદિ-નાથ, સોરંગીનાથ, મચ્છંદરનાથ ને ગોરખનાથ જણાવ્યા છે. આ બાબત પાટવિધિમાં વિગતે જોઈ શકાશે.

નિજારપંથની ઉત્પત્તિ વિશે શ્રી ઝવેરચંદ મેઘાણીએ "સોરઠી સંતવાણી"માં જણાવ્યું છે: "કબીરના ગુરુ રામાનંદે નીચલા થરોમાં આ નિર્ગુણ ભક્તિપ્રવાહને વહેતો અને ટપકતો કર્યો તેની પૂર્વે યોગમાર્ગ નામનો એક પંથ સૌથી વધુ પ્રબળ મતવાદ હતો. એ મતવાદના આદ્ય-પ્રવર્તક આદિનાથ અર્થાત્ શિવ પોતે જ કહેવાયા છે. આ ભજનોમાં પણ મજકૂર ભજનિકોના આરાધ્ય નિજારધર્મ, મહાધર્મ, ધૂનાધર્મના મૂળ પ્રવર્તક શિવજીનો જ ઉલ્લેખ છે."[૧૨]

"રામચરિતમાનસ"માં તુલસીદાસજીએ પણ આ જ વાત કહી છે. ભારદ્વાજના આશ્રમે મકરસ્નાન કર્યા પછી સૌ સંતો વિદાય લે છે. યાજ્ઞ-વલ્કય જ્યારે વિદાય લે છે ત્યારે ભારદ્વાજ મુનિ તેમને રોકીને "રામ, મનુષ્ય કે ઈશ્વર?" તેવો પ્રશ્ન કરે છે. જવાબમાં યાજ્ઞવલ્કય પોતે કાંઈ જ કહેતા નથી, માત્ર ઉમા–શંભુ સંવાદ જ રજૂ કરે છે:

"કહઉં સો મતિ અનુહારિ અબ ઉમા સંભુ સંવાદ"[૧૩]

રામ એ પરાત્પર બ્રહ્મ છે. 'આપણો ધણી પાટે પધાર્યા' એમ આ મહાધર્મમાં 'ધણી' શબ્દ વાપરવામાં આવ્યો છે તે જ આ રામ છે અને તેની જ વાત ઉમાને શંભુએ કરી છે.

સનાતનધર્મની કથામાં બીજી મહત્ત્વની ઘટના એ છે કે જ્યારે મહાધર્મનું જ્ઞાન શિવ પાર્વતીને આપે છે ત્યારે પાર્વતીજીને ઊંઘ આવી જાય છે. "રામચરિતમાનસ"માં પણ શિવ જ્યારે કુંભજ ઋષિ પાસે (અગસ્ત્ય ઋષિ પાસે) કથા સાંભળવા જાય છે ત્યારે પાર્વતી સાથે છે.

"સંગ સતી જગજનની ભવાની"[૧૪]

પણ પાર્વતીજી કથા સાંભળતાં નથી.

"રામકથા મુનિ બર્જ બખાની સુની મહેશ પરમ સુખ માની"[૧]

મહાધર્મમાં સનાતન કથા એવી છે કે ઉમાએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિનો નાશ કરાવ્યો. "રામચરિતમાનસ"ની આ કથા દક્ષ પ્રજાપતિ-ની સુપ્રતીતિ કરાવે છે. ગણોએ યજ્ઞનો નાશ કર્યો તેમજ દક્ષ પ્રજાપતિનું માથું કાપી નાખ્યું.

"આ જગાવાદત દચ્છ ગતિ સોઇ" ૧૬

સનાતનધર્મનું પદ છે કે :

"એ જી દેવી! સતી રે સીતાનાં આગળ રૂપ રે ધરીને જી
તે દી રામચંદ્રજીને નવ જાણ્યા હો..." ૧૭

"રામચરિતમાનસમાં"માં પણ આ કથા જોવા મળે છે. પાર્વતીને, રામને વનમાં સીતાની શોધમાં ભટકતા જોઈને, શંકા થાય છે કે આ રાજકુમાર બ્રહ્મ કઈ રીતે હોઇ શકે ?

"બ્રહ્મ જો વ્યાપક બિરજ અજ અકલ અનીહ અભેદ,
સો કિ દેહ ધરિ હોઇ નર, જાહિ ન જાનત બેદ." ૧૮

એટલે પાર્વતીજી સીતાનું રૂપ ધરી રામની પરીક્ષા લેવા જાય છે.

"પુનિ પુનિ હૃદય વિચારુ કરિ ધરિ સીતા કર રૂપ" ૧૯

સનાતનધર્મમાં આવાં શંકાશીલ પાર્વતી અબળાને નિજારપંથનો આ અજર પ્યાલો–દુર્લભ માર્ગ દર્શાવવાની શંકરે ના કહી હતી.

નિજારપંથ, નાથ–સંપ્રદાય અને "રામચરિતમાનસ"ની આખ્યાયિકાનું પરસ્પર સામ્ય જોયા પછી મહાભારતમાં યુધિષ્ઠિર, દ્રૌપદી અને કુંતામાતાએ આ ધર્મ સ્વીકાર્યાનું આ માર્ગીઓમાં સાંભળવા મળતું પદ તપાસીએ :

"યુધિષ્ઠિર પૂછે રે રાયજી, તમે સાંભળો ઋષિરાય,
સાંભળોને મોટા દેવ, નિજિયા ધરમ અમને દીજીયે હાં.
એક અંગના કરો નવ–નવ ટુકડા રે હાં,
શીશ ઉતારીને ધરણીયે ધરો,
કહે ઋષિ સારકુંડ તમે સાંભળો, રાજા ધરમ,
નિજિયા ધરમને તો તમે વરો.
તેની વાતું તો માતા કુંતાજી જાણે રે,
એમાં મિથ્યા જરાયે નથી,
ધરમ પૂનો ને નિજારપંથ તો તે,
સંપૂરણ જાણે છે સતી દ્રૌપદી હાં..." ૨૦

સંભવ છે કે મહાભારતકાળ દરમિયાન પણ આ ગુપ્ત માર્ગની પરંપરા હોય, પરંતુ તેનો સ્પષ્ટ ઉલ્લેખ એટલા માટે ન કર્યો હોય કે આ ધર્મનો પાયાનો સિદ્ધાંત એ છે કે નિજારપંથ ગુપ્ત જ છે, એટલે તેના

લિખિત પુરાવાનો અભાવ છે.

આ નિજારપંથની સંપૂર્ણ અસર " દીને ઈલાહી "માં પણ છે એમ નિજિયાપંથના જાણકાર શ્રી ગોસ્વામી મોહનપુરીએ " જેસલ-તોરલ "-માં જણાવ્યું છે : " રૂપાંદે–માલદે નિજિયાપંથી હતાં. માલદેવ અને અકબર વચ્ચે પાછળથી ઘણા સારા સંબંધો થયેલા અને માલદેવનો મંત્રી અબુલફઝલ નાગોરી પાછળથી અકબરનો મંત્રી પણ બને છે. માલદેવ રામદેવપીરના નિજિયાપંથનો અનુયાયી છે. તેના સંસર્ગે અબુલફઝલ પણ નિજિયાપંથના રંગે રંગાયેલો છે. અકબરના " દીને ઈલાહી " નામના નવા ધર્મની સ્થાપનામાં આ અબુલફઝલ અને તેના કવિ–ભાઈ ફૈઝીએ સૌથી વધુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ખરેખર તો રામદેવપીરનો નિજિયાપંથ તે જ અકબરનો દીને ઇલાહી છે. " [૨૧]

**નિજારપંથ અને બાઉલપંથ :** નિજારપંથની સાથે બંગાલના બાઉલપંથને કેટલીક બાબતોમાં સરખાવી શકાય તેમ છે. " ધી બર્ડ ઑફ લાઇફ "( જીવનનું પંખી )માં શ્રીમતી લીલા રોયનો લેખ છે. તેના આધારે " સત કેરી વાણી "માં બાઉલપંથની જે વિગતો આપેલ છે તેના આધારે નિજારપંથ અને બાઉલપંથ વચ્ચેની સરખામણી નીચે મુજબ કરી શકાય છે :

૧. નિજારપંથ એ આદિ–અનાદિથી ચાલ્યો આવતો પંથ છે અને સ્વતંત્ર રીતે આજ દિવસ સુધી ટકી રહ્યો છે. તેમાં નીચા વરણના લોકો સંકળાયેલા છે. આ નિજારપંથમાં સવર્ણ જ્ઞાતિના અનુયાયી બનીને જોડાયેલા છે.

" બાઉલપંથ બંગાલમાં અતિપ્રાચીન માનવતાવાદી મરમી સંપ્રદાય છે અને તેમાં નીચા વરણમાંથી આવતા અભણ લોકો અને ઊંચી ગણાતી કોમમાંથી પણ એને અનુયાયીઓ મળી રહ્યા છે. " [૨૨]

૨. નિજારપંથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને નવનાથ સિદ્ધચોર્યાશી તથા અનેક રાજવીઓ અને સંતો–ભક્તોને આ પંથના અનુયાયી માને છે.

" બાઉલ પણ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ તથા ઈમામહુસેનને પણ પોતાના પંથના માને છે. " [૨૩]

૩. નિજારપંથ એ ગુપ્ત પરંપરા છે. તેનું કોઈ શાસ્ત્ર નથી. તમામ સાહિત્ય તેઓનાં ભજનોમાં સમાયેલું છે.

" બાઉલને કોઈ શાસ્ત્ર નથી. બાઉલ ગીતો દ્વારા ગૂઢાર્થ સચવાયેલો છે. "[૨૪]

૪. નિજારપંથી માને છે કે, "બાર ને ભીતર એક બ્રહ્મ છે." "જે છે પિંડમાં તે છે વરમંડમાં" – આ દેહમાં ઈશ્વર સમાયેલો છે.

"બાઉલ જેને 'મનેર માનુષ' કહે છે એને આ ખોળિયામાંથી ખોળી કાઢવો અને આત્મસાત્ કરી લેવો જોઈએ. બ્રહ્માંડ આખું પિંડમાં રહ્યું છે. બાઉલ આત્માને દેહ દ્વારા જ પિછાનવા ને પામવા માગે છે."[૨૫]

૫. નિજારપંથનો અર્થ છે નિજારી – અવ્યભિચારી.

"બાઉલ – માર્ગમાં ભોગવિલાસનું સ્થાન નથી. આવા ગાફેલ સાધકને તેમણે એમનાં ગીતોમાં ભારોભાર ચેતવણી આપી છે."[૨૬]

૬. નિજારપંથી રવિસાહેબનું એક પદ છે કે:

"હમ પરદેશી પંખી સાધુ, આ દેશના નાહીં,
આ રે દેશના જીવ અભાગી પલપલમાં પરલાહી."

બાઉલપંથનું એક ગીત છે કે:

"આમરા પાખીર જાત, અમરા હેંટે ચલાર,
ભાઓ જાનિ ના, આમાદેર ઉઠે ચલાર ઘાત."[૨૭]

૭. નિજારપંથમાં તકસાધુ ગુરુઓ આવતાં, ગુપ્ત રહસ્યવાદી ઉચ્ચ ભૂમિકા નબળી પડી છે તથા વ્યભિચાર આવ્યો છે, અધઃપતન પણ થયું છે.

"બાઉલપંથમાં તકસાધુઓને કારણે આ પ્રકારનું અધઃપતન થયું છે."[૨૮]

નિજારપંથ અને બાઉલપંથ વચ્ચેનું ઉપર્યુક્ત સામ્ય જોઈ શકાય છે.

નિજારપંથનો મહિમા : નિજારપંથના અનુયાયી રામદેવપીર આ ધર્મનું માહાત્મ્ય સમજાવતાં એક પદમાં જણાવે છે કે :

"અસલ જુગ પહેલાં અમર જોગી, પ્રેમળુંદ જેની પાસ,
કાસબને ઘેર આદિતારાણી જેણે જીલ્યો ધર્મ નિજાર,
અવતાર કહું રામદે તમે સુણો વીરમદે ભાઈ,
આવી રૂડી રીત પાળો.
મોટો ધરમ શેષનાગે જીલ્યો જેણે ઉપાડયો ધરાનો ભાર,
શેષને ઘેર અલિલારાણી જેણે જીલ્યો ધર્મ નિજાર.
ઇ ધર્મથી મેઘ વર્ષે, વરસે અખંડ ધાર,
ઇન્દ્રને ઘેરે અજમેલારાણી જેણે જીલ્યો ધર્મ નિજાર.

બાવન, બાંસઠ અને અનંત ક્રોડ અપરંપાર પારો,
વતિપાતે કોઇ દાન દેવે તોય નાવે નિજારધર્મ સમાન.
કનક-કુંજર કોટીક ભરિયા, ગાય ક્રોડ પચાસ,
કુળખેતરમાં જઈ કન્યાદાન દેવે તોય નાવે આ ધર્મ સમાન.
કહું રામા તમે લખી લો નામા સંત મળી સુજાણ,
અમરફળ તમારી હાથે આવ્યું, જો ભૂલી જશો નહીં સંસારી."૨૯

નિજારપંથ આદિકાળથી જોવા મળે છે. કાસબ – આદિતારાણી, શેષનાગ-અલિલારાણી, ઈન્દ્ર-અજમેલારાણી આ ધર્મને માર્ગે ચાલ્યાં હતાં. આ ધર્મથી શ્રેષ્ઠ બીજો ધર્મ નથી.

## નિજારપંથના સિદ્ધાંતો

૧. નિર્ગુણ નિરાકાર : નિજારપંથ પરમાત્મા નિર્ગુણ નિરાકાર છે એ વિચારધારામાં માને છે. તેમાં સગુણ ભક્તિ નથી. આજે જે નિજાર-પંથમાં સગુણ તત્ત્વ જોવા મળે છે એ પાછળથી ઉમેરાયેલું છે. શ્રીરામદેવપીર જ્યારથી આ પંથમાં જોડાયા ( વિ. સં. ૧૪૬૯ ) ત્યારપછી આ પંથમાં સગુણ પ્રવાહ વહેતો થયો. પરંતુ નિજારપંથ તો કહે છે કે :

"એવા નિજારપંથે રે ચાલો તમે નિર્મળા રે જી,
મળશે મળશે નકળંગી જ્યોતિ સ્વરૂપ હાં." ૩૦

જ્યોતિસ્વરૂપ નિરંજન નિરાકાર દેવની ઉપાસના છે. તેમાં કોઈ સાકાર દેવની પૂજા નથી. નિર્ગુણ નિરાકાર સ્વરૂપને જ્યોત તરીકે સ્વી-કારવામાં આવે છે. પાટ-ઉપાસનામાં જ્યોતનું સ્થાપન પરબ્રહ્મના પ્રતીક તરીકે છે.

"જી રે સંતો ! જ્યોત-સ્વરૂપી ધરમ ચલાવ્યો જી,
એવો આદ્યપુરુષ અવિનાશી હાં."– રવિદાસ

દાસી જીવણ કહે છે કે :

"જલજલ જ્યોતિ અખંડ અજીયારા, નૂર નિરંતર તેજ અપારા."

લક્ષ્મીસાહેબ કહે છે કે :

"વિના દીવેટ વિના કોડિયે પ્રથ વિના જાગે છે જ્યોતું."

૨. પાટ-ઉપાસના : નિજારપંથીઓ પાટ-ઉપાસના કરે છે. એ બીજમાર્ગી છે. અજવાળી બીજના દિવસે પાટપૂજા થાય છે. તેમાં જ્યોત-

સ્વરૂપી નિરંજનદેવનાં દર્શન કરવામાં આવે છે. પાટનાં દર્શને ઋષિમુનિ પણ પધારે છે. દાસી જીવણ તેમના પદમાં કહે છે કે :

" ઋષિ માતંગને ઘેર પાટ મંડાણો રે, સંતોને વાયક દીધાં રે,
વાયક લઈને સંતો પાટે પધાર્યા રે, આવ્યા છે મુનિવર દેવા રે."

પાટ–ઉપાસનાની સાથે જ ગુરુબોધ અપાય છે. ખીમડિયા કોટવાળના પદમાં કહેવાયું છે કે :

"વાયક જૂનાણે જાય, ગિરનારથી સિદ્ધચોર્યાશી આવ્યા,
ગતગંગા ભેળી થાય, એમાં રણુશીને કાંકણુ ખીમડે બાંધ્યા."

પાટ–ઉપાસના વગર નિજારી બની શકાય નહીં.

૩. ગુરુમહિમા : નિજારપંથ એ ગુપ્ત પરંપરા છે. તેના વિશેનાં શાસ્ત્રો લખાયાં નથી. અન્ય ધર્મોની માફક લિખિત પુરાવા આપી શકાતા નથી. પરંતુ આ ધર્મ કર્ણોપકર્ણ વર્ષોથી ચાલ્યો આવે છે. આ રીતે ધર્મ સચવાઈ રહેવાનું એક કારણ ગુરુપરંપરા છે. ગુરુ દ્વારા બોધ આપવામાં આવે છે ને તે રીતે પરંપરા ચાલતી આવી છે. તેથી નિજારપંથમાં ગુરુમહિમા સવિશેષ છે. જેને ગુરુ ન હોય તે " નુગરો " ગણાય છે અને તેવાનું મુખ જોવું એ પણ પાપ મનાય છે. નિજારપંથનું ગુપ્ત રહસ્ય અને ગુપ્ત ચાવી આ ગુરુજીના હાથમાં છે. આ ગુપ્ત ચાવીથી અજ્ઞાનતાનું તાળું ખૂલી જાય છે ને આપણું મૂળ સ્વરૂપ નજરે પડે છે. તેથી તો લાખાને સમજાવતાં સતી લોયણ કહે છે કે :

" જી લાખા ! અબળા લોયણ તમને એમ ભણે રે જી,
કુંચીયું છે માલમ ગુરુજીને હાથ, લા....ખા....
ગુરુજી આવે તો તાળાં ઉઘડે રે જી,
સુગરાં હશે રે ઇ તો ભરીભરી પીશે ને.
નુગરા પિયાસા જાય, લા....ખા..."

દાસી જીવણ ગુરુમહિમા વર્ણવતાં જણાવે છે કે :

" ગુરુની સેવાએ અભેપદ પામીયે, ગુરુસેવા વર્ણવી ન જાય,
અનંત મહિમા ગુરુજી તણો, સતગુરુ સમર્યે કારજ થાય."

ગંગાસતી નિજારપંથનો મહિમા પાનબાઈને સમજાવતાં કહે છે કે :

" સતગુરુ ચરણમાં શીશ નમાવે,
ત્યારે પૂરણ નિજારી કે'વાય."

ગુરુનાં ચરણ વિના મુક્તિ નથી. ગુરુ અને ગોવિંદને એક કરી જાણવાનું આ પંથીઓ જણાવે છે.

૪. જતિ-સતી : નિજારપંથ એ જતિ-સતીનો ધર્મ છે. તેમાં સ્ત્રી-પુરુષથી સજોડે રહીને ભક્તિ થાય છે. નિજારપંથના વીસાપાટનાં દર્શન કોઇ એકથી કરી શકાતાં નથી, જતિ-સતીએ સાથે જવાનું હોય છે. આ પંથમાં સ્ત્રીનું સ્થાન ઊંચું મનાયું છે. નિજારપંથનું રહસ્ય જ્યારે રાજા યુધિષ્ઠિરને જાણવું હતું ત્યારે તેમને હાથ જોડીને દ્રૌપદી પાસે જવું પડ્યું હતું. અહીં પતિઓ પોતાની પત્ની પાસે નમ્રતાપૂર્વક જાય છે :

"રાજા કહે ચાકર-ઠાકરનો નઇ નાતો અમારે હાં,
ને સ્ત્રી-પુરુષ એવુ શું હશે ?"[31]

રાજા-રાણી, સ્વામી-સેવક કે ઠાકર-ચાકરનો નાતો રહેતો નથી. આ જતિ-સતીનો ધર્મ મનાયો છે. શ્રી મકરંદ દવે કહે છે, "આ તો શૂરવીરોની, સાચના કટકા જેવાં નરનારીની સંયુક્ત સાધના છે. એમાં કાયરનું, ફટકિયાનું કામ નથી. અને નારીથી ભાગીને નહીં પણ સાધનામાં એને સહભાગી બનાવીને જન્મ સાર્થક કરવાની વાત છે."[32]

૫. કાયામાં પરિબ્રહ્મ : નિજારપંથે પ્રભુને બહાર શોધવાનું કહ્યું નથી. મેઘ-જીવાએ કહ્યું છે કે, "જે પિંડમાં છે એ જ વરમંડમાં છે." આ દેહમાં જ દેવનાં દર્શન થાય છે.

"સાચો સાચો મહાધર્મ છે હાં,
બાર ને ભીતર એક બ્રહ્મ છે જી." – સૂળદાસ

આ કાયામાં જે ચેતનતત્ત્વ આત્મા છે એ પરમતત્ત્વ પરમાત્માનું સ્વરૂપ પામવા માટે જાણવું જરૂરી છે. જે કાયામાં રહેલા આ ચેતનતત્ત્વને ઓળખી લે છે એ બ્રહ્મસ્વરૂપને પામી જાય છે. આ અખંડ ધણીને ઓળખવા, કાયાના ઘડનારાને ઓળખવા કાયાગઢને ઓળખવાનું સંતોએ કહ્યું છે, તેથી તો સંતોએ કાયાને 'ચરખો', 'બંગલો', 'જંતર' જેવી સંજ્ઞાઓ આપીને આ ગુપ્ત રહસ્ય સમજાવવા પ્રયત્ન કર્યો છે. જે કાંઇ બહાર છે એ સર્વ કાંઈ આ કાયામાં છે. પરિબ્રહ્મ-તત્ત્વ પણ આ કાયામાંથી જ શોધવાનું છે.

૬. અજપાજપ : દાસી જીવણ અજપાજપ વિશે પોતાના પદમાં કહે છે કે :

" સાસ-ઉસાસે સમ્રણ કરવું, વેલ ન કરવી વાર રે,
સતગુરુને જેણે સાહેબ જાણ્યા, પલમાં ઉતર્યા પાર."

શ્વાસોચ્છ્વાસે જે સ્મરણ કરવાનું છે તેને લોકભાષામાં અજપાજપ કહ્યો છે. તે અજપાજપ દરેક સંતે પોતાનાં પદોમાં જુદીજુદી રીતે સાંકળવા પ્રયત્ન કર્યો છે. સતી લોયણ લાખાને અજપાજપ સમજાવતાં એક પદમાં જણાવે છે કે :

" જી રે લાખા શ્વાસોશ્વાસના જાપ જેને જડિયા હો જી,
તો નિદ્રા કેણી પેરે કરશે રે હાં?
જી રે લાખા પાંચ તત્વને કોરે મૂકી ને જી,
જી રે લાખા શ્વાસ જોને શિવ ઉચ્છ્વાસી જોને શક્તિ જી,
એની જુક્તિ કોઇ વિરલા જાણે રે હાં,
જી રે લાખા નુરત-સુરતમાં કોઇ જપે રે અજપાજાપ જી,
એ તો બ્રહ્મના સુખ માણે રે હાં."

નિજારપંથમાં આ અજપાજપથી ઊભો થતો સહજયોગ દર્શાવ્યો હોય તેમ લાગે છે. તથી તેને ' આનંદસમાધિ ' પણ કહે છે. નિજારપંથમાં જે યોગરહસ્ય છે તે આ બાબત ઉપરથી સમજી શકાય છે. અજપાજપ વિશે શ્રી મકરંદભાઇ કહે છે : "મુખથી જપ કનિષ્ઠ છે. મનથી જાપ મધ્યમ છે. પણ શ્વાસોચ્છ્વાસ સાથે અનાયાસ અને નિરંતર થતો જપ ઉત્તમ છે. જાપ થતો હોવા છતાં જાપનો કશો ભાર કે ભાસ રહેતો નથી. જીવનની પ્રત્યેક ક્રિયા સાથે એનો સહજ તાલ મેળવાઇ જતો હોય છે. આવા જાપને અજપાજાપ કહે છે. "[33]

૭. મરજીવાનો માર્ગ : નિજારપંથ એ ખાંડાની ધારે ચાલવાનો માર્ગ છે. તેથી તો તેને ' અજર પ્યાલો ' કહ્યો છે. જેવાતેવાનું આ માર્ગમાં કામ નથી. શીશ ઉતારીને ધરણીએ ધરો તો નિજિયાધર્મને પામી શકાય છે.

માર્કંડ ઋષિ નિજારપંથીના મરજીવાની વ્યાખ્યા આપતાં એક પદમાં કહે છે કે :

"મરજીવા પુરુષ કોને કહીએ હાં, પોતે જીવતા જેની વાસના મરી ગઇ,
કામ, ક્રોધ, અહંકાર જેના નાશ પામ્યા આનંદ થકી ભજન કર્યા કરે,
માન, અપમાન જેણે દૂર કરી નાખ્યા, સુખ થકી જેણે નૂર તરે,

બાવડે પકડી બહાર કાઢો તોય મુખકમળ તેનાં તેજ કરે હાં,
એવા પુરુષને મરજીવા કહીએ તેનાં પુન્ય ફળ નીપજે હાં."

નિજારપંથના સંતભક્તોએ ભક્તિના માર્ગને સમજાવતાં લોકોને પોકારીને કહ્યું છે કે આ માર્ગ દુર્ગમ છે. એટલે તો ગંગાસતીએ પાનબાઈને કહ્યું કે :

"ભાઈ રે, ધડ રે ઉપર શિશ જેને નવ મળે, પાનબાઈ!
એવા ખેલ છે ખાંડા કેરી ધાર,
એમ તમે તમારું શિશ ઉતારો, પાનબાઈ,
તો તો રમાડું તમને બાવન બાર."

વિપત્તિ પડે પણ જે વણસે નહીં અને જેના હરખ ને શોક મટી જાય તથા સંકલ્પ–વિકલ્પ જેના ઉરમાં રહે નહીં તેને નિજારી કહી શકાય. એટલા માટે દાસી જીવણે આ માર્ગ મરજીવાનો જણાવ્યો છે :

"મરજીવા નર ચડે મેદાને, વીણી મોતી સોઈ વળે રે."

નિજારપંથના મહત્ત્વના સાત સિદ્ધાંતો ઉપર પ્રમાણે દર્શાવી શકાય છે.

## પાટ–ઉપાસના

નિજારપંથમાં પાટ–ઉપાસના છે. હરિજન ભક્તકવિઓનાં પદોનાં પ્રમાણ અને અન્ય સંતકવિઓનાં પદનાં પ્રમાણ આ પ્રકરણની શરૂઆતમાં જ આપી દીધાં છે. તેના આધારે કહી શકાય કે નિજારપંથની સાથે પાટ–ઉપાસના સંકળાયેલી છે.

"શિવ ને શક્તિ મળી ધરમ ચલાવ્યો રે જી,
ત્યારે ઉમિયાજી પાટ પધાર્યાં રે જી."–મૂળદાસ

શિવ અને શક્તિએ આ પંથની શરૂઆત કરી છે અને તેની સાથે જ પાટનો ઉલ્લેખ કરાયેલો જોવા મળે છે. ચાર યુગમાં જે ચાર પાટ ભરાયા છે તેનું આરાધિભજન પાટ–ઉપાસનાની વિધિ સાથે સંકળાયેલું નીચે પ્રમાણે જોવા મળે છે :

## ધરમ–ધડો

"બોલો સ્વામી સતના પ્રમાણ ભલે મંડપ રોપસો,
અસંગ મહાજંગ નોતર્યો જેને મળ્યા ગૌરાઇશ.
ધંધુકાર જુગ ચાલ્યા ગયા જપતા જગ છત્રીસ.

કોણુ પંડિત પાટ બેઠા તેના કોણુ છે કોટવાળ,
કોણુ લાવે પૂજાપાટ ને કોણુ લઇ આવે થાત.
ત્યાં આદનાથ જોગી પાટ બેઠા, ગણેશ હતા કોટવાળ,
પ્રહ્લાદરાય પૂજાપાટ લાવ્યા, રત્નાવળી લાવ્યા થાત.
જેણે દીધાં હસ્તિનાં દાન, વિશ્વાસ સાચા વેદ વાણી,
જૂઠી નહીં લગાર, જેની ક્રિયામાં કુંજર ઉઠયો,
એ ધર્મ સાચો માન, એ ધર્મ આદિ જુગનો જેમાં
પાંચ કરોડે સિદ્ધા પ્રહ્લાદરાય રે......હાં.
બોલો સ્વામી સતના પ્રમાણુ ભલે મંડપ રોપિયો,
અસંગ મહાજંગ નોતર્યો જેને મળ્યા ગૌરાઇશ,
દ્વાપર જુગ ચાલ્યા ગયા જપતા જુગ પાંત્રીસ.
કોણુ પંડિત પાટ બેઠા તેના કોણુ છે કોટવાળ,
કોણુ લાવે પૂજાપાટ ને કોણુ લાવે થાત.
બીજા જુગમાં સોરંગીનાથ પાટ બેઠા, હનુમાનજી હતા કોટવાળ,
હરિશ્ચંદ્ર રાજા લાવ્યા પૂજાપાટ, તારામતી લાવ્યા થાત.
જેણે દીધાં અશ્વનાં દાન, વિશ્વાસ સાચા વેદવાણી
જૂઠી નહીં લગાર જેની ક્રિયામાં અશ્વ ઉઠયો
એ ધર્મ સાચો માન, એ ધર્મ આદિ જુગનો જેમાં
સાત કરોડે સિદ્ધા હરિશ્ચંદ્રરાય રે......હાં.
બોલો સ્વામી સતના પ્રમાણુ ભલે મંડપ રોપિયો,
અસંગ મહાજંગ નોતર્યો જેને મળ્યા ગૌરાઇશ.
તેતરા જુગ ચાલ્યા ગયા જપતા જગ ચોંત્રીસ
કોણુ પંડિત પાટ બેઠા, તેના કોણુ છે કોટવાળ,
કોણુ લાવે પૂજાપાટ ને કોણુ લઇ આવે થાત.
તેતરા જુગમાં મચ્છંદરનાથ પાટ બેઠા, ગરૂડ હતા કોટવાળ,
જયેષ્ઠુરરાય લાવે પૂજાપાટ, દ્રૌપદી લાવ્યાં થાત.
જેણે દીધાં કવલી ગાયનાં દાન, વિશ્વાસ સાચા વેદવાણી,
જૂઠી નહીં લગાર જેની ક્રિયામાં કવલી ગાય ઉઠી
એ ધર્મ સાચો માન, એ ધર્મ આદિ જુગનો જેમાં
નવ કરોડે સિદ્ધા જયેષ્ઠુરરાય રે......હાં.

બોલ્યા સ્વામી સતના પ્રમાણ ભલે મંડપ રોપિયો,
અસંગ મહાજંગ નોતર્યો જેને મળ્યા ગૌરાઇશ.
ચોથા જુગ ચાલ્યા ગયા જપતા જગ તેંત્રીસ.
ચોથા જુગમાં કોણ પંડિત પાટ બેઠા તેના કોણ છે કોટવાળ.
કોણ લાવે પૂજાપાટ ને કોણ લઈ આવે થાત.
ચોથા જુગમાં ગોરખનાથ પાટ બેઠા, ભેરવ હતા કોટવાળ,
બળિરાય લાવે પૂજાપાટ, વિજાવળી લાવે થાત.
જેણે દીધાં અજાનાં દાન, વિશ્વાસ સાચા વેદવાણી
જૂઠી નહીં લગાર જેની ક્રિયામાં અજા ન ઊઠી
સંતો કરોને વિચાર, બાર કરોડે સિદ્ધા બળિરાય."[૩૪]

અહીં ચાર જુગના ચાર પાટ, તેના પંડિત, કોટવાળ અને એ પાટની ઉપાસના કોણે કરી અને પાટમાં નૈવેદ્ય તરીકે થાળ કોણ લાવ્યું તે દર્શાવ્યું છે. વળી એક સંકેત એ પણ મળે છે કે નાથ-સંપ્રદાય આ પાટ-ઉપાસના સાથે સંકળાયેલ છે. આજે પણ ગિરનારમાં સવરામંડપમાં જે પાટ થાય છે તેમાં નાથ-સંપ્રદાયના સાધુઓ પણ આવે છે. પાટ-ઉપાસના પરંપરાથી ચાલી આવતી જોવા મળે છે.

"દેવાયત પંડિત આખ્યાન"( લેખક શ્રી કેશવ સાયલાકર)-માં જણાવ્યું છે કે દેવાયત પંડિતનાં પત્ની દેવલદે શેષનાગના ઘેરથી આ ગુપ્ત પાટ લાવેલ છે. પરંતુ ઉપરના પદના આધારે કહી શકાય કે આ ગુપ્ત પરંપરા હતી જ, કારણકે દેવાયત પંડિતને છોડીને દેવલદે ચાલી નીકળ્યાં ત્યારે નેહારગઢનો માર્ગ દર્શાવનાર જૂનાગઢ નજીકના ગામ મજેવડીના લુહાર સંત દેવતણખી ને તેમની પુત્રી લીલમબાઇ નિજારપંથી હતાં. તેથી એમ કહી શકાય નહીં કે આ ગુપ્ત પાટ પુરસ્કારનાર દેવાયત પંડિત પ્રથમ હતા.

પાટ-ઉપાસના રામદેવપીરના સમય (વિ. સં. ૧૪૬૯) પછી વધુ પ્રચલિત થઈ હોય તેમ લાગે છે. રામદેવપીર નિજારપંથી હતા અને આ પંથને નવપલ્લવિત કરવામાં તેઓનો ફાળો મહત્ત્વનો છે. રામદેવપીરના સમયમાં નિજારપંથી રૂપાંદે-માલદે અને જેસલ-તોરલ થઇ ગયાં અને આ જતિ-સતીનાં યુગલે નિજારપંથને સંતોમાં વધુ પ્રચલિત કરેલ છે. તોરલના એક પદમાં કહેવાયું છે કે :

"પ્રેમના પાટ પ્રેમના થાટ,
ઝળહળ જ્યોતુંના ઝળળાટ,
આગળ નમણું જ્યાં થાય
આવોને જેસલરાય."

સત્તરમી સદીમાં ભાણ-સંપ્રદાય અને તેની સાથે ચાળીશ શિષ્યોની "ભાણ ફોજે" સૌરાષ્ટ્રમાં નિજારપંથની પાટ-ઉપાસના દ્વારા નિરંજન-જ્યોત જલતી રાખી હતી. હરિજન ભક્તકવિઓ અને હરિજન સમાજમાં આ ધાર્મિક વિધિ, પાટ-ઉપાસના પ્રથમ સ્થાને છે. સૌરાષ્ટ્રનું એક પણ ગામ એવું નહીં હોય કે જ્યાં આ પાટ-ઉપાસના થતી ન હોય.

પાટ-ઉપાસના મોટે ભાગે અજવાળી બીજના દિવસે રાખવામાં આવે છે. નિજારપંથમાં અજવાળી બીજનો મહિમા ઘણો છે. કેટલાક ભક્તો તો આ નિજારપંથને બીજધર્મ તરીકે પણ ઓળખે છે. અજવાળી બીજ એટલા માટે કે તે દિવસે અંધકારમાંથી પ્રકાશ તરફ ગતિ થાય છે, અજ્ઞાન-માંથી જ્ઞાન તરફ જવાનું છે. બીજમાં પણ અષાઢીનું મહત્ત્વ વધુ મનાયું છે. જાણકાર ગુરુઓ શિષ્યને ગુરુમંત્ર અષાઢી બીજના પાટ વખતે જ આપે છે. અષાઢી બીજ એ નિજારપંથીઓનો ઉત્સવનો દિવસ, આતમ-બીજની વાવણીનો દિવસ છે. શ્રી મકરંદભાઇ દવેએ કહ્યું છે કે: "આપણે ત્યાં વાવણી-જોગ વરસાદ ન થયો હોય તોપણ અષાઢી બીજે ખેતરને એક ખૂણે થોડાં બીજ વાવી આવવાનો રિવાજ છે. મહામાર્ગમાં અષાઢી બીજનું ભારે મહત્ત્વ છે. અને પ્રજામાં રહેલી પાર્થિવ નવજીવનની માન્યતાને એક આધ્યાત્મિક અર્થમાં ઘટાવવાનો એમાં સંકેત રહ્યો હોય એમ લાગ્યા વિના રહેતું નથી."[૩૫] બીજની સાથે થાવરવાર-શનિવારનું પણ મહત્ત્વ અપાયું છે.

"બીજડી થાવરને જ્યારે જામૈયો રચાવ્યો રે
ધણી કેરા પાટ મંડાણા.
રૂડી માતંગને ઘેર જામૈયો રચીઆ ને
બીજ દિન થાવરવાર."[૩૬]

અષાઢી બીજ અને શનિવાર હોય તો એ દિવસ પાટ-ઉપાસના માટે ઉત્તમ મનાયો છે. તે ઉપરાંત, દર અજવાળી અગિયારશ અને પૂનમ-ના દિવસે પણ પાટ-ઉપાસના થઈ શકે છે. નિજારપંથમાં પાટ-ઉપાસના બે પ્રકારની છે :

૧. વીસોપાટ – ગુપ્તપાટ છે. જતિ–સતી જ સાથે દર્શન કરી શકે છે.
૨. હાસોપાટ – નિજારપંથી અને આ ધર્મની ગમે તે વ્યક્તિ દર્શન કરી શકે છે.

ઉપરના બે પ્રકારના પાટ થવા પાછળનું કારણ આ સંતસમાજમાંથી જાણવા મળે છે કે ચોથા જુગમાં જ્યારે પાટે અજા–બકરી વધેરવામાં આવી અને તે સંતોના પ્રમાણથી સજીવન ન થઇ ત્યારથી નક્કી કરવામાં આવ્યું કે હવે આ પાટને ગુપ્તપાટ તરીકે તેના મરમી સંતો જે જતિ–સતી નિજારી હોય તેમની વચ્ચે જ ભરવો અને વીસોપાટ કહેવો. નિજારપંથી સમાજ માટે આ પાટનું નાનું સ્વરૂપ હાસોપાટ ભરવો.



વીસોપાટ ધરતી ઉપર અને બાજોઠ ઉપર એમ બન્ને રીતે ભરી શકાય છે. ધરતી કે બાજોઠ ઉપર સવા ગજ લીલો આંચળો ( કાપડ ) પાથરી તેના ઉપર અક્ષત( ચોખા )થી પાછળ દર્શાવ્યા પ્રમાણે પાટ ભરાય છે.

## ચિત્રમાં દર્શાવેલ ક્રમાંકોની ઓળખ

૧ જ્યોત.

૨. ગણેશની મૂર્તિ પૂર્વ દિશામાં મુખ આવે તે રીતે અને બાજુમાં ચૂરમાના પાંચ લાડુ.

૩. નાળિયેર પૂર્વ દિશામાં.

૪. ધ્રુવનો દીવો ઉત્તર દિશા તરફ મુખ આવે તે રીતે.

૫. ચૂરમાનો લાડુ.

૬. પીરગાદી ( દત્તાત્રેય )

૭. સાખિયાગાદી ( ગણેશ )

૮. જોગણી–ગાદી ( શક્તિ )

૯. વીર–ગાદી ( હનુમાન )

૧૦. કળશ. પાણીથી ભરેલા કળશમાં પાણી, તેમાં સોપારી, તાંબાનો સિક્કો અને આંબાનાં ત્રણ પાન ઉપર સૂતરના ત્રણ તાર વીંટેલ નાળિયેર મૂકે છે. કળશ પાટની ડાબી બાજુના પૂર્વ છેડે રખાય છે.

૧૧. પાણી ભરેલી લોટી પાટની જમણી બાજુના પ્રથમ પાયા પાસે નીચે રખાય છે.

૧૨. પાણી ભરેલી લોટી પાટની જમણી બાજુના બીજા પાયા પાસે નીચે રખાય છે.

૧૩. સોપારી. પાટ ઉપરના નવ ખંડ ઉપર નવ સોપારી અને એક પાટની નીચે.

૧૪. ગામડાં. પાટ ઉપર ચાર અને એક પાટની નીચે એમ પાંચ ગામડાં જે નાની રોટલી ઉપર ઘઉંના લોટની બનાવેલ કુલડીમાં દીવા ભરી રખાય છે.

૧૫. પાટ ઉપર અબીલ, ગુલાલ, ફુલ.

## દાસોપાટ



દાસોપાટ બાજોઠ ઉપર જ ભરવામાં આવે છે. બાજોઠ ઉપર સવા ગજનો લીલો અંચળો પાથરી તેના પર અક્ષત(ચોખા)થી પાટ પૂરવામાં આવે છે.

### ચિત્રમાં દર્શાવેલ ક્રમાંકોની ઓળખ

૧. જ્યોત.

૨. ગણેશની મૂર્તિ, પૂર્વ દિશામાં મુખ આવે તે રીતે. બાજુમાં ચૂરમાના નાના પાંચ લાડુ મૂકવામાં આવે છે.

૩. ધ્રુવનો દીવો ઉત્તર દિશા તરફ મુખ આવે તે રીતે.

૪. નાળિયેર, પૂર્વ દિશામાં ગણેશની મૂર્તિની સામે.

૫. લાડુ (ચૂરમાનો).

૬. પાંચ ગામડાં, ઘઉંની નાની રોટલી ઉપર લોટની બનાવેલ કુલડીમાં જ્યોત પ્રગટાવ્યા પછી દીવાઓ ભરવામાં આવે છે.

૭. સોપારી, પાટ ઉપરના નવખંડ ઉપર નવ સોપારી અને એક પાટની નીચે.

૮. કળશ, પાણીથી ભરેલ કળશમાં સોપારી, તાંબાનો સિક્કો અને સૂતરના તાર વીંટેલ નાળિયેર કળશ ઉપર રખાય છે.

૯. પાણી ભરેલી લોટી પાટની જમણી બાજુ નીચે રાખવામાં આવે છે.

૧૦. જુવાર, બાજરો, ચણાના દાણા પાટની નીચે રાખવામાં આવે છે.

- દાસોપાટ અને વીસોપાટ ભરતી વખતે સૌ પ્રથમ ગાયના છાણનું લીંપણ કરીને કંકુનો સાથિયો કરવામાં આવે છે.

- દાસોપાટમાં પાણીની ભરેલી એક જ લોટીમાં ગંગા અને જમના બન્ને સાથે ગણીને રાખવામાં આવે છે.

- દાસોપાટમાં બાજોઠ નીચે જુવાર, બાજરો અને ચણાના દાણા રામદેવપીર પછી ઉમેરાયેલા છે. કારણ કે તેના અર્થમાં જણાવવામાં આવે છે કે, જુવાર ભેરવા રાક્ષસને બાકળાને બદલે મૂકવામાં આવે છે. બાજરો અને ચણા રામદેવપીરના ઘોડાના ખાણના પ્રતીક તરીકે મૂકે છે.

- વીસોપાટને ગુપ્તપાટ માનવામાં આવે છે. તેનાં દર્શન દરેક વ્યક્તિથી કરી શકાતાં નથી. જે લોકો મહાધર્મને વરેલા હોય અને જતિ–સતી સાથે હોય તેમને સજોડે આ પાટનાં દર્શને જઈ શકાય છે. જતિ–સતીનો અર્થ પતિ–પત્ની નહીં, પરંતુ આ ધર્મને વરેલા બન્ને સ્ત્રીપુરુષ હોવાં જોઈએ. નિજારપંથની સાન સમજવા માટે અને આ ધર્મના અનુયાયી થવા માટે રામદેવપીર આવે છે ત્યારે તેમનાં પત્ની નેતલદે રાજરાણી અને રજપૂતાણી હોવાથી સાધુ–સંતોના જમેલામાં આવતાં સંકોચ અનુભવે છે અને નિજાર-પંથમાં જોડાતાં નથી, ત્યારે રામદેવપીરને સતી તરીકે હરિજન કન્યા ડાલીબાઈ સાથ આપે છે.

- વીસોપાટ ગુપ્ત હોવાથી દરેક જગ્યાએ એક જ સરખો પાટ ભરાતો જોવા મળતો નથી. દરેક ગુરુ પોતાની રીતે અર્થઘટન કરી થોડાઘણા ફેરફારો

કરતા હોય છે, પરંતુ મૂળ પાયાની બાબતો દરેક જગ્યાએ એકસરખી જોવા મળે છે.

- દાસોપાટ અને વીસોપાટ જોતાં લાગશે કે દાસોપાટ એ વીસોપાટની નાની આવૃત્તિ છે.
- વીસોપાટમાં કેટલીક જગ્યાએ ચોખાથી "ૐ" દોરવામાં આવે છે. અને ચાર ખૂણાઓ પર ગાદીઓ સ્થાપવામાં આવે છે. વચ્ચે બ્રહ્મજ્યોત, ધ્રુવજ્યોત અને નાળિયેર રાખવામાં આવે છે. બની શકે કે આ પાટ નિરાકારવાદીઓના મૂળ સ્વરૂપ સાથે વધુ નજીક હોય.
- વીસોપાટમાં કેટલીક જગ્યાએ જ્યોતની નીચે છ પાંખડીનું કમળ બનાવે છે.
- વીસોપાટમાં કેટલીક જગ્યાએ ચાર ગાદીનાં પ્રતીક તરીકે ચાર દીવા મૂકવામાં આવે છે.
- વીસોપાટની ચાર ગાદી તે પીર-ગાદી (દત્તાત્રેય), સાખિયાગાદી (ગણેશ), જોગણીગાદી (શક્તિ), વીરગાદી (હનુમાનજી). કેટલીક જગ્યાએ અનુક્રમે બ્રહ્માગાદી, વિષ્ણુગાદી, શિવગાદી અને શક્તિગાદી તરીકે ઓળખાવે છે.
- નિજારપંથી ભકતો જે સમાધિ લઈ જાય તેઓના ભંડારાના પ્રસંગે "સુરગનો પાટ" ભરવામાં આવે છે. શિવશક્તિ–ઉપાસનામાં મહાકાલી–પાટના અનુયાયીઓ આ પ્રકારના પાટને "સંખાઢાળનો પાટ" તરીકે ઓળખાવે છે. તેમાં ચાંદીના તારની રીઢી સૂતરના તાર સાથે પાટની ઉપર બાંધવામાં આવે છે.
- વીસોપાટની સાથે મહાકાલીના પાટનું ઘણું સામ્ય હોવાનું શ્રી રાજેન્દ્રસિંહ રાયજાદા જણાવે છે. ('પથિક' : માર્ચ, ૧૯૭૧)
- "કમલાકુંવરનો પાટ" : શ્રી ગોસ્વામી મોહનપુરી (જેસલ તોરલમાં) વીસો-પાટ સાથે સરખામણી કરીને બન્ને વચ્ચે સામ્ય હોવાનું સદૃષ્ટાંત સમજાવે છે.
- નૃસિંહપાટ : ઉત્તર ગુજરાતના હરિજન સમાજમાં આ પાટ ભરવામાં આવે છે, આ પાટમાં પાટ ઉપર ચાર દીવા, વચ્ચે જ્યોત અને તેની ઉપર પાંચ, સાત, નવ, એકસો આઠ કે સવાસો લીંબુ, લાકડાની પટ્ટીનું ચોકઠું બનાવી લટકાવવામાં આવે છે. આ પાટ આગવું સ્વતંત્ર રૂપ ધરાવે છે. વીસોપાટ સાથે તેનો સંબંધ નથી.

૭ 'બારમતિ' : હરિજન સમાજમાં બારમતિ સંપ્રદાય ચાલે છે. તેમાં પાટને બદલે ગાદી જમીન ઉપર ભરવામાં આવે છે. આ પંથ સ્વતંત્ર સ્વરૂપ ધરાવે છે.

**પાટનું અર્થઘટન :** વીસોપાટનું કે દાસોપાટનું જે દર્શન કરીએ છીએ તેમાં જે વસ્તુઓ રાખેલી છે તે બધી પ્રતીકાત્મક છે. નિજારપંથ એ નિર્ગુણ નિરાકારની ઉપાસનાનો પંથ છે. આ પંથના સંતો અને હરિજન ભક્ત-કવિઓનાં પદોના આધારે કહી શકાય કે તે રહસ્યવાદી નિર્ગુણપંથી છે. તેમાં આ પાટ–ઉપાસના તે સગુણ ભક્તિ કે કેમ, તેવો પ્રશ્ન થાય. પરંતુ તેનો જવાબ એ છે કે પાટમાં જે સાકાર દર્શાવ્યું છે તે બધાં પ્રતીકો નિરાકારને સમજાવવા માટે છે. કોઈપણ પંથને ચલાવવો હોય તો તે ગુપ્તમાં ગુપ્ત રીતથી ટકી શકતો નથી. વળી આ પંથમાં તો અભણ અને પછાત જ્ઞાતિના અનુયાયીઓ વિશેષ છે. તેથી આ નિર્ગુણ નિરાકારના પ્રતીકરૂપે જ્યોત ઉપાસનાએ પાટનું સ્વરૂપ લીધું હશે તેમ માની શકાય. હવે આ પ્રતીકો સમજવા પ્રયત્ન કરીએ. તેમાં પ્રથમ પાટ એ જ પ્રતીક છે.

"પ્રથમ પાટ ધરતી બોલીએ, બીજો પાટ દેહ,
ત્રીજો પાટ ધરતી પર ભરીએ, ચોથો પાટ કાષ્ટનો." ૩૭

પાટ એ ધરતીનું પ્રતીક છે. આ દેહનું પ્રતીક પણ પાટ છે. પાટનાં પ્રતીકો દેહમાં દર્શાવેલાં જોવા મળે છે.

૧. **જ્યોત :** બ્રહ્મજ્યોત, નિરંજન નિરાકારનું જ્યોતિરૂપ, નિરાકાર આત્માનું શુદ્ધ પ્રતીક.

૨. **ગણેશ :** દેવોમાં પ્રથમ સ્થાને બિરાજતા મંગલકારી દેવ, દેહમાં ગણેશનું સ્થાન ગુદાકમલમાં મનાયું છે.

૩. **નાળિયેર :** મસ્તકનું પ્રતીક મનાયું છે. નિજારપંથમાં કહેવાયું છે કે 'શીશ ઉતારીને ધરણીયે ધરે' તે આ અર્થમાં મનાય છે. શિવને કમળપૂજા થતી તે બલિદાનના અર્થમાં પણ હોય. આ પ્રતીકરૂપે શિવમંદિરમાં આજે પણ નાળિયેર ચડાવાતું નથી, આખું મૂકવું પડે છે. પાટ ઉપાસનામાં નાળિયેર ઉપર સૂતરનાં ત્રણ તાંતણા બાંધેલ છે, તે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ માનવામાં આવે છે.

૪. ધ્રુવ : અચળતાનું પ્રતીક છે. ધ્રુવ આ પંથને વરેલા હતા તેવું નિરૂપણ પણ પદોમાં જોવા મળે છે. તેથી તે ધ્રુવનું પ્રતીક પણ કહેવામાં આવે છે.

૫. લાડુ : નૈવેદ્યના પ્રતીક તરીકે છે. ગણેશની મૂર્તિ પાસે પાંચ લાડુ તેમના નૈવેદ્યના છે અને એક લાડુ, નૂરીજનના નૈવેદ્ય માટે ગણાય છે.

૬. પીરગાદી (દત્તાત્રેય) : ગુરુનું પ્રતીક છે. આ ગાદીને કેટલાક બ્રહ્મગાદી કહે છે. તે સર્જનકર્તા ઉપાસ્ય દેવના પ્રતીક તરીકે છે.

ણેશ) : રિદ્ધિસિદ્ધિનું પ્રતીક છે. આ છે. તે પાલનકર્તા ઉપાસ્ય દેવના પ્રતીક તરીકે છે.

કેત) : ચાલક શકિતનું પ્રતીક છે. આ ગાદીને હારકર્તા ઉપાસ્ય દેવના પ્રતીક તરીકે છે.

ાનજી) : વીરતાનું પ્રતીક છે. આ ગાદીને પાલકકર્તા ઉપાસ્ય દેવના પ્રતીક તરીકે છે.

પાણી એ દેહમાં રહેલ ચૈતન્ય તત્ત્વ. આ ા છે. તેના ઉપર નાળિયેર એ જીવનું પ્રતીક ાએ જીવ માયાથી વીંટળાયેલો છે તેમ દર્શાવે પાન એ ત્રણ ગુણ સત્ત્વ, રજસ્ અને તમસ્‌નાં ને સમુદ્રનું પ્રતીક ગણે છે અને કળશ ઉપરના નાળિયેરને પર્વતનું પ્રતીક ગણે છે.

૧૧. પાણીની લોટી : ગંગા, ડાબી બાજુની ઇડાનાડી.

૧૨. પાણીની લોટી : જમુના, જમણી બાજુની પિંગલાનાડી.

૧૩. સોપારી : દશ સોપારી એ દેહનાં દશ દ્વાર.

૧૪. અબીલ, ગુલાલ, ફૂલ : પવિત્રતાના ખ્યાલમાં રખાયેલ છે.

૧૫. પાંચ ગામડાં : પાંચ તત્ત્વ–પૃથ્વી, જલ, વાયુ, આકાશ, તેજ.

૧૬. અક્ષત ચોખા : અક્ષત, જે ક્ષત નથી એટલે કે અખંડિત છે, જેનો રંગ સફેદ છે, મલરહિત તેને અહીં લીધા છે.

## પાટ ઉપાસનાનો વિધિ

પાટ–સ્થાપન–વિધિમાં સૌ પ્રથમ ધરતી ઉપર કુંવારી કન્યા ગાયના છાણથી લીંપણ કરે છે. તેના ઉપર કંકુનો સાથિયો પૂરવામાં આવે છે. તેના ઉપર અબીલગુલાલ છાંટવામાં આવે છે. તે સમયે નીચેનો મંત્ર બોલવામાં આવે છે :

"હે સતની ધરણીમાતા, સતધરમને કાજ ધર્મરાજાએ પાટ સ્થાપ્યો. પૃથ્વીપાટ, સમૃદ્ધ કળશ, પર્વત શ્રીફળ, સાધ્ય સૂરજ, સમાધ્ય પંડિત, પ્રેમે ઇશ્વર, ગુરુમાર્ગ જતિ આત્માએ રેજ બિછાવી, આવ્યા શ્વાસા જાપ જપે અજપા તારા માર્ગ બ્રહ્મલીન તેની પાસે સર્વ રૂપ નૂરત સૂરત સારત્વ, ત્રિકુટી ગંગા જમના સરસ્વતી, સુગમ અલખ પુરુષે કરી પરીક્ષા ત્યારે એકોતેર પરચા લાવીને, ગોદરા કથે, ત્યાં નર નાર કહે સુનો પાર્વતી પ્રાણનાથ ધર્મરાજાએ કિયા નમસ્કાર, પૃથ્વી પૂજા સંપૂર્ણ થઇ અનંત કોટિ સિદ્ધોમાં બેઠકર શિવ શક્તિને કહા." ૩૮

પૃથ્વીપૂજા કર્યા પછી તેના ઉપર બાજોઠ મૂકતી વખતે નીચેનો મંત્ર બોલવામાં આવે છે:

"પ્રથમ જુગમાં કાઇકા પાટ, કાઇકા ઠાઠ, કાઇકા આસન, કાઇકા વાસણ, કોણ હતા પંડિત અને કોણ હતા કોટવાળ, કેટલા તાંતણાની કરતા વાટ અને કઇ શકિત લાવતી થાત. સતજુગમાં સોનેકા પાટ, સોનેકા ઠાઠ, સોનેકા આસન, સોનેકા વાસણ, સોનેકી લાલ લંગોટી, સોનેકી કમર કડિયારી નાભિ કમળ સોનાને પાટ બેઠા પ્રહ્‌લાદરાય, આદિનાથ હતા પંડિત, ગરુડ હતા કોટવાળ, પાંચ તાંતણાની કરતા વાટ અને સતી રત્નાવલી લાવતી થાત.

દ્વાપરમાં કાઇકા પાટ, કાઇકા ઠાઠ, કાઇકા આસન, કાઇકા વાસણ, કોણ હતા પંડિત અને કોણ હતા કોટવાળ, કેટલા તાંતણાની કરતા વાટ અને કઇ શકિત લાવતી થાત. દ્વાપરમાં રૂપેકા પાટ, પાટ માથે બોલીયે ગાયત્રી, રૂપેકા ઠાઠ, રૂપેકા આસન, રૂપેકા વાસણ, રૂપેકી લાલ લંગોટી, રૂપેકી કમર કડિયારી, રૂપાને પાટ બેઠા હરિશ્ચન્દ્રરાય, સોરંગીનાથ હતા પંડિત, હનુમાનજી હતા કોટવાળ, સાત તાંતણાની કરતા વાટ અને સતી તારામતી લાવતી થાત.

ત્રેતા જુગમાં કાઇકા પાટ, કાઇકા ઠાઠ, કાઇકા આસન, કાઇકા વાસણ, કોણ હતા પંડિત અને કોણ હતા કોટવાળ, કેટલા તાંતણાની કરતા વાટ અને કઇ શકિત લાવતી થાત. ત્રેતા જુગમાં તાંબેકા પાટ, તાંબેકા ઠાઠ, તાંબેકા આસન, તાંબેકા વાસણ, તાંબાને પાટ બેઠા યુધિષ્ઠિરરાય, મચ્છંદરનાથ પંડિત હતા. ગણેશ હતા કોટવાળ, સતી દ્રૌપદી લાવતી થાત.

કળિયુગમાં કાઇકા પાટ, કાઇકા ઠાઠ, કાઇકા આસન, કાઇકા વાસણ, કોણ હતા પંડિત અને કોણ હતા કોટવાળજી, કેટલા તાંતણાની કરતા વાટ અને કઇ શકિત લાવતી થાત. કળિયુગમાં માટીકા પાટ, માટીકા ઠાઠ, માટીકા આસન,

માટીકા વાસણ, માટીકે પાટ બેઠા બળિરાય, ગોરખનાથ હતા પંડિત, ભૈરવ હતા કોટવાળ બાર તાંતણાની કરતા વાટ સતી પિંજાવળી લાવતી થાત." ૩૯

ઉપર્યુક્ત મંત્ર બોલી બાજોઠ મૂકવામાં આવે છે. તેના ઉપર લીલા રંગનો અંચળો (કાપડ) પાથરવામાં આવે છે. તેના ઉપર આકૃતિમાં દર્શાવ્યા પ્રમાણે પાટ પૂરવામાં આવે છે ત્યારબાદ પાટની ગુરુગાદી સ્થાપીને તેનું આચાર્યપદ આપવું પડે છે. તે વખતે જેઓ ગુરુગાદીએ બેસે તેઓ નીચે પ્રમાણે મંત્ર બોલીને ગાદીએ બેસે છે:

"પ્રથમ ગુરુજી મન મારી મેદાન કરું અને કરું ચકનાચુર, સંતોની દયા થકી બેસીએ આસન ભરપૂર. આસન કરું, સિંહાસન કરું, અને માથે ધર્મનો મોળ, સવા હાથ જમીન સિદ્ધ બતાવી ઠોર, આચાર્ય ગાદી સંપૂર્ણ હુવા અનંત કોટી સિદ્ધોમાં બેઠકર શિવશક્તિને કહા" ૪૦

ગુરુપદ આપ્યા પછી કોટવાળ નક્કી કરવામાં આવે છે. આ કોટવાળ એ પાટનો રક્ષક ગણાય છે. પાટના દર્શને આવતાં પહેલાં ને પાટે વંદન કરતાં પહેલાં કોટવાળની રજા લેવી પડે છે તે વખતે ટૂંકો શબ્દ બોલાય છે "દેજો પ્રમાણ" ત્યારે કોટવાળ તેનો જવાબ આવે છે "સત નિર્માણ" આ જવાબ દ્વારા રજા આપી ગણાય. કોટવાળ પાટના દર્શને આવનારને ચાંદલા કરીને પ્રસાદ આપે છે. આ કોટવાળ તે જ બની શકે જેને "સંખાબોલ"નો મંત્ર આવડતો હોય અને તેનો મરમી તથા નિજારપંથને વરેલો હોય. કોઇ નિજારપથી નિજારપંથ વિશે પ્રશ્ન પૂછે તો તેનો જવાબ કોટવાળે આપવાનો હોય છે. આ રીતે કોટવાળનું મહત્ત્વનું સ્થાન છે.

'સંખાબોલ–ગુરુજી રામા અવતાર પઢો સંખા તો ઉતરો ભવપારા, સંખા વિનાના સાધુ થાય, તેની મુક્તિ ક્યાંથી થાય. સંખા વિના ગુરુ, ચેલા મૂંડે તેને જમપુરીમાં લઇ જાય. સંખા વિના પડિત પાટે બેસે તેને ઘાલે જમને વાટે. સંખા વિના સતી પડદે બેસે તે નારી નર્કમાં જાવે. સંખા વિના કોટવાળ કોટવાળું કરે તેને ડાળમૂળ કંઇ ન રેવે. આદકી સંખા, અવિનાશકી વાણી, કથતે પાર્વતી, બીજમંત્ર, મહામંત્ર, તેજ મંત્ર, તારીખ મંત્ર, અડાસો મંત્ર. પાંચ મંત્ર પવિત્ર થયા. ગાદીએ બેઠકર ગુરુ રામાનંદે કહ્યા. સાંયકુ સલામ, ગુરુકુ પ્રણામ, નાથજીકુ આદેશ, કાપડીકુ જીનામ, સર્વે સંતકુ જે જે સીતારામ."૪૧

પંડિત અને કોટવાળની નિયુક્તિ કર્યા પછી વીસોપાટમાં સતીનું સ્થાપન કરવું અનિવાર્ય છે. સતીને પડદા પાછળ રાખીને બેસાડવામાં આવે છે. ચારેચાર

જુગના પાટમાં સતી જોવા મળે છે. પ્રથમ જુગની સતી રત્નાવલી, બીજા જુગની સતી તારામતી, ત્રીજા જુગની સતી દ્રૌપદી અને ચોથા જુગની સતી વિંજાવળી છે. તે રીતે આજે પણ વીસોપાટમાં સતીને બેસાડવામાં આવે છે. સતી વગર વીસોપાટ ભરી શકાતો નથી. સતી થવાનો હક તે જ સ્ત્રીને છે કે જે પૂર્ણ નિજારી હોય.

પાટ પ્રગટાવવા માટે દીવાસળીનો ઉપયોગ કરી શકાતો નથી, પણ સૂતરના પ્રગટિયા બનાવવામાં આવે છે. તે "ઘી"માં બોળીને તેને સળગાવીને જ્યોત ઉપર કપૂર મૂકવામાં આવે છે. એટલે પ્રગટિયામાંથી બળતા ઘીના બિંદુઓ કપૂર ઉપર પડે છે, ને તે રીતે જ્યોત પ્રગટાવવામાં આવે છે જ્યોત જાગૃત કરતી વખતે નીચે પ્રમાણે મંત્ર બોલવામાં આવે છે.

"જ્યોતમંત્ર–ગુરુજી, સતવચન સહુંકારા, આદ પરેશવે મનસા બનાઇ, મનસા કયા ગરભ લાઇ, મનસા આભ ગરભ લાઈ, આભ ગરભકા કયા ભયા, આભ ગરભકા બન્યા ઇંડ, ઇંડકા બન્યા દો ભાગ, પહેલી બની પૃથ્વી, પછી બન્યું આભ, અંગથી ઉતાર્યો નાગ, તેને શિર પે પૃથ્વીનો ભાર, ત્યાં પંખ પસારી રહ્યા, ત્યાં જળબંબા, જળબંબા પર પત્ર, પત્ર પર જળ, જળ પર સેવાળ, સેવાળ પર કોરમ, કોરમકી પીઠ પર કોટ બ્રહ્માંડકા પાયા રચાયા. કહે કબીર ગુરુ દરખા દીની દરશન દે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તે હિ મૂળનામ પડંતે, ઔર નહીં અવતાર ધરન્તે, કોરમકી પીઠ પર પાતાળ, પાતાળ પર રહાતાર, રહાતાર પર કરતક, કરતક પર સભી, સભી ઉપર માનંગ, માનંગ પર નવખંડ બનાયા, પહેલા કોણ વચન બોલીયે, પહેલા પ્રેમવચન બોલીયે, પ્રેમવચન કયા લાયા, લાયા પાવન પાણી, ત્યાં વસે એક નિરંજનકી જ્યોત પ્રગટાણી, પહેલી જ્યોતે બ્રહ્માજી આયા, બીજી જ્યોતે વિષ્ણુજી આયા, ત્રીજી જ્યોતે મહેશ્વર આયા, શિવ શકિતકા મેળા કહાઈ ઈ તંતમાંથી પ્રેમતંત લઈ નવનાથ જગાયા, તેજ બતી, તન કોડિયા, દેનારા દિયો, સદાવાડી શ્યામની રોપનારા જીવો, અમરવાડી અમરવેલી અમર કરીએ તમારી સેવ, સત વચન રહી પ્રગટ કરે પ્રકાશા તો બોલ્યા ભગત આહુદાસા જ્યોતિ મંત્ર સંપૂર્ણ થયા તો ગાદીએ બેસી કબીર સાહેબે કહ્યા." ૪૨

રામદેવપીર નિજારપંથી બન્યા પછી જ્યોત–મંત્ર નીચેનો પ્રચલિત થયો છેઃ

"ગુરુજી જલમાં થલ, થલમેં ધરતી, ધરતીમેં પાટ, પાટમેં મોતી, મોતીમે ચકરી, ચકરીમેં પાન, પાનમેં અંત, અંતમેં કલી, કલીમેં કપૂર, કપૂરમેં જ્યોત,

જ્યોતમાં મહાજ્યોત. ખાલા સુંદરી પીર રામદેવજીએ પ્રગટાવી તબ તો જ્યોત અખંડ. જ્યોત ભઇ ઇશ્વરી હરનમું, પીંડ બ્રહ્માંડ વચન નમું અને નમું સુરતા રાણી તબ બ્રહ્માજીએ જ્યોત જગાઈ, જ્યોત કારણ આવ્યા બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ અને આવ્યા તેત્રીસ કરોડ દેવ અને વહે ગતમાં નિર્મળ નીર, ગંગા, જમના, સરસ્વતી રહ્યા જ્યોતિમય. જ્યોતમંત્ર સંપૂર્ણ હુઆ અને અનંત કોટિ સિધ્ધોમાં એઠકર શિવ શકિતને કહા." ૪૩

જ્યોત પ્રગટાવ્યા પછી ધ્રુવનો દીપક પ્રગટાવવામાં આવે છે. તે પછી પાંચ ગામડાંઓ પ્રગટાવવામાં આવે છે. આ પાટ પ્રગટાવ્યા પછી નૈવેદ્ય ધરવામાં આવે છે. તેમાં જેને ઘેર પાટ ભરાયો હોય તે સ્ત્રી-પુરુષ જતિ-સતી બન્ને થાળીમાં નૈવેદ્ય લઈને આવે છે. નૈવેદ્યમાં ભાત, ચૂરમું હોય છે. ચૂરમામાંથી પાંચ લાડુ ગણેશના અને એક લાડુ નિરંજનદેવને ધરવામાં આવે છે ભાત હનુમાનજીને ધરવામાં આવે છે. રામદેવપીર આ પંથમાં આવતાં નૈવેદ્યમાં વધારો થયેલો જોવા મળે છે. તેમાં રામદેવપીરને રામારોટી, ડાળીબાઇને ખીચડી, મીણલદેને ખીર, બાવા બાળનાથને લોટ, ઘોડાને બાજરો, બાબરાના બાકળા એટલે કે જુવાર એ પ્રમાણે નૈવેદ્ય ધરી કોટવાળ એક પાત્રમાં અગ્નિ અને નૈવેદ્યનો એક ભાગ લઇને તેના ઉપર પ્રગટયો રાખીને વિઠલાને (કૂતરાને) જમાડવા જાય છે. વિઠલાને જમાડવા પાછળનો અર્થ એ છે કે કૂતરામા વિઠલ ભગવાનનો વાસ છે. સંતો માને છે કે નામા ભગતને ત્યાં ભગવાન કૂતરાનું રૂપ ધરીને આવ્યા હતા.

પાટ પ્રગટ થાય ત્યારે નિજારી સિવાય ત્યાં કોઈ હાજર રહી શકે નહીં. પાટનાં દર્શને આવનારને રજા લેવી પડે છે.

**સંતો પાટનાં દર્શને :–** જતિ-સતી સજોડે પાટનાં દર્શને આવે છે. જ્યોત પ્રગટાવ્યા પછી આવનાર સંતોએ દરવાજો બંધ હોવાથી કોટવાળની રજા લેવાની હોય છે. કોટવાળને ખ્યાલ આવે કે આ જતિ-સતી નિજારી છે. એ માટે બહારથી બોલે છે કે :

"ગુરુજી ઘુઘરિયાલો ઝાંપલો અને રત્નજડિત કમાડ, સંત આવ્યા પરોણલે ખોલો ધર્મનાં દ્વાર." ૪૪

કોટવાળ આ સાંભળીને ખાતરી કરવા પ્રશ્ન પૂછે છે કે :

"ગુરૂજી કોનસે તેરે આવન-જાવન, કોન તેરી સાથ, કોન પ્રતાપે ડગ ભરેલ, કોન તેરી જાત ?" ૪૫

એટલે તેનો સામેથી જવાબ મળે છે કે:

"ૐ ગુરુજી અલખપુરસે આવન-જાવન ગત ગોઠી અમારી સાથ, ગુરુ પ્રતાપે ડગ ભરું, જાગૃત સંત અમારી નાત" ૪૬

ફરી કોટવાળ બીજો પ્રશ્ન પૂછે છે કે:

"ૐ ગુરુજી કોણ તેરી ઉત્પત્તિ, કોણ તેરી જાત, કોણ તમારા સતગુરુ કિસકે ધર્યા હાથ?"૪૭

તેનો જવાબ આપવામાં આવે છે કે:

"ૐ ગુરુજી સલીલ અમારી ઉત્પત્તિ, પવન અમારી જાત, અલખ અમારા સતગુરુ, નિરંજને ધર્યા હાથ."૪૮

આ પ્રમાણે પરિચય થયા પછી જતિ-સતી દર્શને જાય છે.

**વાયક (આમંત્રણ) :** પાટનાં દર્શને આવનાર સંતોને આગળથી વાયક અપાયેલ હોય છે. પાટ-ઉપાસનાનો દિવસ નક્કી થયા પછી કોટવાળ કંકુવાળા અક્ષત લઈને સંતોને વાયક આપે છે. આ વાયક સ્વીકારતી વખતે કોટવાળને પૂછવામાં આવે છે કે: "કોણે દીધા કંકુ ચોખા, કોણે દીધી છડી, કોણે દીધી ચાદર પછેડી, કેમ આવ્યા આડા ફરી."૪૯

તેનો કોટવાળ જવાબ આપે છે કે:

"ૐ ગુરુજી દીધા કંકુ-ચોખા, ગત ગંગાએ દીધી છડી, સત્યે દીધી ચાદર-પછેડી, ગુરુવચને આવી ઊભો આડો ફરી."૫૦

આ વાયક આપતી વખતે તિથિ-વાર જણાવવામાં આવે છે. એ વાયક જતિ-સતી સ્વીકારે એટલે ગમે તેવા સંજોગો હોય તોપણ પાટનાં દર્શને જવું જ પડે છે. હરિજન સંતભક્તકવિઓનાં જીવનમાં વાયક આવ્યા પછી કપરા સંજોગોમાં પણ જવું પડયું હોય તેવા પ્રસંગો નોંધાયેલ છે. વળી વાયક વગર પાટનાં દર્શને જઈ પણ શકાય નહીં,

**પાટનાં દર્શન :** જતિ-સતીને વાયક હોય તે પાટનાં દર્શને કોટવાળ પાસે પ્રમાણ માગી જ્યોત અને ગણેશની મૂર્તિ સામે બેસે છે. કોટવાળ બંનેને ચાંદલા કરે છે. મળેલ વાયક પાટ ઉપર મૂકીને યથાશકિત દ્રવ્ય પાટે ધરીને નીચે પ્રમાણે મંત્ર બોલી વંદન કરે છે.

"ૐ ગુરુજી પાટ નમું, ઠાઠ નમું, નમું પાટકા ચાર પાય, પાંચ દેવ આજ્ઞા આપે તો બેસું જ્યોતિની છાંય, ૐ ગુરુજી ભરૂ-ભૂરૂ ખાખરી અને લાંબા

લાંબા કેશ આખા ચડાવું–અર્ધા ચડાવું ગણેશ માતા જોગણી, ઉમૈયા રક્ષા કરો વારંવાર, ૐ નમો રામદેવાય નમઃ" ૫૧

પ્રથમ નમન નિરાકાર ઇશ્વરને કરવામાં આવે છે.

બીજું નમન ઇષ્ટદેવ ગુરુને કરવામાં આવે છે.

ત્રીજું નમન સ્વદેહમાં રહેલ આત્માને કરવામાં આવે છે.

ચોથું નમન પોતાના હાથ પીઠ પાછળ બાંધી શીશ નમાવવામાં આવે છે.

તેનો અર્થ એ કે મારું સર્વસ્વ આપને ચરણે ધરું છું. પાટની ગાદીએ બેઠેલા ગુરુને વંદન કરી પાટમાં સ્થાપેલ ચાર ગાદીને વંદન કરવામાં આવે છે.

**પ્રથમ ગાદી** : પીરગાદી (ગુરુ દત્તાત્રેય) :

"ૐ ગુરુજી સાર સાર મહાસાર ગાદીએ બેઠા ગુરુવાસાર. ગુરુ બેઠા જ્યોત પાટની પૂજા કરે, પાટ નમું, ઠાઠ નમું, નમું ગુરુના પાંવ, સૌ સંતો મળી આજ્ઞા આપો તો પીરગાદીને લાગું પાય"૫૨

**બીજી ગાદી** : જોગણી-ગાદી (શકિત) :

"ૐ ગુરુજી પૂર્વ-પશ્ચિમ ખંડની જોગણી, ઉત્તર-દક્ષિણ ખડી જોગણી, આવી કરો પ્રકાશ, માણેક-મોતીએ લાવી વધાવી સતકી, સતી-ધર્મકી માંય તે વાસ્તે ગાદી બિછાવી અને લળીલળીને લાગું પાય. પાટ નમું, ઠાઠ નમું, નમું ગુરુના પાંવ, સૌ સંત મળી આજ્ઞા આપો તો જોગણી-ગાદીને લાગું પાય." ૫૩

**ત્રીજી ગાદી** : વીરગાદી (હનુમાનજી) :

"ૐ ગુરુજી વીર વીર મહાવીર સૂકી નદીમાં ચલાવે નીર, સબ સંતકો ખવડાવે ખીર અને સબ સંતકો આપે ધીર ત્યારે જાણું સાચા વીર, કાર (ક્રોધ) કંટકકો મારો તીર, પાટ નમું ઠાઠ નમું, શિવ નમું, શકિત નમું, નમું ગુરુકા પાંવ

સૌ સંત મળી આજ્ઞા આપો તો વીરગાદીને લાગું પાય."૫૪

**ચોથી ગાદી** : સાખિયાગાદી (ગણેશ) :

"ૐ ગુરુજી, પૃથ્વી પાટ, સાખિયા દોનું ચાંદો-સૂરજ બેઠા નિરંજન પાસ, જેવું દેખે તેવી પૂરે શાખ અને પાપ-પુણ્યથી નિરાળા રહે. પાટ નમું, ઠાઠ નમું, નમું ગુરુકા પાંવ. સૌ સંત મળી આજ્ઞા આપો તો સાખિયા ગાદીને

લાગું પાય. ચાર ગાદી સંપૂર્ણ થઇ તો ગાદીએ બેસી ગુરુ દત્તાત્રેય સાહેબે કહી ૐ નમઃ શિવાય.'' ૫૫

ઉપર્યુક્ત રીતે મંત્રો બોલીને પાટને વંદન કરવામાં આવે છે.

**કોળી પાવળ : (કોરી પાવર) :**

પાટનાં દર્શને આવેલ સંતોને કોટવાળ જે પ્રસાદ આપે છે તેને કોળી-પાવળ કહેવામાં આવે છે. આ કોળી-પાવળનો અર્થ જુદોજુદો જાણવા મળે છે. તેનો અર્થ સ્પષ્ટ કરતાં પહેલાં તેનું આરાધિપદ નીચે પ્રમાણે જાણવા મળે છેઃ

''ચાલો સતમાં બેલી ! જામૈયે જઇએ,
અડસઠ તીરથ ગંગા-જમના ન્હાઇએ,
પહેલો પહેલો જગન રચિયો પ્રહ્‌લાદરાય,
કુંજર દોરીને ઊભા ધણીને દરબાર,
સોના કેરો કળશ ને સોના કેરો પાટ,
સોનાને સિંગાસણ બેઠા નકળંગરાય,
વરોંધ્યો વરોંધ્યો કુંજર ધણીને દરબાર,
પાંચ કરોડે કોળી-પાવળ વરતાય,
બીજધરમ ક્રિયા હોય ત્યાં મળો,
કુંજર ઊઠીને સિંગલ દ્વીપમાં ભળો, —૦

બીજો બીજો જગન રચિયો હરિશ્ચંદ્રરાય,
રેવત દોરીને ઊભા ધણીને દરબાર,
રૂપા કેરા કળશ ને રૂપા કેરા પાટ,
રૂપાને સિંગાસણ બેઠા નકળંગરાય,
વરોંધ્યો વરોંધ્યો રેવત ધણીને દરબાર,
સાત કરોડે કોળી-પાવળ વરતાય,
બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળો,
રેવત ઊઠીને સૂરજના રથમાં ભળો, —૦

ત્રીજો ત્રીજો જગન રચિયો જેષ્ઠુરરાય,
કવલી દોરીને ઊભા ધણીને દરબાર,

તાંબા કેરા કળશ ને તાંબા કેરા પાટ,
તાંબાને સિંગાસણ બેઠા નકળંગરાય,
વરોંધી વરોંધી કવલી ધણીને દ્વાર,
નવ કરોડે કોળી–પાવળ વરતાય,
બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળો,
કવલી ઊઠીને કદળી વનમાં ચરે રે, —૦

ચોથા ચોથા જગન રચિયો બળરાય,
અજા દોરીને ઊભા ધણીને દ્વાર,
માટી કેરા કળશ ને માટી કેરા પાટ,
માટીને સિંગાસણ બેઠા નકળંગરાય,
વરોંધી વરોંધી અજા ધણીને દ્વાર,
બાર કરોડે કોળી–પાવળ વરતાય,
ઊઠી ગઇ ગત ને અજા પડી રહી,
એડાં એડાં વચન મારા કળિયુગનાં પ્રમાણ,
બોલ્યા મેઘધારુ મારા ગુરુને પ્રણામ.
ચાલો સતના બેલી ! જાશૈયે જઇએ,
અડસઠ તીરથ ગંગા–જમના ન્હાઇએ.'' ૫૬

હરિજન ભક્તકવિ મેઘધારુના આ આરાધિપદનું સંક્ષેપમાં અર્થઘટન કરીએ પ્રથમ જુગમાં પ્રહ્લાદરાયે પાટ સોનાના સમક્ષ હાથીનું બલિદાન આપી, તેની કોળી–પાવળ બનાવી, પાંચ કરોડ સંતસમાજમાં વહેંચી આપી. ત્યારબાદ સંતોના આરાધે ફરી હાથી સજીવન થઇને સિંહલદ્વીપમાં ચાલ્યો જાય છે. બીજા જુગમાં રાજા હરિશ્ચન્દ્રે પાટ રૂપાના સમક્ષ અશ્વનું બલિદાન આપી, તેની કોળી-પાવળ સાત કરોડ સંતસમાજમાં અપાઇ. સતોએ આરાધ કરીને અશ્વ સજીવન કર્યો. તે અશ્વ સૂર્યના રથમાં જોડાયો. ત્રીજા જુગમાં યુધિષ્ઠિરરાયે તાંબાને પાટ કવલી ગાયનું બલિદાન આપી તેની કોળી–પાવળ નવ કરોડ સંતસમાજમાં આપી ને આરાધ જમાવી કવલી ગાય સજીવન કરી ગાય કદળીવનમાં ગઇ. ચોથા જુગમાં બલિરાજાએ પાટ માટીને અજાને બલિદાન આપી તેની કોળી–પાવળ બાર કરોડ સંતસમાજને આપી, આરાધ જગાવ્યો, પણ અજા સજીવન ન થઇ. સંતો ઊઠીને

ચાલ્યા ગયા એ કળિયુગનું નિશાન માનવામાં આવે છે, અને ત્યાર પછી વીસોપાટને બદલે દાસોપાટની શરૂઆત થાય છે.

નિજારપંથમાં પવિત્ર પાટની જગ્યાએ હાથી, અશ્વ, ગાય અને અજાનું બલિદાન આપવામાં આવે ? આ પ્રકારનો પ્રશ્ન થાય. પરંતુ તેના જવાબ રૂપે "જેસલ તોરલ"માં શ્રી ગોસ્વામી મોહનપુરી "શતપથ બ્રાહ્મણ ૧-૨-૩-૭-૮" માંથી નીચે પ્રમાણેનું પ્રમાણ આપે છે.

"પ્રથમ દેવોએ માણસનું બલિદાન આપ્યું. જ્યારે તે અપાયું ત્યારે તેમાંથી મેધ નીકળી ગયો. તે અશ્વમાં પેઠો, તેઓએ અશ્વનું બલિદાન આપ્યું.' જ્યારે તે અપાયું ત્યારે તેમાંથી પણ મેધ નીકળી ગયો અને તે ગાયમાં પેઠો. જ્યારે તેનું પણ બલિદાન અપાયું, ત્યારે તેમાંથી પણ નીકળી ગયો અને તે મેધ-પાડામાં પેઠો ત્યારે તેઓએ મેધનું બલિદાન આપ્યું અને જ્યારે તે અપાયું, ત્યારે મેધ તેમાંથી પણ નીકળી ગયો અને તે અજા-બકરીમાં પેઠો. જ્યારે અજા-બકરીનું પણ બલિદાન અપાયું, ત્યારે મેધ આ પૃથ્વીમાં પેઠો તેઓએ (દેવોએ) તેને ખોદીને શોધ્યો. તે તેમને બે પદાર્થ ચોખા અને યવ-જવના આકારોમાં મળ્યો, માટે હજી સુધી આ બે પદાર્થને તેઓ ખોદીને કાઢે છે, જે આ જાણે (પૃથ્વી ખોદી ધાન્ય મેળવતાં) તેને આ સર્વ યજ્ઞે પશુઓના બલિદાનથી જેટલું ફલ થાય તેટલું જ ફલ આના હવિથી થાય છે.' ૫૭

કોળી-પાવળ વિશે "શ્રી મેઘ મહાત્મ્ય" ભાગ ૨ (લેખક શ્રી ભીખુનાથ)માં જણાવ્યું છે કે "પ્રથમ પાટે કોળી-પાવળ હાથીની એટલે કે મદરૂપી હાથીની. બીજે પાટે કોળી-પાવળ અશ્વની એટલે કે મનરૂપી ઘોડાની ત્રીજે પાટે કોળી પાવળ કવલી ગાયની એટલે કે ઈન્દ્રિયોના વિકાર રૂપી ગાયની. ચોથા પાટે અજાની એટલે કે આવરણરૂપી અભિમાન અજા જે ચોથા જુગમાં સાધુસંતોમાં રહેલ અનર્થ, કુસંપ, મોટાઈને કારણે અજા સજીવન થઈ નહીં અને ગિરનાર ઉપર સવરામંડપમાં પડેલી છે." ૫૮

નિજારપંથમાં વીસોપાટમાં સતી જ્યારે પડદા પાછળ બેઠેલી હોય ત્યાં થાળીમાં દૂધ, ખાંડ, ભાત નાખેલા હોય તેને કોળી-પાવળ ગણાવી, સંતસમાજમાં પ્રસાદી તરીકે આપવામાં આવે છે. દાસોપાટમાં કોટવાળ ચૂરમાનો બનાવેલો પ્રસાદ આપે છે તેને કોળીપાવળ કહે છે.

કોળી-પાવળ મુખમાં મૂકતાં પહેલાં નીચેનો મંત્ર બોલવામાં આવે છે:

"ૐ ગુરુજી અરખત–નરખત ધંધુકારા સત શબ્દ ૐકાર, પેલી કોળી આવે, કોળી જાવે, કોળીએ કીધાં રાજ, કોળીએ સિદ્ધા ધ્રૂવ ને પ્રહ્‌લાદ જે કોઈ અલખ ધણીના પાટની પાવળકોળીની આશા કરે તેનો અવશ્ય વૈકુંઠમાં વાસ. લોહ સારના ચણા મીણના દાંતે પંચમાં ભેળા બેસીને ચાવતા, પડ્યા પંડને ઉઠાડતા, ચાર પાણી, ચાર ખાણી, ચાર અલેખની વાણી, ન બોલે શબ્દથી કોળી તેનાં તો એકોતેર પરિયાં નરકે જાય, બોલે શબ્દથી કોળી તેનાં એકોતેર પરિયાં અમરાપુર જાય, સહરત્ર ઘોડ, સહરત્ર પ્રાણ. ત્યાં બેઠા અલખ નિરવાણ, લાવો સંતો કોળી–પાવળનાં ફરમાન, પાંચે દીધી (પાંચ આંગળીઓ) દશે ફરમાવી (બે હાથની દશ આંગળીઓ) મેલી મુખની માંય. કોળી મંત્ર સંપૂર્ણ થયા અનંત કોટિ સિધ્ધોમાં બેઠકર શિવ શકિતને કહ્યા સૌ સંત મળીને આજ્ઞા આપો તો કોળી મુખમાં સમાય."[૫૯]

નિજારપંથમાં વીસોપાટમાં સતી નગ્ન અવસ્થામાં પડદા પાછળ બેસે છે. તેનાં દર્શને જતિ–સતી જાય છે ત્યારે નીચેનો બોલ બોલે છે :

"સફેદ પડદાને લીલી બારી, ત્યાં બેઠી બાળકુંવારી,
ચડતો પુરુષ ઉતરતો ભાઈ, પડદા ખોલો મારી માત."[૬૦]

અહીં બાળકુંવારીનો અર્થ કુંવારી નહીં પણ જે સતીએ માત્ર એક જ પુરુષ પતિનું સેવન કર્યું છે તે તેવી સ્ત્રી સતી બને છે. તેનાં દર્શને જતાં ચડતો પુરુષ છે, જાય છે ત્યારે–પરંતુ ત્યાં જતાં એ સતીમાતા છે એ ભાવ બને છે. અહીં એક પવિત્ર ભાવ છે. નિજારીનો ભાવ છે. વ્યભિચાર સહેજ પણ ન આવે તે ગણનરી છે. પરંતુ તેમાં આજે સડો જોવા મળે છે અને ત્યાં વાસનાઓ સંતોષીને પાશવી તાંડવ કરે છે ને તેને અજર પ્યાલાનું નામ આપી વિકૃતિ લાવેલ છે.

**જતિ–સતી :** નિજારપંથમાં સ્ત્રીને દૂર રાખવામાં આવી નથી, પરંતુ સાચા અર્થમાં ધર્મપત્ની બનાવવામાં આવી છે. ધર્મની અધિષ્ઠાત્રી તરીકે સ્ત્રીનું સ્થાન જોવા મળે છે. યુધિષ્ઠિર રાજા નિજારપંથ દ્રૌપદી પાસેથી જાણે છે :

"ધરમ સૂનો તે નિજારપંથ તો તે,
સંપૂર્ણ જાણે છે સતી દ્રૌપદી હાં"–માર્કંડ ઋષિ

નિજારને પંથે પ્રહ્‌લાદ–રત્નાવળી, હરિશ્ચંદ્ર–તારામતી, બળિરાય–વિંધ્યાવળી, યુધિષ્ઠિર–દ્રૌપદી એમ ચાર જુગનાં ચાર જતિ–સતી મનાય છે. આ પરંપરા

મધ્યયુગમાં પણ જોઈ શકાય છે. લાખો-લોયણ, રૂપાંદે-માલદે, જેસલ-તોરલ, ડાળલદે-ખીમરો-આવાં તો ઘણાં જતિ-સતીનાં યુગલો ગણાવી શકાય. નિજારપંથમાં પથદર્શક તરીકે સતીનું સ્થાન મહત્ત્વનું રહ્યું હોય તેમ લાગે છે. લાખો ચોર લૂંટારો હોવા છતાં લોયણ પાસેથી જ્ઞાન મેળવી ધર્મના પંથે વળે છે. જેસલ બહારવટિયો મટીને તોરલની સાથે ભક્ત થઈ પીર બની જાય છે. તોરલે તો :

"તોરલે ત્રણ નર તારિયા, સાસતિયો ને સધીર,
જેસલ જગનો ચોરટો પલમાં કીધો પીર." [61]

નિજારપંથનો ઉપદેશ ગંગાસતીએ પાનબાઈને આપીને અનેક લોકોને તાર્યા છે. આ રીતે નિજારપંથમાં સતીનું સ્થાન પૂજનીય છે આટલી ઊંચી ભૂમિકાનાં પાત્રો વીસોપાટમાં વાસનાનો ભોગ બને તે માની શકાય તેવું નથી. જે ગુરુઓ આવાં પાપનાં પોટલાં બાંધતા હતા તેને તો દાસી જીવણે વીસોપાટમાં જઈને કહ્યું છે કે :

"સેવા કરો સંતની કાંઈ દાસ થઈ ડરો,
હાર્યા-હાર્યા હરિ ભજો તો કોક દી તરો,
એકમના થઈ અલખ આરાધો વાલાને વરો,
મૂળગાં લેણાં માથે છે ને તાવાં કાં કરો ?'

નિજારપંથમાં પાયાની બાબત જ જાર કર્મ નહીં તે નિજારી ગણાય, તેથી તો ગંગા સતીએ કહ્યું છે કે :

"શીલવંત સાધુને વારેવારે નમીએ
જેનાં બદલે નહીં વ્રતમાન રે,
ચિત્તની વરતી જેની સદાય નિરમળી
જેને મા'રાજ થયા મેરબાન રે."

આ પ્રમાણે નિજારપંથ એ જતિ-સતીનો પવિત્ર ધર્મ છે.

**ગતગંગા** : પાટનાં દર્શને પધારેલ જતિ-સતી ને સતસમાજને જામો, જામૈયો કે જમેલો કહેવામાં આવે છે ને આ સમાજને પવિત્ર ગણીને તેને ગત ગંગાના નામથી ઓળખવામાં આવે છે. આજે ગામડાંઓમાં હરિજન-સમાજને ગતગંગાના નામથી પણ ઓળખે છે.

**પંજો લેવો :** પાટ-ઉપાસનામાં આવેલ ગતગંગાને એકબીજા હાથનો પંજો મેળવીને મળતા હોય છે. આપણે જેમ રામરામ કરીને હાથ મિલાવીએ છીએ, તેમ અહીં પંજો લેવામાં આવે છે. પંજાની ત્રણ સાન મનાય છેઃ

૧. સામસામે જમણા હાથના અંગૂઠા મેળવીને પંજો ફેરવીને હાથ મિલાવવા.
૨. સામસામે અંગૂઠા મેળવીને ત્રણ વખત મૂઠી વાળીને પંજો લેવામાં આવે છે.
૩. સામસામે કોણી સુધી હાથ મેળવી પંજો લેવામાં આવે છે.

અહીં સ્ત્રી કે પુરુષનો ભેદ નથી રખાતો. સ્ત્રી પણ પુરુષ સાથે આ જ રીતે પંજો લે છે. પંજો લેતી વખતે કેટલીક જગ્યાએ નીચેની પ્રશ્નોત્તરી થાય છે:

"ૐ ગુરુજી કોનકા પંજા, કોનકી વાણી, કોને બેસાડયા આણી,
કોનકા સાદ, કોને પૂરી શાખ, પંજા તમારા કોને હાથ." [૬૨]

તેનો જવાબ :

"ૐ ગુરુજી સતકા પંજા, સતકી વાણી, સતપુરુષે બેસાડયા આણી,
ચાર સંતોએ પૂરી શાખ, પંજા અમારા ગુરુજીના હાથ." [૬૩]

**પંજાનો મંત્ર :** 'ૐ ગુરુજી સોનેકા પંજા, રૂપેકા તાલા, ખોલો તો ભીતર હુવા અજવાળા, પંજા પૂર મુખ પર નૂર હાજરાહજૂર, ગાફલકુ દૂર, જોડું પંજા. ભાયલા ભેરૂકા હાથ, તેણ શેરડો પંજાપાવર થાય, હુકમ કરો તો ગતમાં જાય, જે જાણે પંજાકો ભેદ, તો આવે નિરંજનદેવ, જે નર કરે પંજાકી આશ, તેનો હોવે અમરાપુરમાં વાસ. પંજાકા મંત્ર સંપૂર્ણ થયા, અનંત કોટિ સિધ્ધોમાં બેઠકર શિવ-શક્તિને કહા."[૬૪]

**થાત :** ચાર જુગના ચાર પાટમાં સતીઓ પાટે થાત લાવે છે, તેવું આપણે પદમાં જોઈ ગયા, રાત્રિભર પાટે ભજન ગવાય છે અને વહેલી સવારે પરોઢિયે પાટે થાત નૈવેદ્ય ચડાવવામાં આવે છે અને તે પછીથી પાટને વધાવી શકાય છે. આ થાત એ નિરંજનદેવનો મનાય છે. જેને ઘેર પાટ થયો હોય તે ઘરની સતી થાળીમાં ઘઉંનો લોટ, ખાંડ, ગોળ, ઘીની માતર બનાવીને લાવે તેને 'થાત' કહેવામાં આવે છે. પાટે તેનો નૈવેદ્ય ધરવામાં આવે છે. તે સમયે બીજનો પાટ હોય તો તેનો બીજમંત્ર બોલવામાં આવે છે.

**બીજ મંત્ર :** "ૐ ગુરુજી બીજ બીજ મહાબીજ. બીજે પ્રગટયા બ્રહ્મા, કાપે કોટકોટનાં કર્મ ત્યાં વસે શિવ-શક્તિ એની વાસે નિરંજન જ્યોતિ પ્રકાશ તેનું નિરંતર ધ્યાન. ૐ ગુરુજી પ્રેમ બીજ, પ્રકાશે બીજ, તેજ બીજ,

તીન ભુવનકે તોલે. બીજે અનેક નરનારી ઓધર્યાં. પ્રથમ બીજને લાગું પાય. નરનારીને ફળીભૂત થાય. નરનારી નિરવંશ ન જાય. રિદ્ધિસિદ્ધિકા ભરે ભંડાર. ચંદ્રદર્શન બીજ પર વાસ. શિવપ્રકાશા જે કરે બીજમંત્રકી આશ, એ નરનારીનો હોવે અમરાપુરીમાં વાસ. એતા બીજમંત્ર સંપૂર્ણ થયા. સિદ્ધોમાં બેઠકર શિવ–શકિતને કહ્યા.” ૬૫

આ મંત્ર બોલીને થાતનો ધૂપ કરવામાં આવે છે.

**પાટે શિષ્ય બનાવવાનો વિધિ :** નિજારપંથમાં ગુરુ એ અનિવાર્ય છે. ઉપયુકત ગુપ્ત માહિતી લેખિત સ્વરૂપમાં મળતી નથી. અને ઘણી વખત સાંભળવા મળે, પરંતુ તેના અર્થો ગુપ્ત હોવાથી સમજવું કઠિન છે. એટલે આ પંથમાં ગુરુનું મહત્ત્વ ઘણું છે. પાટની છાયામાં બીજના દિવસે – અષાઢી અજવાળી શનિવાર ને બીજ ઉત્તમ મનાય છે – ગુરુજી મહાધર્મની સાન સમજાવે છે.

**ગુરુની સાન :** ૧. કાનમાં ફૂંક મારી ગુરુ મંત્ર આપે છે.

૨. માથા ઉપર ગુરુ હાથ મૂકીને વીસાધર્મની સાન સમજાવે છે.

૩. પાટ પાસે પાંચ ડગલાં આગળ ચલાવે છે. તેનો અર્થ એ કે ધર્મમાં, નીતિનાં ડગલામાં હું આગળ વધીશ. પાંચ ડગલાં પાછળ ભરાવે છે. તેનો અર્થ એ થાય કે પાપમાંથી પાછાં ડગલાં ભરીશ.

૪. મહાધર્મની સાન – ડાબો હાથ છાતીએ રાખવાનો, જમણો હાથ પાટે રાખવાનો ને પ્રમાણ માગવાનું. પાટથી નીચે પૃથ્વી, જમણા પગનો અંગૂઠો, ગોઠણ, નાભિ, છાતી, મુખ, કપાળ આ પ્રમાણે ત્રણ વખત સાન લેવાની હોય છે.

મહા ધર્મની સાન સાથે સંબંધ ધરાવતું માર્કંડેય ઋષિનું પદ છે કે :

“હે રાજા એક અંગના કરો નવ ટુકડા, એના જૂજવા કહો ભાગ,
શીશ ઉતારી ગુરુને ચરણે ધરો, ત્યારે આ ધર્મ સમજાય.”

એક અંગના નવ ટુકડા તે નવ અંગની “નવધા–ભકિત” તરીકે આ સંતો ઓળખાવે છે. “ભાગવત”માં જણાવેલ નવધા–ભકિત આ હરિજન ભકતકવિઓમાં જોવા મળતી નથી. આ અંગના નવ ભાગ એટલે કે જે દ્રોપદીએ ઉપદેશેલી મનાયેલી અને નિર્ગુણવાદી ગંગાસતીએ નવધા–ભકિત કહી છે તે :

“નવધા ભકિતમાં નિરમળ રે'વું ને
શીખવો વચનુંનો વિશવાસ.” – ગંગાસતી

"એક નવધા ભક્તિને સાધતાં
મળી ગિયો તુરિયામાં તાર." – ગંગાસતી

આ નિજારપંથની સાનમાં હોય તેમ લાગે છે. તે નવ અંગ :

૧. અંગૂઠો, ૨. ગોઠણ, ૩. નાભિ, ૪. છાતી, ૫. મુખ, ૬. કપાળ, ૭. માથું, ૮. પાટ, ૯. પૃથ્વી. આ નવ અંગનાં નમન અને નવ અંગની ભક્તિ પણ છે. તે નવધાભક્તિ કહી શકાય.

**૫. ગુંઠાસાન** – પદ્માસન વાળીને બેસવું. બન્ને હાથ છતા (ચત્તા)ને તેમાં અંગૂઠો રાખી પાટ, શરીરનું નિરીક્ષણ કરીને ગુરુ સામે જોઈ 'રામ' બોલવું. આમ, ત્રણ વખત આ ક્રિયા કરવાની.

**૬. કોળીપાવળ** – કોટવાળ કોળીપાવળ લેવડાવે છે. જમણા હાથમાં પ્રસાદ લઈને તેની નીચે ડાબો હાથ રાખવો ને ત્રણ વખત પાટને ચડાવવી. પછી પ્રસાદીના હાથ ઉપર બીજો હાથ મૂકી પ્રથમ પાટ, પછી પૃથ્વી, બે પગના અંગૂઠા, બે ગોઠણ, નાભિ, બે છાતીની બાજુઓ, બે ખભા, મુખ, નાસિકા, બે કાન, બે આંખ, કપાળે અડકાડીને, એ પ્રમાણે ન્યાસવિધિ કરી 'રામ' બોલવું, એટલે સામે ગુરુજી પણ 'રામ' બોલશે. આમ, ત્રણ વખત કરીને પછી કોટવાળ પાસે પ્રમાણ માગી પ્રસાદ જમવાનો હોય છે.

## ૭. પાળવાના નિયમો :

૧. પાપથી દૂર જવું, ધર્મની નજીક જવું–પાપકર્મો છોડીને સત્કર્મ કરવાં.

૨. દીઠુંઅણદીઠું કરવું–ખરાબ કાર્યો ન કરવાં ને ન જોવાં.

૩. સાધુસંતોને આવકાર આપી યથાશક્તિ સેવા કરવી.

૪. બીજધર્મ પાળવો–પાટ–ઉપાસના કરવી, વાયક હોય ત્યાં અનિવાર્યપણે જવું.

૫. ગુરુ અને માતાપિતાની આજ્ઞાનું પાલન કરવું.

૬. સ્ત્રી અને પુરુષે એકમતે ચાલવું.

૭. દારૂ, જુગાર, ચોરી, માંસ, વ્યભિચારથી દૂર રહેવું.

૮. જ્યાં પાટ હોય ત્યાં કોઈપણ જાતના ભેદભાવ–આભડછેટ રાખવા નહીં.

૯. ગુરુએ આપેલ ગુરુમંત્ર અને વીસાપંથનું જ્ઞાન બીજાને ન આપવું. માહલા સાથે ચર્ચાઓ જરૂર કરી શકાય. ધર્મની ગુપ્તતા પાળવી.

૧૦. ગમે તે એક વસ્તુ જિંદગીભર ન ખાવી, સ્વાદેન્દ્રિય ઉપરના કાબૂ માટે.

X√૧૧. ગુરુમંત્રનો જાપ સવારસાંજ જપવો.

પાટ-ઉપાસનામાં ઉપર જણાવ્યું તેમ આભડછેટ નથી. પાટ હોય ત્યાં હરિજનો અને સવર્ણો એકસાથે જમે છે, રહે છે ને ધર્મનું જ્ઞાન મેળવે છે. રાત્રિભર એકબીજાના મનમાં પણ આભડછેટ રહેતી નથી. પરંતુ સવાર થતાં, પાટ-ઉપાસના પછી ફરી સામાન્ય વ્યવહારમાં આભડછેટ આવી જાય છે. અહીં એક બાબત ખાસ નોંધવા જેવી છે કે નિજારપંથ અને પાટ-ઉપાસનામાં એક હરિજન ભક્તની હાજરી હોવી અનિવાર્ય ગણાય છે. શિષ્યને ગુરુ બોધ આપે છે ત્યારે વાડીના સાધુ એટલે કે હરિજન સાધુ સાથે હોવા જ જોઈએ, તો જ પૂર્ણ ઉપાસના માનવામાં આવે છે. આજે પણ આ રિવાજ જોવા મળે છે.

નિજારપંથની પાટ-ઉપાસનામાં રામદેવપીરનું સ્થાન મહત્ત્વનું બની જતાં પાટને 'રામદેવપીરનો પાટ' તરીકે ઓળખવામાં આવે છે. આ પાટ-ઉપાસનાનું નાનું સ્વરૂપ તે 'ઠાકર થાળી' તરીકે ઓળખાય છે. તેમાં નિજારપંથીઓ એક પાટલા ઉપર જ્યોત અને ગણેશની સ્થાપના કરી ભજન-ધૂન ગાય છે. તેમાં નિજારપંથની દરેક પરંપરા પાળવામાં આવે છે

## મંડપ

સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓના અભ્યાસને આધારે કહી શકાય કે આ ભક્તકવિઓમાંથી બાળકસાહેબે સંવત ૧૯૮૩ના ચૈત્ર વદી નોમને દિવસે મંડપ કર્યો હતો. પીઠા ભગતના પદમાં મંડપનો ઉલ્લેખ છે :

'મોટો થઈને મંડપ કર્યો, ધ્યાન ધણીનું તું લવ ધર્યો નહીં.'

મેઘ જીવાએ મંડપ કર્યાનું સંતો જણાવે છે. પાળિયાદના વિસામણ ભગતે મંડપ કર્યાનું દાસી જીવણ તેમના પદમાં કહે છે :

"એક દા'ડે જાવું એક દા'ડે આવો મોંઘામૂલો,
મનખ્યો મેલીને જાવું એક દા'ડે."

મૃત્યુ અનિવાર્ય છે, તો અભિમાન કરી મંડપ "મેં કર્યો છે" તેવું હુંપણું ન આવવું જોઈએ તેમ જણાવ્યું છે આ રીતે પદોમાં અને જીવનપ્રસંગોમાં 'મંડપ' સંકળાયેલ છે.

સાથેસાથે આ મંડપ સૌરાષ્ટ્રમાં જ થતો જોવા મળે છે. અન્ય જગ્યાએ મંડપ થયાનું જાણમાં નથી. ધાર્મિક મેળાઓ અનેક જગ્યાએ જોવા મળે છે, પરંતુ નિજારપંથ સાથે સંકળાયેલ મંડપ એ સૌરાષ્ટ્રમાં આજે પણ અનેક જગ્યાએ જોવા મળે છે. બીજી મહત્ત્વની બાબત એ છે કે આ મંડપ મધ્યકાલીન સંત-પરંપરામાં જ જોવાં મળે છે. તે પહેલાં તેનું કોઈ બીજુ સ્વરૂપ હશે કે કેમ તે સ્પષ્ટ થતું નથી. સૌરાષ્ટ્રના હરિજન–સમાજમાં અને ભકત કવિઓમાં મંડપ એ મોટી ધાર્મિક ક્રિયા હોવાને કારણે તેના વિશેની જાણકારી મેળવવી જરૂરી છે.

મંડપ જે કોઈ ભકત કરવા ઈચ્છે તેણે એક વર્ષ પૂર્વે સંકલ્પ કરવો પડે છે કે હું મંડપ કરવા ઇચ્છું છું. આ માટે સૌ પ્રથમ જે જગ્યાએ મંડપ થતો હોય ત્યાં જવું પડે છે. ત્યાં એ મંડપ સાથે બંધાયેલ ધર્મની દોરી છોડીને સંકલ્પ જાહેર કરવો પડે છે કે આવતા વર્ષે હું પ્રભુકૃપાએ મંડપ કરીશ આ મંડપમાંથી ધર્મની દોરી વાજતેગાજતે પોતાને ગામ લાવવાની હોય છે. તે ધર્મની દોરીની સ્થાપના પોતાના ઘરમાં કરીને તે ઉપાસના કરે છે. જ્યારે એક મંડપની જગ્યાએ વધુ ભકતોએ મંડપ કરવાનો સંકલ્પ કરવાનો હોય ત્યારે એકે ધર્મની દોરી અને બીજાઓએ ધર્મ–ધજાઓ લઇને મંડપ કરવાનો સંકલ્પ કરે છે.

મંડપ કરવાનો સંકલ્પ કર્યા પછી દર માસની અજવાળી બીજના દિવસે પાટ–ઉપાસના કરવી પડે છે. ત્યારે સૌ સંતસમાજને અને ગતગંગાને વાયક આપી મંડપ કરવાનો પોતાનો શુભ સંકલ્પ જણાવવો પડે છે. આ પ્રમાણે એક વર્ષ સુધી બાર બીજના પાટ ભરવા પડે છે. મંડપ ચૈત્ર અને વૈશાખ માસમાં અજવાળી અગિયારસથી પૂનમના દિવસોમાં થાય છે.

**મંડપની સ્થાપના :** મંડપ કરવાનો શુભ દિવસ નકકી થાય તેના આઠ દિવસ પહેલાં મંડપની સ્થાપના કરવામાં આવે છે. તે દિવસે નિજાર સંતસમાજ અને ગતગંગા પધારીને વાજતેગાજતે પાંચ કુંવારી કન્યાઓ મોતીની ઈંઢોણી ઉપર પાંચ વાંસની સૂંડલીઓમાં કંકુ, અક્ષત, ફૂલ, સોપારી લઇને ત્રણ ખૂણિયું ખેતર હોય ત્યાં માટી લેવા જાય છે. ત્યાં જઈને ધરતી માતાની પૂજા કરવામાં આવે છે ને માટીની સૂંડલીઓ ભરીને આવે છે. ઘરમાં આ સૂંડલીઓની સ્થાપના કરી તેમાં જવ, ઘઉં, ડાંગર વાવવામાં આવે છે અને તેને સંતો વાડી તરીકે ઓળખે છે. આ વાડીના રક્ષક તરીકે પાટ ઉપાસનામાં પાટના રક્ષક કોટવાળ હોય છે તે કોટવાળ અહીં વાડીના કોટવાળ

બને છે, કોટવાળ ત્યાં સવારસાંજ ધૂપદીપ પ્રગટાવે છે, પાણી છાંટે છે અને નિજારી સિવાય કોઈને ત્યાં જવા દેવામાં આવતાં નથી. અહીં એક બાબત સ્પષ્ટ કરવાની કે નિજારપથીઓ પોતાને વાડીના સાધુ તરીકે ઓળખાવે છે. હરિજન સંતસમાજમાં ઘણી વખત પ્રશ્ન પૂછવામાં આવે છે કે તમે કઇ વાડીનાં ફૂલ છો ? ત્યારે નિજારપથી પોતાને મોટી વાડીનાં ફૂલ હોવાનું જણાવે છે. બની શકે કે આ સંકેત કોઈ ગુપ્ત વાડીના રહસ્યનો પર્યાય હોય, જે નિજારપંથની પરંપરા સાથે સંકળાયેલ હોય.

સ્થાપનાને દિવસે વાડી બાંધ્યા પછી જે જગ્યા ઉપર મંડપ કરવાનો હોય ત્યાં સંતસમાજ જાય છે. મંડપનાં દર્શને અસંખ્ય માણસો આવતાં હોય છે, તેથી ખુલ્લી જગ્યામાં મંડપ માટેનું સ્થળ પસંદ કરી ધરતી પૂજા કરવામાં આવે છે. ત્યાં માટી ખોદીને તેમાં ઊભું નાળિયેર, સોપારી, કંકુ અક્ષત, ફૂલ, ગુલાલ નાખીને ઉપર મજબૂત પથ્થરની શિલા રાખવામાં આવે છે. આ જે ઊભું નાળિયેર છે તેની બરાબર ઉપર શિલા મૂકી તેની ઉપર મંડપનો સ્થંભ આવવો જોઇએ. આ સ્થાપના પછી ત્યાં નિજારપંથનો દાર્શનિક દાસોપાટ અખંડ મંડપ પૂરો થાય ત્યાં સુધી, રાખવામાં આવે છે. તેમાં ફેરફાર માત્ર એટલો જ કે જ્યોત રાત્રે પ્રગટાવવામાં આવે અને વહેલી સવારે વધાવી લેવામાં આવે છે. ધ્રુવનો દીપક અખંડ રાખવામાં આવે છે. આ સ્થળે દરરોજ રાત્રે ભજનકીર્તન થાય છે. સવારસાંજ મંડપના સ્થળે પ્રદક્ષિણા કરવામાં આવે છે અને પૂજા કરવામાં આવે છે. જે સ્થળે મંડપ થવાનો હોય છે તેની દશ દિશામાં મંડપને સ્થિર રાખવા માટે મંડપ સાથે બંધાયેલ દોરડાં બાંધવા લાકડાના મેઢાઓ નાખવામાં આવે છે તેને મંડપના દશ દિક્પાળ માનવામાં આવે છે. જેમ ધરતીને સ્થિર રાખવા દશ દિશાએ દશ દિક્પાળની કલ્પના છે તે અહીં પણ જોવા મળે છે.

ત્રીજી સ્થાપના તરીકે આ મંડપ સાથે ધર્મની દોરી બાંધવામાં આવે છે. આ ધર્મની દોરી મંડપની ઉત્તર દિશાએ બાંધવાની હોય છે, એટલે એ સ્થળ પસંદ કરી ત્યાં લાલ ધજાનું સ્થાપન કરવામાં આવે છે. સંતોનો મત એવો છે કે આ લાલ ધજાએ હનુમાનજી રક્ષક તરીકે અહીં રહે છે તેનો સંકેત છે. હનુમાનજી એ પ્રાણના પ્રતીક છે. જીવ આ છેડે હોય છે. શિવ એ મંડપ છે, તો જીવ અને શિવનું જોડાણ એ ધર્મની દોરી છે.

ચોથી સ્થાપનામાં ભગત મંડપ કરવાના હોય તેમના ઘરમાં દાર્શનિક અખંડ પાઠ રાખવામાં આવે છે. ત્યાં પણ જ્યોત રાત્રે પ્રગટાવવામાં આવે છે અને વ્હેલી સવારે વધાવી લેવામાં આવે છે.

આ સ્થાપનાના દિવસથી મંડપ સુધીના દિવસોમાં મંડપ કરનાર ભગત ઉપવાસ રાખે છે ને મંડપની સ્થાપનાના સ્થળે, ધર્મની દોરીના સ્થળે, વાડીમાં અને પાટે પૂજાવિધિ કરે છે. સાધુસંતો અને સમાજના ભાવિકો ભજન, કીર્તન, રાસમંડળ–એમ આ દિવસો ઉત્સવમાં વિતાવે છે.

## મંડપ એટલે શું ?



## આકૃતિમાં દર્શાવેલ ક્રમાંકોની ઓળખ

| | | |
|---|---|---|
| ૧. | સ્તંભ | : લાંબુ, મજબૂત, ગોળ લાકડું, બાવન હાથની લંબાઈ. અત્યારે તો આ લંબાઈ ઓછી રાખવામાં આવે છે. |
| ૨. | ધર્મની દોરી | : મંડપના સ્તંભ સાથે બંધાયેલ ઉત્તરદિશા તરફ સૂતરના તેત્રીસ તારની એકસો આઠ હાથની લંબાઈની દોરી. |
| ૩. | પાટ | : સ્તંભ પાસે દાર્શનિક નિજારપથનો પાટ ભરેલ હોય છે. |
| ૪. | જ્યોત | : ધર્મની દોરી સમક્ષ ઘીનો દીવો પાટલા ઉપર ભરી રાખે છે. |
| ૫. | દિક્‌પાલ | : મંડપને સ્થિર રાખવા દશ દિશાએ દોરડાં બાંધે છે. |
| ૬. | હેલ | : પાંચ વાસણની પાંચ હેલ, તેના ઉપર નાળિયેર અને લીલું કપડું બાંધેલ હોય છે. |
| ૭. | જુવારા | : પાંચ સૂંડલીમાં જુવારાની વાડી બનાવેલ હોય તે રાખે છે. |
| ૮. | ધર્મધજા | : મંડપની મધ્યમાં ધર્મની ધજા રાખવામાં આવે છે. |
| ૯. | ધજાઓ | : એક હેલની ચાર ધજાઓ એમ પાંચ હેલની વીસ ધજાઓ હોય છે. જુવારા સાથે પણ એકએક ધજા રાખે છે. |
| ૧૦. | માસ | : સ્તંભ ઉપર હેલ, ધજાઓ, જુવારા અને રંગીન કાગળોથી શોભિત ભાગને માસ કહે છે. |

મંડપને શણગારીને મંડપની આગળની રાત્રે વહેલી સવારે મંડપનું સામૈયું નીકળે છે. આ સામૈયું મંડપને ચાર પ્રદક્ષિણાઓ કરે છે અને સૂર્યોદય થતાં મંડપના શુભ ચોઘડિયે મંડપ ખડો (ઊભો) કરવામાં આવે છે. આ મંડપ એક દિવસ ને એક રાત સુધી રહે છે. દર્શને આવેલા લોકો આનંદથી ભજનકીર્તન કરે છે. મંડપનાં દર્શન કરી પોતાની જાતને ભાગ્યશાળી ગણે છે. બીજા દિવસે યોદય સમયે મંડપ ઉતારી લેવામાં આવે છે. આ રીતે મંડપની પૂર્ણાહુતિ થાય છે.

નિજારપંથના રહસ્ય સાથે અને પાટ–ઉપાસના સાથે આ મંડપનું રહસ્ય પણ સંકળાયેલું હોય તેમ લાગે છે. આ મંડપ નિજારપંથી કરે છે. તેમાં પાટ

પૂજા અનેક જગ્યાએ જોવા મળે છે. વિધિમાં આવતી ઘણી બાબતો પ્રતીકાત્મક છે. ભક્ત–સંતો પાસેથી જાણવા મળે છે કે તેમાં પાંચ હેલ છે, તેમાંથી ચાર હેલ એ ચાર જુગની ચાર સતીઓની છે પ્રથમ જુગમાં રત્નાવળી, બીજા જુગમાં તારામતી, ત્રીજા જુગમાં દ્રૌપદી, ચોથા જુગમાં વિજાંવળી અને પાંચમી હેલ તે ધ્રૂવની છે. તેમાં સવા રૂપિયો, એક શ્રીફળ, એક સોપારી, અબીલ, ગુલાલ, ફૂલ, અક્ષત સવા ગજ સફેદ કપડામાં બાંધીને વચ્ચેની હેલના પ્રથમ વાસણમાં રાખવામાં આવે છે. કેટલાક ભક્તોનો મત છે કે એ મેઘવાળ સમાજની હેલ છે અને આ અર્થમાં મંડપના દિવસે એક પાટ હરિજન ભક્તને ઘેર ભરવામાં આવે છે. (જો સવર્ણ ભક્ત મંડપ કરતા હોય તો) અને તે ભક્તને આ પાંચમી હેલ આપવામાં આવે છે. નિજારપંથમાં મેઘવાળ સમાજને અવિચળ સ્થાન આપ્યું તેની આ નિશાની ગણાવે છે. જેમ પાટ ઉપાસનામાં શિષ્યવિધિ વખતે વાડીનો સાધુ એટલે કે નિજારપંથી હરિજન ભક્ત હોવો અનિવાર્ય છે, તેમ આ મંડપમાં પણ તેનું આગવું સ્થાન છે. ધર્મની દોરીને મંડપ સાથે બાંધવી તે જીવ અને શિવને જોડનાર સેતુબંધ ગણાય છે આ ધર્મની દોરી મેઘવાળ જ્ઞાતિના ભક્તના હાથમાં જ હોવી જોઈએ તેમ સૌ સ્વીકારીને ચાલે છે. ધર્મની દોરી ગમે તે મંડપમાંથી છોડીને લાવે, પરંતુ પ્રથમ તેને હરિજન ભક્તના ઘેર રાખવી પડે છે ને ત્યાંથી સવર્ણ ભક્ત પોતાને ઘેર લઇ જાય છે. મંડપ વખતે ધર્મની દોરી પાસે બેસવાનો અને જ્યોત ભરવાનો હક્ક પણ હરિજન ભક્તનો છે. મંડપ ખડો (ઊભો) થાય ત્યારે આ ધર્મની દોરી મેઘવાળ ભક્તના હાથમાં રાખે છે. તેના માટે એક પદ પણ પ્રચલિત છે કે :

"મારા મેઘવારિયા જુગોજુગના આગેવાન,
હે કુંભારાણા ધણીયે મારે જે દી સૃષ્ટિ રચાવી
આઠ કુળ નવમે અલતાણ, ધર્મની દોરી મેઘધારુએ ઝીલી
તે દિ સાચા નૂરિજન ચડયા નિર્વાણ
હે સંત વિશ્વાસી સદાય સુરા." ૬૬

આજે પણ સવર્ણ ભક્તના મંડપમાં હરિજન સમાજને દોરી સોંપવામાં આવે છે અને જ્યાં આભડછેટ રાખી કોઇ દૂર રાખવા જાય તો ત્યાં કોઇ ને કોઇ વિઘ્ન આવ્યાનું મનાય છે.

મંડપનું અર્થઘટન સમજાવતાં કેટલાક સંત ભક્તોનો મત એવો છે કે આ મંડપ એ આપણા દેહનું પ્રતીક છે. સ્તંભ એ મેરુદંડ છે. મંડપની પાંચ

હેલ એ દેહનાં પાંચ તત્ત્વો છે. તેની સાથે જોડાયેલ પચીસ ધજાઓ પચીસ પ્રકૃતિ છે. ધર્મની દોરી જીવ અને શિવ, આત્મા અને પરમાત્મા સાથે જોડવાનો માર્ગ છે. સમગ્ર માસ એ સહસ્ત્રદલ પદ્મ છે. તેની વચ્ચે ધર્મની ધજા એ બ્રહ્મ છે.

મંડપ વિશેનું ત્રીજું અર્થઘટન બહુજનસમાજના કંઠે એ છે કે આ મંડપ "રામદેવ પીરનો મંડપ" છે. મંડપની સમગ્ર વિધિ દરમ્યાન રામદેવપીરની જય બોલવામાં આવે છે. અને તેને રામદેવપીરના લગ્નમંડપ તરીકે ઓળખવામાં આવે છે.

પરંતુ ત્રણેય મત એક બીજાના પૂરક છે. આ મંડપમાં નિજારપંથની કોઇ ગુપ્ત પરંપરા જરૂર જણાય છે. તે રામદેવપીરનો લગ્નમંડપ હોય તેવું સાચું કારણ આપી શકાશે નહીં. પરંતુ જે રીતે પાટ–ઉપાસનામાં રામદેવપીર નિજાર-પંથી થતા અને આ હરિજન સમાજ સાથે ભળતા તેમ હરિજન સમાજની દીકરી ડાળીબાઈ સાથે ધર્મના માર્ગે જતાં તેનું મહત્ત્વ વધ્યું. પાટને રામદેવપીરના પાટ તરીકે ઓળખવામાં આવે છે. સત્ય તો એ છે કે પાટમાં રામદેવપીર ગયેલા છે. વળી પાટમાં રામદેવપીરનું સ્થાપન કે ઉપાસના નથી. છતાં આમ સમાજ તેને રામદેવપીરના પાટ તરીકે ઓળખે છે, કારણ કે આ પંથના મહામાનવ તરીકે રામદેવપીરનો આ પંથ ઉપર ભારે પ્રભાવ છે. તેને ખુદને નકલંકના અવતાર માનવામાં આવ્યા. તેઓ દ્વારકાધીશના પણ અવતારી હતા તેવું સ્વીકારીને, તેઓને ઇશ્વરનું રૂપ સમજીને, મંડપ એ પણ રામદેવપીરનો છે તેની માન્યતા દૃઢ બની હોય તેમ લાગે છે.

**રામદેવપીર :** વિ. સં. પંદરમા શતકના આરંભમાં રાજા અજમલજીના પુત્ર રામદેવજી નિજારપંથી રાજવી થઈ ગયા છે. જેસલ-તોરલ, રૂપાંદે–માલદે અને દાદા–ઉગમશીએ રામદેવજી સાથે આ નિજારપંથી જ્યોતને વધુ તેજસ્વી બનાવી છે. પંદરમાં શતકમાં અસ્પૃશ્યતાનિવારણમાં રામદેવજીનો મહત્ત્વનો ફાળો ગણાય છે.

નિજારપંથની સાન સમજવા માટે તેમને હરિજન કન્યા ડાળીબાઇએ સતી તરીકેનો સાથ આપ્યો છે. રામદેવજી વિ. સં. ૧૫૧૫ માં અષાઢ સુદ દશમને દિવસે 'સમાધિ' લેવા જાય છે, ત્યારે ડાળીબાઈ તેઓને રોકીને કહે છે કે એ જગ્યા મારી છે. ત્યાં જમીન ખોદશો તો તેમાંથી બંગડી, કાંસકી નીકળશે, જે મારું પ્રમાણ આપશે; અને જમીન ખોદતાં તે સત્ય જણાયું એટલે ત્યાં ડાળીબાઈ સમાધિ લે છે ને તેની બાજુમાં રામદેવપીર સમાધિ લે છે.

રામદેવપીરે નિજારપંથની ભક્તિધારાને સૌરાષ્ટ્ર, કચ્છ અને રાજસ્થાનમાં વિકસાવી છે. પછાત જ્ઞાતિના સમાજને માનવતાના હક્કો આપવા જહેમત ઉઠાવી છે. રામદેવપીરની જન્મકથામાં અજમલરાયને દ્વારકાધીશના આપેલા વચન પ્રમાણે તે દ્વારકાધીશના અવતાર મનાય છે. તેઓએ જીવનમાં અનેક ચમત્કારો આપ્યા છે અને નિજારપંથ સાથે એકરૂપ બની ગયા છે. પરિણામે પાટ-ઉપાસના પણ "રામદેવપીરના પાટ" તરીકે ઓળખવામાં આવે છે અને મંડપ પણ રામદેવપીરનો મંડપ તરીકે ઓળખાય છે. હરિજન સમાજના ઉપાસ્યદેવ તરીકે રામદેવપીર છે. સમગ્ર પછાત જ્ઞાતિના તેઓ ભગવાન છે. આ રીતે હરિજન સમાજમાં અને ધર્મ પરંપરામાં રામદેવપીર કેન્દ્ર સ્થાને બિરાજે છે.

## સ મા ધિ

સંતો મૃત્યુને જીતી શક્યા છે. તેમની ઈચ્છા પ્રમાણે જીવન પૂરું કરી શક્યા છે. કાળલદે ઉપર રાવત રણસિંહની કુદૃષ્ટિ થતાં કહે છે :

"ખીમરા વહેલી કરજે વાર, સમાધિ લેવી અમારી સાચની હે જી,
ખીમરા સમાધ ગળાવ, નુગરા માણસનો છેડલો અડયો હો જી."
– ખીમડિયો કોટવાળ

ખીમરા પાસે સમાધિ ગળાવી, સંતસમાજ ગતગંગાને વાચક આપી સમાધિમાં સમાઈ ગયાં હતાં.

ત્રિકમસાહેબે સમાધિ પૂર્વે શિષ્યોને બોલાવીને જણાવ્યું કે મારી સમાધિ રાપર દરિયાવસ્થાનમાં મારા ગુરુ ખીમસાહેબનાં ચરણોમાં આપજો. ત્રિકમસાહેબે સમાધિ ચિત્રોડમાં લીધી, પછી તેમના દેહને રાપર લઈ જઈ રહ્યા હતા ત્યારે સવર્ણોએ આભડછેટના બહાને સમાધિ ઉપર પથ્થર ફેંક્યા, ધૂળ ઉડાડી. તે વખતે ત્રિકમસાહેબ સમાધિમાંથી જાગૃત થયા ને જે પથ્થર હતા તે નાળિયેર બની ગયા. ધૂળ ગુલાલ બની ગઈ. પછી તેઓ ચાલતાં ચાલતાં રાપર ગયા. ગુરુ ખીમસાહેબ સમાધિનાં ચરણમાં સમાધિ લેવાની હતી ત્યાં આંબલીનું ઝાડ હતું, એટલે ત્રિકમસાહેબ પોતાની દિવ્ય શક્તિ દ્વારા આંબલીને દૂર હટાવી ત્યાં સમાધિ ખોદાવી તેમાં પ્રમાણરૂપે ચીપિયો, પાવડી, કમંડળ અને બેરખો નીકળ્યાં હતાં. ત્યાં ફરી સમાધિ લઈને ત્રિકમસાહેબે નશ્વર દેહ છોડયો હતો.

બાળકસાહેબે મૃત્યુ વિશે છડિયાળા ગામે દર્શી સાહેબને જ

"બાલક દોરી દેહકી, સદ્‌ગુરુ કેરે હાથ,
દત સ્વામી દયા થકી, તેત્રીસે ટળે જાત."

આ પ્રમાણે જાણ કરીને વિક્રમ સંવત ૧૯૮૦ના મહા વદ અગિયારસના દિવસે રાજકોટમાં ગોરા પોલિટિકલ એજન્ટની હાજરીમાં જીવતાં સમાધિ લીધી. બરાબર એ જ સમયે પોતાના સેવક માણસૂર ભગતને ત્યાં જઈને તેના એકના એક પુત્ર માયાને મૃત્યુમાંથી નવજીવન આપ્યું હતું.

હરિજન ભક્તકવિઓના શિરોમણિ દાસી જીવણે ગતગંગાને બોલાવીને પોતાના મૃત્યુની જાણ કરી કે :

"હાટડીયે કેમ રહેવાશે ભાઈ, મારા રામની રજા નંઇ." આ પદ બોલીને સમાધિમાં બેસીને તેઓ સંતસમાજને કહે છે કે :

"વહાલા રે સંતને જય જય સીતારામ,
હાં રે મારી હાલતી વેળાના રામરામ,
હાં હાં રે મારા ગુરુને કહેજો પ્રણામ."

'જય સીતારામ' બોલી સમાધિ લે છે. આ પ્રમાણે મોટા ભાગના ભક્તો જીવતાં 'સમાધિ' લઈ ગયાનું જાણવા મળે છે.

સમાધિ એટલે મૃત્યુ પૂર્વે મૃત્યુનો સમય આપીને બરાબર તે જ સમયે દેહને છોડવો તે. અગર તો સંતોને એમ લાગે કે હવે મારું જીવનકાર્ય પૂરું થયું છે, તો આ દેહથી મુક્ત થઇ જવું તેને સમાધિ કહેવામાં આવે છે પોતાનું પ્રારબ્ધ-કર્મ પૂરું થયું છે એની જાણ થતાં જગત સાથેના બધા તંતુઓ તોડી પરમાત્મા સાથે લીન થઈ જઇ, સ્વેચ્છાએ દેહને છોડી દેવો એને સમાધિ કહેવામાં આવે છે. બીજી રીતે કહીએ તો, હોંશપૂર્વકનું, જાગૃતિપૂર્વકનું મૃત્યુ તે સમાધિ.

"વિવેકાનંદ ૩૯ વર્ષની ટૂંકી વયે કેમ મૃત્યુ પામ્યા એનો એક અનોખો ખુલાસો ભગિની નિવેદિતા આપતાં કે આત્માનુભૂતિ પામેલા કેટલાક સંત પુરુષો કુદરત, માનવી તેમજ જીવમાત્ર જોડેની આત્મીયતામાં અંતે ધગશ, તાલાવેલીને એક એવે તબક્કે પૂગતા હોય છે કે પછી દેહના પીંજરામાં સમાવું કે પુરાઇ રહેવું એમને દોહ્યલું થઇ પડે છે."[૬૭]

સમાધિ એ યોગની સર્વોચ્ચ અવસ્થા છે. યોગનાં આઠ અંગ છે : યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. આમાં અંતિમ અવસ્થા સમાધિ છે. યોગમાર્ગમાં સમાધિ જ એકમાત્ર યોગીનું અંતિમ

લક્ષ્યબિંદુ છે. અહીં આત્માપરમાત્માનું મિલન થાય છે, યૌગિક સાક્ષાત્કારની ઘટના ઘટે છે. સંતનું મૃત્યુ એ મૃત્યુ નથી સંતનું મૃત્યુ એ સમાધિ છે. સંત મૃત્યુ પામતો નથી, પોતાના આત્માને પરમાત્મામાં મેળવી દે છે. અહીં પણ આત્મા અને પરમાત્માનું મિલન થાય છે કબીરસાહેબે તો રૂપકાર્થમાં લખ્યું છે કે,

"કર લે શિંગાર ચતુર અલબેલી,
સાજન કે ઘર જાના હોગા.
મિટ્ટી ઓઢાવન, મિટ્ટી બિછાવન,
મિટ્ટીમેં મિલ જાના હોગા.
નહા લે, ધો લે શિશ ગૂંથા લે,
ફિર વહાંસે નહીં આના હોગા."

જીવંત દશામાં યોગીઓ સમાધિ પછી દેહ જાગૃત કરી શકે છે. પરંતુ આ અંતિમ સમાધિ છે : "ફિર વહાંસે નહીં આના હોગા."

સમાધિ પૂર્વેની દેહની સ્થિતિ, દેહની કાંતિ, સ્વચ્છતા તથા દિવ્યતા નજરે જોવાનું મારા જીવનમાં બે વર્ષ પહેલાં મારા પૂ. બાપુજીની સમાધિ વખતે શક્ય બન્યું હતું. ત્યારે કોઈપણ જાતનાં દુઃખ કે વેદના વગર સંતો દેહને છોડી શકે છે અને દેહમાં દિવ્ય પ્રકાશ ફેલાઇ જાય છે તેની મને પ્રત્યક્ષ પ્રતીતિ થઈ છે. સમાધિમાં કોઇ દુઃખ નથી, કોઈ વેદના નથી, કોઇ મોહ નથી, કશું વળગણ નથી. જાણે પિયામિલન માટે નીકળે છે એનો પરમ ઉલ્લાસ છે. શાંત થઈ, સૌને રામરામ કહી, પદ્માસન વાળી, ભ્રૂકુટિમધ્યમાં ધ્યાન કેન્દ્રિત કરી, દૃષ્ટિ નાસાગ્રે સ્થિર કરી, પરમ સ્વસ્થતાપૂર્વક પોતાના ચૈતન્ય સાથે જોડી દે છે. ખાલી વસ્ત્ર, ખોળિયું એમ જ પડી રહે છે.

સમાધિ પછી દિવ્ય દેહને નવડાવવામાં આવે છે. તેને સુખડ, ચંદન, અબીલગુલાલ છાંટીને ફૂલથી શણગારવામાં આવે છે. લીલા રંગનો ખલકો અને ટોપી પહેરાવવામાં આવે છે. ગળામાં માળા, હાથમાં બેરખો ને તુંબડી રાખવામાં આવે છે. આ દિવ્ય દેહને સિંગારણ (પાલખી) ઉપર લઈને સંતો, ભક્તો અને ગતગંગા રામધૂન, કીર્તન, ગીતો ગાતાં ગાતાં ગામની શેરીઓ વળાવી, તેના ઉપર પાણી, અબીલ, ગુલાલ, ફૂલ પાથરતાં જાય અને તેના ઉપરથી સામૈયું પસાર થતું જાય. દરેક કુટુંબ સમાધિને વંદન કરી નાળિયેર ધરતું હોય છે.

સમાધિનો દિવસ એ મૃત્યુદિન મનાતો નથી પણ "આજની ઘડી તે રળિયામણી રે" તે અર્થમાં આનંદથી ઊજવવામાં આવે છે. ત્યાં રડવાનો તો પ્રશ્ન જ ઊભો થતો નથી. દેહને સમાધિમાં મૂકીને તેમાં ફૂલ, ગુલાલ, નિમક નાખીને મસ્તક ઉપર માટીનું કૂંડું મૂકવામાં આવે છે. સમાધિના ત્રીજા દિવસે 'કાંકરી કાઢવાની વિધિ" કરવામાં આવે છે. તેમાં સમાધિની જગ્યા થોડી ખોદવામાં આવે છે ને પછી તેનો મર્મી સંત "સીતારામ" બોલે છે જો "સીતારામ" બોલનાર અને સમાધિપુરુષ બન્ને દિવ્ય શકિત ધરાવતા હોય, તો ત્રીજા દિવસે અંદરથી સમાધિ લેનાર તરફથી "સીતારામ" નો ધ્વનિ સંભળાય છે. સાતમા દિવસે ભંડારો કરવામાં આવે છે રાત્રે પાટ-ઉપાસના થાય છે તેમાં "સુરગનો પાટ" ભરવામાં આવે છે. આ પ્રમાણે સંત-ભકતોને સમાધિ આપવામાં આવે છે.

## –: સંદર્ભ નોંધ :–


૧. "આપણી લોકસંસ્કૃતિ" : જયમલ્લ પરમાર : પૃ. ૨૦૦

૨. "જેસલ–તોરલ" : મોહનપુરી ગોસ્વામી: પૃ. ૪૭

૩. "સોરઠી–સંતવાણી" : ઝવેરચંદ મેઘાણી : પૃ. ૨૫

૪. "સત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ ૭

૫. એજન

૬. "સોરઠી સંતવાણી" : ઝવેરચંદ મેઘાણી : પૃ. ૫૩

૭. એજન : પૃ ૭

૮. એજન : પૃ ૨૪

૯. એજન : પૃ. ૧૬

૧૦. "શ્રી રામદેવપીર રામાયણ" : અનિરુદ્ધ દવે : પૃ. ૪૦

૧૧. "સત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ. ૩૦

૧૨. "સોરઠી સંતવાણી" : ઝવેરચંદ મેઘાણી : ૭૪

૩ "રામચરિતમાનસ" : બાલકાંડ : દોહો ૪૭ : ચોપાઇ ૧

૧૪. એજન : ચોપાઇ ૨

૧૫. એજન : ચોપાઇ ૩

૧૬. એજન : દોહો ૬૪ : ચોપાઇ ૩

૧૭. ભજન કર્ણોપકર્ણ

૧૮. "રામચરિતમાનસ" : "બાલકાંડ" : દોહો ૫૦

૧૯. એજન : દોહો ૫૨

૨૦. "સત કેરી વાણી : મકરન્દ દવે પૃ. ૯

૨૧. "જેસલ-તોરલ" : મોહનપુરી ગોસ્વામી : પૃ. ૧૯

૨૨. "સત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ. ૧૨

૨૩. એજન : પૃ. ૧૩

૨૪. એજન : પૃ. ૧૩

૨૫. એજન : પૃ. ૧૪

૨૬. એજન : પૃ. ૧૪

૨૭. એજન : પૃ. ૧૪

૨૮. એજન : પૃ. ૧૪

૨૯. ભજન કર્ણોપકર્ણ

૩૦. 'સત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ. ૧૭

૩૧. એજન : પૃ. ૯

૩૨. એજન : પૃ. ૧૬

૩૩. એજન : પૃ. ૧૭

૩૪. આરાધિભજન કર્ણોપકણ

૩૫ "સત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ. ૮

૩૬. એજન : પૃ. ૨૪

૩૭. સાખી કર્ણોપકર્ણ

૩૮. ગુપ્તમંત્ર કર્ણોપકર્ણ

૩૯. એજન

૪૦. એજન

૪૧. એજન

૪૨. એજન

૪૩. એજન

(૪૪) ગુપ્ત સંવાદ કર્ણોપકર્ણ

૪૫ એજન

૪૬. એજન

૪૭. એજન

૪૮. એજન

૪૯. એજન

૫૦. એજન

૫૧. ગુપ્તમંત્ર કર્ણોપકર્ણ

૫૨. એજન

૫૩. એજન

૫૪. એજન

૫૫. એજન

૫૬. આરાધિભજન કર્ણોપકર્ણ

૫૭. "જેસલ--તોરલ" : મોહનપુરી ગોસ્વામી : પૃ. ૩૨–૩૩

૫૮. "શ્રી મેઘમાહાત્મ્ય" ભા. ૨ : જીવણનાથ : પૃ. ૧૯–૨૦

૫૯. ગુપ્તમંત્ર કર્ણોપકર્ણ

૬૦. ગુપ્તસંવાદ કર્ણોપકર્ણ

૬૧. "જેસલ–તોરલ" : મોહનપુરી ગોસ્વામી : મુખપૃષ્ઠ

૬૨. ગુપ્તસંવાદ કર્ણોપકર્ણ

૬૩. એજન

૬૪. ગુપ્તમંત્ર કર્ણોપકર્ણ

૬૫. એજન

૬૬. ભજન કર્ણોપકર્ણ

૬૭. "સંતોનો ફાળો" : સ્વામી આનંદ : પૃ. ૯૬

# ૩

## ભજનવાણી : સાહિત્યકાર તરીકે

ભક્તિરસની હેલી મધ્યકાલીન સંતોએ રેલાવી છે. તે પહેલાં આધ્યાત્મિક જ્ઞાનધારા સંસ્કૃતના પંડિતો અને ઉચ્ચ જ્ઞાતિમાં જોવા મળે છે. જ્યારે આ મધ્યકાલીન સમયમાં ભજન દ્વારા આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન, યોગ , રહસ્ય જે વેદ–ઉપનિષદમાં જોવા મળે છે તે વિદ્વદ્‌ભોગ્ય સંસ્કૃત ભાષાને બદલે લોકબોલીમાં ભજનવાણી દ્વારા પ્રગટ થયું છે. સામાન્ય જનસમાજ, અસ્પૃશ્ય સમાજ તથા સ્ત્રી-વર્ગ તેમજ પાપકર્મો કરેલાંને પણ સ્થાન આપીને સન્માર્ગે વાળવાનાં ભજન સાહિત્યનો ફાળો ઘણો મોટો છે. ભજનો દ્વારા તત્ત્વજ્ઞાન અને સાહિત્યને ગરીબોની ઝૂંપડીઓમાં પ્રવેશ મળ્યો છે.

ભજન–સાહિત્યે સમાજમાં રહેલ અંધશ્રદ્ધા, અજ્ઞાનતા દૂર કરી નીચલી જાતિઓને ઊંચે લીધી ઊંચનીચના ભેદો, અસ્પૃશ્યતા અને અનેક પંથોની વાડા-બંધી દૂર કરી સમગ્ર જનસમાજને પ્રભુભક્તિ તરફ દોર્યો. પ્રો. મજમુદાર નોંધે છે તેમ :

"ભાગવતમાં ગંભીર વિચાર તથા ઊંડા ભાવવાળી ઘણી સ્તુતિઓ અથવા સ્તોત્રો મળે છે. પરંતુ જુદાજુદા ભક્તોને હાથે છૂટું સ્તોત્રસાહિત્ય પણ જૂના કાળથી પુષ્કળ રચાયું છે. તેવાં સ્તોત્રોના "બૃહત્સ્તોત્રરત્નાકર" જેવા સંગ્રહો પણ નિર્માણ થયા છે. આવાં સંસ્કૃત સ્તોત્રો ઉપરાંત દ્રાવિડ સંતોએ બહુ પ્રાચીન કાળથી તામિલ સાહિત્યમાં ભક્તિમાર્ગની અસર નીચે સ્તોત્રો રચ્યાં છે. એ ભાષાઓમાં પણ તે વખતના ઉત્તરાપથના સંતોએ કાંઈક ભજનાદિ સાહિત્ય જરૂર ઉત્પન્ન કર્યું હશે, પણ એમાંથી કશું જળવાયું નથી. અપભ્રંશમાં કૃષ્ણભક્તિ-સૂચક જે થોડાં છૂટક મુક્તકો મળે છે તે કાળના સંતોની જ રચના હોવી જોઈએ. ટૂંકમાં ઈ.સ. ચોથાથી અગિયારમા શતક સુધીમાં ભક્તિના આચારનો, તાત્ત્વિક

વિચારનો અને ભકિતમાર્ગના ઉપાસ્ય દેવતા ચરિત્રઅનુશીલનનો લોકોમાં પ્રચાર થયો હતો. સ્તોત્ર–સાહિત્યમાં ભકિતનો સંવેગ, જ્ઞાનનો પ્રકાશ, વૈરાગ્યની તીવ્રતા, વગેરે ધાર્મિક જીવનનાં અનેક તત્ત્વો બહુ અસરકારક રીતે પ્રગટ થયાં છે." [1] ભજનમાં ભકતના હૃદયનો તલસાટ હોય છે. તેમાં લાગણીની તીવ્રતા, મનની તન્મય સ્થિતિ અને પ્રભુમિલન માટે અતૂટ શ્રદ્ધા સાથે દીન ભાવની ભકિત હોય છે."

ભજન પદનો એક પ્રકાર છે. પદ એટલે ઊર્મિકાવ્ય, પદનું ઉપાદાન ઊર્મિ છે. "પદ" શબ્દ સંસ્કૃત છે અને તે ચરણના અર્થમાં વપરાય છે, પણ એ કડીના અર્થમાં પણ વપરાય છે. આમ, પદનો અર્થવિસ્તાર ચરણ, કડી ને તેનો સમૂહ પદ તરીકે ઓળખાવા લાગ્યો. ડોલરરાય માંકડ પદને સ્વતંત્ર કાવ્યરૂપ ન માનતા તેને લઘુકાવ્યનો એક પ્રકાર ગણે છે. આ પદના બે વિભાગ પાડવામાં આવે છે : ભજન અને કીર્તન. ભજનમાં ઇશ્વરસ્તુતિ અને પરમાત્માની રહસ્યમય ભવ્યતાનું નિરૂપણ જોવા મળે છે અને કીર્તન એટલે ઈશ્વરના ગુણગાનનું વર્ણન. ભજનનું અર્થઘટન સમજાવતાં ડોલરરાય માંકડ જણાવે છે કે :

"ભજન સંસ્કૃત 'ભજ્' ધાતુ ઉપરથી છે અને એનો અર્થ ભજવું, સેવવું એવો થાય છે. ઇષ્ટદેવને કે ઇષ્ટતત્ત્વને સેવવાને માટે રચેલું પદ તે ભજન. એટલે એમાં ભકિતનાં પદ તો આવે જ. ભકિતનો મુખ્ય ભાવ છે સમર્પણનો. એટલે સમર્પણભાવનાં પદો ઉપરાંત તત્ત્વજ્ઞાન, જ્ઞાન, વૈરાગ્ય, ત્યાગ વગેરેનાં પદો ભજનમાં આવે, તો ઇષ્ટદેવની કે ઇષ્ટતત્ત્વની સ્તુતિ, સ્તવન, વર્ણન વગેરે વિષયનાં પદો કીર્તનમાં આવે.' [2]

ભજનમાં ભકિતભાવનું સંવેદન અનિવાર્યપણે હોય છે. અને ભકિતનું મુખ્ય લક્ષણ સમર્પણ છે ભકત પ્રભુ પાસે પોતાનું તન, મન, ધન સર્વસ્વ અર્પણ કરે છે. સાથેસાથે ભકત ભગવાનની સામે કોઇપણ જાતનો પડદો રાખતો નથી. પોતાની ખરાબ બાબતો, ભૂલોનો એકરાર એ આ પરમતત્ત્વ પાસે કરે છે અને ભૂલોની માફી માગે છે. ઉપરાંત ભકત આ પરમતત્ત્વ સાથે અભેદભાવે પરસ્પરના પરમ મિલનની આનંદ પળોનું વર્ણન પણ કરે છે. તેની સાથેસાથે ભજન દ્વારા બ્રહ્મનું રહસ્ય, ત્યાગ, વૈરાગ્યની ચર્ચા પણ કરે છે. એટલે જ ડોલરરાય માંકડ જણાવે છે કે :

"ભજનના વિષયોમાં દૈન્ય, સમર્પણ કે શરણાગતિ, શ્રદ્ધા, દોષોની કબૂલાત, ક્ષમાયાચના, અભેદ, અભિનવો આનંદ, જ્ઞાન, ત્યાગ, વૈરાગ્ય, તત્ત્વજ્ઞાન કે

અધ્યાત્મ, ગુરુશરણ, વગેરેનો સમાવેશ થાય. અને આ બધા ઉપર ભજનો લખાયાં છે."[3]

ભજન અને પ્રાર્થના વચ્ચે ભેદ છે. પ્રાર્થનામાં ઈશ્વરના ગુણાનુવાદ ઉપરાંત કાંઈક યાચના કરવામાં આવે છે, વિનંતી કરવામાં આવે છે. કોઈને કોઈ માગણી મૂકવામાં આવે છે, જ્યારે જે શુદ્ધ ભજન છે તેમાં ભક્ત ઈશ્વર પાસે કોઈપણ પ્રકારની યાચના કરતો નથી. નરસિંહ મહેતા જણાવે છે તેમ :

"હરિના જન તો મુક્તિ ન માગે,
માગે જન્મોજન્મ અવતાર રે
નિત્ય સેવા, નિત્ય કીર્તન, ઓચ્છવ,
નિરખવા નંદકુમાર રે."

ભક્તો મુક્તિ માગતા નથી. વળી અષ્ટ રિદ્ધિસિદ્ધિ તો તેની દાસી છે. ભક્ત તો નિઃસ્વાર્થભાવે ભક્તિ કરે છે. આવા ભક્તોના ભજનમાં પ્રો. મજમુદાર જણાવે છે તેમ : "ભક્તકવિ સ્થૂળને વીંધી, સફળતાથી તેની પાર જઈ, 'જડ ચેતનરસ કરી જાણે' છે. ભગવાનના સાન્નિધ્યમાં સદાય અનંત ઓચ્છવ માણે છે. એ ખરેખરો 'તાદૃશીજન' બને છે. અને એ પળોમાં અદ્‌ભુત સંવેદનને, એ પ્રભુદર્શનને અને તેના મહિમાને, તેની પ્રોજ્જવલતાના પ્રમાણમાં તો ઓછી અધૂરી, છતાંયે કલાત્મક વાણીમાં અવતારવા તે મથે છે. એવા મંથનમાંથી જે પ્રવાહ વતી પથકૃતિઓ તેને હાથે રચાય તેને જ આપણે 'ભજન' કહેવી જોઈએ. "ભજન એટલે આત્માર્પણનું ગીત."[4]

ભજન દ્વારા ભક્ત પોતાના હૃદયની સંવેદના પ્રગટ કરે છે. ભક્ત પોતાના ઇષ્ટદેવને સામે રાખીને સમૂહમાં ગાન કરે છે. હરિજન ભક્તકવિઓ રામદેવપીરને ઈષ્ટદેવ તરીકે સામે રાખીને ભજન બોલે છે. અને ખાસ તો પાટ–ઉપાસના સમૂહમાં એકઠા થઈને પ્રભુભક્તિનાં ગુણગાન દીનભાવે ભજન દ્વારા ગાવા માટે થાય છે. આ ભજનોમાં માર્મિક રહસ્ય અને ઘાયલ ભક્તની પ્રેમલક્ષણા ભક્તિ પણ સાંભળવા મળે છે. એટલે જ ડો. બેચરભાઈ પટેલ જણાવે છે કે :

"ભજન ભક્તને ઘાયલ કરે એવી મર્મવાણી છે. ભક્તકવિ ભજન દ્વારા પ્રભુ સાથેનું સાન્નિધ્ય માણે, ભાવસમાધિનો અનુભવ કરે. ભક્તો સહજભાવે પ્રભુ સામે પોતાના ભાવ પ્રગટ કરે તે કવિતા તે ભજન છે."[5] ભજન આત્માનું

પરમાત્મા સાથેના મિલનનું ગાન બની જાય છે. ભક્તિની દરેક વૃત્તિ અને પ્રવૃત્તિ પ્રભુમય બની જાય છે. ભજનિક એટલો બધો ભાવવિભોર બની જાય છે કે ભજનના નાદની સાથે આનંદમૂર્ચ્છા અનુભવે છે. તેવો ભજનિક "સ્વ" માટે કશું જ માગી શકતો નથી. તે તો "સર્વસ્વ" અર્પણ કરીને ધન્યતા માને છે. એટલું જ નહીં પણ એ આત્મા જ પરમાત્મા સાથે એકરૂપતા સાધીને ખુદનું પરમાત્મા સાથે તાદાત્મ્ય સિદ્ધ કરે છે.

ભજન દ્વારા ભક્ત પરમ ચૈતન્યને સ્પર્શવાનો પુરુષાર્થ કરે છે. ભજનમાંથી જાગતા શબ્દનાદ વડે પરમતત્ત્વ પાસે આત્મ–પુકાર કરીને અંતરની વ્યથા પહોંચાડવાની પ્રક્રિયા થતી જોવા મળે છે. ભજનમાં જે શબ્દો છે તે સામાન્ય શબ્દો રહેતા નથી, પણ શબ્દબ્રહ્મ બની જાય છે. આ ભજનોના શબ્દો ભક્તના તલસાટથી દિવ્ય શક્તિ ધારણ કરે છે અને બ્રહ્મ સુધી ભક્તને ભાવસમાધિમાં લઈ જાય છે.

ભજનનાં મહત્ત્વનાં ચાર અંગો જોવા મળે છે. તેમાં સૌથી અગત્યનું અંગ એ પ્રથમ પંક્તિ. એ દરેક પંક્તિના અંતે બોલવામાં આવે છે. તેને ધ્રૂવપદ કે ટેક કહેવામાં આવે છે. આ પ્રથમ ધ્રૂવપંક્તિમાં ભજનનો મુખ્ય વિચાર પ્રગટ થતો હોય છે. પછીની પંક્તિઓમાં આ વિચારનું વિસ્તૃતિકરણ થતું હોય તેમ લાગે છે. આ ધ્રૂવપંક્તિએ ભજનમાં સમૂહગાન તરીકે ગવાતી જોવા મળે છે. અને જ્યારે આ વૃંદગાનમાં સ્ત્રીનો કંઠ ભળે ત્યારે દિવ્યનાદ જાગતો સંભળાય છે.

બીજું અંગ તે પદની અંતિમ પંક્તિ, જેને "નામાચરણ" તરીકે ઓળખવામાં આવે છે. આ પંક્તિમાં જે ભક્તકવિની તે રચના હોય તેનું નામ ગૂંથી લેવાયું હોય છે.

ત્રીજું અંગ ગુરુમહિમા જોવા મળે છે. "નામાચરણ"માં ભક્તકવિ પોતાના નામની સાથે ગુરુના નામને પણ પ્રગટ કરે છે. મધ્યકાલીન ભક્તકવિઓનાં ભજનમાં અંતિમ પંક્તિમાં અનિવાર્યપણે ગુરુના નામનો ઉલ્લેખ તથા ગુરુની કૃપાનું મહિમાગાન જોવા મળે છે.

ચોથું અંગ ગેયતા છે. ભજન એ ગેયકાવ્યપ્રકાર છે. તેમાં પણ સમૂહગાન વિશેષ જોવા મળે છે. ભજનમંડળીઓમાં ધ્રૂવપંક્તિ સાથે બોલાય છે ને તેમાં સ્ત્રીઓના કંઠનો સાથ પણ સાંભળવા મળે છે.

ભજનના ગાન દ્વારા આત્મગુંજન થાય છે ને તેમાંથી આધ્યાત્મિક ઊર્મિઓની છોળો ઊછળે છે. દર અજવાળી બીજના દિવસે પાટ–ઉપાસના વખતે દિવ્યજ્યોત સામે રાત્રે ભજનમંડળી બ્રહ્માંડનાં રહસ્યોને ઉકેલતી, આત્મા અને પરમાત્માની દિવ્યતા પ્રગટાવતી હોય છે ત્યારે ભાવિકોના દિલમાં બ્રહ્મજ્યોત જાગ્યા વગર રહેતી નથી. પ્રભુ પ્રત્યેની વિરહવેદના તીવ્ર તલસાટ એ ભજનવાણીમાં સમાધિ–અવસ્થા સુધી લઈ જાય છે. મહામાર્ગની ભજનવાણીમાં ગનગંગા જ્યોત સમક્ષ આત્માને પરમાત્માની અભિન્નતા સર્જી શકે છે ત્યાં પુરુષ-પ્રકૃતિ–(સ્ત્રી–પુરુષ)ના ભેદ રહેતા નથી. ભજનના નાદની સૃષ્ટિમાં દેહભાન પણ રહેતું નથી, માત્ર નાદ–સમાધિ સધાતી જોવા મળે છે.

ભજનના ભાવમાં રંગાયેલા ઝવેરચંદ મેઘાણી ભજનને લોકસાહિત્યના શિખરે મૂકી જણાવે છે કે: "લોકસાહિત્યને એક વિશાળ વટવૃક્ષરૂપે કલ્પીએ. ગીતો, વાતો, ટુચકા, ઉખાણાં. વ્રતાદિને એનાં ડાળી, પાંદડાં, પુષ્પોને વિટપો કહીએ, તો ભજનો એ એનાં આખરી ફળોરૂપે સમજી શકાય. લોકવાણીનો અંતિમ પરિપાક આ ભજનવાણી છે. સંસારની ઝીણીમોટી સકળ માનવોમિઓ ને સંગીત તાલબદ્ધ શબ્દોએ રસનારી લોકવાણી જો આખરી આત્મિક રહસ્યમંથનના ભજન-શાખોને ન રસાવત, તો એ અધૂરી–અધૂરી, આછોતરી, કેવળ સપાટીને જ સ્પર્શીને અટકતી ગણાત. અને જ્ઞાન, અધ્યાત્મ, આત્મતત્ત્વ, એને જો વેદો, ઉપનિષદો, તેમજ ભાગવત ઈત્યાદિમાંથી દોહીને આ લોકવાણી જો જનસામાન્યને સ્પર્શે તેવા તાલસંગીતના કટોરામાં ન ઉતારત તો એક પ્રથમ કોટિની કરુણતા નીપજી હોત." [૬]

## હરિજન ભક્તોની વાણીના મુખ્ય વિષયો

**૧. રહસ્યાત્મક વાણી :** સૌરાષ્ટ્રના હરિજન ભકતકવિઓની વાણીનો મુખ્ય વિષય 'રહસ્ય' છે. વેદ, ઉપનિષદ અને ગીતામાં પ્રગટ થતું બ્રહ્મ માટેનું રહસ્ય અને કબીરવાણીમાં પ્રગટતું રહસ્ય આ ભકતોની વાણીમાં વચન, નામ, શબ્દ, મોતી, સાહેબ, અલખ, અગમ, જ્યોત, બ્રહ્મઝાલરી, અનાહત નાદ જેવા શબ્દો દ્વારા પ્રગટ થતું જોવા મળે છે. અગમ્ય રહેલા નિગૂઢ તત્ત્વને આ સંતોએ ભજનોમાં સમજાવવા પ્રયત્ન કરેલ છે. હરિજન ભકતોની રહસ્યમય વાણીનાં થોડાં ઉદાહરણો જોઈએ :

"બાવન અક્ષરથી બારો બોલે,
નહીં પોથી કે પુરાણ,

અહોંગ ઓહંગ પર અલખ બિરાજે,
ભીતર પ્રગટયા રવિ ભાણ." –ત્રિકમસાહેબ

"નહીં એ નાદનો ને નહીં એ બુંદનો આપે આપ બની આયો,
પાંચ તત્ત્વને તીન ગુનથી ન્યારો, વેદ પુરાણે નહીં પાયો રે."
–દાસી જીવણ

"ઇ રે મોતીડામાં ચૌદ લોક સમાણા રે,
અરે બ્રહ્મા ને વિષ્ણુ તેનાં રટણ કરે."
–ત્રિકમસાહેબ

એ જી ગુરુજી અસંખ્ય જુગમાં નો'તો આધાર પચાસ ક્રોડમાં પાણી રે,
તે દિ તુરીજન હતા નિરાકાર રે, તેમાંથી શક્તિ દરસાણી રે."
–રૂખિ રામદાસ

આ રહસ્ય એ દૃશ્યજગતથી પર છે, બાવન અક્ષરથી બહાર છે. કોઈ પોથી કે પુરાણમાંથી પ્રાપ્ત થાય તેમ નથી. વળી એ નાદ અને બુંદથી પર છે. પંચમહાભૂત અને સત્ત્વાદિ ત્રિગુણથી તે ન્યારું છે. વેદ પણ તેના રહસ્યને પામી શકેલ નથી. તે આ મોતીડામાં, ભજનરૂપી મૌક્તિકોમાં ચૌદ લોક સમાયા છે ને બ્રહ્મા, વિષ્ણુ, તેનું રટણ કરી રહ્યા છે. આવી અનેક નિગૂઢ રહસ્યવાણીનો નાદ આ હરિજન ભક્તકવિઓએ જગાવેલ છે.

**૨. યોગમાર્ગી વાણી :** હરિજન ભક્તોની વાણીમાં યોગ છે. ઈડા, પિંગલા ને સુષુમણા સાધીને, ત્રિવેણીના ઘાટ ઉપર અલખ જગાવીને, કુંડલિનીને જાગૃત કરી, ચક્રો ભેદવાની ક્રિયા તેમાં વર્ણવવામાં આવી છે. બ્રહ્મરંધ્રમાં ચાલતા અનાહત નાદને આ સંતોએ સાંભળેલ છે, તેથી એ નાદને તેઓ બંસરી, મોરલી, જંતર, ઝાલરી, શીંગી તરીકે ઓળખાવે છે. આ બધા ભાષાસંકેતો આનંદ-સમાધિના સૂચક છે. ગગનમંડળ, ઝણકાર–ઝાલરી, અનહદ તૂરાના નાદ, એ બધી યોગની ક્રિયાઓની પરિભાષા છે, જે તેઓની વાણી દ્વારા સ્પષ્ટ થાય છે.

"નાભીકમળથી ઉલટયો આવે, ગગન ધૂન ગરજાના,
ઇંગલા, પિંગલા સુષુમણા સાંધી
ત્રિવેણી તાર મીલાના." –ત્રિકમસાહેબ

"સેજ સુનમેન ત્રીકોટી ધૂનમેં અખંડ જ્યોત ગ્રહે સારી." –ભીમસાહેબ

"આસનવાળી સુરતાથી દઢ કીયા, દિયા અગમ ડેરા,
ઇંગલા પિંગલા દોનું સાધકે, સુષમ્ણા ચિત્ત ધર્યા." –નથુરામ

"જાગ્રત, સ્વપ્ન, સુષુપ્ત, તુરીયા, ઉનમુનિ મુંદ્રા લાગી,
અક્ષરાતીત આયે નર ઓળખ્યા, તેની ભે ભરમના ભાંગી." –દાસી જીવણ

ઓહમ્–સોહમ્‌ના શ્વાસોચ્છ્વાસ દ્વારા નામનું સ્મરણ કરતાં ડાબી ઇંગલા ચંદ્ર-નાડીને જમણી પિંગલા સૂર્યનાડીની વચ્ચે આવેલ સુષુમણા નાડીને સાંધતાં સુલટા પવન ઊલટા કરતાં સુષુપ્ત અવસ્થામાં પડેલી કુંડલિની જાગૃત થતાં બ્રહ્મરંધ્રમાં બ્રહ્મજ્યોતનાં દર્શન થતાં અક્ષરાતીત નરને આ દેહમાં ઓળખી શકાય છે, એમ આ ભક્તકવિઓનું દર્શન છે.

**૩. ગુરુમુખી વાણી :** સંતપરંપરામાં ગુરુ–માહાત્મ્ય અનેરું છે. ગુરુને બ્રહ્માની કક્ષાએ મૂકવામાં આવે છે. આ ગુરુની કૃપાએ જ પરબ્રહ્મ સુધી પહોંચી શકાય છે. ગુરુગમ મળે તો અજ્ઞાન–તાળું ખૂલે ને અંધકાર ટળે આ ગુપ્ત ચાવીઓ મર્મી ગુરુ દ્વારા મળે છે. તેથી સંતોની વાણીમાં ગુરુકૃપાનો મહિમા છે.

"ગુરુમાં ગોવિંદ, ગોવિંદમાં ગુરુ,
અલખ પુરુષ એક તારા." –ત્રિકમસાહેબ

"ગુરુની સેવાએ અભેપદ પામીએ ગુરુ સેવા વર્ણવી ન જાય,
અનંત મહિમા ગુરુજી તણો સતગુરુ સમરે કારજ થાય."
–દાસી જીવણ

"ભીતર સતગુરુ મળિયા,
વરતાણી આનંદ લીલા." –કરમણ ભગત

ગુરુમહિમા અનંત છે. ગુરુના વચન વગર માનવી ગાંડો ફરે છે. ગુરુની સેવાથી અભયપદ પ્રાપ્ત થાય છે. આ સતગુરુનો પાર કોઇ પામી શકયું નથી. ત્યાં કવિ ગુરુને બ્રહ્મ સુધી લઇ જાય છે.

**૪. પ્રેમલક્ષણા વાણી :** નારદે ભક્તિને પરમ પ્રેમરૂપા અને અમૃતસ્વરૂપા કહી છે. એવી ભક્તિ પોતાના સમગ્ર આચારવિચારને ઇશ્વરાર્પિત કરવામાં રહેલી છે. એટલું જ નહીં, ઈશ્વરના વિસ્મરણ–માત્રથી પરમ વ્યાકુળતા અનુભવવામાં વસેલી

છે. કબીરની વાણી યોગરહસ્યયુક્ત હોવા છતાં તેમાં પ્રેમલક્ષણાવાળી વિરહભાવના પણ જોવા મળે છે:

"પિયામિલનકી આસ રહોં કબલોં ખરી,
ઊંચે નહિ ચઢિ જાય મને લજ્જા ભરી." –કબીર

તલફે બિન બાલમ મોર જિયા,
દિન નહિ ચૈન રાત નહિ નિંદિયા
તલફે તલફે કૈ ભોર કિયા." –કબીર

મેઘાણી કહે છે તેમ "કબીરના વિરહનિવેદનમાં કયાંય રાધા-કૃષ્ણના નામનું સંબોધન નથી આવતું. ભક્તાત્મારૂપી ચિરવિરહિણી કેવળ કો અનામી પરમાત્મા-પિયુને સારુ પુકારી રહે છે. આ પ્રમાણે કબીરપંથને વરેલા સાહેબપરંપરાના આ હરિજન ભક્તકવિઓમાં અનામી પરમાત્માને મળવાની ઝંખના પ્રેમલક્ષણારૂપે જોવા મળે છે. દાસી જીવણનાં પદોમાં જે વિરહવેદના છે તેમાં રાધાકૃષ્ણનું સંબોધન સ્પષ્ટ જોવા મળે છે. તેણે પોતાની જાતને પુરુષ નહીં પણ સ્ત્રી તરીકે, દાસી તરીકે ઓળખાવી છે. તેને સંતોએ રાધાના અવતાર માન્યા છે. જે પ્રેમલક્ષણા રાધામાં જોવા મળે છે તે જ અહીં દાસી જીવણનાં પદોમાં પણ જોવા મળે છે. પ્રભુપ્રેમમાં દાસી જીવણ ચકચૂર બનીને ગાય છે કે :

"એ રે કામણિયાં મારે પિયુજીએ કીધાં રે,
દૂજા કામણ મારી નજરુમાં ના'વે."

કૃષ્ણ પિયુજીએ મારા ઉપર કામણ કર્યું છે. એટલું જ નહીં, પણ એ પરમાત્મા ચૌદ વિદ્યાનો જાણકાર છે, તેથી તેમાં બીજાનાં કામણ કામ લાગે તેમ નથી. તેણે તો મંત્ર ભણીને કેફ ચડાવ્યો છે. એમાં હું ગાંડી થઇ ગઈ છું. વા'લે મારે મને પ્રેમની કટારીનો ઊંડો ઘાવ કર્યો છે. આ ઘાવ એટલો તો દર્દદાયક છે કે તેમાં બીજાની દવા પણ કામ આવે તેમ નથી, કારણ કે ખુદ હરિના હાથનો જ ઘા થયેલ છે. તેમાં બીજા વૈદની દવા કેમ કામ લાગે ? તેમ છતાં દાસી જીવણ કહે છે કે :

"મનાવીને મોલે લાવ રે,
મેરમને કોઇ મનાવો."

મારા આ મેરમને કોઇ મનાવીને લાવો. આ પ્રેમમાં વિરહ, મિલન, તલસાટ, મીઠી વડછડમાં રંગમાં રમ્યાનો આનંદ અને દાસીભાવ જોવા મળે છે. તેમાં કવિએ પ્રણય શૃંગાર અને સામાન્ય દૈહિક સંબંધો વર્ણવ્યા નથી, પણ વૈરાગ્યનો, અતીતનો વેશ લઈને દાસીભાવ જણાવ્યો છે. આ પ્રેમલક્ષણા ભક્તિનાં પદો લોકકંઠેથી વિશેષ સાંભળવા મળે છે.

**૫. ઉપદેશવાણી :** સંત-ભક્તોનું કાર્ય માનવસમાજને ચેતવણી આપવાનું રહ્યું છે. આ માનવદેહ મહામૂલો છે. ફરી પાછો આ દેહ મળશે કે કેમ તે કોઈ જાણતું નથી. આ દેહ ક્ષણભંગુર છે, મૃત્યુ અનિવાર્ય છે અને અણધાર્યું છે. તેથી આ ભક્તકવિઓ ઇશ્વરની આરાધના વિના વિલંબ, વિના આળસે કરવાનો બોધ સતત આપતા રહ્યા છે.

"રામને ભજી લે, સીતારામને ભજી લે,
રામ ભજ્યે તારાં કારજ સરે."

–દાસી જીવણ

આ કળજુગની કૂડી માયા છે. તેમાં કાયા–પાણીનો પરપોટો ફૂટી જતાં વાર નહીં લાગે. તેમાં આત્મજ્ઞાન મેળવીને અલખના ધામે પહોંચવાનું છે. બાહ્યાડંબરનો વિરોધ પણ આ વાણીમાં જોવા મળે છે.

"જપ તપ તીરથ જોગ જુગતે
કરણી કયાં લગી જાય
તીન દેવને દસ અવતારા
વાકી ખબર ન પાઇ
અબ મન ચેત લે મેરા ભાઇ."

ધાર્મિક અંધશ્રદ્ધાઓ માટે પીઠા ભગતે જણાવ્યું છે કે :

"ભૂવો તેડાવી જોશ જોવરાવો રે હાં,
ઓસડનો કાંઇ પાર નહિ, પાર નહિ,
પીઠો ભગત કહે સર્વે પાપરાં,
હરિ વિના આધાર નહીં."

અંતે તો એક જ માર્ગ છે ભજનમાં ભીના રહેવું તે.

**૬. સંસારની માયા તજવાની વાણી :**–હરિજન ભક્તકવિઓની વાણીમાં સંસારની માયા તજવાની વાત પણ આવે છે. પરંતુ આ ભક્તોએ સંસાર તજવાનું જણાવ્યું નથી. બધા સંસારી અને સમાજ વચ્ચે રહીને તેઓએ કાવ્યસર્જન કર્યું છે, સમાજસેવા પણ કરી છે. રામરોટી (અન્નદાન) દ્વારા સદાવ્રત ચલાવ્યું છે. તેના પુરાવારૂપે તેઓની જગ્યાઓ પણ આજે મોજુદ છે. તેઓ સંસારની મમતા, કામ, ક્રોધ, કામિનીની આસક્તિ છોડવાનું કહે છે:

"માની લે ઘેલા તારો સગો નથી રે સંસારજી,
મોટા છત્રપતિ રાજીયા, સો ધુંવાના કોઠાર." – ત્રિકમસાહેબ
"શેરી લગણ સુંદરી, ઝાંપા લગી મા–બાપજી,
તીર્થ સુધીએ બાંધવા, કોઇ ના'વે તારી સાથ." –દાસી જીવણ

"નર રે કૂડા એની નારીયું કૂડી રે,
એવા કૂડા રે સંસારિયાંના નેડા રે ! પાલણશી."

સંસાર અને માયાનાં બંધનો કૂડાં છે, મારું કાર્ય પરમતત્ત્વને પામવાનું છે, તેમ સમજાવતી આ ભક્તોની વાણી એક મહત્ત્વનો વિષય છે.

**૭. પ્રાસંગિક વાણી :** હરિજન ભક્તકવિઓના જીવનમાં કેટલાક પ્રસંગો એવા બન્યા છે કે તેને અનુરૂપ પ્રાસંગિક ભજનો રચાયેલાં જોવા મળે છે.

**ત્રિકમસાહેબની વાણી** : ૧. ત્રિકમસાહેબને રામગુરુનો ભેટો થતાં આત્મવાણી સ્ફુરી :

"આવી આવી અલખ જગાયો,
અમારે મોલે ઉતર દિશાથી
એક રમતો જોગી આવ્યો જી."

૨ ત્રિકમસાહેબ તેઓના ગુરુ ખીમસાહેબ સાથે દ્વારકા ગયા ત્યાં આભડછેટને કારણે હોડીમાં બેસવા ન દીધા તે સમયે પાણીમાં કપડું પાથરી સામે કિનારે ગયા ત્યારે ભજન ગાયું કે :

"અલ્યા વહાણવટી, વહાણ હંકાર મારે ભેટ જાવું."

૩. ત્રિકમસાહેબ જૂનાગઢ ગરવા ગિરનારનાં દર્શન કરી ગાય છે કે :

"તારો ભરોશો મુને ભારી,
એવો ગરવો દાતાર, ગિરનાર

૪. ત્રિકમસાહેબ સમાધિના પ્રસંગે સંતસમાજને ઉદ્દેશી

"કાયા બેડી મારી કણુકવાને લાગી રે,
ગુરુજી તમે મને પાર ઉતારો."

**ભીમસાહેબની વાણી** : ૧. દાસી જીવણને જ્યારે જાત્રાએ જવાની ઇચ્છા થાય છે ત્યારે મનના સંશયને મિટાવવા ભીમસાહેબ સંદેશો મોકલાવે છે કે :

"જીવણ, જીવને જિયાં રાખીએ,
વાગે અનહદ તૂરા રે,
ઝિલમિલ જ્યોતું ઝળહળે,
વરસે નિરમળ નૂરા રે."

**દાસી જીવણની વાણી** : ૧. પાળિયાદમાં વીસામણ ભગતે મંડપ કર્યો ને અભિમાન આવ્યું ત્યારે તે પ્રસંગે કહ્યું કે :

"એક દા' ડે જાવું એક દા' ડે આવો મોંઘામૂલો,
મનખ્યો મેલીને જાવું એક દા'ડે."

૨. દાસી જીવણનો બાહ્ય ઠાઠ રાજવી જેવો હતો, તેથી વટેમાર્ગુ તેની ટીકા કરે છે ત્યારે આ મસ્તકવિ કહે છે કે :

"મેં મસ્તાના મસ્તી ખેલું,
મેં દીવાના દર્શનકા."

૩. દાસી જીવણના રૂપ તથા મીઠો કંઠ સાંભળીને એક સ્ત્રી મોહિત થઈ તેની પાછળ આવે છે ત્યારે ભકતકવિ કહે છે કે :

"શું કરવાં સુખ પારકાં, સુખ માંડેલ હોય તો થાય જી."

૪. સાપરડા ગામમાં દાસી જીવણ, જે કાઠીને ઘેર ભજન ગાતા હતા, ત્યારે કાઠીનો પુત્ર મૃત્યુ પામે છે તે સમયે પ્રભુને ઉદ્દેશી પદ બોલે છે કે :

"કામ છે, કામ છે, કામ છે રે,
હો મેરમજી મારે તમસે કામ છે."

૫. ગોંડલના રાજવી કુંભાજીએ ભામની સાંઈઠ કોરી ભરવાની બાકી હોવાથી દાસી જીવણને કેદમાં પૂર્યા તે વખતે શામળિયાને પોકાર્યા કે :

"મારી બૂડતી બેડીના તારણહાર, ઓ શામળા,
મારી લેજો રે સંભાળ."

૬. મહાધર્મની પાટ–ઉપાસના વખતે ચાલતા અનાચારને જોઈને કહે છે કે :

'આમ કાં કરો ? તમે આમ કાં કરો ?
આવડાં એંકાર્યા તમે ફૂલ્યા શું કરો ?"

૭. દાસી જીવણ સમાધિના પ્રસંગે નીચેની વાણી બોલે છે :

૧. "હાટડિયે કેમ રહેવાશે, ભાઈ,
મારા રામની રજા નઈ."
૨. "વહાલા રે સંતને જયજય સીતારામ."

**મેઘ જીવો :** ૧. મેઘ જીવાને ઘેરથી ગાય અને ઘોડીની ચોરી થાય છે ત્યારે ભજન બોલે છે કે :

"પોકરણ ગઢથી પધારો ધણી રામદેવજી."

**ખીમડિયો કોટવાળ :** ૧. ગઢ ઢેલડીમોરખીમાં રહેતા ખીમડિયા કોટવાળની સ્વરૂપવાન પત્ની સતી દાળલદે ઉપર ત્યાંના રાજવી રાવત રણશીની કૂડી નજર થતાં નીચેનું પદ બોલે છે :

"ઢેલડી નગર મોઝાર સતી રે દાળલદે પાણી સંચર્યાં."

આમ આ પ્રાસંગિક વાણી ભકતનો, ભક્તિનો મહિમા કરવા સાથે ભકતજીવનની ક્ષણોને અમર કરે છે.

## હરિજન ભકતોની વાણીના પ્રકારો

વિષયની દૃષ્ટિએ ઉપર પ્રમાણેના પ્રકારો ઉપરાંત તેના નિરૂપણમાં જે ભાવપ્રતીક યોજવામાં આવે છે તેને આધારે આ ભજનો, કટારી, પ્યાલો, બંગલો, ચૂંદડી, વાડી, મોરલો, સાવળ, પાવડી, સોહર ભજન, એમ ભિન્નભિન્ન સંજ્ઞાઓથી ઓળખાય છે.

**૧. કટારી :** પ્રેમલક્ષણા ભક્તિમાં પ્રિયવિરહની વેદનાને કટારીના ઘા સાથે સરખાવવામાં આવે છે. ભજનોમાં આ પ્રકારનાં કટારી પદો જોવા મળે છે. મીરાંએ કહ્યું કે :

"મુને મારી રે, મુને મારી નયનકટારી રે."

પ્રેમાનંદસ્વામીએ પણ આ પ્રેમકટારી લાગ્યાનું તેઓના પદમાં જણાવ્યું છે :

"મને મારી વ્હાલે નેણા–કટારી રે."

આ પ્રેમ–કટારી હરિજન ભક્તકવિઓને પણ લાગી છે. તેમાં ત્રિકમસાહેબ અને દાસી જીવણને સવિશેષ લાગી હોય તેમ લાગે છે :

"પ્રેમની પ્રેમની પ્રેમની રે,
વાલે મારે, મને મારી કટારી પ્રેમની રે." –ત્રિકમસાહેબ

"કલેજા–કટારી રેણુ વ્રેહની કટારી રે,
મારી મુને માવજીડે." –દાસી જીવણ

"પ્રેમ–કટારી આરંપાર નિકસી મેરે નાથકી,
ઔરકી હોય તો ઔષધ કીજે, આ તો હરિ કે હાથકી." –દાસી જીવણ

"મત મારો રે, મત મારો, રામ, નૈણાંની કટારી,
એસી કટારી મારાં તન–મન વીંધ્યાં,
ઠીક તો કલેજા બીચ ઠેરી રે." –દાસી જીવણ

"યાર એ કટારી પ્રીતમની લાગે પ્યારી,
હો ગિરધારી રે, પણ વ્રેહની તો કટારી." – દાસી જીવણ

આ ભક્તકવિઓ કહે છે કે આ પ્રેમની કટારીએ વાંભુ ભરીને ઘા કરેલ છે, તેમાં કોઇ જડીબુટ્ટી કે ઔષધ કામ આવે તેમ નથી. વળી ફરિયાદ પણ કોને કરવી, જ્યાં હરિના હાથની કટારી લાગી છે અને તે કલેજાની વચ્ચે લાગી છે. છતાં આ કટારી પ્રિયવરની વહાલી લાગે છે. પ્રેમલક્ષણા ભક્તિના ભાવપ્રતીક તરીકે કટારી વિરહવેદનાને અનુરૂપ છે. આ પ્રકારનાં પદોને કટારી પદો તરીકે ઓળખાવી શકાય.

**૨. પ્યાલો :** હરિરસનો, પ્રેમરસનો, સદ્દગુરુની કૃપાનો પ્યાલો પીવાથી સચરાચરમાં રહેલા પરિબ્રહ્મનાં દર્શન થાય છે. આ પ્યાલાનું ભાવપ્રતીક કેન્દ્રમાં રાખી કબીર, નરસિંહ, મીરાં અને રવિસાહેબનાં પદો રચાયાં છે. પ્યાલા વિશે ડોલરરાય માંકડ જણાવે છે કે :

"પ્યાલો એ સંતોની પ્રેમની ખુમારી સાથે જ્ઞાનમિશ્રિત સ્થિતિનું નિરૂપણ બતાવે છે. 'પ્યાલો પાવો' એ 'કંઠી બાંધવી', 'પરમોદવું' અથવા 'ગુરુમંત્ર ફૂંકવા' જેવી જ સંતસમાજની એક ક્રિયા છે. શિષ્ય ગુરુ પાસે થોડો સમય કસોટીકાળનો પસાર કરે છે પછી શિષ્યને ગુરુ રીતસરનો 'પ્યાલો' પાય છે. ક્યાંક-ક્યાંક તો ગુરુનો ચાખેલો પ્યાલો પણ શિષ્યને પાવામાં આવે છે. પ્યાલો પાતી વખતે ગુરુ શિષ્યને પોતાના પંથનું આંતરિક જ્ઞાન આપે છે. આ જ્ઞાન મેળવવા શિષ્યમંડળમાં જે લાયક ગણાય એ પોતાને બડભાગી માને. એ લાયકાતનો સ્વીકાર એ જ શિષ્યને મન નવજીવનનો દિવસ.'[૭]

હરિજન ભક્તકવિઓમાં ગુરુ પાસેથી પ્યાલો પીધાનાં પ્રમાણ તેઓની વાણીમાં જોવા મળે છે. સૌરાષ્ટ્રમાં આજે પણ કેટલાક સ્થળોએ ગુરુ પાસેથી 'પ્યાલો' પીવાની ક્રિયા થાય છે. શ્રી જયમલ્લ પરમારે કુલ પાંચ પ્યાલા નમૂનારૂપે આપ્યા છે. એના રાગ-ઢાળ વિશે લખે છે કે :

"એ સમયની (પ્યાલો પીવાના સમયની) ખુમારી ઓર જ હોય છે. એ ખુમારી પોતાનો માર્ગ 'પ્યાલા'ના રાગમાં, ઢાળમાં શોધે છે. 'પ્યાલા'ના ગાનાર સૌ કોઈ સમજે છે કે 'પ્યાલા'ના રાગ અત્યંત ભાવપૂર્ણ, રસે છલકાતા અને ફાટફાટ આનંદથી ગવાય છે. પ્રથમ જ કડીમાં ભજનિક 'સદ્‌ગુરુચરણે' એટલું ગાઈ અટકે છે. પણ બીજી કડીમાં એ જ શબ્દો લઈને 'સદ્‌ગુરુચરણે આપો' બોલીને ઝટકો મારે છે તે ઠેઠ "મન મતવાલો પ્યાલો પ્રેમનો' સુધી આવીને ત્યાં સુધી કાયમ રહે છે."[૮]

સંતવાણીમાં લખીરામનો પ્યાલો સવિશેષ પ્રચલિત છે. હરિજન ભક્તકવિઓએ પણ પ્યાલાનું ભાવપ્રતીક કેન્દ્રમાં રાખીને પદરચનાઓ થયેલી છે.

"પ્યાલો દૂજો કોણ પીયે" – ત્રિકમસાહેબ

"મને મતવાલો પિયાલો પાયો, પીધે પ્રેમ હુલો"

– લક્ષ્મીસાહેબ

"પ્યાલો મેં પીધેલ છે ભરપૂર,
દયા કરીને દીધો પ્રેમરસ પીધો." – દાસી જીવણ

"પ્યાલો ગુરુએ પાયો ને પીધા ભેળી ખબર પડી." –અરજણદાસ

દાસ અરજણના સોળ પ્યાલા પ્રમાણુ સાથે પદમાં પ્રગટ કરેલ છે. ભજનમાં 'પ્યાલો' એક પ્રકાર ગણાવી શકાય.

**૩. બંગલો :** આ કાયાનગરીને રવિસાહેબે એરણની તેમજ ચરખાની ઉપમા આપી છે. ભવાનીદાસે જંતરની ઉપમા આપી છે. તે પ્રમાણે આ કાયાને સંતોએ 'બંગલા'ની પણ ઉપમા આપી છે. પીઠો ભગત કહે છે કે :

"રવિસાહેબે કીયા બંગલા, ત્રિકમસાહેબે કીયા બંગલા,
ઠીક થયા, અજબ બન્યા હૈ."

આ કાયારૂપી બંગલાની ઓળખાણ કરવી હોય તો વચનની ક્રિયાને જાણવી પડે છે. આ બંગલાની આડાં અજ્ઞાન-તાળાં છે તેને જો કોઈ ગુરુગમ બતાવે તો તાળાં ઊઘડી જાય. આ બંગલાની રચના દર્શાવતાં દાસી જીવણ કહે છે કે :

"બંગલા બેશ બન્યા હદ લેશ, વામે સાહેબજી બોલે."

આ બંગલામાં પાંચ તત્ત્વ (પૃથ્વી, જળ, વાયુ, તેજ, આકાશ) ને ત્રણ ગુણ (સત્વ, રજસ્, તમસ્) અને પચીસ પ્રકૃતિની પૂરવણી પૂરવામાં આવી છે. આ બંગલામાં દશ દરવાજા (બે આંખ, બે કાન, બે નાકનાં દ્વાર, ગુદા, મૂત્રદ્વાર, નાભિ, બ્રહ્મરંધ્રો) છે. તેમાં ઈંગલા, પિંગલા ને સુષુમણા નાડીનો તાર મિલાવેલ છે, જેથી છત્રીસ રાગરાગિણી (અનાહતનાદ) વાગી રહી છે. આવો અજબ બંગલો બનેલ છે. ગુરુકૃપાએ જો કોઇ બંગલાની ચાવી આપે તો ભીતરની રચના જોઈ શકાય. આ રીતે દેહને સમજાવતાં બંગલાનાં પદોની રચના ભજનમાં નવો પ્રકાર દર્શાવે છે.

**૪. ચૂંદડી :** શ્રી મકરંદ દવે ચૂંદડી વિશે જણાવે છે કે :

"આપણી ભજનવાણીમાં લખીરામનો પ્યાલો, જીવણની કટારી ને ભોજાના ચાબખા તેમ મૂળદાસની 'ચૂંદડી' અનોખી ભાત પાડે છે. 'સુંદર વરની ચૂંદડી' વિવેકવૈરાગ્યના તાણાવાણાવાળી અને ફાટે પણ ફીટે નહીં એવા પ્રેમના મજીઠી રંગમાં ઝબોળી મૂળદાસે તૈયાર કરી છે. જ્યારે જિંદગી આ ચૂંદડી ઓઢે છે ને તેનો સુંદર વર સાથે હસ્તમેળાપ થાય છે ત્યારે એનું સૌંદર્ય અમર અને અનુપમ બની જાય છે."[૯] આ ભક્તિરૂપી સનાતન ચૂંદડી અનેક સંતોએ ઓઢેલી છે. કબીરસાહેબે તેને 'ઝીની ઝીની બિની ચદરિયા' કહીને ઓળખાવી છે, તો દાસ દયાએ 'પ્રેમની પટોળી' કહી છે, તેમ હરિજન ભક્તકવિ દાસ વાઘાએ પણ આવી ચૂંદડી પ્રકારની પદરચના કરી છેઃ

"ચૂંદડીએ મન મોહ્યાં સખી, અમરવરની ચૂંદડી,
"ચૂંદડી ઓઢે તેને આવાગમન નવ હોઇ સખી." – દાસ વાઘો

આ ચૂંદડી પ્રથમ જુગમાં પ્રહ્‌લાદે ઓઢી, દ્વાપર-જુગમાં હરિશ્ચંદ્રરાયે ઓઢી, ત્રેતાજુગમાં યુધિષ્ઠિરરાયે ઓઢી અને ચોથા જુગમાં બળિરાયે ઓઢી તેમ કવિ જણાવે છે. આ ભક્તિરૂપી ચૂંદડી અનેક ભક્તોએ ઓઢી છે. તેથી જન્મમરણ ટળી જાય છે. આ ચૂંદડી પ્રતીક રાખીને પદરચનાઓ થયેલ જોવા મળે છે

**૫. વાડી :** આ કાયાને સંતોએ વાડીની ઉપમા આપી છે. કાયાવાડીને કેન્દ્રમાં રાખીને ભવાનીદાસે કહ્યું છે કે :

"કાયાવાડીમાં જુવો રે,
ચોરી ચોરી કરે છાની."

આ કાયાવાડીમાં ચોર, ધુતારા વસે છે. તેને પકડવાનું કવિ જણાવે છે. આ ચોર તે કામ, ક્રોધ, લોભ અને મોહ છે. દાસી જીવણ કહે છે કે :

"વાડી રે વેડીશ મા હો
મારી રે વાડીના ભમરલા !
વાડી વેડીશ મા."

આ વાડીમાં માનસરોવર આવેલ છે ત્યાં, હે જીવ, તું સ્નાન કરજે, પણ એ પાણીને ડહોળીશ નહી. આ વાડીમાં ચંપો, મરવો જેવી અનેક સુગંધ છે. તેની સુગંધ લેજે, પણ કળીઓ તોડીશ નહીં.

"આપે વાડી આપે કયારો,
આપે સીંચણ હારો."–દાસી જીવણ

આમ, પ્રભુ પોતે જ વાડી, પોતે જ કયારો, પોતે જ માળી છે, કહીને જીવશિવનો અભેદ પણ ગાવામાં આવ્યો છે. અહીં વાડીનો અર્થ એક રહસ્ય બની જાય છે. જે છે તે વાડી જ છે. આ પ્રમાણે વાડીને પ્રતીક રાખી પદરચનાઓ થયેલ છે.

**૬. મોરલો :** આત્માને મોરની ઉપમા આપવામાં આવી છે.

"મોર તું તો આવડાં તે રૂપ કયાંથી લાવ્યો રે,
મોરલો મરતલોકમાં આવ્યો."[૧૦] – નારણદાસજી

કુંભાર ભક્ત નારણદાસજીએ આત્માને મોરની ઉપમા આપી, આ ક્ષણ-ભંગુર લોકમાં શા માટે આવ્યો તેમ જણાવે છે. આ જ પ્રમાણે દાસી જીવણ તેઓના પદમાં જણાવે છે કે ;

"અરે, તું તો આવડાં રૂપ કયાંથી લાવ્યો રે,
મોરલો મરતલોકમાં રે આયો જી."–દાસી જીવણ

મોર ચેતનતત્ત્વ નહીં નાદનો કે નહીં બુંદનો, પાંચ તત્ત્વ ને ત્રણ ગુણથી ન્યારો છે તેને વેદપુરાણે પામ્યો નથી. નાભિકમળથી આવીને બંકનાળ દ્વારા ત્રિવેણીના તીરે વિના પાંખે ઊડીને આવ્યો છે. તે તો અજબ રંગીલો છે. આ અખંડ મોરલો છે. અહીં મોર એ કાયા નથી. મોર એ સ્થૂળ દેહ તરીકે નહીં પણ આ કાયાનગરીમાં રહેલા બ્રહ્મના ભાવપ્રતીકરૂપે યોજાયો છે

**૭. સાવળ :** ભજનમાં સાવળ પ્રકાર જોવા મળે છે. આ સાવળ ભજન મોટે ભાગે રામદેવપીરની સહાય માટે નાખેલી 'ધા' કે પોકારરૂપે છે. ભક્ત જ્યારે મુશ્કેલીમાં મુકાય ત્યારે રામદેવપીરને વાણી દ્વારા પોકારે તેને સાવળ કહે છે. આ સાવળ પ્રકારનો રામદેવપીરનો હેલો (અરજ) લોકસમાજમાં વિશેષ પ્રચલિત છે. તેમાં પણ વહારે ધાવા રામદેવપીરને પોકારવામાં આવ્યા છે. દાસી જીવણનું રામદેવપીરને પોકારતું માત્ર એક જ પદ જોવા મળે છે. રામદેવ–વાણી (સાવળ) તરીકે ઓળખાવી શકાય તે પ્રકારનું આ પદ છે:

"ધન્ય કુંવર રામદે મેં ચરણાગત આયો,
બાપજી ભલો તે પરચો આયો."–દાસી જીવણ

આ પદમાં રામદેવપીરના પરચાઓ દર્શાવવામાં આવ્યા છે. બીજી સાવળ મેઘ જીવાની જોવા મળે છે. તેમાં તે ભક્તની ગાય ને ઘોડી ચોરાઇ જાય છે ત્યારે રામદેવપીરને અરજરૂપે સાવળ બોલ્યા છે:

"પોકરણ ગઢથી પધારો ધણી રામદેવજી,
નીલે ઘોડે અસવાર, ઊડે દરિયેથી આવો અજમલરા." મેઘ જીવો

**૮. પાવડી :** પાવડી એ હરિજન ભક્તકવિ મેઘ જીવાનાં પદોમાં જોવા મળે છે. આ આરાધિ-ભજન તરીકે પણ ઓળખવામાં આવે છે. નિજારપંથમાં કર્ણોપકર્ણ આવાં આરાધિ ભજનો સચવાયેલાં જોવા મળે છે. ખાસ કરીને આ ભજનો પાટ–ઉપાસના વખતે બોલાતાં હોય છે. આ ભજનો ગુપ્તભજન માનવામાં આવે છે. ગુરુકૃપાએ અને સાચા ભક્ત વિના આ પદો સાંભળવા મળતાં નથી. મેઘ જીવાના વારસ ભક્ત માલદેવપીર આ પદને મંત્રશક્તિ બરાબર ગણે છે. મેઘ જીવાએ આ 'પાવડી' પદમાં એકવીસ પ્રમાણ આપેલાં છે.

આ પાવડીથી કોણ કોણ સિદ્ધ થયા તેની નામાવલી આપી છે. તેથી આ પાવડી પણ અહીં ભક્તિના અર્થમાં વટાવાઈ છે. ભજનમાં આ પાવડી નવી ભાત પાડે છેઃ

"સતની પાવડી જીલે નર સુરા,
તો મન-વાંછિત ફળ મેઘ જીવાએ માણ્યાં."–મેઘ જીવો

**૯. સોહર ભજન :** સોહર ભજન એટલે ચાર ભજનનું ઝૂમખું. એક જ ભાવને ચાર પદ સુધી લંબાવ્યો હોય અને ચારેચાર પદની ધ્રુવપંક્તિ એક જ હોય તેને સોહર ભજન કહેવામાં આવે છે. મેઘ જીવાનું એક સોહર ભજન નોંધપાત્ર છેઃ

"ભજનમાં ભીના ભીના રહેજો,
ભજને અધમીંને ઓધાર્યાં."

આ ચાર પદના બનેલા સોહર ભજનમાં કવિએ પ્રભુની ભક્તિ કરવાથી અનેક સંતો સંસાર-સાગરમાંથી મુક્તિ પામ્યા છે તેમ જણાવ્યું છે. આ પદમાં સગુણભક્તિ સ્પષ્ટ જોવા મળે છે.

**૧૦. આગમવાણી :** આગમવાણી પણ ભજનનો એક વિશિષ્ટ પ્રકાર છે. તેમાં ભવિષ્યકથન હોય છે. આ આગમવાણીમાં દેવાયત પંડિતની આગમવાણી, રામદેવપીરની આગમવાણી તથા હરિજન સંત મામૈદેવની આગમવાણી સૌથી વિશેષ સાંભળવા મળે છે. 'આગમ' નામનાં ભજનોની વાત કરતાં શ્રી જયમલ્લ પરમારે લખ્યું છે :

"આગમનાં ભજનોના મુખ્યત્વે બે પ્રકાર કહી શકાય. એક તો જેમાં પૃથ્વીની ઉત્પત્તિકથા અથવા જૂના યુગને અનુલક્ષીને ભજનો રચાયાં હોય તે, અને બીજાં જેમાં ભવિષ્યને અનુલક્ષીને ભજનો રચાયાં હોય તે."[૧૧]

અહીં આપણે બન્ને પ્રકારનાં અકેક દૃષ્ટાંત જોઈએ :

"પહેલે પહેલે શબ્દે હુઆ અહંકારા,
ત્યાંથી ઉપન્યા કાંઈ નૂરિજન ન્યારા રે."–કબીર

"દેવાયત પંડિત દા'ડા દાખવે,
સુણી લેજે દેવળદે નાર.
આપણા ગુરુએ આગમ ભાખિયાં,
જુઠડાં નહિ રે લગાર."–દેવાયત પંડિત

આગમવાણીના પ્રથમ પ્રકારમાં હરિજન ભક્ત કવિ રૂખિ રામદાસનું પદ લઈ શકાય :

"એ જી ગુરુજી અસંખ્ય જુગમાં
નો'તો આધાર પચાસ ક્રોડમાં પાણી રે."

અને બીજા પ્રકારમાં મામૈદેવની આગમવાણી લઈ શકાય. આ મામૈદેવની આગમવાણી 'ડાડાના વેદ' તરીકે હરિજન સમાજ ઓળખાવે છે અને તે 'બારમતી' સંપ્રદાય સાથે સંકળાયેલ છે.

આ બધાં ભાવપ્રતીકો આમ તો ભક્તિના ભિન્નભિન્ન આલંબનવિભાવો જ છે. તદ્દનુસાર ભજનોના પ્રકારો વિવેચનની દૃષ્ટિએ પાડી શકાય. વાસ્તવમાં તો આ સંત ભક્તકવિઓ તેના દ્વારા પ્રેમભક્તિ અને પરમાત્મ રહસ્યને જ પામવાનો અને ગાવાનો ઉપક્રમ યોજતા હોય છે.

પ્રાચીન ભજનોના જાણકાર અને ગાયક કલ્યાણદાસ વાણીના મુખ્ય ચાર પ્રકારો વર્ણવે છે.

"(૧) જીવમુખ, (૨) શિવમુખ, (૩) ગુરુમુખ, (૪) બ્રહ્મમુખ." [૧૨]

✓ **૧. જીવમુખ વાણી :** જીવ, જગત, સંસારને કેન્દ્રમાં રાખીને સંતોએ આ સંસારની માયાથી મુક્ત થઈને આ મનુષ્યદેહ મળ્યો છે, તો આત્માની ઓળખાણ કરવાનો બોધ આપ્યો છે સંસારની માયાને તજવાની ઉપદેશાત્મક વાણીને જીવમુખ વાણી કહેવામાં આવે છે. તે રાત્રીના પ્રથમ પ્રહરમાં બોલવામાં આવે છે

✓ **૨. શિવમુખ વાણી :** જીવ અને શિવની એકતાનું યૌગિક પરિભાષામાં નિરૂપણ કરવામાં આવે છે. આ વાણી રાત્રિના બીજા પ્રહરમાં બોલાય છે.

✓ **૩. ગુરુમુખ વાણી :** ગુરુ માહાત્મ્ય, ગુરુકૃપાનાં ગુણગાન અને ગુરુજીને કેન્દ્રમાં રાખીને જે વાણી રચાયેલ હોય તે ગુરુમુખ વાણી કહેવામાં આવે છે. આ વાણી રાત્રિના ત્રીજા પ્રહરમાં બોલાય છે.

✓ **૪. બ્રહ્મમુખ વાણી :** બ્રહ્મવાણી એટલે આધ્યાત્મિક વાણી, રહસ્યાત્મક વાણી. નામરૂપ અને ગુણથી ન્યારા બ્રહ્મનું નિરૂપણ કરતાં પદોને બ્રહ્મમુખ વાણી કહેવામાં આવે છે. આ વાણી રાત્રિના ચોથા પ્રહરમાં બોલાય છે.

ભજન-સાહિત્યની એક ખાસ નોંધપાત્ર વિશેષતા એ છે કે કોઈપણ ભજનિક કે ભજનમંડળી ભજન ગાવાનું શરૂ કરે તે પહેલાં કેટલીક સાખીઓ

બોલે છે. તેમાં સદ્‌ગુરુ, માતાપિતા, ગણેશ તથા અલખપુરુષનું સ્મરણ કરવામાં આવે છે, અને તે પછીથી જ ભજન બોલવાનું શરૂ કરે છે. આ પ્રારંભમાં બોલાતી સાખીઓ જોઇએ તો:

"પરથમ કે'ને સમરિયે, કે'નાં લીજિયે નામ,
માત–પિતા–ગુરુ આપનાં, હૌયે અલખપુરુષનાં નામ.
સદા ભવાની સાયરો, સનમુખ રહે ગણેશ,
પંચદેવ રક્ષા કરો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ.
દૂંદાળો દુઃખભંજણો, સદાય બાળે વેશ,
પરથમ પે'લાં સમરિયે, ગવરીનંદ ગણેશ.
ગવરી! તારા પુત્રને, મધુરા સમરે મોર,
દીએ સમરે વાણિયા, રાતે સમરે ચોર."

ભજનિક મોટે ભાગે પ્રથમ ભજન ગણેશનું બોલે છે. પાટ–ઉપાસનામાં સૌપ્રથમ ગણેશના ભજન દ્વારા તેની ઉપાસના થાય છે. તે પછી રામદેવપીરનું ભજન પાટ–ઉપાસનામાં બોલાય છે. ભજનમાં રહેલ રહસ્યવાણી, યોગવાણી, ઉપદેશાત્મક વાણી એ શ્રોતાવર્ગને ધ્યાનમાં રાખીને ભજનિક બોલે છે.

આજે તો ભજનોના ઢાળ વિસરાતા જાય છે. રામ સાગરના સૂર ને મંજીરાનો રણકાર અસ્ત થતો જાય છે. તેની જગ્યાએ હારમોનિયમ, વાયોલીન અને તબલાંના તાલમાં ભજનોનો મૂળ ભાવ, જે આનંદ સમાધિનો નાદબ્રહ્મ જગાડવાનો હતો તે અસ્ત થયો ને ભજન એક મનોરંજનનું સાધન બની ગયું હોય એવો અનુભવ થાય છે. સૌરાષ્ટ્રના કોઇક ખૂણામાં ક્યારેક મર્મી ભજનિક પાસે આ મીઠી સરવાણી સાંભળવા મળે છે.

આપણા આ ભજન સાહિત્ય વિશે સ્વામી આનંદનું અવલોકન સાંસ્કૃતિક મહત્ત્વનું અને તત્વાભિનિવેશી છે:

"આપણાં વેદ, ઉપનિષદ, ગીતા, ભાગવત, રામાયણ સહિત હિંદુઓનું સમસ્ત સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય નાશ પામે ને ફક્ત આ સંતોએ જગતના ઓદ્ધારને માટે મૂકેલા બસો પાંચસો દોહા જ માત્ર બચી જાય તોયે હિંદુ સંસ્કૃતિનું લગારે નુકસાન ન થાય."[૧૩]

આ સવર્ણ તેમજ અસવર્ણ સંત ભક્તો દ્વારા રચાયેલ ભજન સાહિત્ય પર કબીરની ભક્તિ અને વાણીનો ઊંડો પ્રભાવ જોઈ શકાય છે. ગુજરાત–સૌરાષ્ટ્રમાં

કબીર પરંપરાના પુરસ્કારમાં અને પ્રસારમાં તેમ બહુજન સમાજમાં ધર્મશ્રદ્ધાની નિર્વ્યાજતા પોષવામાં આ સંત ભક્તોનું પ્રદાન અતિ મૂલ્યવાન છે. અનંતરાય રાવળે યોગ્ય રીતે જ અવલોકયું છે કે :

"આ સર્વ સંતો નામને અંતે "સાહેબ" શબ્દ લગાડે છે, જે બતાવે છે કે તેઓ કબીરપંથી હતા. એમાંના ઘણા ઘરબારી છતાં અંતરથી પૂરા વિરક્ત હતા. શાસ્ત્રગ્રંથોની વિદ્વતા કરતાં આધ્યાત્મિક અનુભવની તેમજ અંતર્યામીની પ્રેરણાથી રચાયેલી એમની કવિતામાં અકૃત્રિમ સુંદરતા, વેધકતા અને બળ છે. એ કવિતાની વાણી તળપદી લોકબોલીની છે અને તેમાંનાં ઉપમાનો અને પ્રતિ-રૂપોમાં એક પ્રકારની તાજગી છે. તેના કવન વિષય છે વૈરાગ્ય બોધ, ગુરુ મહિમા, પ્રભુ વિરહ અને પ્રભુ મિલનના પ્રેમલક્ષણાત્મક ભક્તિભાવો, આગમ, અવળવાણી, અને આત્માનુભાવ એમાં ધીરા, નિરાંત અને ભોજાની કવિતામાં દેખાય છે તેવો ભક્તિ, જ્ઞાન અને યોગના સિધ્ધાંતોનો ત્રિવેણી સંગમ થયો છે આશ્રમો, મઠો અને ગુફાઓમાંથી જન સામાન્યના આપણા સુધી આવી પહોંચેલા મધ્યકાલીન રહસ્યનું એ કાળ હતું." ૧૪

## સંદર્ભ નોંધ

૧. "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો : પ્રા. મજમુદાર . પૃ ૪૮૬
૨. "ગુજરાતી કાવ્ય પ્રકારો : ડોલરરાય માંકડ : પૃ. ૧૭૫
૩. એજન; પૃ. ૧૭૭
૪ "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો" : પ્રા. મજમુદાર : પૃ. ૪૮૮
૫. "મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય" : ડો. બેચરભાઇ પટેલ : પૃ. ૮૫
૬. "સોરઠી સંતવાણી" : ઝવેરચંદ મેઘાણી : પૃ. ૧૧
૭. "ગુજરાતી કાવ્ય પ્રકારો" : ડોલરરાય માંકડ : પૃ. ૧૭૭
૮. એજન : પૃ. ૧૭૯
૯. "સંત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ. ૬૬
૧૦. "ઊર્મિનવરચના" : જુલાઇ ૧૯૮૧
૧૧. "ગુજરાતી કાવ્ય પ્રકારો" : ડોલરરાય માંકડ પૃ. ૧૭૯
૧૨. રૂબરૂ મુલાકાતના આધારે : રાજકોટ: કલ્યાણદાસ બાપુ
૧૩. "સંતોનો ફાળો" : સ્વામી આનંદ : પૃ. ૧૦૧
૧૪. "મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ" અનંતરાય રાવળ : પૃ. ૧૮૭

## ૪

# હરિજન સંતોની વાણીમાં રહસ્યતત્ત્વ

"મિલિન્દ પ્રશ્નાવલિ"માં રાજા મિલિન્દ અને બૌદ્ધ ભિખ્ખુ નાગસેનનો સંવાદ પરમ રહસ્યને ઉત્તમ રીતે પ્રગટ કરે છે.

**મિલિન્દ :** "હે ભગવાન, અમે આપને કઈ રીતે ઓળખી શકીએ ? આપનું નામ શું છે ?"

**નાગસેન :** "હે રાજન્, મને લોકો નાગસેન નામથી જાણે છે અને એ જ નામથી મારા બધા ધર્મબંધુઓ મને સંબોધે છે, છતાં એ સાધારણતઃ એક વિદિત શબ્દ છે, એક એવી સંજ્ઞા છે જે સાધારણ પ્રયોગમાં લેવાય છે, કેમકે એવી કોઇ સ્થાયી વસ્તુ આત્મા નથી જેનો પ્રકૃતિ સાથે કોઈ સંબંધ હોય."

આ સાંભળીને રાજા મિલિન્દ યોનકસ વગેરે અન્ય બૌદ્ધ ભિખ્ખુઓ પાસે પ્રમાણાર્થે ગયા

'આ નાગસેન કહે છે કે એના નામથી કોઇ એક સ્થાયી આત્માનો સંકેત થતો નથી. શું એની વાત સ્વીકારવા લાયક છે ? અને પછી નાગસેન તરફ ફરીને કહ્યું: "જો પ્રકૃતિથી અતિરિક્ત કોઇ સ્થયી જીવાત્મા આ શરીરની અંદર નથી, તો કૃપા કરીને એ બતાવો કે એ કોણ છે, જે સંઘના અનુયાયીઓને પોષાક, ભોજન, રહેવાનું સ્થાન, રોગીઓને આવશ્યક સામગ્રી આપે છે ? અને આ વસ્તુની પ્રાપ્તિ પછી એનો ઉપભોગકર્તા કોણ છે ? ધાર્મિક જીવન વ્યતીત કરનાર છે ? અને એ કોણ છે જે પોતાની સમાધિને માટે પ્રેરિત કરે છે ? અને કોણ જે પરમ શ્રેષ્ઠ પદને પ્રાપ્ત કરે છે ? અને એ કોણ છે જે જીવિત ણીઓનો સંહાર કરે છે ? એ કોણ છે જે સાંસારિક વાસનાઓમાં અટવાઇને ાપમય જીવન વ્યતીત કરે છે ? એ કોણ છે જે અસત્ય ભાષણ કરે છે ? રનું સેવન કરે છે ? જો તમારી વાત માની લેવામાં આવે તો પુણ્ય અને પાપ ઇ રહે નહીં; સારા-ખરાબ કર્મો કરવાવાળો અને ન કરવાવાળો રહેશે હે પૂજ્યવર નાગસેન, જો આપણે એમ વિચારીએ કે તમને કોઈ મારે

નહીં થાય, તો પરિણામ એ નીકળે છે કે તમારી સંઘ-વ્યવસ્થામાં ન તો કોઈ અધ્યક્ષ છે કે ન કોઇ ઉપદેશક અને આ તમારી દીક્ષા અને આદેશો બધું શૂન્ય, અપ્રમાણિત અને અમાન્ય છે. તમે કહો છો કે તમારા સંઘના ભાઇઓ તમને નાગસેન કહીને સંબોધે છે, તો એ નાગસેન શું છે ? શું તમારું તાત્પર્ય એ છેઃ કેશ નાગસેન છે ?"

"હે મહારાજ, હું એમ નથી કહેતો."

"યા સંભવતઃ શરીર પરના વાળ ?"

"નિશ્ચયપૂર્વક નહીં."

"અથવા શું નખ, દાંત, ત્વચા, માંસ, સ્નાયુ અથવા મસ્તિષ્ક અથવા આમાંથી કોઇ એક અથવા આ સઘળું-શું આ નાગસેન છે ?"

અને આ પ્રત્યેક માટે નાગસેને ના કહી.

"તો શું હું એમ કહી શકું કે મને તો કોઈ નાગસેન મળ્યો નથી ? નાગસેન એક નિરર્થક શબ્દ માત્ર છે, તો આ નાગસેન, જેને અમે અમારી સમક્ષ જોઇએ છીએ, કોણ છે ?"

અને આદરણીય નાગસેને રાજા મિલિન્દને પૂછ્યું:

"શ્રીમાન, આપ અહીં પગે ચાલીને આવ્યા કે રથ પર સવાર થઈને ?"

"હું પગે ચાલીને નહીં, રથમાં બેસીને આવ્યો છું."

"જો આપ રથમાં બેસીને આવ્યા છો, તો મને બતાવો કે આ રથ એ શું છે ? શું આ ડંડાનું નામ રથ છે ?"

"હું એમ નથી કહેતો."

"શું આ ધૂંસરી રથ છે ?"

"અવશ્ય નહીં."

"શું આ પૈડાં, આ દોરડાં, આ પૈડાંના આરા, આ અંકુશ શું આ બધું રથ છે ?"

અને આ બધા માટે પણ એણે ના જવાબ આપ્યો.

"તો શું રથના આ બધા ભાગો એ રથ છે ?"

"ભગવાન, નહીં."

"તો શું આ બધા સિવાય અન્ય કોઈ વસ્તુ છે જે રથ છે ?" અને એના જવાબમાં પણ એણે ના કહી.

"તો શું આપને હું કહી શકું કે મને તો કોઈ રથ દેખાતો નથી ? રથ કેવળ એક નિરર્થક શબ્દ છે, તો પછી એ રથ કયો છે જેમાં બેસીને આપ અહીં આવ્યા છો ?'

અને પછી એણે યોનકસ અને સંઘના બીજા ભિખ્ખુઓને પ્રમાણ માટે બોલાવ્યા અને કહ્યું કે, 'રાજા મિલિન્દ જે અહીં છે તે કહે છે કે 'હું રથમાં બેસીને આવ્યો છું" પણ એ રથ શું છે ? એ બતાવો, એ એમને પૂછ્યું, તો જે કંઈ એણે દાવાની સાથે કહ્યું તેને તેઓ યોગ્ય રીતે પ્રમાણિત કરી શકયા નહીં, શું એમની વાત માની શકાય ?" મિલિન્દે કહ્યું, "હે ભગવાન, મેં કંઈપણ અસત્ય નથી કહ્યું. ડંડા, ધુરા, પૈડાં, દોરીઓ, આરા, અંકુશ એ બધું મળીને સાધારણ બોલચાલની ભાષામાં 'રથ' કહેવાય છે."

"બહુ સુંદર !" આપ હવે યોગ્ય રીતે રથના અભિપ્રાયને સમજ્યા. આપે મને જેના માટે હમણાં પ્રશ્ન કર્યો હતો એના માટે પણ આમ જ છે. અર્થાત્, બત્રીસ પ્રકારની ઐન્દ્રિય પ્રવૃત્તિ જે મનુષ્ય શરીરમાં છે, અને પાંચ અવયવ છે, એના કારણે સાધારણ બોલચાલની ભાષામાં મને નાગસેન કહે છે"

આ પ્રસંગ આપણાં ઉપનિષદો પરમાત્મા વિશે 'નેતિ' 'નેતિ' કહે છે, તેનું સ્મરણ કરાવે છે.

પરમાત્મા, ઇશ્વર, સત્ય જે કાંઇ પણ નામ આપો એ રહસ્ય હતું, છે ને રહેશે અત્યારની સર્વોચ્ચ કક્ષાની આધ્યાત્મિક વિભૂતિ કૃષ્ણમૂર્તિ પણ કહે છે :

"The question of whether or not there is a God or truth or reality or whatever you like to call it, can never be answered by books, by priests, Philosophers or Saviours"[1]

અંતિમ તત્ત્વ કે પરમ સત્ય – Ultimate reality – જેને આપણે કહીએ છીએ એ જ એક માત્ર સનાતન રહસ્ય છે. અત્યાર સુધીમાં થયેલી મહાનતમ આધ્યાત્મિક અનુભૂતિસંપન્ન વિભૂતિઓએ પણ એના વિશે આમ જ કહ્યું છે.

રામકૃષ્ણદેવ તો મીઠાની પૂતળીનું સચોટ ઉદાહરણ આપી સામાન્યમાં સામાન્ય માણસને પણ ગળે ઊતરી જાય એ રીતે આ વાતને સ્પષ્ટ કરે છે. દાદા ઠાકુર કહેતા :

"મીઠાની પૂતળી સાગરનું ઊંડાણ માપવા ગઇ. હવે તમે જ કહો, શું પરિણામ આવે? એ મીઠાની પૂતળી થોડીવારમાં ઓગળીને પાણી બની સાગરમાં ભળી જશે, પણ સમુદ્રનો પાર પામી શકશે નહીં." જ્ઞાની, સાધક, ભક્ત અને કવિની પ્રતીતિ અને પરિભાષા કયારેક સમાન હોય છે એની પ્રતીતિ કરાવતા હોય તેમ રવિસાહેબ તેમના એક પદમાં કહે છે :

"કહે રવિરામ ભાણ–પ્રતાપે, ઈગમ–અગમ અપારા,
લૂણકી પૂતળી ગિર ગઇ જળમાં, કયું કર નિકલે બારા."

બ્રહ્માનુભવ માત્ર સ્વાનુભવથી જાણી શકાય છે. તેને વર્ણવી શકાય તેમ નથી, કારણ કે તે તો અગમ અપાર છે. આપણે તો મીઠાની પૂતળી માત્ર છીએ અને પરમાત્મા તો તુલસીદાસજીના કહ્યા પ્રમાણે :

"હિમગિરિ કોટિ અચલ રઘુવીરા,
સિંધુ કોટિ સતસમ ગંભીરા."

પરમાત્મા તો કરોડો સાગર જેવડા અમાપ છે. બીજા મંત્ર–તંત્ર, વિધિઓ વગેરેમાં રહસ્યો જે છે તે ખરા અર્થમાં રહસ્ય નથી. અધિકારીઓને જાણકારો પાસેથી એ રહસ્યોનો ભેદ મળે છે. પરંતુ પરમાત્મા એક રહસ્ય છે અને એનો જાણકાર પરમાત્મા સિવાય અન્ય કોઈ નહિ.

આથી રહસ્ય શું છે એ વિશે વિશેષ સ્પષ્ટતા કરવાની જરૂર રહેતી નથી. વેદોએ, ઉપનિષદોએ, શાસ્ત્ર–પુરાણોએ અને સંતોએ આ જ પરમ તત્ત્વનાં ગાન ગાયાં છે, એની ઉપાસના કરી છે અને ભાવમાં મસ્ત બનીને આકાર આપ્યો છે. એ રહસ્ય છે એ જાણવા છતાં ભાવના અતિરેકમાં પ્રેમલક્ષણા ભક્તિ જેને કહીએ છીએ એને સાકારરૂપે પૃથ્વી પર પ્રગટ કરી રામ કે કૃષ્ણ કહીને પૂજ્યા છે. ચૈતન્ય કે મીરાં કે દાસી જીવણ આવાં અનેકોએ આંસુઓનો દરિયો ભર્યો છે જે કદી નહીં સુકાય. છતાં આ લોકોનો એ સાંવરો સલુણો પણ રહસ્યનું યે રહસ્ય બની વિલસે છે. મધુસૂદન સરસ્વતીએ તો કહી દીધું છે કે :

"वंशीविभूषितकराजावनीरदाभा पीताम्बरादसण बिम्बाफलाधरोष्ठात्
पूर्णेन्दु सुन्दर मुखरारविन्दनेत्रा कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥"[3]

કૃષ્ણ સિવાય અન્ય કોઈને હું જાણતો નથી, પણ કૃષ્ણ શું કહે છે ?

"न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥" ગીતા : ૧૦–૨

દેવતાલોક મારા પ્રભાવને જાણતા નથી, મહર્ષિઓ પણ જાણતા નથી, કેમકે હું સઘળા દેવોનું તથા મહર્ષિઓનું આદિકારણ છું.

આ જ તત્ત્વ, પછી તે સાકાર હોય કે નિરાકાર, કાયમ માટે રહસ્ય જ રહ્યું છે. ડુંગળીના દડાને લઈ કોઈ ડુંગળી શોધવા જાય અને એના એક પછી એક છીલકાં કાઢતા જાય, તો અંતે કશું નથી બચતું. પરમાત્માને બુદ્ધિથી શોધવા જનારાને પણ આ જ પરિણામ હાથમાં આવ્યું છે. આ સનાતન રહસ્યને હરિજન સંતકવિઓએ પણ એમ જ ગાયું છે, જેમ વેદ, પુરાણ કે ઉપનિષદોએ દર્શાવ્યું છે. એની વિગતો રસપ્રદ અને આશ્ચર્યકારક છે. ક્યાં મૂર્ધન્ય પંડિતો, શાસ્ત્રોના જ્ઞાતા, પરમ શ્રેષ્ઠ વર્ણ એટલે કે શ્રેષ્ઠ કુળ, શ્રેષ્ઠ જાતિ, વિદ્વતાભર્યું વાતાવરણ ! ઋષિઓએ જંગલોમાં સુંદર આશ્રમોમા પવિત્ર સ્થળોએ રહીને જે રહસ્ય શોધ્યું, જેનાં સ્તવનો ગાયાં, તે જ રહસ્યની વાત આ હરિજન સંતકવિઓએ સમાજની વચ્ચે, અરે ! સાવ નીચલા થરના લોકો વચ્ચે રહી, અભણ લોકોએ બે ટંકની રોટી માટે આખો દિવસ મજૂરી કરતાં શોધ્યું અને ગાયું !

વેદમાં નાસદીયસૂક્તમાં જણાવ્યું છે કે :

"એ સમયે ન તો સત્ હતું અને ન તો અસત્, આકાશ પણ નહોતું અને અંતરિક્ષ પણ. કોણે એને આવૃત કરેલું હતું ? તે (પરમ તત્ત્વ) ક્યાં હતો અને કોના આશ્રયે હતો ? મરણ પણ નહોતું, એટલે અમરત્વની ભાવના પણ નહોતી. રાત્રિ અને દિવસમાં ભેદ પાડનારો પ્રકાશ પણ નહોતો. તે જ એકમાત્ર, તે સમયે શ્વાસ–પ્રશ્વાસની ક્રિયા વિના જીવંત રહેનાર બ્રહ્મ જ વિદ્યમાન હતો એના સિવાય કશું જ હતું નહીં. એ સમયે અંધકાર હતો પ્રારંભમાં આ બધું એક સમુદ્રના રૂપમાં હતું."[૪]

નાસદીયસૂક્તમાં રજૂ થયેલ આ રહસ્યને હરિજન સંત રૂખિ રામદાસે જાણે અનુવાદ કરીને રજૂ કરેલ હોય એટલી સમાન રીતે પોતાની વાણીમાં કહે છે કે :

"એ જી ગુરુજી, અસંખ્ય જુગમાં નો'તો
આધાર પચાસ કોડમાં પાણી રે,
તે દિ' નુરીજન હતા નિરાકાર રે,
તેમાંથી શક્તિ દરસાણી રે."

આદિમકાળમાં આ ગહન અને ગંભીર જળ હતું અને તેમાં બધું સ્થિર હતું.

સંત ઓગસ્ટીન (Augstine) પરમાત્માની શોધમાં નીકળ્યા એની અનંત ઝંખનાનું વર્ણન Confessions Book X માં કરતાં જણાવે છે કે :

"I asked the earth and it answered me 'I am not He'. I asked the Sea and the deeps and the living creeping things and they answered : 'We are not they, God seek above us' I asked the moving air and the whole air with his inhabitants answered, 'Anatimenes was deceived, I am not God.' I asked the heavens, Sun, Moon, Stars; Nor are we the God, whom thou seekest ?"[5]

આ જે કંઈ દશ્યમાન છે તે પરમાત્મા નથી. વેદમાં આનું એક સુંદર દૃષ્ટાંત આપવામાં આવ્યું છે.

"ત્યાંથી ન્યગ્રોધ વૃક્ષનું એક ફળ લાવીને મને આપ."
"ભગવાન, આ લો, આ રહ્યું તે ફળ."
"હવે એને ફોડ."
"ભગવાન, આ ફૂટી ગયું છે."
"તને એમાં શું દેખાય છે ?"
"અત્યંત સૂક્ષ્મ બીજ દેખાય છે."
"એ બીજમાંથી કોઈ એકને ફોડ."
"ભગવાન, આ ફૂટી ગયું."
"તને એમાં શું દેખાય છે ?"
"કાંઇ નહીં, ભગવાન."

પિતાએ કહ્યું : "હે પુત્ર ! એ સૂક્ષ્મ તત્ત્વ જે પ્રત્યક્ષ નથી દેખાતું, વસ્તુતઃ એ તત્ત્વમાં જ આ મહાન ન્યગ્રોધ વૃક્ષ સમાયું છે. હે પુત્ર ! વિશ્વાસ કર એ સત્ય પર કે એ એક સૂક્ષ્મ તત્ત્વ જ છે અને એની અંદર સર્વસ્વ સમાયું છે એ જ સત્ય છે, એ જ આત્મા છે અને, હે શ્વેતકેતુ ! તું એ જ છે."

બરાબર આ જ વાત ગામઠી ભાષામાં તળપદા શબ્દોમાં હરિજન સંતકવિઓ કહે છે કે :

"દેખંદા કોઇ આ દિલમાંય, ઝણણણ ઝણણણ ઝણ ઝાલર વાગે,
બોલે બોલાવે સબ ઘટ બોલે, સબ ઘટમાં રહ્યો સમાય."—દાસી જીવણ

"જે છે પિંડમાં તે છે વરમંડમાં,
વેદ કુરાને વખાણ્યાં."—મેઘ જીવો

"બેની મને ભીતર સતગુરુ મળ્યા,
આજ તો વરતાણી આનંદલીલા."—કરમણ

"દેખો ખાવિંદકા ખેલ, દર્શનમેં તો દેખ્યા છે,
બાહિર દેખ્યા ઔર ભીતર દેખ્યા,
દેખ્યા અગમ હમારા રે."—ત્રિકમસાહેબ

અહીં સતગુરુ ખાવિંદ વગેરે શબ્દો પરમાત્મા માટે વાપરવામાં આવ્યા છે. અનુભવ તો થાય છે, પણ અનુભવ કરનાર કેટલા ? નદી સાગરમાં મળી જાય છે, પછી કોણ નદી ને કોણ સાગર ?' અનુભવ કહે કોણ ? કબીરસાહેબ તો આ અચરજને, રહસ્યને આ રીતે પ્રગટ કરે છે :

"હેરત હેરત હેરિયા રહા કબીર હિરાય,
બુંદ સમાની સમુદ્રમેં સો કિત હેરી જાય.
એકસમાના સકલમેં સમાના તાહિ,
કબીર સમાના બૂઝમેં તહાં દૂસરા નાહિ"—કબીર

જેણે શોધ ચલાવી તે શોધની વસ્તુમાં ડૂબી જ ગયો. કબીર (સાધક) શોધતાં–શોધતાં (સાધમાં જ) અલોપ થઇ ગયો ! આ તો સિન્ધુમાં બિન્દુ સમાઇ ગયું. (જીવ આત્મજ્ઞાનથી બ્રહ્મરૂપ થઇ ગયો.) પછી હવે એ કયાંથી શોધાય ? એક (પરમતત્ત્વ) સર્વમાં સમાયેલું છે અને આ સર્વ એકમાં જ સમાયેલું છે. કબીર આ કેવળ જ્ઞાનમાં એટલે લવલીન થઇ ગયો છે કે હવે એક (બ્રહ્મ) વિના બીજું કંઇ છે જ નહીં. (અદ્વૈતની સ્થિતિ આવી.)

આ અનુભવ વિશે કોઇ જ્ઞાની તેને પૂછે તો તેનો જવાબ આપવો મુશ્કેલ છે. ભાવવિભોર થઇને અનુભૂતિ થઇ શકે છે. પણ આ અનુભૂતિને શબ્દરૂપ આપી શકાતું નથી. તે માટે કબીર કહે છે કે :

"પાલા ગલિ પાની ભયાં,
ફુલિ મિલિયા ઉસ ફૂલિ."–કબીર

"કથણી બકણી છૂટી ક્રિયા." હવે કશું કહેવાનું કે કરવાનું બાકી ન રહ્યું અને વાત કરવી તો કોની કરવી? કેવી રીતે કરવી? જે પરમ તત્ત્વની ખોજ કરતો હતો તે પોતાનામાં જ ખોવાઈ ગયો. એ પોતે જ અદ્વૈત બ્રહ્મ બની ગયો. જેવી રીતે પાલો–બરફનો કરો–ઓગળી જઈને પાણીમાં મળી જાય છે તેમ મારો અહંકાર બ્રહ્મરૂપ બની ગયો.

"ગૂંગે સાકર ગળી ગળામાં, સમજ સમજ મુસકાય,
રવિરામ રસ કે' વે કોણુસે', વસ્તુ વણ જીભ્યાય,
એવો ઘટોઘટ બોલે રે, સ્વાંગ અનેક ધરી."–રવિસાહેબ

"ગૂંગે સાકર ગળી" મૂંગા માણસે સાકર ખાધી હોય પણ તે કેવી મીઠી છે એ કહી ના શકે, પણ એનો સ્વાદ માણતાં મલકયા કરે એવું બ્રહ્માનંદની પ્રાપ્તિ પછી થાય છે જ્યાં આ રસનો સ્વાદ કેવો છે એ કહેવા માટે જીભ જ નથી ચાલતી, ત્યાં રવિરામ કોને કહે? પણ એ બ્રહ્મતત્ત્વ તો અનેકરૂપ ધારણ કરીને ઘટોઘટમાં પોતાના અસ્તિત્વનો ઉદ્ઘોષ કરી રહ્યું છે."

આ સંતોએ નિર્ગુણ–સગુણ વચ્ચેનું સમાધાન પણ મનમોહક રીતે કર્યું છે. કબીર સાહેબ કહે છે કે :

"સગુણ કી સેવા કરો, નિર્ગુણ કા કરુ જ્ઞાન,
નિર્ગુણ સગુણ કે પરે તહૈ હમારા ધ્યાન."–કબીર

સગુણ દેવની (માનવ) સેવા કરો ,અને પ્રભુના નિર્ગુણ તત્ત્વસ્વરૂપનું જ્ઞાન મેળવો. આપણું ધ્યાન તો નિર્ગુણ–સગુણથી પરના પરમતત્ત્વમાં લાગેલું છે, આમ દર્શાવી કબીર રહસ્યને વધુ ઘેરું રહસ્ય બનાવે છે. કબીર તો આગળ એમ કહે છે કે :

"ગગન ગરજે તહાં સદા પાવત ઝરે
હોત ઝનકાર નિત બજત તૂરા,
વેદ કતેબકી ગમ્મ નાહીં તહાં
કહે કબીર કોઈ રમે સૂરા" – કબીર

અવતારવાદની ઠેકડી ઉડાડતાં આ મહાન જ્ઞાની પુરુષ કહે છે કે :

"સંતો, આવે જાય સો માયા,
હૈ પ્રતિપાલ, કાલ નહિ વાકે ના કહુ ગયા ન આયા.
ક્યા મકસૂદ મચ્છ કચ્છ હોના શંખાસુર ન સંઘારા,
અહૈ દયાલુ દ્રોહ નહીં વાકે કહહુ કૌનકો મારા.
વે કર્તા ન બરાહ કહાવૈ ધરણિ ધરૈ નહિ ભારા,
ઇ સબ કામ સાહેબ કે નાહીં જૂઠ ગહૈ સંસારા.
ખંભ ફારિ જો બાહિર હોઇ તાહિ પતિજ સબ કોઇ,
હિરનાકુસ નખ ઉદર બિદારે સો નહીં કર્તા હોઇ.
બાવન રૂપ ન બલિકી જાંચા જો જાંચા સો માયા,
બિના બિબેક સકલ જગ જંહડે માયા જગ ભરમાયા.
પરશુરામ છત્રી નહીં મારા ઇ છલ માયા કીન્હા,
સતગુરુ ભક્તિ ભેદ નહિ જાને જીવ અમિથ્યા દીન્હા.
સિરજનહાર ન બ્યાહી સીતા જલ પખાન નહિ બંધા,
વે રઘુનાથ એક કૈ સુમિરૈ જો સુમિરૈ સો અંધા.
ગોપ ગ્વાલ ગોકુલ નહિ આએ કર તે કંસ ન મારા,
મહેરબાન હૈ સબકા સાહબ નહિ જીતા નહિ હારા.
વે કર્તા નહિ બૌધ કહાવૈ નહીં અસુર કો મારા,
જ્ઞાન-હીન કર્તા સબ ભરમે માયા જગ સંહારા.
વે કર્તા નહિ ભએ કલંકી નહીં કલિંગહિં મારા,
ઇ છલબલ સબ માયૈ કીન્હા જતિન સતિન સબ ટારા.
દસ અવતાર ઇશ્વરી માયા કર્તા કે જિન પૂજા,
કહે કબીર સુનો હો સંતો ઉપજૈ ખપૈ સો દૂજા."[૬]

હે સંતો, આવે ને જાય તે તો માયા છે. પ્રભુ તો સમગ્ર બ્રહ્માંડના પાલનહાર છે. તેને જન્મમરણ કે આવાગમન જેવુ કંઇ નથી એટલે આ દશ અવતાર એ ઇશ્વરની માયા છે. આ માયાનો જે કર્તા છે તેનું પૂજન કરવાનું છે. જે જન્મે છે અને મરે છે તે પૂર્ણ પરમાત્મા પોતે નથી, કેમકે તે તો જન્મ મરણાદિ દ્વંદ્વથી પર છે. કબીર તો સ્પષ્ટ જણાવે છે કે :

"ચારિઉ જુગ ઓ નિગમ ચાર ઓ ગાવે પંથ અપારા,
બિષ્ણુ બેરંચિ રુદ્દ ઋષિ ગાવેં સૈસ ન પાવેં પારા."

ચારે યુગમાં ચારે વેદશાસ્ત્રોએ અને પાર વિનાના ધર્મપંથોએ એનાં ગુણગાન ગાયાં છે. વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્ર તેમજ ઋષિમુનિઓ અને સ્વયં શેષનાગ પણ હજાર મુખે એની સ્તુતિ ગાતાં છતાં એનો પાર પામી શકતાં નથી.

"બ્રહ્મા, વિષ્ણુ, મહેસર થાકે તિનહું ખોજ ન પાયા હે,
સેસ સારદા સંકર હારે પઢ રટ બહુ ગુન ગાયા હે."–કબીર

આ જ વાતને આપણા આ હરિજન ગામડી, નિરક્ષર સંતોએ એટલી સરળ ભાષામાં સહજતથી મૂકી છે કે તેમાં સત્યને સહેજ પણ આંચ આવવા દીધી નથી.

"બાવન અક્ષરથી બારો બોલે,
નહીં પોથી કે પુરાણ,
ઓહંગ સોહંગ પર અલખ બિરાજે,
ભીતર પ્રગટ રવિભાણ."–ત્રિકમસાહેબ

"નહિ એ નાદનો, નહિ એ બુંદનો,
આપે આપ બની આયો,
પાંચ તત્ત્વ કે તીન ગુનથી ન્યારો,
વેદપુરાણે નહીં પાયો રે." – દાસી જીવણ

"બાવન માંહી બોલતો, અબોલ બાવનથી બાર,
અબોલ અનામી એક છે રે, પરા ઉપર અપાર."–બાળકસાહેબ

અન્ય સંતકવિઓ પણ આ બાબત સાથે સહમત છે જ. તુલસીદાસજી "રામચરિતમાનસ"માં જણાવે છે કે :

"નિજ નિજ મતિ મુનિ હરિ ગુન ગાવહિ
નિગમ સેષ શિવ પાર ન પાવહિ." ૭

સૌએ પોતપોતાનો અનુભવ ગાયો, હરિગુણ ગાયો. એ આનંદને કોઈ જીરવી શક્યું નહિ વાણી બંધ કરી તો આંસુ વાટે વહ્યો, નૃત્ય વાટે સ્થિર કર્યો.

ઉપનિષદમાં નારદ અને સનત્કુમારનો સંવાદ આવે છે. નારદ મહાવિદ્વાન છે અને સનત્કુમાર સાચા આત્મજ્ઞાની છે.

"यद् वै किंचेतदध्यनीष्ठा नार्गीवैतत" છા-ઉ-૭:૧:૩

તમે જે આ બધું ભણ્યા છો તે તો નર્યાં શબ્દો જ છે. આગળ બૃહદ્કારણ્ય ઉપનિષદમાં તો સત્યની પ્રાપ્તિ કરનારને માટે વધુપડતો શાસ્ત્રનો અભ્યાસ બાધક છે તેમ જણાવ્યું છે.

"तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।

"नानुध्यायाद् बहूञ्छब्दान् वाचो विग्लापन, हितदिति ॥"

—બૃ. ઉ. ૪:૪:૨૧

'બુદ્ધિમાન બ્રાહ્મણે એ આત્માને જાણીને જ જ્ઞાન મેળવવું જોઈએ, અર્થાત્ આત્મામાં જ બુદ્ધિને જોડવી જોઇએ. તેણે ઘણા શબ્દોનો અભ્યાસ ન કરવો જોઈએ. કેમકે એ તો વાણીને થકવનાર છે, વાણીનો કેવળ શ્રમ જ છે. એટલે તો કબીરે પંડિતોની હાંસી કરી જણાવ્યું કે "પોથી પઢ પઢ જગ મૂઆ, પંડિત ન હુઆ કોય." કારણ કે,

"ऊष नेति नेत्यात्माऽगृह्यो नहि गृह्यते ॥" બૃ ઉ. ૪:૪:૨૨

એ આત્મા આ નહિ, આ નહિ (नेति नेति) કહીને જ વર્ણવી શકાય છે. તે પકડાતો નથી. કેમકે તે પકડી શકાય એવો છે જ નહિ. એનું કારણ એ છે કે ઈશ્વર અજ્ઞાન નથી, અજ્ઞેય છે

"The Theory of Yajnavalkya asserts the absolute is unknowable and not definable by any empirical predications.[8]

આ બાબતને જે. કૃષ્ણમૂર્તિના શબ્દોમાં જોઇએ તો :

"Can that which is immeasurable be found by you and me ? Can that which is not of time be searched out by that thing which is fashioned of time ? Can a diligently practised discipline lead us to the unknown ? Is there a means to that which has no beginning and no end ? Can that reality be caught–is the net of our desires ? What we can capture is the projection of tne known; but the unknown can not be captured by the known That which is named is not the unnamable and by nnaming we only awaken the conditionad responses. These

responses, however noble and pleasant, are not of the real."[9] "The word is not truth."[10].

આ જ બાબતને "The message of the Upanisads" માં સ્વામી રંગનાથાનંદ આ રીતે જણાવે છે :

"That fullness of the true Me says Krishna is beyond all these limited categories, such space and time, cause and effects and substance and attribute, that is the nature of Brahman." [11]

ગીતામાં આ જ બાબત અર્જુનને સમજાવવામાં આવી છે :

"त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥" ગીતા : ૭–૧૩

આ ત્રિગુણ વિકારોથી જ સર્વ જગત મોહિત થઇ ગયું અને તેથી કરીને ગુણાતીત તથા અવિનાશી એવા મને તે જગત ઓળખતું નથી.

"वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥" ગીતા : ૭–૨૬

હે અર્જુન ! પહેલાં થઈ ગયેલાં તથા હાલ રહેલાં અને ભવિષ્યમાં થનારાં સર્વ પ્રાણીઓને હું જાણું છું, પણ મને કોઇ જાણતો નથી.

કઠોપનિષદના પ્રથમ ખંડમાં ઉપર્યુક્ત બાબતને કાવ્યાત્મક શૈલીમાં આ પ્રમાણે રજૂ કરવામાં આવી છે :

"यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥५॥
यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥६॥
यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥७॥
यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥८॥
यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥९॥"

—કઠોપનિષદ, ૧ : ૫ : ૬ : ૭ : ૮ : ૯ :

વાણી, મન, ચક્ષુ, કાન, પ્રાણ આ બધાનું સંચાલન કરનાર તત્ત્વ તે બ્રહ્મ છે. એને જાણવાની વાત ઉપનિષદોએ કરી છે.

વરુણના પુત્ર ભૃગુ પિતાને પૂછે છે, "મને યથાર્થ સત્તાના સ્વરૂપની શિક્ષા આપો." પિતા જવાબ આપે છે : "જેનાથી આ બધાં ભૂતોની ઉત્પત્તિ થઈ, ઉત્પન્ન થયા પછી જેમાં આ બધાં જીવન ધારણ કરે છે અને જેની અંદર મૃત્યુના સમયે બધાં સમાઈ જાય છે તે જ બ્રહ્મ છે."

અનેક-અનેક રીતે બ્રહ્મ વિષે કે પરમાત્મા વિષે એને Ultimate reality કહીએ કે Absolute કહીએ એમ અનેક વાતો થઈ છે, પણ હજુ સુધી એના વિષે ચોક્કસપણે કોઈ કંઈ કહી શક્યું નથી.

"ભારતીય દર્શન"માં પં. રાધાકૃષ્ણન્ લખે છે કે :

"માનવીનું દુર્બળ માનસ અત્યારે પણ પોતાના ઉદ્દેશની શોધમાં છે"[૧૨]

આ બાબતનો જવાબ પણ પં. રાધાકૃષ્ણન્ તેઓના "ભારતીય દર્શન"માં આપતાં જણાવે છે કે :

"અનંતની અભિવ્યકિત કયારેય પણ સાન્ત (સ + અન્ત) દ્વારા થઈ શકે નહીં, કેમકે જે ક્ષણે અન્ત સાન્ત દ્વારા અભિવ્યક્ત થવા જાય છે તે જ ક્ષણે તેની અનંતતા નષ્ટ થઈ જશે અને તે સાન્ત થઈ જશે."[૧૩]

એટલે આ અનંતને પામવાનો આપણો એકમાત્ર પુરુષાર્થ છે. માનવ-જીવનનું ધ્યેય આ પરમને પામવાનું છે, પણ એ પરમને જાણવાનું માનવશક્તિની બહારની વસ્તુ છે જે ક્ષણે આપણે જાણીએ એ ક્ષણે એ સત્ય મટી જાય છે અને અસત્ય બની જાય છે ચીનનો મહાન સંત લાઓત્સે તો કહેતો કે હોઠથી બહાર પડે એટલે સત્ય અસત્ય બની જાય છે.

"Truth can not be said, which can be said that is not truth."

સત્ય કહી શકાતું નથી અને જે ક્ષણે એ કહેવાય છે તે ક્ષણે એ સત્ય રહેતું નથી.

સવાલ એ સત્યને જાણવાનો નથી. સવાલ એ સત્યને પામવાનો છે. સત્યને જાણવાની વાત એ મૂર્ખતા સિદ્ધ થઈ છે, કારણ કે ત્યાં આંખ જતી નથી, મન જતું નથી, શબ્દથી બોલી શકાય તેમ નથી. બુદ્ધે પણ આ પરમ સત્ય વિષે મૌન સેવ્યું છે. પરંતુ વેદ, ઉપનિષદ અને પુરાણમાં આ પરમ સત્ય વિષે જે

કહેવામાં આવે છે અને આજના યુગપુરુષ જે. કૃષ્ણમૂર્તિ જણાવી રહ્યા છે તે જ વાત આ હરિજન સંતકવિઓ પોતાની ગામઠી વાણીમાં રજૂ કરીને હેરત પમાડે છે. જે વેદની અનુભૂતિ છે તે આ અભણ સંતોની પણ છે. શાસ્ત્રોના અભ્યાસ વગર, કોઈ વિદ્વતા વગર આ બાબત આવવા પાછળનું કારણ તેમનું આત્મજ્ઞાન હોઈ શકે. ભક્તિભાવમાં આ સંતોની અવસ્થા ઉપનિષદના તપસ્વીઓ સુધીની ગણાવી શકાય.

હરિજન સંતકવિઓની વાણીમાં જે રહસ્યતત્ત્વ છે તે તેમની વાણીના માર્મિક શબ્દો દ્વારા જાણી શકાયું છે. આ સંતોની વાણીમાં આ રહસ્યતત્ત્વને પ્રગટ કરતા અનેક શબ્દો જોવા મળે છે. એ શબ્દો જ એક રહસ્ય બની ગયા છે. આ શબ્દોની ઓળખ કરવાથી પરબ્રહ્મ જે એક રહસ્ય છે તેને સમજવામાં મદદરૂપ થશે.

## હરિજન સંતોની વાણીના રહસ્યાત્મક શબ્દો

સંતોની વાણીમાં કેટલાક શબ્દોના અર્થ વાચ્યાર્થ હોતા નથી. પરમાત્મારૂપ રહસ્ય સાથે તે સંકળાયેલા છે. આ રહસ્યગર્ભ પરિભાષાના અર્થના જાણકાર ન હોવાથી ભજનના મર્મને પામી શકાતો નથી. હરિજન સતકવિઓની વાણીમાં આવી પરિભાષાના મહત્ત્વના દશ શબ્દો જોવા મળે છે. મોતી, વચન, પ્યાલો, નાદ, શબ્દ, જ્યોતિ, નામ, સાહેબ, ભક્તિ, યોગ. આ દરેક શબ્દ વિશે એ સંતોએ જે મર્મ દર્શાવ્યો છે તે જોઈએ.

**૧. મોતી** : હરિજન ભક્તકવિઓએ પોતાની વાણીમાં અવારનવાર 'મોતી' શબ્દનો ઉપયોગ કર્યો છે. જીવ એ હંસ છે, અને શિવ એટલે બ્રહ્મ કે સત્ય કે પરમાત્મા એ મોતી છે. જીવ હંસ બનીને શિવરૂપી મોતીડાનો ચારો ચરે તો એ ધન્ય બની જાય.

આજે જીવની હાલત બગલા જેવી છે. બગલો ઉપરથી ઊજળો છે. ધ્યાનસ્થ બની તળાવને કિનારે પાણીમાં–કીચડમાં એક પગ ઊંચો કરી ઊભો છે, પણ તેનું ધ્યાન માછલીમાં જ હોય છે. જેવી માછલી આવે કે તરત જ ચાંચ મારી તેને ખાઈ જાય છે. જીવ સંસારમાં આસક્ત બગલો છે અને વિષયોરૂપી માછલીનું સેવન કરે છે. એ જીવ બગલો મટી હંસ બને અને ગીતામાં કહેલો સ્થિતપ્રજ્ઞ બની મોતીનો ચારો ચરે તો એ બ્રહ્મ બને. એનું જીવન જો બ્રહ્મ બને તો માનવજીવન સાર્થક બની જાય.

આત્મારૂપી મોતી સહેલાઈથી નજરે આવે તેમ નથી. ગુરુની કૃપા હોય તો, કોઈ જ્ઞાની સત્પુરુષ મળે તો આપણા આ ગગનમંડળમાં બ્રહ્મરન્ધ્રમાં તપાસ

ફેરવાથી આ મોતી નજરે આવે છે. બહાર ભટકીને જોવાથી કશું જ મળશે નહીં. આ શરીરમાં જ, મનુષ્ય જન્મરૂપી છીપમાં આત્માનું મહામૂલું મોતી સંઘરેલું પડ્યું છે. તેની ભીતર શોધ કરવાની છે. એટલે જ સંતોએ કહ્યું છે કે :

"દલ દરિયામેં ડૂબકી દેણા,
મોતી રે લેણા ગોતીએ જી." – રૂખડિયો

દિલના દરિયામાં ડૂબકી મારો અને આત્મજ્ઞાનરૂપી મોતી હાથ કરી લો. હરિજન ભક્તોની વાણીમાં મોતી શબ્દ રહસ્યબ્રહ્મના અર્થમાં વપરાયેલ છે ત્રિકમસાહેબ કહે છે કે :

"મોતીડાં ચરે રે હંસલો,
હે સુખ રે સાગરમાં હંસો મોતીડાં ચરે.
ઇ રે મોતીડામાં ચૌદ લોક સમાણા રે,
અરે, બ્રહ્મા ને વિષ્ણુ તેનાં રટણ કરે.
કહે રે ત્રિકમસાહેબ ખીમને પ્રતાપે રે,
મરજીવા હોય તે તો મૂલ કરે."
"માનસરોવર મુક્તા મોતી
મરજીવો ચડે મેરાણ."

આ મોતીમાં ચૌદ લોક સમાયેલા છે અને બ્રહ્મા ને વિષ્ણુ પણ તેનું રટણ કરે છે. આ મોતીને કોઇ મરજીવો પ્રાપ્ત કરી શકે છે.

કોઇ હંસલો માનસરોવરમાં જઇ મુક્તા–મોતીને મેળવી શકે છે. આત્મા એ પરમાત્માને મેળવી શકે છે.

**૨. નાદ :** નાદસાધના વેદ કે ઉપનિષદ કાળ જેટલી પુરાણી છે. ઉપનિષદમાં એ સાધનાનો નિર્દેશ મળી રહે છે. એટલે એ સાધના અત્યંત પ્રાચીન છે. એ રીતે તે ભારતના ભવ્ય અતીતનો ઉજ્જવળ અને અમર વારસો છે. જે રીતે કુંડલિની-શક્તિ જાગ્રત થાય અને અવનવા અનુભવો થાય તેમ આ નાદનો અનુભવ થાય છે. નાદ એની પોતાની અંદરથી આવિર્ભાવ પામે છે. એ છેક જ સૂક્ષ્મ હોવાથી બીજા કોઇને નથી સંભળાતો, માત્ર પોતે જ સાંભળી શકે છે.

સાધનામાં આગળ વધતા સાધકને અંદરથી એક જાતનો અવાજ સંભળાય છે. આ અવાજને "અનાહત નાદ" કહેવામાં આવે છે. જેનો અર્થ અન્ + આહત

= આહત વિના, થપાટ વિના જે અવાજ થાય તેને અનાહત નાદ કહેવામાં આવે છે. કશાકથી મારવામાં ન આવે તો અવાજ થઈ શકે નહીં, પછી તે તબલું હોય કે મૃદંગ હોય. આ આંતરિક નાદ થાય છે તેને કશાની જરૂર પડતી નથી. એની મેળે ઊપજતો હોય તેને અનાહત નાદ કહેવામાં આવે છે. ભજનોમાં આને અનહદ નાદ કહેવામાં આવતો હોય છે. અનહદ એ અનાહતનું અપભ્રંશ હોય એમ લાગે છે બીજું અનહદ એટલે સીમાહીન. નાદ એટલે અવાજ અને અવાજથી શબ્દ પ્રગટે છે એને નાદબ્રહ્મ કે શબ્દબ્રહ્મ કહે છે. બ્રહ્મની કોઈ સીમા છે નહિ, એટલે એ અર્થમાં પણ અનહદ નાદ એવો પ્રયોગ થયો છે. ત્રીજું, અનભે નાદ આ શબ્દબ્રહ્મ કે નાદબ્રહ્મ છે. ત્યાં કોઈ ભય નથી. ભયનું કારણ અજ્ઞાન છે જ્ઞાન હોય ત્યાં ભય કેવો ? બ્રહ્મજ્ઞાન થયા પછી જન્મ મરણનો કે અન્ય કોઇ ભય રહેતો નથી. એટલે એને અનભે-ભયહીન–નિર્ભય કહેવામાં આવે છે.

શ્રી યોગેશ્વર જણાવે છે કે, "સાધનાના પરિણામરૂપે જે નાદ સંભળાય છે તે નાદ દસ પ્રકારના હોય છે, એવું યોગના ગ્રંથોમાં કહેવામાં આવ્યું છે. કોઇ વાર શંખ જેવો, વીણા જેવો, વાંસળી જેવો, તો કોઈ વાર મૃદંગ જેવો, કોઈ વાર વાદળની ગર્જના જેવો તો કોઈ વાર સમુદ્રના સ્વર જેવો અને કોઈ વાર ચકલા જેવો, પખાજ જેવો કે પ્રણવને મળતો સ્વર સંભળાય છે." ૧૪

હરિજન ભકતકવિઓએ આ નાદને માટે વીણા, જંતર, ઝાલર, મૃદંગ જેવા શબ્દો વાપરેલ જોવા મળે છે. તેનાં પ્રમાણ જોઇએ તો :

"ઝાંઝ પખાજ વીણા જંત્ર વાગે મોરલી કરે છે મલ્લારા,
શબ્દ શીંગી વાગે શૂનમાં ગાજી રહ્યા માંય તુરા."–વિક્રમસાહેબ

"ઉઠન રણુંકારા અપરમપારા,
અખંડ આરતી બજે ઝણુકારા."–ભીમસાહેબ

ઘડી ઘડીનાં માથે ઘડિયાળાં વાગે
માંઇ છત્રીસ રાગ રાગે ઝીણી
ગજબ ધરાકા માંઇ અનહદ વાગે
ઝાલરી વાગે ઝીણી ઝીણી."–લક્ષ્મીસાહેબ

"જો ઝાલર વાગે બીન હાથે,
બીન મોઘરે બજાયા રે જી."–દાસી જીવણ

ઝાંઝ, પખાજ, વીણા, જંતર, મોરલી, શીંગી, ઝાલર જેવા નાદ માટેના અવાજ આપીને અંતે કવિ છત્રીશ રાગરાગિણી વાગે છે તેમ કહીને અનેક નાદને તેમાં સમાવી લે છે. આ નાદને હરિજન ભક્તકવિઓએ 'અનહદ', 'અનભે' પણ કહ્યો છે.

"અનહદ નાદ ગગનધૂન ગાજે,
ઝાલરી વાગે ઝીણી ઝીણી."–ત્રિકમસાહેબ
"અબધૂ ! રણ રણ વાગે, ગગનમંડલ ઘટ માંહી રે,
અનભેનાદ અખંડ ધૂન ગાજે ઝલમલ જ્યોતિ જયાંહી રે."–દાસી જીવણ
"જહાં તંત્ર અનહદ કે આગે, અહોનિશ નાદ ઝંણકારા,
અનહદ હોત ગર્જના, અહોનિશ અમૃત ઝરના."–નથુરામ

રાત્રિદિવસ સંભળાતો આ અનાહત નાદ જીવશિવની એકતાનો અનુભાવ કરાવે છે.

૩. **નામ :** હરિજન ભક્તકવિઓએ પોતાની વાણીમાં નામ શબ્દનો ઉપયોગ ઘણી વાર કર્યો છે. આ નામ શબ્દ પણ એક રહસ્ય છે. ઇશ્વરનાં જે નામો છે, રામ કે કૃષ્ણ વગેરે, એ નામની આ લોકો વાત કરતા નથી. આ સંતોએ તો પોકારીને કહ્યું છે કે પરમાત્માનું કોઇ નામ નથી. એ નામ રૂપથી પર છે. "નામ ને રૂપ જેણે મિથ્યા કરી જાણવા" એનું કારણ એ છે કે નામ, રૂપ એ મનના વિષયો છે. અને બ્રહ્મ એ મનનો વિષય નથી

"હું ને મારું એ મનનું કારણ પાનબાઇ,
એ મન જ્યારે મટી જાય .
ગંગાસતી એમ બોલ્યાં ત્યારે હતું એમ દરસાય."–ગંગાસતી

એટલે નામની સીમા તો મન સુધી છે મનની પેલે પાર તો નામ પહોંચતું નથી. એટલે વધુ ઊંડે જતાં આ લોકોએ નામ એટલે ૐ કારની વાત કરી હોય એમ લાગે છે. ૐ કારને નિરાકાર બ્રહ્મ માનવામાં આવે છે અને તેથી આ ૐ કારની ઉપાસના ગુરુએ શીખવી હોય અને ૐ કાર એ આપણી વર્ણમાળાની બહાર હોઈ એને બાવનથી બારો, અનામ નામ માની, એનો ભજનમાં ઉલ્લેખ કરીને તેને જ ગુરુમંત્ર માની, નામ ઉપાસના દર્શાવી હોય તેમ પણ લાગે છે. નામજપથી મન એકાગ્ર બને અને શાંતિની અનુભૂતિ થતાં પરમાત્માને પામી શકાય. આ અર્થમાં નામ માની એનો ભજનમાં ઉલ્લેખ કર્યો હોય એવું લાગે છે.

અથવા પોતાની ગહનતમ અનુભૂતિને વ્યકત કરવા કંઇ પણ શબ્દોનો આશ્રય તો લેવો જ રહ્યો. ભલે શબ્દો સત્યને પૂરેપૂરું અભિવ્યકત ન કરી શકે. પણ સત્યનો સંકેત તો કરી શકે. આ માત્ર સકેત હોય એમ પણ બની શકે.

અથવા ગુરુએ આપેલ મંત્ર ગુપ્ત રાખવાનો હોય છે. આ મંત્ર ગુપ્ત હોઈ એને જ નામ માની વ્યકત ન થવા દેવા માટે એને જુદાં જુદાં વિશેષણથી નવાજવામાં આવેલ હોય. આમ, નામ શબ્દનો ઉપયોગ કયાંક બ્રહ્મ, કયાંક રહસ્ય, કયાંક ॐ કાર, કયાંક સત્ય, એમ વિવિધ રીતે કરવામાં આવ્યો છે.

હરિજન ભકતકવિઓએ આ જુદા જુદા અર્થમાં નામનો ઉલ્લેખ તેઓની વાણીમાં કરેલ છેઃ

"સુન લે સુષ્મના નારી મેં અજબ નામ પર વારી,
અજબ નામ હૈ સબસે ન્યારા ખોજ ખોજ સંસારી."–ભીમસાહેબ
"અલખ નામની ધૂન લાગી,
ગગનમેં મગન ભયા મન મેરા."–નથુરામ
"સતનામનો સતાર લીધો,
ને ગુણ તખત પર ગાયો."–કરમણ
"મન પવનકા મેળા હુવા, નૂરતી નીજ ઘર પાઇ,
સોહી બ્રહ્મ સતનામ હૈ, નહીં ધૂપ છાંઇ વરતાઇ."–ત્રિકમસાહેબ
"હાં રે ભાઇ એકવીસ વરમંડની ઉપરે ત્યાં નામ છે નીજ નામી રે,
ઉનકા સમરણ સંતો કરી લીયો, પછી આવે નહીં એમાં ખામી રે."
–રામદાસ

"કોઇ રૂપરંગસે ન્યારા, ઉસમેં કયા જાને સંસારા રે જી,
ઓહં સોહમની ઉપર નીરખો બાર આંગલ છે બારા,
મતિ મૂરતિ નૈણે નીરખો, નીજનામ છે ન્યારા."–દાસી જીવણ

આ નામને અજબનામ, અલખનામ, સતનામ, સોહીબ્રહ્મ સતનામ, નીજનામ તરીકે ઓળખવામાં આવે છે. આ નામને સંસારથી પર, રૂપરંગથી ન્યારું કહીને સ્પષ્ટ જણાવે છે કે એ નામ તે ઓહમ-સોહમની ઉપર એકવીસ વરમંડની ઉપર બિરાજેલા પરબ્રહ્મ, પરમાત્મા, બ્રહ્મ છે તે જ છે. આ નામની સાધના, આ નામનું સ્મરણ, આ નામની માળા રટવાનું સંતોએ જણાવ્યું છે.

**૪. વચન :** જેમ નામ એમ વચન પણ એક રહસ્ય છે. વિવિધ રીતે એનો પણ ઉપયોગ થયો છે અને વચનને પણ આત્મા, સત્ય, બ્રહ્મના અર્થમાં આ સંતોએ ભજનમાં વર્ણેલ છે.

આ વચન એ ૐકાર હોઇ શકે છે. આ વચન એ ગુરુમંત્ર હોઈ શકે છે. આ વચન એટલે અશબ્દ ઉજાસ હોઈ શકે છે. આ વચન એ મનુષ્યની આંતરચેતના હોઈ શકે છે.

આ આંતરપ્રજ્ઞા જે મનુષ્યને સત્પથે દોરી જાય છે. જે પ્રત્યેકના અંતઃકરણમાં પરમાત્મસ્વરૂપે બિરાજી, 'સારું-ખરાબ,' 'સાચું-ખોટુ'નો ભેદ બનાવે છે.

એક વખત જેની વચન સાથે ઓળખાણ થઈ ગઈ, એક વખત જેનો વચન સાથે પરિચય થઈ ગયો, એક વખત જેનો વચન સાથે સંબંધ બંધાયો, એક વખત જેને વચનનો વિવેક પ્રગટ થયો, એક વખત જે વચન સાથે બંધાયો, એક વખત જેને વચનની ભાળ મળી ગઈ એવા પુરુષને ત્રિલોક વંદે છે

"વચન વિવેકી જે નરનારી પાનબાઇ,
તેને બ્રહ્માદિક લાગે પાય,
વચનના પૂરા તે તો નહિ રે અધૂરા."—ગંગાસતી

જે નરનારીએ આ વચનનો વિવેક જાણી લીધો છે તેને પછી કાંઇ કરવાનું રહેતું નથી. આ વચન પણ એક રહસ્ય છે...કેમકે:

"ભાઇ રે ! ચૌદ લોકથી વચન છે ન્યારું પાનબાઇ,
તમે તેની કરી લિયો ઓળખાણ."—ગંગાસતી

ચૌદ લોકથી ન્યારું છે. સતગુરુએ જે સાનમાં પરિપૂરણ સમજાવ્યું છે તેને શરીર પડે પણ મૂકી ન શકાય ગમે તે મુશ્કેલીઓની વચ્ચે આ વચન સાંગોપાંગ પાળવામાં આવે તો જગતના ત્રિવિધ તાપની અસર પણ થતી નથી. આશા ને તૃષ્ણા, માયા રહેતી નથી. આ વચન માટે હરિજન ભકતકવિઓએ જણાવ્યું છે કે :

"સોળ વાલ પર એક રતી સરદારા,
ચૌદિસે બોલે વચન ચોધારા."—ભીમસાહેબ

"સતવચનમાં રાખો સૂરતા તાકું કાળ ન ખાય."—ભીમસાહેબ

"ભકિતનાં એંધાણ જોઇ લ્યો, જેણે વચન ઓળખી લિયા,
ઇ વચનની જેણે ક્રિયા જાણી, ઇ પાર પહોંચી ગયા."—પીઠો ભગત

"વચનભેદ મારા ગુરુએ બતાયો, જોયું તત્ત્વ વિચારી,
ગુરુવચન રહ્યો ઘટ ભીતર, ભેદ જડયો મને ભારી."—દાસી જીવણ

"સુકર જનમનો કરો સંઘરો દૂજે ભાવનમાં એ,
વચનમાં રાખો આસ, દયા કરીને રે."—મેઘ જીવો

આ વચન ચારે દિશામાં બોલી રહ્યું છે. જેણે વચનને ઓળખી લીધું અને તેની ક્રિયા જાણી લીધી એણે ભકિત કરી લીધી અને તે ભવપાર ઊતરી ગયા. આ વચન ગુરુ ઘટભીતર દર્શાવે છે તેના ઉપર પૂરો વિશ્વાસ રાખીને જે રહે છે તેને કાળનું બંધન રહેતું નથી. અહીંઆ વચન એ પણ એક રહસ્ય બની જાય છે.

૫. શબ્દ :

"કબીરા શબ્દ શરીરમેં બિન ગુન બાજે તાંત,
બાહર ભીતર રમિ રહા તાતેં છૂટી ભ્રાંત."—કબીર

કબીર કહે છે કે શરીરમાં શબ્દબ્રહ્મ વ્યાપેલો હોવાથી આ ગુણહીન (ગુણ એટલે દોરી, તંતુ, તાર). (જડ દેહરૂપ) વાદ્ય તાર વિના પણ વાગી રહ્યું છે, તે (અખંડ એકરૂપ) શબ્દબ્રહ્મ જ એની બહાર ને અંદર નિરંતર વ્યાપેલો છે. તેને લીધે જ અજ્ઞાનનો ભ્રમ ભાંગી ગયો છે.

શબ્દને પરમાત્માનું જ સ્વરૂપ માનવામાં આવે છે. અપ્રગટ બ્રહ્મ જાણે શબ્દ દેહ ધારણ કરીને વિલસે છે. તેથી સંતોએ આ શબ્દબ્રહ્મની સાધના કરવાનું જણાવ્યું છે. વળી, બ્રહ્માંડની ઉત્પત્તિ 'શબ્દ' વડે થયાનું કબીરસાહેબ જણાવે છે :

"પ્રથમ શબ્દે રણકાર થયો, તેમાંથી જમીન-આસમાન પેદા થયાં. બીજે શબ્દે 'સોહમ્' એવો નાદ થયો. તેમાંથી ન્યારા નૂરીજન ઉત્પન્ન થયા. ત્રીજો શબ્દ ઊઠયો ને તેમાંથી બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ એ ત્રણ નરદેવો પેદા થયા. ચોથા શબ્દના ગર્જનની સાથે 'સુરતાધારી' (ધ્યાનસ્થ પુરુષ) એવો નાદ સંભળાયો ને એમાંથી કુંવારી કન્યા ઊઠી. એ કુમારી અને પુરુષથી આ વિસ્તાર થયો."[૧૫]

એટલે આ શબ્દ જ મૂળ ચૈતન્ય-તત્ત્વ છે.

"શબ્દ હિદૃષ્ટ અનદૃષ્ટે ઓમકાર હૈ,
શબ્દ હિ સકલ બ્રહ્માંડ જાઇ."—કબીર

શબ્દ જ પ્રગટ અને શબ્દ જ અપ્રગટ ૐકાર છે. આ શબ્દશકિતએ જ સમગ્ર બ્રહ્માંડનું સર્જન કરેલું છે.

આ શબ્દના રહસ્યને કોઈ જાણી શક્યું નથી. સતગુરુની કૃપા થાય તો શબ્દબ્રહ્મની સાધના કરી શકાય. હરિજન ભક્તકવિ ત્રિકમસાહેબ આ શબ્દને જ શ્યામ કહે છે.

"શબ્દ સ્વરૂપી શ્યામ હમારા,
બોલે બોલાવનહારા."–ત્રિકમસાહેબ

ગોરખ આ શબ્દસાધના કરવાનું જણાવે છે.

"શબ્દ બિંદૌરે અવધૂ, સબદ બિંદૌ
થાનં માન સબ ધંધા.
આત્મા મધે, પરમાત્મા દીસૈ
જયૌ જલ મધે ચંદા."–ગોરખ

હે અવધૂત, શબ્દને પ્રાપ્ત કરો (શબ્દને ગ્રહણ કરો). આ દુનિયાનાં સ્થાન ને માન તો ખાલી વ્યર્થ ધંધા છે, ફોગટનાં ફાંફાં છે. જળમાં જેમ ચંદ્રનું પ્રતિબિંબ જોઈ શકાય છે, તેમ આત્મામાં જ પરમાત્માનું દર્શન થાય છે. કરવા જેવું માત્ર આ એક જ કામ છે અને તે આ શબ્દબ્રહ્મની સાધના કરવી તે રીતે શબ્દ પણ એક રહસ્યરૂપે વાણીમાં જોઈ શકાય છે.

**૬. જ્યોત :** પરમાત્માનું સ્વરૂપ પ્રકાશમય છે. દરેક ધર્મમાં પ્રકાશનું મહત્ત્વ છે. જ્યોતિસ્વરૂપ પરમાત્માનો અનુભવ આ બધા સંતોને થયો છે. રામકૃષ્ણદેવને જ્યારે વિવેકાનંદ પ્રથમ વખત મળ્યા ત્યારે ઠાકુરે પ્રશ્ન પૂછેલો કે "નરેન્દ્ર, તું ધ્યાનમાં બેસે છે ત્યારે બે ભવાની વચ્ચે તને ભૂરો પ્રકાશ દેખાય છે?" જે કોઈ સાધનાપંથે આગળ વધ્યા છે તેમને પોતાનું સ્વરૂપ પ્રકાશમય છે એવો અનુભવ થયો છે.

મહાભારતમાં એક પ્રસંગ એવો છે કે, એક વખત ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને લઈને રથમાં બેસી ખૂબ દૂર નિર્જન એવા અરણ્યમાં ગયા અને અર્જુનને એક સ્થળે લઈ ગયા. ત્યાં અર્જુને જોયું તો એને અતિશય આશ્ચર્ય થયું. એક તેજનો ધોધ છૂટતો હોય એવું પ્રકાશવર્તુળ તેણે જોયું.

શ્રીકૃષ્ણે કહ્યું : "હે અર્જુન ! એ જ જ્યોતિસ્વરૂપ પરમાત્મા છે." એ વર્તુળમાં એક જગ્યાએ સહેજ ખંડિત, ઝાંખો ભાગ હતો. શ્રીકૃષ્ણે કહ્યું કે એટલો અંશ મારો છે. હું એમાંથી એટલો બહાર આવ્યો છું. આમ કહી ભગવાને

તરત જ પ્રાણ સંકેલી લીધો અને તેજમાં ભળી ગયા, તેવું જ એ વર્તુળ પૂરેપૂરું પ્રકાશી ઊઠ્યું. ભગવાન ફરી બહાર આવ્યા એટલે એટલો ભાગ ખંડિત દેખાયો.

હરિજન ભક્તકવિઓએ પરમાત્માને જ્યોતિસ્વરૂપ માન્યા છે. પાટ–ઉપાસનામાં પાટ મધ્યે પરબ્રહ્મના સ્વરૂપને જ્યોતિસ્વરૂપે સ્થાપવામાં આવે છે. તેને સંતો બ્રહ્મજ્યોતના નામથી ઓળખે છે. નિર્ગુણ, નિરાકાર સ્વરૂપ પરમાત્માને આ જ્યોતિસ્વરૂપ, સાકાર રૂપ પાટમાં દર્શાવેલ છે. આ જ્યોતનાં દર્શનથી સતગુરુની કૃપા થાય તો રૂદિયા–કમળમાં પ્રકાશ થાય છે અને ત્રિકૂટિ ઉપર જ્યોતિના દર્શન થાય છે. આ જ્યોતિસ્વરૂપી પરમાત્માનાં ગુણગાન હરિજન ભક્તકવિઓએ અનેક રીતે ગાયાં છે એમ કહીએ તો સત્યને આંચ નહીં આવે. જુઓ તેમની વાણી :

"સાધુ જળહળ જ્યોત ત્યાં અખંડ અજવાળાં રે,
પરમ પુરુષ પ્રકાશ્યા રે સાધુ
કોટીક ભાણ મારે ઉગ્યા દલ ભીતર."–રૂખિ રામદાસ

"પહેલા પદ સૌ કોઈ જાણે,
દૂજે વૈકુંઠ બતલાય
તીસરા પદ પર જ્યોત જલત હૈ
વહાં લગ નિરખે નાંય."–ત્રિકમસાહેબ

"જીવણ જીવને જ્યાં રાખીએ, વાગે અનહદ તૂરા,
જ્યોતિ અખંડ ત્યાં જળહળે વરસે નરમર નૂરા."–ભીમસાહેબ

"ઓહંગ સોહંગની જલમલ જ્યોતિ
ચાંદો સૂરજ માંય દીપક બરે."–દાસી જીવણ
"વિના દીવેટ વિના કોડિયે ધ્રંથ વિના જાગે છે જ્યોતું."

–લક્ષ્મીસાહેબ

આ જ્યોત તે રહસ્યબ્રહ્મનું સ્વરૂપ હોય તેમ સ્પષ્ટ થાય છે, કારણ કે આ જ્યોત પણ દલ ભીતર જાગે છે અને તેનો પ્રકાશ એ કોટિક ભાણ જેવો છે. એ અખંડ જ્યોતિ વિના દીવેટ, વિના કોડિયે અને વિના ઘીથી પ્રગટ થતી દર્શાવી છે. નરસિંહ મહેતા પણ તેનું પ્રમાણ આપે છે કે :

"બતી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જો વળી,
અચળ ઝળકે સદા અનળ દીવો." –નરસિંહ મહેતા

સંતકવિઓએ પરમાત્માને આ અખંડ જ્યોતિસ્વરૂપ દર્શાવેલ છે અને દરેક ધર્મમાં કોઈ ને કોઈ રીતે પરમાત્માને પ્રકાશ કે જ્યોતિની ઉપમા અપાયેલ જોવા મળે છે.

૭. **સાહેબ :** સાહેબ શબ્દ એ હરિજન ભકતકવિઓને પ્રિયમાં પ્રિય શબ્દ છે. સાહેબ એટલે પરમાત્મા. સાહેબ એટલે આ વિશ્વનો સર્જક, પોષક ને સંહારક. જેમ મીરાંનો ગિરધર કે નરસિંહનો સાંવરિયો તેમ આ લોકોનો સાહેબ. પરંતુ મીરાં કે નરસિંહ કરતાં આ સાહેબ ક્યાંય આગળ. પેલો તો સગુણ જ. પણ આ તો સગુણ, નિર્ગુણ બધે ઘટઘટ વાસી. હિન્દુધર્મમાં અતિવિકસિત ચેતનાઓને ભગવાન કહીને નવાજવામાં આવી. દા. ત. ભગવાન બુદ્ધ, ભગવાન મહાવીર તેમ આ લોકોએ પોતાની વિકસિત ચેતનાઓને સાહેબથી સંબોધી, નવાજી, પૂજી તેથી તો ત્રિકમસાહેબ, ભીમસાહેબ, લક્ષ્મીસાહેબ એમ નામની પાછળ સાહેબ લગાડવામાં આવે છે.

કબીરના નામની પાછળ સાહેબ શબ્દ લગાડવામાં આવે છે અને તેના અનુયાયીઓ અને ભાણ–સંપ્રદાયમાં પણ સાહેબ શબ્દ લગાડવામાં આવે છે આ સાહેબ તે પરમાત્મા.

"જન્મમરણ સે રહિત હૈ મેરા સાહેબ સોય,
બલિહારી વહિ પીવકી જિન સિરજા સબ કોય." –કબીર

જે જન્મ અને મરણથી રહિત છે અને જેણે આ સકળ સૃષ્ટિનું સર્જન કરેલ છે તે મારો સાહેબ.

પ્રથમ વખત મળતાં હિંદુભાઈઓમાં એક રિવાજ 'રામરામ' કરવાનો છે તેમ કબીરપંથીઓ મળે છે ત્યારે 'સત સાહેબ' બોલે છે, એટલે 'રામ' અને 'સાહેબ' તે બન્ને શબ્દો પેલા પરમતત્ત્વ માટે યોજાયેલ હોય તેમ લાગે છે.

હરિજન ભકતકવિઓમાં આ 'સાહેબ' પદવીની મોટી કિંમત છે અને વાણી સાથે 'સાહેબ' શબ્દ એ પરમચેતના માટે જ વપરાયેલ જોવા મળે છે. દાસી જીવણ કહે છે કે :

"સબ ઘટમેં એક સાયબ દેખ્યા, નજર ભરમના નોંય
હરખ શોક વ્યાપે નહિ તનમાં એસી અદલ ચલાય."

અહીં 'સાહેબ' એ પરમતત્ત્વને જ કહેવામાં આવેલ છે અને તે દરેકના ઘટમાં વ્યાપેલો છે. એ જ સત્ય છે.

૮. **ભાકત :** ભક્તિનો મહિમા મધ્યકાલીન સંતોએ બહુ ગાયો છે. ખાસ કરીને કલિકાલમાં તો ભક્તિનું જ પ્રાધાન્ય છે એમ મનાયું છે. મધ્યકાલીન સંતોએ તો ભક્તિની ગંગા ઠેરઠેર વહાવી. અહીં હરિજન ભક્તકવિઓએ જે આત્મજ્ઞાનપ્રાપ્તિનો માર્ગ પસંદ કર્યો છે એ જ્ઞાનાત્મક છે. એમાં ભક્તિનું પ્રાધાન્ય જોવા મળતું નથી. અલબત્ત, પ્રેમનું પ્રાધાન્ય જોવા મળે છે. પણ એ પ્રેમ એ ભક્તિના એવા સર્વવિદિત અર્થમાં નથી કે કોઈ આરાધ્ય છે અને તેના માટેની પૂજાની ચોક્કસ પદ્ધતિ છે, પણ એ પ્રેમનો અર્થ છે અનંતને, સત્યને પામવાની ઝંખના. આ ઝંખના એક સળગતો અગ્નિ છે અને જ્યાં સુધી સાધકને સત્યનો સાક્ષાત્કાર નથી થતો ત્યાં સુધી આ અગ્નિ સળગ્યા જ કરે છે. મરમી સંત અનવર કાઝી તો લખે છે કે :

"અગન જે ઇશ્કની લાગી, બુઝાવે કોણ આશકની ?
સમજે ન તે કરશે શું, મૂઝાપણ આવી અંતરની.

આ ઝંખના એ જ માણસને પરમાત્મા સુધી પહોંચાડે છે. સગુણ માટેની આ ઝંખના એ ભક્તિ છે. જ્યારે નિરાકાર કે નિર્ગુણની વિશુદ્ધ આત્મજ્ઞાનની આ ઝંખના એ ભક્તિ નથી એટલે હરિજન ભક્તકવિઓએ જ્ઞાનનાં ગુણગાન ગાયાં છે આત્માને, બ્રહ્મને સંબોધીને મસ્તીમાં તરબોળ બન્યાં છે. એ ભાવ જ્ઞાનનો છે, ભક્તિનો નથી. અથવા જે ભક્તિ છે તે જ્ઞાનાત્મક ભક્તિ છે.

ભાગવતમાં દર્શાવેલ નવધા ભક્તિ :

"श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पदसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्" ॥
ભાગવત : ૭–૫–૨૩

ભગવાન વિષ્ણુનાં નામ, રૂપ, ગુણ અને પ્રભાવ વગેરેનું શ્રવણ, કીર્તન અને સ્મરણ તથા ભગવાનની ચરણસેવા, પૂજન અને વંદન અને ભગવાનનાં દાસભાવ, સખાભાવ અને પોતાની જાતને સમર્પણ કરી દેવી એ નવ પ્રકારની ભક્તિ કહી છે. આ નવ પ્રકારની ભક્તિ હરિજન સંતકવિઓમાં જોવા મળતી નથી. તેમજ "રામચરિતમાનસ"માં દર્શાવેલ નવધા ભક્તિઃ

"પ્રથમ ભગતિ સંતન્હ કર સંગા,
દૂસરી રતિ મમ કથાપ્રસંગા,

ગુરુ પદ પંક સેવા, તીસરિ ભગતિ અમાન,
ચૌથિ ભગતિ મમ ગુન ગન, કરે કપટ તજી ગાન.
મંત્ર જાપ મમ દૃઢ બિશ્વાસા, પંચમ ભજન સો બેદ પ્રકાસા,
છઠ દમ સીલ બિરતિ બહુ કર્મા, નિરતિ નિરંતર સજ્જન ધર્મા.
સાતવે સબ મોહિમય જગ દેખા, મોતે સંત અધિક કરિ લેખા.
આઠવે યથા લાભ સંતોષા, સપનેહું નહિં દેખૈ પટ દોષા.
નવલ સરલ સબ સન છલ ટીના, મમ ભરોસહિય હરખ દીના."

–રામચરિતમાનસ

પ્રથમ ભકિત સંતોનો સત્સંગ, બીજી ભકિત પ્રભુની કથા સાંભળવી, ત્રીજી ભકિત ગુરુનાં ચરણકમળની સેવા કરવી, ચોથી ભકિત પ્રભુનાં ગુણગાન ગાવાં, પાંચમી ભકિત મંત્રનો જાપ કરવો. છઠ્ઠી ભકિત અતિપ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લઈને જીવનમાં શીલ અને સદ્ગુણોથી ધર્મ પાળવો, સાતમી ભકિત મારા સમાન આખા જગતને ગણવું અને મારાથી વિશેષ મારા સંતોને ગણવા, આઠમી ભકિત જેટલું મળે તેમાં સંતોષ રાખવો. નવમી ભકિત બધાંની સાથે છળકપટ વિનાનો સરળ વ્યવહાર રાખવો.

ભાગવત અને રામાયણની નવધા ભકિત હરિજન ભકતકવિઓમાં નથી. કારણ કે તેઓ નિજારપંથી છે અને નિજારપંથમાં નવધા ભકિત વિશે દ્રૌપદીએ ધર્મરાયને સમજાવતાં કહ્યું છે કે:

"સતી કહે છે નવ તો અંગની નવધાભગતિ
તેની સેવા જૂજવી જૂજવી." – માર્કન્ડ

માર્કન્ડ 'એક અંગના કરો નવ ટુકડા' કહે કે પછી દ્રૌપદી 'નવ તો અંગની નવધા ભગતિ' સૂચવે ત્યારે એમાં આવી સમતા અને નિર્લેપતાની સંજ્ઞા પણ રહી છે. શ્રી મકરંદ દવે કહે છે કે: "નવનો આંકડો મૂળ આંકમાં છેલ્લો છે અને તેથી પૂર્ણ મનાય છે. નવ દુર્ગા અને નવ નોરતાંના ઉત્સવ પાછળ પણ આધ્યાત્મિક રીતે પૂર્ણ જીવનનો આનંદ અભિપ્રેત છે. આ જીવન ભાષાનક અંધારાં અને આસુરી શકિતના વિનાશ પછી જ પ્રાપ્ત થાય છે, એટલે એમાં નવ જન્મનો પણ ઉત્સવ છે. આ જન્મ પછી કદી જીર્ણતા કે મૃત્યુનો સંભવ નથી. એ રીતે નવનો આંકડો સદા નિત્ય–નવ છે, નવને ગમે તેટલા આંકથી ગુણો પણ એનો છેલ્લો સરવાળો સદા નવ આવશે. નવ આ રીતે ગુણાકારમાં નિર્ગુણ રહે છે.

એમાં વિકાર કે વિચ્છેદ થતો નથી. આ એનું સમત્વ લક્ષણ છે...આમ નવ એ મહેશ્વરનો, અમરત્વનો આંકડો છે.' ૧૬

હરિજન ભક્તોએ જે ભક્તિ કરવાની કહી છે તે સાકાર તો હોઈ શકે નહીં, કારણ કે આ સંતોએ સાકાર–ઉપાસના સૂચવી નથી. દેહમાં રહેલા રહસ્યને નિરાકાર રૂપે એક રહસ્ય રૂપે જ પ્રગટ કરેલ છે. આ કવિઓએ વાણીમાં જ્યાં ભક્તિ શબ્દનો ઉપયોગ કર્યો છે ત્યાં આ વસ્તુ સ્પષ્ટ થાય છેઃ

"ભક્તિનાં એંધાણુ જોઇ લ્યો,
જેણે વચન ઓળખી લિયા"–પીઠો ભગત
"નિજ ભક્તિ કોઇ વિરલા જાણે
સબ જગ કરે કમાઇ
અબ મન ચેત લે મેરા ભાઇ."–ત્રિકમસાહેબ

અહીં વચન ઓળખવાની વાત કરી છે. આ વચન એ તો રહસ્યબ્રહ્મ માટે વપરાયેલ છે અને તેને ભક્તિનાં એંધાણ તરીકે પીઠો ભગત ઓળખાવે છે. તો ત્રિકમસાહેબ નિજ–ભક્તિ કોઈ વિરલા જાણે તેમ કહીને આ ભક્તિમાર્ગને પરબ્રહ્મના રહસ્યને પામવાનો, ઘટ–ભીતરની ખોજ કરવાનો વિરલ માર્ગ બતાવ્યો હોય તેમ લાગે છે. અને તેની ઝંખના એ પ્રેમભક્તિ જેટલી જ તીવ્ર હોય છે.

મહામાર્ગમાં અલખધણી અને રામદેવપીરના આરાધ, નવધા ભક્તિ અને જ્ઞાન મહિમાનાં ભજનો ગવાય છે. તેમાં પણ યોગ અને જ્ઞાન કેન્દ્રસ્થાને છે. તેમાં પરિબ્રહ્મને એક રહસ્ય સ્વરૂપે પ્રગટ કરેલ છે. તેમાં લાખો–લોયણ અને ગંગાસતીની જે નવધા ભક્તિ કહેલ છે તે સાકાર હોય તેમ સ્પષ્ટ થતું નથી.

"જી રે લાખા, ઇંગલા પિંગલા સુષમણા સાધો જી,
ચંદ્ર સૂર્ય એક ઘેર લાવો હાં ...
જી રે લાખા, નવધા ભક્તિને કોઇ સાધે જી,
એ અલખપુરુષને આરાધે."–લોયણ
"નવધા ભગતિમાં નિરમળ રે'વું ને
શીખવો વિચનુંનો વશવાસ રે....
ભાઇ રે ! રંગરૂપમાં રમવું નહિ ને
કરવો ભજનુંનો અભિયાસ રે."–ગંગાસતી

લોયણ લાખાને નવધા ભક્તિ સમજાવે છે ત્યારે ઈંગલા, પિંગલા ને સુષુમણા સાંધવાનું કહે છે. સૂર્ય અને ચંદ્ર નાડીને એક ઘેર લાવવાનું કહે છે. તેનો અર્થ એ યોગના સંદર્ભમાં નવધા ભક્તિ સમજાવે છે. તેમાં અલખપુરુષ એટલે કે અગમ્ય પુરુષને ઓળખવાનો છે. ત્યાં ભાગવતની નવધા ભક્તિ હોય તેમ લાગતું નથી. વળી, ગંગાસતી પણ રૂપરંગમાં રમવાની ના પાડે છે, વચનમાં વિશ્વાસ રાખવાનું કહે છે. આ વચન એ તો રહસ્ય-બ્રહ્મ માટે વપરાયેલ શબ્દ છે. નવધા ભક્તિમાં નિર્મળ રહેવાનું જણાવે છે. ત્યાં પણ સગુણ નવધા ભક્તિ હોય તેમ સ્પષ્ટ થતું નથી. તે રીતે આ મહાધર્મને વરેલા સંતોની નવધા ભક્તિ એ ભાગવત અને રામચરિતમાનસની નવધા ભક્તિથી અલગ હોવાનો સંભવ છે. હરિજન સંત પીઠા ભગતે તો સ્પષ્ટ જણાવ્યું છે કે 'વચનને ઓળખવું તેનું નામ ભક્તિ.'

અપવાદ તરીકે હરિજન ભક્તકવિઓમાં દાસી જીવણ, ત્રિકમસાહેબ અને મેઘ જીવો છે. તેઓ જ્ઞાન અને પ્રેમલક્ષણા ભક્તિ બન્નેમાં ડૂબ્યા હોય તેમ જણાય છે. આ બન્ને માર્ગમાં એણે જાણે માથાબોળ સ્નાન કર્યું છે. કૃષ્ણના વિરહમાં એણે પોતાના પ્રાણ તલખતા-વલોવાતા અનુભવ્યા છે. આ બાબતની પ્રતીતિ તેનાં પદો દ્વારા સહેજે થાય છે:

"કલેજા-કટારી રે, મોહની કટારી રે
મારી મને માવજીડે."-દાસી જીવણ

"પ્રેમની કટારી આરંપાર નિકસી મેરે નાથકી,
ઔરકી ઔષધ કીજે, આ તો હરિકા હાથકી."-દાસી જીવણ

"એવાં કામણીયાં ઓદયો કાનુડો જાણે,
દૂજા કામણીયાં મારી નજરે ના આવે."-દાસી જીવણ

"દાસી જાણીને મને દરશન દે
સંત ઓધારણ ઘેર આવો શામળા."-દાસી જીવણ

ત્રિકમસાહેબ પણ આ પ્રેમલક્ષણા ભક્તિના અંશે રંગાયેલા દેખાય છે.

"પ્રેમની પ્રેમની પ્રેમની રે
વાલે મારે મારી કટારી પ્રેમની."-ત્રિકમસાહેબ

આ સંતોમાં મેઘ જીવો તો સગુણ ઉપાસક જ છે. તેનામાં રામભક્તિ જોવા મળે છે. તેનાં પદોમાં સગુણ રામ-ઉપાસના સ્પષ્ટ જોઈ શકાય છે.

હરિજન ભક્તકવિઓમાં સગુણ અને નિર્ગુણનો સુભગ સમન્વય જોવા મળે છે. આખરે તો જ્ઞાન અને ભક્તિ એ જુદાં નથી. પરસ્પર એક અતૂટ અને અભિન્ન સંબંધે બંધાયેલાં જોવા મળે છે.

**૯. યોગ :** યોગના આચાર્ય ભગવાન પતંજલિ છે. 'પતંજલિ યોગદર્શન'નો આધાર બધે લેવામાં આવે છે. તેમાં યોગનાં આઠ અંગ છે: યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. આ યોગમાર્ગના પ્રવાસી હરિજન ભક્તકવિઓ હોય તેમ તેમની વાણી ઉપરથી લાગે છે. મોટા ભાગના આ કવિઓએ વાણીમાં યોગની પ્રક્રિયા જુદીજુદી રીતે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તો યોગનાં આ આઠ અંગનો અર્થ જોઈએ.

**૧. યમ :** અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ બધાને યમ કહેવામાં આવે છે.

**૨. નિયમ :** બાહ્ય અને આંતર શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર-પ્રણિધાન એ નિયમ છે.

**૩. આસન :** યોગનાં ૮૪ આસનો આપવામાં આવ્યાં છે. તેમાં પદ્માસન ધ્યાન માટે મહત્ત્વનું આસન મનાય છે. પરંતુ જે સ્થિતિમાં સ્થિર રહી સુખેથી બેસી શકાય તે આસન.

'स्थिर सुखामासनम्' ॥४६॥ 'પાતંજલ યોગસૂત્ર'

**૪. પ્રાણાયામ :** શ્વાસ પ્રશ્વાસની ગતિના નિયંત્રણરૂપ પ્રાણાયામ આવે છે. આ પ્રાણાયામના ઘણા પ્રકાર છે. પ્રાણાયામ દ્વારા મન ધારણા માટે યોગ્ય બને છે.

**૫. પ્રત્યાહાર :** ઇન્દ્રિયોના પોતપોતાના વિષયોનો ત્યાગ અને જાણે કે ચિત્તના સ્વરૂપમાં સ્થિતિ એ જ પ્રત્યાહાર.

**૬. ધારણા :** અમુક ખાસ વિષય પર સ્થિર રાખવું એ ધારણા છે.

**૭. ધ્યાન :** તે એક જ વિષય ઉપર જ્ઞાનના એકધારા પ્રવાહનું નામ ધ્યાન છે.

**૮. સમાધિ :** તે ધ્યાન જ્યારે બાહ્ય વિષયને છોડી દઈને ફક્ત અર્થનો જ પ્રકાશ કરે ત્યારે તેને સમાધિ કહે છે.

યોગનું આ સૈદ્ધાંતિક સ્વરૂપ આપણે જોયું. હરિજન ભક્તકવિઓએ રીતસરનો યોગ કર્યો છે કે કેમ તે જાણવા મળતું નથી, પણ એમનાં ભજનોનો

મોટો ભાગ યાન્ત્રિક અનુભૂતિઓનું વર્ણન કરે છે. આ યૌગિક માર્ગની જ વાત કરે છે. જેમકે તે લોકો ઇંગલા, પિંગલા અને સુષુમણાની વાત કરે છે. આ યૌગિક માર્ગ જ છે.

સ્વામી વિવેકાનંદ કહે છે કે: "પતંજલિ પછીના સમયમાં થયેલા યોગીઓ માને છે કે માનવશરીરમાં પ્રાણના ત્રણ મુખ્ય પ્રવાહો છે, એક પ્રવાહને ઈડા, બીજાને પિંગલા અને ત્રીજાને સુષુમણા કહે છે. એમની માન્યતા પ્રમાણે કરોડ-રજ્જુની જમણી બાજુએ પિંગલા, ડાબી બાજુએ ઈડા અને મધ્યમાં સુષુમણા આવેલ છે. આ સુષુમણા પોલી પ્રવાહનળી છે. મનુષ્ય-માત્રના શરીરમાં આ ઈડા અને પિંગલાના પ્રવાહો કામ કરી રહ્યા છે. એ પ્રવાહો દ્વારા જીવનમાં તમામ કાર્યો આપણે કરી રહ્યા છીએ. સુષુમણા પણ દરેકમાં રહેલી તો છે, પણ એ માત્ર યોગીના શરીરમાં જ કાર્યશીલ હોય છે" ૧૭

જેની સુષુમણા નાડી જાગૃત થાય છે તેને ભિન્ન-ભિન્ન યૌગિક અનુભવો થાય છે. આ બાબતનું પ્રમાણ હરિજન સંતોનાં પદમાં જોઈએ:

"ઇંગલા પિંગલા સુષુમ્ણા સાધી
ત્રિવેણી તાર મિલાય."–ત્રિકમસાહેબ

"તખ્ત ત્રિવેણી અલોપ છે, ગંગાજમનાને ઘાટે,
સુષુમ્ણામાં જીવણ સાધજો, વળી જાજો એ વાટે."–ભીમસાહેબ

"ઇંગલા પિંગલા અને સુષુમ્ણા, ત્રિકુટીમાં લાગી તાળી,
મુને મતવાલો પ્યાલો પાયો."–લક્ષ્મીસાહેબ

આ પ્રમાણે યોગની ક્રિયા અને નાડીઓ વિશેનું જ્ઞાન આ સંતોમાં જોઈ શકાય છે.

યોગમાં જેમ જેમ આગળ વધવામાં આવે છે તેમ તેમ સાધકને જુદા જુદા અનુભવો થતા જાય છે આ ત્રણે નાડીઓ ઈડા, પિંગલા અને સુષુમણા જેણે સાંધી લીધી, જેણે ત્રિકુટીમાં તાર મિલાવી લીધો એટલે કે નાકની અણી પર અથવા બે ભવાંની વચ્ચે જેને ત્રિકુટી કહે છે ત્યાં જો ધ્યાન કેન્દ્રિત થઈ ગયું, તો તેથી જુદીજુદી અનુભૂતિઓ થાય છે.

"અણી અગર પર આસન કીધા, અગમ ભેદ હૈ એમાં."
–ત્રિકમસાહેબ

અણી અગ્રે (નાકની દાંડી) ઉપર એક વસ્તુ છે. તેને વચનથી "નૂરતે સુરતે નિરખી લે ને મૂર્તિ છે મસતની" એમ ગાયું છે.

સ્વામી વિવેકાનંદે અનુભવસિદ્ધ વાણીમાં જણાવ્યું છે કે :

"જો મન નાકની અણી ઉપર એકાગ્ર થાય, તો થોડા દિવસમાં અદ્ભુત સુગંધનો અનુભવ થાય છે. જો મન જીભના મૂળમાં એકાગ્ર થાય તો અવાજો સંભળાય છે. જો મન જીભની અણી ઉપર એકાગ્ર થાય તો મધુર સ્વાદો અનુભવવા મળે છે. જીભની વચ્ચોવચ્ચ મનને એકાગ્ર કરવાથી કોઈક વસ્તુને અડકતા હોઈએ એવો અનુભવ થાય છે. મનને તાળવા ઉપર એકાગ્ર કરવામાં આવે તો કોઈ દિવ્ય સ્વરૂપોનાં દર્શન થવા માંડે છે."[૧૮]

યોગી હરનાથના સત્સંગથી તેમના અનુભવની વાત યૌગિક જાણી સરળતાથી કહેતાં શ્રી મકરંદભાઈ હવે કહે છે :

"ત્રિકુટી ભેદ એટલે બીજું કાંઇ નહિ, પણ સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ ત્રણ સૃષ્ટિ; વૈખરી, મધ્યમા અને પશ્યંતી, ત્રણ વાણી; જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ત્રણ અવસ્થા અને સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણના પ્રકૃતિના રાજનો ભાંગીને ભુક્કો કરી નાખવો. તમે કુંડલિની, સુષુમણા અને ષટ્ચક્રની વાતો સાંભળી હશે. તેની પાછળ એક અદ્ભુત રહસ્યમયતાને ચમત્કારનું વાતાવરણ છવાઇ ગયું છે, પણ એમાં ચમત્કાર જેવું કાંઇ નથી. વિજ્ઞાનીઓ આ વિશ્વની સૂતેલી શક્તિઓનો વિસ્ફોટ કરે છે અને તેથી વિસ્ફોટ રોગની જેમ એનાં પરિણામો ભોગવવાં પડે છે. યોગીજનો એ શક્તિને પ્રસ્ફુટ કરે છે અને તેથી પરાગની જેમ એ બધે પ્રસન્નતા ફેલાવે છે. તમને મેં કહ્યું કે ત્રિકુટી એ પ્રકૃતિના રાજનું છેલ્લું થાણું છે અને તેનાં મૂળિયાં છે મન, બુદ્ધિ, અહંકાર. એને કાપી નાખો એટલે જડતાની સાંકળ તૂટી ગઈ. ત્રિકુટી વિષે મારવાડના સંત દરિયાસાહેબની સુંદર સાખી છે :

"મન બુધ ચિત હંકાર કી, હૈ ત્રિકુટી લગ દૌડ,
જન દરિયા ઇનકે પરે, બ્રહ્મ સુરતકી ઠૌર.
મન બુધ ચિત હંકાર યહ, રહે અપની હદ માંહિ,
આગે પૂરન બ્રહ્મ હૈ સો ઇનકી ગમ નાહીં.
દરિયા સુરતી સિરોમની, મિલી બ્રહ્મ સરોવર જાય,
જહં તીનો પહુંચૈ નહિ, મનસા બાચા કાય."

આ ત્રિકુટી ભેદી એટલે પિંડ-બ્રહ્માંડનો પડદો હટી ગયો. સમસ્ત બ્રહ્માંડને ચલાવતી મહાશક્તિનો સીધો સ્પર્શ થઈ ગયો. બાબા ગોરખનાથે કહ્યું છે :

'पिण्डमध्ये चराचरं यो जानाति स योगी पिण्डसंवित्तिर्भवति' ।

વસુધા જ યોગી માટે વેદ બની જાય છે. પછી પોથીપુરાણની જરૂર રહેતી નથી. બાબા ગોરખનાથનું વચન હોઠ પર આવી જાય છે :

"બિન પુસ્તક બંચિબા પુરાણ, સરસતી ઉચરે બ્રહ્મગિયાંન."

યોગીના અંતરમાં સ્વયં સરસ્તી જ બ્રહ્મજ્ઞાનનું ઉચ્ચારણ કરવા લાગે છે. પણ એને ઝીલવા માટે આધાર તૈયાર કરવો જોઈએ ને ?

"કાચૈ ભાંડે રહે ન પાની." કાચા ઘડામાં જીવનનું અમૃતજળ કેમ રહે ? પહેલાં સંયમ અને સાધનાથી કાયાશોધન કરવું જોઈએ, મન-પવનને પરાસ્ત કરવા જોઈએ, તો જ આ મહાશક્તિને પરમ શિવનું પૂર્ણ મિલન આ દેહમાં અનુભવાય."[૧૯]

યોગીઓના મત પ્રમાણે આપણા શરીરમાં છ ચક્રો આવેલાં છે. મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનહત, વિશુદ્ધ, આજ્ઞાચક્ર. યોગના અભ્યાસથી પ્રાણનું નિયમન કરીને યોગીઓ આ બધાં ચક્રોને જગાડે છે. મૂલાધારમાં એક શક્તિ પડેલી છે. આ શક્તિને યોગીઓ કુંડલિની-શક્તિ કહે છે. આ કુંડલિનીને સર્પિણીની ઉપમા આપવામાં આવે છે. આ શક્તિ મૂલાધારમાં સાડાત્રણ આંટા મારીને અધોમુખ થઈને સૂતેલી પડી છે એમ યોગીઓ કહે છે. પ્રાણની થપાટ મારી અભ્યાસ અને ખંત અને વૈરાગ્ય અને નિષ્ઠાથી યોગીઓ સૂતેલી કુંડલિનીને જગાડે છે. અધોમુખી આ શક્તિ ઊર્ધ્વમુખી બને છે અને સુષુમણાની પોલી નળી વાટે ઉપર ચડે છે. જેમ જેમ આ કુંડલિની ઉપર ચડતી જાય છે તેમ તેમ યોગીને એક પછી એક સિદ્ધિઓ મળતી જાય છે. એનાં બંધનો, એની મર્યાદાઓ તૂટતી જાય છે. ક્યારેય ન અનુભવેલા નવાનવા અનુભવો થાય છે.

કબીરસાહેબ આ છ ચક્રોના દેવ અને તેની યૌગિક પ્રક્રિયા સમજાવતાં કહે છે કે :

"મૂલાધારનું સ્થાન ગુદા છે. ત્યાં ચાર દલવાળું કમળ હોય છે અને તેનો રંગ લાલ હોય છે. ત્યાં ગણેશદેવનું આસન છે અને રિદ્ધિસિદ્ધિ એમને ચમ્મર ઢાળી રહેલ છે. ત્યાં ક્લીંમ બીજક મંત્રનો જાપ ચાલે છે. તેની ઉપર નાભિની પાસે (લિંગમાં) સ્વાધિષ્ઠાન ચક્ર છ દલવાળું કમળ છે ત્યાં બ્રહ્મા અને સાવિત્રીના

દર્શન કરી જાગ્રત થઇને ઊર્ધ્વગતિ કરતી કુંડલિની–શક્તિરૂપી ઊલટી દિશામાં જતી નાગણને ૐકારના જાપથી વશ રાખવાની હોય છે. ત્યાં જ નાભિમાં મણિપુર ચક્ર આઠ દલવાળું કમળ છે, જ્યાં શ્વેત સિંહાસન પર વિષ્ણુ બિરાજે છે. હ્રીંમૂળબીજક મંત્રના જાપ ગુંજનથી ત્યાંનો સુખાનંદ ગાજે છે. લક્ષ્મી અને શિવનું આ આસન છે. ત્યાંથી ઉપર હૃદયમાં અનાહત ચક્ર બાર દલવાળું કમળ છે. તેમાં તો શક્તિસહિત શિવ ધ્યાન લગાવીને બેઠેલા છે. ત્યાં સોહંજાપની અખંડ ધૂન ચાલે છે અને શિવના અગણિત ગણો જયજયકાર ગજાવી રહ્યા છે. ત્યાંથી ઉપર કંઠમાં વિશુદ્ધ ચક્ર બે દલવાળું કમળ છે. તેમાં અવિદ્યા શક્તિનો વાસ છે. વિષ્ણુ, શિવ અને બ્રહ્મા ત્યાં ચમ્મર ઢાળી રહ્યા છે અને શ્રીમૂળબીજક મંત્રનો ત્યાં જાપ થઈ રહ્યો છે તેની ઉપર કપાળમાં આજ્ઞાચક્ર શિરોકુંજરૂપ કમલ છે. ત્યાં શ્વેત–શ્યામ એ બન્ને રૂપનાં દર્શન થાય છે. આ સ્થાન સુધી પોતાના મનની સત્તા પ્રવર્તે છે. આ સ્થાન નેત્રોની પાછળ છે. આ પિંડમાં જે બધી રચના છે તેમાં રહેલાં જુદાં જુદાં ચક્રોરૂપી કમળોના ભેદનો આ બધો ખુલાસો કર્યો છે સત્સંગ સેવીને, સદ્‌ગુરુનું શરણ લઇને પછી જ સાધક સતનામનો ઉચ્ચાર કરે છે" [૨૦]

જ્યારે આ શક્તિ આજ્ઞાચક્રમાં પહોંચે છે ત્યારે યોગીની આજ્ઞા પ્રમાણે વિશ્વ કામ કરે છે. રામ બાદશાહ–સ્વામી રામતીર્થ તો કહેતા અને યથાર્થ રીતે કહેતા કે "બાદશાહ રામની આજ્ઞા વિના સૂર્ય ઊગતો નથી ને આથમતો નથી." જે પોતાની પ્રકૃતિ પર, પોતાના પ્રાણ પર પંચમહાભુતો પર વિજય મેળવી લે છે. તે બહારની પ્રકૃતિ પર વિજય મેળવી લે છે કારણ કે હરિજન સંતકવિ, કહે છે તેમ, "જે પિંડમાં છે તે જ બ્રહ્માંડમાં છે." –મેઘ જીવો

પછીથી આગળ જતાં દશમો દુવાર જેને સંત કહે છે તે મસ્તિષ્કમાં અંતિમ સ્થાન છે. જ્યાં પ્રાણનું મિલન થતાં યોગી જન્મ મરણથી મુક્ત થઇ જાય છે. આ અનુભૂતિને જ સાક્ષાત્કાર કહેવામાં આવે છે.

હરિજન ભક્તકવિઓ અને અન્ય સંતકવિઓએ ભજનમાં આ અનુભૂતિઓને જ જુદા જુદા શબ્દો દ્વારા અભિવ્યક્ત કરેલ છે. એને પોતપોતાની રુચિ પ્રમાણે નામો આપ્યાં છે. પોતાના અનુભવોને સૌએ પોતપોતાની રીતે ગાયો છે. એને કાવ્યાત્મક રૂપ આપ્યું છે. ધ્યાનથી જોતાં એક વાત સ્પષ્ટ થાય છે કે આ બધા સંતો યોગની આ ક્રિયાઓથી સાક્ષાત્કારને પામ્યા હશે. વાણીના શબ્દો અને જીવનના ચમત્કારિક પ્રસંગો એ વાતની સાક્ષી પૂરે છે.

હરિજન ભક્તકવિઓની વાણીમાં આ સમગ્ર યોગક્રિયા જુદી જુદી રીતે વર્ણવવામાં આવી છે, તેનાં થોડાં ઉદાહરણો જોઈએ તો :

"અબધુ દીયા તખત પર ઠંકારે, સો ઘર સેજે પાયા રે જી,
નાભિકમલથી નટવર ચડીયા, પવનપુરુષ પલટાયા રે જી,
વંક નાળકી ખડકી ખોલી, ઉલટા રાહ ચલાયા રે."–દાસી જીવણ

"જાગ્રત સ્વપ્ન સુશોપતિ તુરીયા, ઉનમુનિ મુંદ્રા લાગી,
અક્ષરાતીત આપે નર ઓળખ્યા, તેની ભે ભરમનાં ભાંગી."–દાસીજીવણ

"સુન મંડળની શેરીએ અહરનીશ વાજાં વાગે,
ઇ શેરમાં જુઓ તપાસી, કોણ સુતા કોણ જાગે,
તાલ, તંબુરા, મૃદંગ, મંજીરાં, જીણાં ઝાલર વાગે,
સતગુરુની ગાદી ઉપર ટણણ ટોકરા વાગે."–કાળો ભગત

"ગગન મંડળમાં વાજાં વાગે, રોમે રોમે રણુંકાર,
ત્રિકુટી મહેલમાં ખોલી દે તાળાં, તો મટી જાઇ ઘોર અંધેરા."
–માણંદ ભગત

વાણી દ્વારા આ સંતોએ ઈડા, પિંગલા ને સુષુમણા સાંધીને સૂર્ય–ચંદ્ર નાડીને ઉલટાવવાની ક્રિયા પણ જણાવી છે. નાભિકમળથી પવનપુરુષને પલટાવવાની ક્રિયા પણ દર્શાવી છે. તેમાં જે મુશ્કેલીઓ આવે તેના સંકેતો પણ આ કવિઓએ કરેલા છે. અંતમાં જે અનાહત નાદ સંભળાય છે તેને પણ મૃદંગ, મંજીરાં, ઝાલરની ઉપમા આપીને દર્શાવવા પ્રયત્ન કર્યો છે ગામડી ભાષામાં અને શાસ્ત્રોક્ત શિક્ષણ મેળવ્યા સિવાય યોગને વાણીમાં પ્રગટ કરી અનેરી સિદ્ધિ દાખવી છે.

**૧૦. પ્યાલો :** પ્યાલો તો ભજનોનો પ્રાણ છે. ઉમર ખૈયામ એક સૂફી સંત હતો અને એણે જે રૂબાયતો લખી છે એ બધી આધ્યાત્મિક અનુભૂતિથી ભરપૂર એવી વાણી છે. પરંતુ એના જે વિદેશી અનુવાદો થયા, ખાસ કરીને અંગ્રેજી અનુવાદો થયા, તેનાથી રૂબાયતોના અર્થોનું વિપરીત અને વિકૃત અર્થ-ઘટન થયું. એની સાકીને, એની સુરાને અને એની પ્યાલીને આ જગત સાથે કોઈ સંબંધ નથી. એ તો છે અનંત સાથેની એકતાનો નશો. પણ એની ભાષા સમજવા જેટલી જગતની ઊંચાઇ નહોતી, આવો જ પ્યાલો આ હરિજન સંતોએ વારંવાર ગાયો છે. પ્યાલો આત્માનંદની અનુભૂતિનું પ્રતીક છે, બ્રહ્મરસનું પ્રતીક

છે. એકવાર જેને એ રસનો સ્વાદ મળે છે તેના માટે જગતના સઘળા રસ ફિક્કા રસહીન બની જાય છે. જેણે રામચરણ-રસ ચાખ્યો એણે સંસારનો રસ મિથ્યા કરી નાખ્યો. એટલે સૂક્ષ્મ અર્થમાં પરમાત્માનો રસ જેને મળે છે, એ પ્યાલો જેણે પીધો છે એના માટે બ્રહ્મના દરવાજા ખૂલી જાય છે. એના માટે પરમાત્મા સિવાય બીજું કંઇ રહેતું નથી.

હરિજન ભક્તકવિઓમાં 'પ્યાલા' માટેની પ્રત્યક્ષ ક્રિયા પણ જોવા મળે છે. પાટ-ઉપાસના વખતે ગુરુ શિષ્યને બોધ આપે છે ત્યારે પાટ પાસે કળશ સ્થાપેલ હોય છે. તેમાંથી પાણી લઈને પિવડાવવામાં આવે છે. અનુભૂતિસંપન્ન ગુરુ હોય અને લાયક શિષ્ય હોય તો આ પ્યાલો પીતાંવેંત શિષ્યના મોહનો, અજ્ઞાનનો પડદો હટી જાય છે અને એને બ્રહ્મની અનુભૂતિ થવી શરૂ થઇ જાય છે. આ માટે લખીરામનો પ્યાલો સંતસમાજમાં પ્રચલિત છે,

"પ્યાલો અમને પાયો રે, ગુરુએ મહેર કરી,
દેહુમાં દરસાણા રે, હરોહર આપે હરિ."–લખીરામ

લખીરામ હરિજન ભક્તકવિ કરમણ ભગત પાસે આવે છે ને ત્યાં તેને આ પ્યાલો પિવડાવવામાં આવે છે. તેથી આત્મજ્ઞાન થતાં વાણી સ્ફુરે છે. એટલે સ્થૂળ રીતે પણ પ્યાલો પીવાનું પ્રમાણ જોવા મળે છે. આ માટે ડોલરરાય માંકડ જણાવે છે કે :

'શિષ્યને ગુરુ રીતસરનો 'પ્યાલો' પાય છે...અને ગુરુ શિષ્યને પોતાના પંથનું આંતરિક જ્ઞાન આપે છે.. શિષ્ય મસ્ત બની એ મસ્તીમાં પોતાની માનસિક સ્થિતિ વર્ણવવા લાગે છે. લગભગ ઘણાખરા સંતોએ આ સમયની પોતાની સ્થિતિ 'પ્યાલા'માં વર્ણવેલી છે.' [૨૧]

સ્થૂળ-સૂક્ષ્મ-આંતર-બાહ્ય બન્ને અર્થમાં પ્યાલાને ભજનોમાં વર્ણવવામાં આવેલ છે. હરિરસનો પ્યાલો તન્મયતાથી જો પીવામાં આવે તો સચરાચરમાં સભર પરિબ્રહ્મનાં દર્શન થાય છે. આ માટે હરિજન ભક્તકવિઓની વાણીમાં પ્યાલાનાં પ્રમાણ આપતાં અનેક પદો જોવા મળે છે :

"પ્યાલો દૂજો કોણ પીએ, મારા સતગુરુએ પાયો અગાધ,
ચડતા પિયાલે સંતો ગગન દરસાણા, એક હુહી જમીન-આસમાન."
–ત્રિકમસાહેબ

"મુંને મતવાલો પિયાલો પાયો, પીધે પ્રેમ હુદો,
જન્મ-મરણ વાકો નહીં, સદગુરુ વચને સુધો."–લક્ષ્મીસાહેબ
'પ્યાલો મેં પીધેલ છે ભરપૂર,
દયા કરીને દીધો પ્રેમરસ પીધો,
નેનુંમેં આયા નૂર
પ્યાલો મેં પીધેલ છે ભરપૂર."–દાસી જીવણ
"પ્યાલો ગુરુએ પાયો અને પીધા ભેળી ખબર પડી,
એવા હજુર થઇને હાલું રે, હરિના નામની હાથે છડી."–અરજણદાસ

## સંદર્ભ નોંધ


૧ 'Freedom from the Known' J Krishnamurti P. 12
૨. રામચરિતમાનસ–ઉત્તરકાંડ : દોહો ૯૧ ચોપાઈ ૩.
૩. મુલાકાતના આધારે : ડૉ. રમેશભાઇ બેટાઈ.
૪. 'ભારતીય દર્શન' ભાગ ૧ : ડૉ. એસ. રાધાકૃષ્ણન્ પૃ. ૯૧
૫. 'Confessions' Book–X, Chapter 6.
૬. 'કબીર વચનાવલી'–અનુ. ત્રિવેદી/ઉપાધ્યાય-સાહિત્ય અકાદમી પૃ. ૧૬૮
૭ 'રામચરિતમાનસ'–ઉત્તરકાંડ ૬–૯૦ ચોપાઇ ૩.
૮ The Religion and Philosophy of Ved and Upanishad Arthar Berriedalkeith : P. 29
૯ 'Commentaries on living' J. Krishnamurti P. 43
૧૦ એજન : પૃ ૪૬
૧૧. 'The Message of the Upanisads' – Swami Rangnathanand. P. 33
૧૨. 'ભારતીય દર્શન' : ભાગ ૧ ડૉ એસ. રાધાકૃષ્ણન્ : પૃ ૮૨
૧૩. એજન : પૃ. ૨૯
૧૪. સાધના : યોગેશ્વર : પૃ. ૧૭૭

૧૫. સોરઠી સંતવાણી : ઝવેરચંદ મેઘાણી : પૃ. ૮

૧૬. સત કેરી વાણી : મકરન્દ દવે પૃ. ૧૧

૧૭. 'સ્વામી વિવેકાનંદ' ભાગ ૩ : ભાષણો અને લેખોઃ રામકૃષ્ણ આશ્રમ પૃ. ૨૪૦

૧૮. એજન : પૃ. ૨૫૮

૧૯. યોગી હરનાથના સાંનિધ્યમાં મકરન્દ દવે : પૃ. ૩૦/૩૧

૨૦. કબીર વચનાવલી અનુ. ત્રિવેદી/ઉપાધ્યાય : પૃ. ૨૨૦/૨૨૧

૨૧. ગુજરાતી કાવ્યપ્રકારો : ડોલરરાય માંકડ : પૃ. ૧૭૮



# ૫

## સવર્ણ સંતકવિઓ સાથેની એકતા

"જાતિ ન પૂછો સાધકી પૂછ લીજિયે જ્ઞાન,
મોલ કરો તલવારકા પડા રહન દો મ્યાન."–કબીર

સંતોની જાતિ પૂછી શકાય નહીં, તેમના જ્ઞાનની કિંમત હોય છે. સંતોને જ્ઞાતિના વાડામાં બાંધી શકાય નહીં. એ તો સમગ્ર માનવસમાજના ભલા માટે અવતરે છે. જ્ઞાતિ અને અસ્પૃશ્યતા તો સ્વાર્થી સમાજમાંથી જન્મી છે.

"આતમ એક છતાં એક ઓદર એક ખાણુ રે,
બહાર આવ્યા પછી ઉત્તમ, મધ્યમ થઈ છે તાણુતાણ;
બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ને વર્ણ કર્યા છે અઢાર,
સાર જોતાં સોનું એક છે, ઘડિયા ઘાટ અપાર."–અખો

દરેક માનવીમાં એક જ આત્મા રમી રહ્યો છે અને સૌ માનવી માતાના ઉદરમાંથી જન્મે છે પરંતુ આ જન્મ પછી માનવસમાજે આ ક્ષત્રિય, આ વૈશ્ય, આ શૂદ્ર એવા ભેદ પાડયા છે. વાસ્તવમાં સોનું એક જ છે. ઘાટ જુદાજુદા બનાવી અલગ નામ આપ્યાં છે. સૃષ્ટિના સર્જક પાસે કોઈ ભેદ નથી.

"ઈશ્વર કું ઊંચ નીચ નહીં, પુરુષ નપુંસક નાર,
કહે પ્રીતમ વ્યાપી રહ્યો સબ ઘટ બોલનહાર."–પ્રીતમ

ઇશ્વર પાસે જ્ઞાતિના ભેદ તો નથી, પણ સ્ત્રી અને પુરુષ કે નપુંસક એવા ભેદ પણ નથી. ત્યારે અહીં 'હરિજન ભકતકવિઓ' એવો વિષય લઈને અલગતા દર્શાવવાનો ખ્યાલ નથી. માત્ર આ વિષય દ્વારા જે સમાજને અસ્પૃશ્ય ગણીએ છીએ એ સમાજમાં જન્મેલા ભકતોએ વેદના તત્ત્વજ્ઞાન સુધી પોતાની વાણી પહોંચાડી હતી અને તેઓ અન્ય સવર્ણ સંતો જેટલી જ પ્રતિભા ધરાવતા હતા તે બાબત સ્પષ્ટ કરવાનો નમ્ર પ્રયાસ છે. પ્રસ્તુત પ્રકરણમાં પણ

જે હરિજન ભક્તકવિઓની વાણીમાં રહસ્યજ્ઞાન, પ્રેમલક્ષણા ભક્તિ, ગુરુમહિમા અને ઉપદેશ છે તે સવર્ણ સંતોમાં પણ છે. તેની સરખામણી દ્વારા હરિજન સંતો અને સવર્ણ સંતો એક જ માળાના મણકા છે. તેમાં કોઈ મણકો નાનો નથી કે કોઈ મણકો મોટો નથી. સતનામની માળામાં દરેકનું સ્થાન સરખું છે.

સમગ્ર સંતપરંપરા અને ભક્તિમાર્ગનાં મૂળને શોધવાનું કાર્ય કઠિન છે. ભક્તિ તો માનવજન્મની સાથે જ જન્મેલી છે. વેદ, ઉપનિષદ અને ગીતામાં ભક્તિનાં પ્રમાણો જોવા મળે છે. વેદમાં જે સૂર્ય, અગ્નિ, ઈન્દ્ર, વરુણ, વિષ્ણુ આદિ દેવોની સ્તુતિઓમાં ભક્તિતત્ત્વ જોઇ શકાય છે. ભાગવતમાં ભક્તિભાવ સવિશેષ જોવા મળે છે અને તેથી તો ભાગવતને કેટલાક વિદ્વાનો ભક્તિપુરાણ તરીકે ઓળખાવે છે. ભક્તિ એટલે "ભગવત–સેવા કરવી" "નારદ ભક્તિસૂત્ર"માં ભક્તિ વિશે કહ્યું છે કે :

"सा त्वस्मिन् परमप्रेमस्वरूपा ।
अमृतस्वरूपा च
सा तु कर्मज्ञानयोगेभ्योऽप्यधिकतरा ॥"

ભક્તિ એ પરમ પ્રેમરૂપ, અમૃતસ્વરૂપી તથા કર્મ, જ્ઞાન અને યોગથી પણ અધિક માનવામાં આવે છે. ભક્તિ વિશે ગીતામાં જણાવ્યું છે કે :

"मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥"
ગીતા : ૧૮ : ૬૫

"सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥"
ગીતા : ૧૮ : ૬૬

હે અર્જુન, તું મારામાં એકાગ્ર મનવાળો, મારું પૂજન કરનારો, મારો ભક્ત થા. મને જ નમસ્કાર કર. એમ કરવાથી તું મને જ પામીશ. તને આ સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કારણ કે તું મને અત્યંત પ્રિય છે. એટલા માટે સઘળા ધર્મોને (વર્ણના, આશ્રમના તથા સામાન્ય ધર્મોને) છોડીને મને એકલાને જ શરણ થા. હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, ચિંતા ન કર.

'ગીતા' સર્વસમર્પણભાવથી અનન્યભાવે ભક્તિ કરવાનું કહે છે. આ ભક્તિમાર્ગમાં ગરીબ, અમીર કે જ્ઞાતિના ભેદ હોતા નથી. 'ગીતા'માં કહ્યું છે કે :

"मां हि पार्थ व्यपाश्रित्ययेऽपिस्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्तिपरां गतिम् ॥"
गीता : ૯ : ૩૨

કારણ કે હે અર્જુન ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો, તેમજ જે કોઈ પાપયોનિમાં જન્મેલા હોય તેઓ પણ મને ભજીને પરમ ગતિને પામે છે. શ્રી વલ્લભાચાર્ય કહે છે કે : "ભકિતમાર્ગમાં વર્ણાશ્રમની જરૂર નથી. તે ભકિતમાર્ગ વર્ણથી પર છે. તે સર્વ માર્ગમાં ઉત્તમ છે. એમાં પડવાનો ભય નથી અને એનાથી દરેકને મુક્તિ મળે છે, માટે બુદ્ધિમાન પુરુષો તો ભકિતમાર્ગનો જ સ્વીકાર કરે છે."[1]

નરસિંહ મહેતાએ ભકિતને મોટી ઉપમા આપી છે.

"ભૂતળ ભકિત પદારથ મોટું બ્રહ્મલોકમાં નાહીં રે."

ભકિત જેવું મોટું તત્ત્વ આ બ્રહ્મલોકમાં નથી. જેણે ભકિત કરી તેને મુકિત મળી છે. અનેક સંતોએ આ ભકિતનો મહિમા વર્ણવ્યો છે.

ભકિત-આંદોલનનો પ્રારંભ ભલે ઉપનિષદકાળથી માનવામાં આવે, પરંતુ વ્યવસ્થિત ભકિત-આંદોલન દક્ષિણમાં નવમી સદીમાં થઇ ગયેલા આળવાળ-સંતોથી ગણાવી શકાય. આઠમી સદીમાં શંકરાચાર્યે જે "બ્રહ્મ સત્ય, જગત મિથ્યા, જીવ એ બ્રહ્મથી જુદો નથી" એ વિચારધારા આપી. પરંતુ સામાન્ય જનસમુદાય આ તત્ત્વજ્ઞાન સમજી શકે તેમ ન હતો. તેના માટે તો ભાગવત-ભકિત જ ગ્રાહ્ય હતી. ભકિત-આંદોલનના ઈતિહાસ વિશે "ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ" ગ્રં. ૨માં જણાવે છે કે :

"દક્ષિણના આળવાર સંતોની વાણી દ્વારા ભકિતનાં પાતાળજળ સમાજની ધર્મતૃષા છીપવી રહ્યાં હતાં, ત્યાં આવ્યો ભકિતનો મુખ્ય ગ્રંથ 'ભાગવત-પુરાણ.' રામાનુજ (ઈ. ૧૧મી સદી) આદિ આચાર્યોએ શાસ્ત્રીય ભૂમિકાએ ભકિતની રજૂઆત કરી. પૂર્વ ભારતમાં કૃષ્ણભકિતને જયદેવ (ઈ. ૧૨મી સદી)ની 'ગીત-ગોવિંદ' રચના અને ચૈતન્ય મહાપ્રભુ (ઈ. ૧૪૮૫-૧૫૩૩)ની ભકિતચર્ચા દ્વારા અપૂર્વ વેગ મળ્યો. ઉત્તરમાં ગુરુપરંપરામાં રામાનુજની ચૌદમી પેઢીએ આવતા રામાનંદસ્વામી (જન્મ ઇ. ૧૩૦૦) દ્વારા રામભકિતને પ્રાધાન્ય મળ્યું અને એમના ઉદાર નેતૃત્વ નીચે ભકિતમાર્ગમાં સગુણોપાસના, નિર્ગુણોપાસના અને યોગસાધના દરેકને અવકાશ મળ્યો. દક્ષિણના શ્રીમદ્ વલ્લભાચાર્યે (ઇ. ૧૪૭૮-૧૫૩૦) ઉત્તર અને પશ્ચિમ ભારતમાં કૃષ્ણાશ્રયી પુષ્ટિમાર્ગ પ્રવર્તાવ્યો. જોતજોતામાં ભકિતનું

એક પ્રચંડ આંદોલન દેશમાં વ્યાપી વળ્યું. એ નવી ઋતુમાં અનેક કવિકંઠ ઉઘડયા. એ કવિઓ મોટે ભાગે સંતો હતા. સૌ સંતકવિઓની જીવનચર્યા તેમજ વાણીના પ્રતાપે દેશના જીવનમાં જાણે કે ભક્તિનો જુવાળ ચડ્યો હોય તેવું સાંસ્કૃતિક દૃશ્ય મધ્યકાળમાં નજરે પડે છે."[૨]

ભક્તિ-આંદોલન વ્યાપક બનવાનાં અનેક કારણો હતાં. પરંતુ તેમાં સૌથી વિશેષ નોંધપાત્ર આ સંતોએ ગ્રામ્ય સમાજ અને પછાત જાતિ તથા સ્ત્રીવર્ગને સાથે રાખીને સરળ વાણી દ્વારા ઉપદેશ આપવાનું કાર્ય કરેલ છે. આ સમય દરમ્યાન મુસ્લિમ સત્તા અને તેનું ધર્મઝનૂન પણ જવાબદાર ગણાવી શકાય. મુસ્લિમ સત્તાએ હિંદુઓનાં મંદિરોનો નાશ કરી તેની જગ્યાએ મસ્જિદો બંધાવી અને હિંદુઓ ઉપર ત્રાસ ગુજાર્યો ત્યારે હિંદુધર્મને જીવંત રાખવા ભક્તિમાર્ગ અનિવાર્ય બની ગયો. આ સમય દરમ્યાન સમાજમાં અનેક કુરિવાજો, અંધશ્રદ્ધાઓ અને ધાર્મિક ક્રિયાકાંડ પ્રવર્તતા હતા. શંકરાચાર્યે જ્ઞાનમાર્ગ દ્વારા અદ્વૈતવાદ શરૂ કર્યો, પણ તે ક્લિષ્ટ્રી સામાન્ય જનસમુદાય સમજી શકયો નહીં. તેના માટે તો આ સરળ ભક્તિમાર્ગ જ પ્રિય બની ગયો. આ સમય દરમિયાન સૂફીઓની પ્રેમલક્ષણા ભક્તિ અને નિર્ગુણધારા તથા જ્ઞાનમાર્ગી કવિઓની નિર્ગુણધારા ભક્તિમાર્ગને મદદરૂપ થયેલ હોય તેમ પણ જણાય છે. ભક્તિ-આંદોલન સમગ્ર સમાજમાં વ્યાપક બનવા પાછળ તે સમયના પ્રતિભાવંત સંતકવિઓ પણ છે. કબીરસાહેબે ઈસ્લામ અને હિંદુધર્મની મર્યાદાઓ દર્શાવી તેનો સમન્વય કરવા પ્રયત્ન કર્યો છે. ગુરુ નાનકનો પુરુષાર્થ પણ નોંધપાત્ર ગણાવી શકાય.

ગ્રિયર્સન જેવા તો બૌદ્ધધર્મના આંદોલન કરતાં પણ આ ભક્તિ-આંદોલનને વધારે વ્યાપક અને વિશાળ લેખે છે. કેમકે આ આંદોલનનો પ્રભાવ હજી આજે પણ વરતાય છે. ગ્રિયર્સન કહે છે કે આ આંદોલનમાં ધર્મ એ જ્ઞાનનો નહીં પણ ભાવાવેશનો વિષય બને છે અને તેને પ્રવર્તાવનારાઓ કાશીના પ્રકાંડ પંડિતો નથી, પણ યુરોપના સેઇન્ટ બર્નાર્ડ, ટોમ્સ-ઈ-કેમ્પિસ અને સેઇન્ટ ટેરેસા જેવાં સાથે જેમની તુલના થઇ શકે એવાં પૃથગ્જનો છે. વળી તેઓ કહે છે કે વીજળીના ઝબકારાની પેઠે તમામ પુરાણ ધાર્મિક મતોની ઉપર આ એક નવી વસ્તુએ દેખા દીધી અને એ કયાંથી પ્રગટી તે નિશ્ચિતપણે કોઇ કહી શકતું નથી.

આ ભક્તિ-આંદોલનમાં વિદ્વાનો નહીં પણ અભણ સંતોનો ફાળો વિશેષ છે. ઉપનિષદના ઋષિઓએ પુરસ્કારેલાં જ્ઞાન અને ભક્તિના રહસ્યને

અનુગામી બ્રાહ્મણોએ પોતાના એકાધિકારમાં કુંઠિત કરી નાખ્યું હતું ત્યારે નીચલા થરના સંતોએ એકાધિકારને વિદારી જ્ઞાન અને ભક્તિની સરવાણી સર્વજનભોગ્ય બનાવી. સ્વામી આનંદે યોગ્ય જ અવલોકયું છે કે :

"ઉપનિષદોનો કાળ સંસ્કૃતિના ઇતિહાસમાં હિંદુઓની શ્રેષ્ઠ કમાણીનો મનાયો છે. પણ અળખામણા અધિકારવાદની ભોગળો ભીડીને કાળકાળાંતર સુધી બ્રાહ્મણોએ પોતાને જ સુવાંગ કબજે રાખેલી એ કમાણીને આપણા સંતોએ આ દેશની નીચલામાં નીચલા થર સુધીની જનતાને જે રીતે લૂંટાવી દીધી, એ સંતોની સિદ્ધિનો કાળ મારા જેવા પ્રાકૃતજનની નજરમાં એક રીતે વેદ-ઉપનિષદોના કાળથીયે વધુ મહિમાવંતો ને ગૌરવવંતો લાગ્યો છે. ધરતીતલના ભૂદેવ બ્રહ્મણોના કૃપાપ્રસાદથી વંચિત રહ્યા છતાં, અને મોટે ભાગે એમના કારમા તાપ ઉંમર આખી વેઠી જીરવીને એમણે બ્રાહ્મણોના અળખામણા દાવાઓને નમ્રપણે ઉવેખ્યા અને એકલવ્યે ધનુર્વિદ્યા સિદ્ધ કરી તેમ પોતાની નરી શ્રદ્ધા, ભક્તિ અને તાલાવેલીને બળે બ્રાહ્મણોની ગૂઢ આત્મવિદ્યા અંતરમાં અનુભૂત કરી લઇને પછી આ કરુણામય સંતોએ તેના તમામ બાંધ-બંધારા તોડીફોડી લોકબોલીમાં કોળી, કુંભાર, દરજી, મોચી, ઢેઢ, ભંગી સુધીની તમામ ઉપેક્ષિત તિરસ્કૃત દલિત જનતાને તેની ખેરાત કરી દીધી. એ સિદ્ધિ કદાચ જનક યાજ્ઞવાલ્કયની સિદ્ધિ કરતાંયે ચડિયાતી હતી."[3]

ભક્તિ-આંદોલન ઉત્તર ભારતમાં જગાવનાર રામાનંદજીએ ભક્તિમાર્ગનો મૂળમંત્ર આપતાં જણાવ્યું કે :

"જાતિ-પાંતિ પૂછે નહીં કોઇ,
હરિકો ભજે સો હરિકા હોઇ." –સ્વામી રામાનંદ

આ મૂળમંત્રને પરિણામે પછાત જ્ઞાતિના રૈદાસ ચમાર, કબીર વણકર, ધન્ના જાટ, સેના ભગત હજામ જેવા સંતો થઈ ગયા.

ભક્તિ-આંદોલનના ઇતિહાસમાં હરિજન ભકતકવિઓના રહસ્યનું પગેરું કબીરસાહેબ સુધી પહોંચે છે. સમગ્ર સંત-સાહિત્યમાં કબીરસાહેબ મહાકવિ અને પરમસત્યના સાધક રહ્યા છે. કબીરસાહેબનાં પદોની રહસ્યાત્મક નિર્ગુણ ભક્તિ-સાધના આજે પણ પ્રેરણા આપી રહી છે. કાશીમાં (સંવત ૧૪૫૫-૧૫૭૫) વણકરનું કામ કરતાં-કરતાં સ્વામી રામાનંદ પાસેથી દીક્ષા મેળવી તેમણે અનેક પદોની રચના કરી છે. કબીરની વાણીમાં નિર્ગુણમાર્ગી યોગસાધના અને નિરાકાર

પરબ્રહ્મનું રહસ્ય પ્રગટ થયું છે. ગુરુમહિમા શબ્દ, નામ, બાહ્યાચાર-વિરોધ, દેહમાં દેવનાં દર્શન જેવી અનેક બાબતો ઉપર તેમણે કલમ ચલાવી છે. કબીર-સંપ્રદાયની દરેક પરંપરા સૌરાષ્ટ્રમાં ભાણ સંપ્રદાયમાં ઊતરી આવી છે.

ભાણસંપ્રદાયના સ્થાપક ભાણસાહેબને કબીરસાહેબના અવતાર માનવામાં આવે છે. ભાણસાહેબનો જન્મ ગુજરાતમાં કનખીલોડ ગામે સંવત ૧૭૫૪માં થયો હતો અને સંવત ૧૮૧૧માં સમાધિ લીધી હતી. ભાણસાહેબને ચાળીશ શિષ્યો હતા ને તે ભાણફોજના નામે ઓળખાય છે. આ ભાણફોજે સૌરાષ્ટ્રના ગામડે-ગામડે ફરીને ભાણસંપ્રદાયનો પ્રચાર કર્યો. આ ભાણસંપ્રદાય કબીરવિચાર-ધારા ઉપર ચાલે છે. ભાણસાહેબના શિષ્ય રવિસાહેબ સમર્થ સંત અને આત્મજ્ઞાનની વાણી દ્વારા સુપ્રસિદ્ધ છે. ભાણસાહેબના પુત્ર અને બુંદ શિષ્ય ખીમસાહેબે રાપર (કચ્છ)માં જગ્યા સ્થાપી, સંતવાણી અને માનવસેવાની ગંગા વહેવડાવી. હરિજન સંતભક્તકવિઓમાં પ્રથમ ભાણસંપ્રદાયના નેજા નીચે ત્રિકમસાહેબ ખીમસાહેબના શિષ્ય બને છે. ત્રિકમસાહેબે ચિત્રોડમાં આવીને હરિજન સમાજ અને સમગ્ર માનવજાતિની સેવાર્થે જગ્યાની સ્થાપના કરી. ત્યાંથી હરિજન ભક્તકવિઓની એક પરંપરા શરૂ થઇ છે.

હરિજન સંતપરંપરામાં જ્ઞાતિવાદ જોવા મળતો નથી. ત્રિકમસાહેબના ગુરુ ખીમસાહેબ લોહાણા જ્ઞાતિના હતા. તે પ્રમાણે હરિજન સંતો પાસે અનેક સવર્ણ સંતો સિદ્ધ થયા છે. દા. ત. દાસી જીવણના શિષ્ય અરજણદાસ ગરાસિયા હતા અને પ્રેમસાહેબ કડિયા હતા, કરમણભગતના શિષ્ય લખીરામ વ્યાસ (ભવાયા) તરગાળા જ્ઞાતિના હતા. મીરાંને ચમાર રોહિદાસની શિષ્યા તરીકે પણ ઓળખવામાં આવે છે, આ સંતપરંપરામાં હરિજન કે સવર્ણ સંતો વાણી અને સૈદ્ધાંતિક ભૂમિકાએ એકમાર્ગી હોય તેવું જણાય છે.

હરિજન ભક્તકવિઓની વાણીને આધારે જાણી શકાયું છે કે, તેઓ નિજારપંથી બીજમાર્ગને વરેલા છે. પાટ-ઉપાસના અને મંડપનું મહત્ત્વ વિશેષ છે. તેઓનાં પદમાં જે રહસ્ય છે તે વેદ, ઉપનિષદ અને ગીતાનું છે. આજના આધ્યાત્મિક જગતના સર્વોત્કૃષ્ટ વિભૂતિ યુગપુરુષ જે. કૃષ્ણમૂર્તિ પરબ્રહ્મતત્ત્વ વિશે જે રહસ્ય દર્શાવે છે તે આ અસ્પૃશ્ય, ગરીબ અને સમાજના તિરસ્કૃત વર્ગના સંતકવિઓની વાણીમાં જોવા મળે છે. યોગમાર્ગની સહજ સાધનાથી માંડીને આ સંત-ભક્તકવિઓમાં પ્રેમલક્ષણા ભક્તિ પણ જોવા મળે છે. ગુરુમહિમા દર્શાવીને સમાજના કુરિવાજો

દૂર કરવા ઉપદેશની સાથે માનવસેવાનું કાર્ય પણ કરેલ છે. આ બાબતો સવર્ણ સંતકવિઓમાં પણ જોઈ શકાય છે.

ભક્તિ માર્ગ એક જ છે. દેશમાં વિવિધ ભાષા, વિવિધ સમાજ અને વિવિધ પરિસ્થિતિમાં સંત-ભક્તોએ એક પરબ્રહ્મની ઉપાસના અને માનવસેવાનું કાર્ય કરેલ છે. ગુજરાતમાં અનેક સંતો થઈ ગયા, પરંતુ તેમની વાણી અને કાર્ય એક જ રહેલ જોવા મળે છે તેથી સંતોને જ્ઞાતિના બંધને બાંધી શકાશે નહી, એ તો સમગ્ર માનવસમાજ માટે છે.

હરિજન ભક્તકવિઓની વાણીમાં જે વિશેષતાઓ છે તે સવર્ણ સંત-કવિઓમાં પણ જોવા મળે છે. સવર્ણ સંતકવિઓ સાથેની એકતા નીચેના મુદ્દાઓ દ્વારા સ્પષ્ટ થાય છે

૧. બ્રહ્મ : બ્રહ્મ વિષે ઉપનિષદમાં જણાવ્યું છે કે, તે પૂર્ણ છે અને સર્વત્ર વ્યાપેલ છે. આ પરિબ્રહ્મતત્ત્વને બહાર શોધવાની જરૂર નથી. આ દેહમાં પરિબ્રહ્મતત્ત્વ સમાયેલ છે તેને ઓળખવાનું કાર્ય કરવાનું છે. ડૉ નિપુણ પંડ્યા કહે છે તેમ, 'શંકરાચાર્યના મત પ્રમાણે બ્રહ્મ અદ્વૈત (Non-dualistic) છે. આ બ્રહ્મ નિર્ગુણ છે અને વિશ્વના કાર્યકારણ-સંબંધથી રહિત છે. તે અનાદિ છે, અનંત છે, અગમ્ય છે અને અગોચર છે. બ્રહ્મમાં સર્વ છે અને સર્વમાં બ્રહ્મ છે. તેને ઉપનિષદો પણ 'નેતિ' 'નેતિ' કહે છે એટલે વિધિથી નહી, પણ નિષેધથી તેનો બોધ કરે છે. બ્રહ્મનું જ્ઞાન આપણને આપણી માનવબુદ્ધિથી થઈ શકતું નથી, કારણ કે આ દેશકાળથી અપરિચ્છિન્ન બ્રહ્મ પરિચ્છિન્ન વાણી અને મનથી પર છે. આ જ્ઞાન માનવબુદ્ધિની કક્ષા પૂરી થતાં આંતરજ્ઞાન (Intuition)થી જ પ્રાપ્ત કરી શકાય. એ સહજોપલબ્ધિ છે."[૪]

આ સહજ ભક્તિ દ્વારા આંતરખોજ કરીને પિંડમાં પરિબ્રહ્મને શોધવાનું હરિજન ભક્તકવિઓએ તેઓની વાણી દ્વારા જણાવેલ છે :

"જે છે પિંડમાં તે છે વરમંડમાં
વેદ કુરાને વખાણ્યાં."–મેઘ જીવો

"દેખો ખાવીંદકા ખેલ, દર્શન મેં તો દેખ્યા રે,
બાહીર દેખ્યા ઔર ભીતર દેખ્યા,
દેખ્યા અગમ અમારા રે."–ત્રિકમસાહેબ

"બેની, મુને ભીતર સતગુરુ મળ્યા,
આજ તો વરતાણી છે આનંદની લીલા."–લક્ષ્મીસાહેબ

"બોલે બોલાવે સબ ઘટ બોલે,
સબ ઘટમાં તો રહ્યો સમાય."–દાસી જીવણ

આ ઘટ-ભીતર પરિબ્રહ્મ રહેલા છે અને તેનું દર્શન આ સંતોને થયું હોય તેમ તેમની વાણી દ્વારા જણાય છે. આત્મજ્ઞાન થતાં આ દેહમાં રહેલ જ્યોતિ સ્વરૂપી દેવનાં દર્શન થાય છે. અંદર અને બહાર આ ઘટમાં અને દરેકના ઘટમાં સમાયેલા બ્રહ્મને જોઈ શકાય છે.

મોટા ભાગના સંતોએ બ્રહ્મને અખંડ, અવિનાશી, અવ્યક્ત, અવિકારી, નિર્લેપ, નિર્ગુણ, નિરાકાર, નિત્ય બતાવેલ છે. અને આ બ્રહ્મની શોધ ઘટ-ભીતર કરવાનું જણાવ્યું છે ગુજરાતી સાહિત્યના 'આદિકવિ' નરસિંહ મહેતા પણ પિંડમાં પ્રભુને જોવાનું જણાવે છે.

"પિંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહીં,
ફોકટ ભમે તે દૂર ભાળે."

"ગુરુ મુખ હોવે સુ કાયા ખોજે,
હોર સભ ભરમિ ભુલાઈ."–નાનક

ગુરુ નાનક કહે છે કે, જે પોતાના સતગુરુ આત્મગુરુને કે પરમાત્મગુરુનાં વચનોનું પાલન કરે છે તે પોતાના શરીરમાં જ પરમતત્ત્વની શોધ કરે છે. બીજાઓ તો બહાર ભ્રમણામાં ભટકી મરે છે.

"તેરા સાંઇ તુજમેં જ્યોં પુહુપનમેં બાસ,
કસ્તૂરીકા મિરગ જ્યોં ફિર–ફિર ઢૂંઢે ઘાસ.
જા કારન જગ ઢૂંઢિયા સો તો ઘટ હી માહિં,
પરદા દીયા ભરમકા, તાતે સૂઝે નાહિં." – કબીર

તારો પરમાત્મા તો પુષ્પમાં રહેલી સુગંધની જેમ તારામાં જ રહેલો છે, પણ અજ્ઞાનથી કસ્તૂરીમૃગની જેમ તું (નિજમાં રહેલા આ પરમાત્માને) સુગંધને ઘાસમાં શોધતો બહાર ભટકે છે. જેને માટે આખું જગત શોધી વળ્યો તે પરમાત્મા

તો આપણા પોતાના શરીરમાં જ છે. પણ તેની આડે ભ્રમનો એવો પડદો નાખેલો છે કે એ દેખાય નહીં. તેથી તો કબીરસાહેબ ઘૂંઘટકા પટ ખોલવાનું કહે છે, જેથી ઘટમાં રહેલા સાંઈનાં દર્શન થાય.

"કાયાના ઘડનારાને તમે ઓળખો રે,
રામ અભીઆગતને નરખો રે,
રામજીને બનાયા પવન–ચરખો." – રવિસાહેબ

આ કાયાને રવિસાહેબે પવન-ચરખાની ઉપમા આપીને તેમાં અખંડ ધણીને ઓળખવાનું જણાવ્યું છે.

"દલ ખોજીને કરો દીવડો હોજી રે,
ખોલીને સુંદર શરીર મોરા વીરા રે." – સરવણ

"કાયા દેશમેં પરગટ ગંગા, કોણ કરે પંથ પાળા રે,
ગંગાજળમેં નાહો અખંડા, મત જાઓ નદિયું–નાળાં."
– ખીમસાહેબ

"દલ દરિયામેં ડુબકી દેણા
મોતી રે લેણા ગોતી એ જી." – ડુંગરપુરી

આ કાયાગઢમાં પ્રગટ ગંગા વહે છે. તેમાં અખંડ નાહવાનું છે. અમૂલ્ય મોતી (પરબ્રહ્મ) દિલદરિયામાં ડૂબકી મારી કોઈ મરજીવા શોધી શકે છે. તેથી બહાર ભટકવાની જરૂર નથી. દિલમાં દીવડો કરવાની જરૂર છે.

"ઘટમાં પરિપૂરણ બ્રહ્મ,
તેની ભલી ભાંગજો ભ્રમ,
સાંભળો વિલાયતનાં વચન." – વિલાયત

તારા શરીરમાં જ સર્વ દેવો અને સઘળાં તીર્થો છે. બીજા દેવોને ઉપાસવાથી કે તીર્થોમાં ફરવાથી તારો આરો નહીં આવે. એ સહુને દૂરથી નમસ્કાર કરી તારા અંદરના આત્માને જાગૃત કર.

"દાદૂ કે ઇ દોડે દ્વારકા, કોઇ કાશી જાંહિ,
કોઇ મથુરા કે ચલે, સાહિબ ઘટહીં માંહિ." – દાદૂ

"ઘટમાં પરિપૂરણ"–આ શરીરમાં જ પૂર્ણબ્રહ્મનો નિવાસ છે. બધી ભૂલભ્રમણા દૂર કરીને સત્યપારખી લેજો. વિલાયત કહે છે કે ભીતર રહેલા ભગવાનનું ધ્યાન ધરીને શરીરમાં જ આત્માને જગાડી લો.

પલટૂસાહેબનું વચન :

"પૂરન બ્રહ્મ રહે ઘટમેં, સઠ, તીરથ કાનન ખોજન જાઈ,
નૈન દિયે હરિ – દેખનકો, પલટૂ સબ મેં પ્રભુ દેત દિખાઈ."

વેદ, ઉપનિષદથી માંડી આજ સુધીના બધા સંતકવિઓએ આ પિંડમાં, દેહમાં પરિબ્રહ્મતત્ત્વને શોધવાનું જણાવેલ છે.

પરિબ્રહ્મતત્ત્વના રહસ્યને હરિજન ભક્તકવિઓની વાણીમાં વચન, નામ, શબ્દ, મોતી, બાવન અક્ષર બહાર દર્શાવેલ છે, જે બાબતો વિગતે "રહસ્ય તત્ત્વ" પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ. આ કવિઓની જેમ સવર્ણ સંતકવિઓએ પણ રહસ્યતત્ત્વને એવા જ શબ્દો દ્વારા વાણીમાં પ્રગટ કરેલ જોવા મળે છે. જેમકે :

"સાચું નામ સાહિબનું સમરુંને
ઉન કિરતારે મારી કાયા ઘડી." – દેવારામ

"જી રે લાખા ચૌદ લોકમાં વચન રમે છે જી,
તેને જાણે પુરુષ પુરાણી હાં." – લોયણ

"નિજ નામનાં નાંગળ નાખીને, પવન–પુરુષ પધરાવે,
અસલ જુગની અમર વાદળી, મોતીડે વરસાવે,
કોઈ એવા નૂરીજન નજરે આવે....જી." – જેઠીરામ

"નિર્મળ નૂર નિરંતર વરસે, મહા મનોહર મોતી,
અનહદ નાદ અહોનિશ થાયે, ચિદાનંદ નિધિમાંથી." –છોટમ

"કે' રવિરામ સંતો ભાણ–પરતાપે દાતા,
બાવન અક્ષરથી રે બારો બારો." – રવિસાહેબ

"મોતન મણિમેં, મણિ મોતનમેં, જ્યોતે જ્યોત મિલાય,
ઐસા અચરજ ખેત અગમકા દિલ ખોજત દરસાયા રે" –અરજણ

સંતોની વાણીમાં સાહેબ, વચન, નામ, મોતી, શબ્દો, અગમ્ય, નિર્ગુણ, નિરાકાર પરિબ્રહ્મ સ્વરૂપ માટે વપરાયા છે. તે પણ એક રહસ્યરૂપે જોવા મળે છે. સતગુરુની કૃપાથી નિજનામની સાધના કરી જે ચૌદ લોકમાં વચન રમી રહ્યું છે, તેની સાથે સુરતાનો દોર બાંધી દેવામાં આવે તો અજ્ઞાન–અંધારું મટી જાય અને મહામનોહર મોતી નજરે આવે છે આત્મા અને પરમાત્મા એકસ્વરૂપી જોવા મળે છે. ઝળહળ જ્યોત દેખાય છે. દલ–દરિયામાં ડૂબકી મારીને મોતી શોધવાનું છે. આ રહસ્યવાદી પદ–રચનાઓ એકતા દર્શાવે છે.

**૨. સહજયોગ :** પરિબ્રહ્મને દેહમાં દર્શન કરવા સંતોએ સ્હજયોગની સાધના દર્શાવી છે. સંતો હઠયોગી નથી, પરંતુ સહજયોગીઓ છે.

"સાધો સહજ સમાધ ભલી,
ગુરુપ્રતાપ જા દિનસે જાગી
દિન દિન અધિક ચલી." – કબીર

કબીરસાહેબે હઠયોગીઓને ખુલ્લા પાડી તેમની ટીકા કરેલ છે. તેઓનો મત સહજસમાધિનો છે. ગુરુના પ્રતાપથી સહજ–સમાધિ થતાં આપણી બધી ક્રિયાઓ ખાવું, બેસવું, સૂવું એ સમાધિ બની જાય છે. તેમાં આંખો બંધ કરીને દેહને કષ્ટ આપવાની હઠ–યોગની ક્રિયાઓ કરવાની નથી.

"સહજે હી ધૂન હોત હૈ હરદમ ઘટકે માંહિ,
સુરત શબ્દ મેલા ભયા મુખકી હાજત નાહિં." – કબીર

શ્વાસોશ્વાસે આ દેહમાં સહજ રીતે જ અખંડ ધૂન ચાલી રહી છે. આત્મતત્ત્વ અને શબ્દનો એવો તો અંદર મેળ જામી ગયો છે કે હવે મુખની જરૂર જ નથી રહી. પછી માળા, જપ, તપ, ધ્યાનની જરૂર રહેતી નથી.

કબીરસાહેબની આ પરંપરા સાથે સંકળાયેલા હરિજન ભક્તકવિઓની વાણીમાં સહજયોગની ક્રિયા વર્ણવેલી જોવા મળે છે. દેહની બધી નાડીઓ અને તેની સાધના સરળ શબ્દોમાં રજૂ કરેલ છે.

"ઇંગલા પિંગલા સુષમણા સાધી,
માંહ્ય જળહળ જ્યોતિ જાગી.
ત્રિવેણી તાર મેળવ્યા,
અનહદ નોબત ત્યાં વાગી,
ઘટડામાં જોયું મેં જાગી." – ત્રિકમસાહેબ

"તખત ત્રિવેણી અલોપ છે, ગંગા જમનાને ઘાટે,
સુષમ્ણામાં જીવણ સાધજો, વળી જાજો ઈ વાટે,
અખંડ રણુકાર હોઇ રહ્યા, કર બીન વાજાં વાગે,
સુરતા રાખી જીવણ સાંભળો, ધૂન ગગનમાં ગાજે."

— ભીમસાહેબ

"અબધુ દીયા તખત પર ડંકારે, સો ઘર સેજે પાયા રે જી,
નાભિકમળથી નટવર ચડિયા, પવનપુરુષ પલટાયા રે જી,
વંક નાળકી ખડકી ખોલી, ઉલટા રાહ ચલાયા જી રે."

— દાસી જીવણ

"નુરતે સુરતે તું નિરખ લેને જોગી રે, મનવા,
ગગનમંડળમેં ખેલે કોઇ નર જ્ઞાની,
ત્યાં ધ્યાન ધરી લે તું ધ્યાની રે." —દાસ વાઘો

હરિજન ભક્તકવિઓના પદને આધારે કહી શકાય કે, સતગુરુએ સમજાવેલ સાન પ્રમાણે ઓહમ્–સોહમ્‌ના નાદે નામસ્મરણ કરવાથી નાભિકમળમાં અર્ધસર્પાકારે પડેલ કુંડલિની–શક્તિ જાગૃત થાય છે અને સુલટા પવન ઉલટાવવાથી તે શક્તિ ઊર્ધ્વગામી બને છે. આંખની ડાબી બાજુએ ચંદ્રનાડી ઈડા અને જમણી બાજુએ સૂર્યનાડી પિંગલા દ્વારા ચાલતા શ્વાસને સમ કરી આ બન્ને નાડી વચ્ચે આવેલ સુષમ્ણામાં ગુરુના ઇશારાથી, સુક્ષ્મ બોધથી ઉલટાવવાનો હોય છે. તે સમયે પાયાની બાબત નુરતે–સુરતે નીરખવાનું છે. આ માટે શ્રી મકરંદ દવે કહે છે કે :

"નુરતે–સુરતે એટલે નિ.ર.તિ-ઉદાસીનતા, સુરતિ–તલ્લીનતા. પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ માટે આ બે વસ્તુની ખાસ જરૂર અને તે આ શબ્દ જોડકાની જેમ સાથે જ જાય છે. એક તો બધી જ અસાર વસ્તુઓમાંથી મનને હટાવી લેવું અને બીજું એક જ સારતત્ત્વ પરમાત્મામાં મનને જોડી દેવું આ બન્ને પ્રક્રિયા સાથે થાય ત્યારે જીવાત્મા જડથી દૂર અને ચૈતન્યથી નજીક આવતો જાય. જડ પ્રકૃતિની પકડમાંથી નીકળી મુક્ત બનતો જાય. જ્યારે ચૈતન્યમાં સંપૂર્ણ મળી જાય ત્યારે જડ–ચેતનના ભેદ લઇ પામે. જેમ લુહાર નળી દ્વારા પવન ફૂંકીને આગને પ્રજ્વલિત

રાખે છે તેમ "ઉલટા પવન ચલાયા" તુરત–સુરતની નળીથી સુષુમણા દ્વારા પ્રાણની ઊર્ધ્વગતિ કરી." ૫

આમ થવાથી ગગનમંડળમાં શૂન્યશિખર સહસ્ત્રદલપદ્મમાં હરપળે બ્રહ્મજ્યોતિનાં દર્શન થાય છે ને ભીતરનો અંધકાર દૂર થઇ જાય છે. ત્યાં અનાહતનાદ સંભળાય છે ને રોમરોમમાં રણકાર જાગે છે. આ અવસ્થામાં સ્વયં બ્રહ્મ બની જવાય છે દાસી જીવણ આ માટે કહે છે કે "સો ઘર સેજે પાયા રે જી" આ ઘરનું દર્શન સહજયોગ દ્વારા પ્રાપ્ત થયેલ છે.

હરિજન ભક્તકવિઓની વાણી સાથે એક જ અર્થ દર્શાવતી સવર્ણ સંત કવિઓની વાણીમાં "સહજયોગવાણી" જોવા મળે છે, જેમકે :

"શશી સૂરમેં, સૂર શશીમેં, અણસારે ઉલટાવે,
નિરખે પલ પલ નૂર નિરંતર, અનહદ નાદ બજાવે."
– રવિસાહેબ

"ડાબી ઇંગલા, જમણી પિંગલા,
તુરત સુરત કર જોતી,
દેવ ડુંગરપુરી ઓલિયા,
હું હરખે હાર પરોતી." – ડુંગરપુરી

ઇંગલા રે પિંગલા સેવા સાધની,
સુષમણા નાડી તોરી સેજે ખડી,
ત્રિકુટી–મ્હેલમેં હુઆ ઉજવાલા,
જલમલ જલમલ જ્યોત જલી." –દેવરામ

"ભાઇ રે ! નાભિકમળમાંથી પવન ઉલટાવ્યો ને
ગયો પશ્ચિમ દિશામાંય રે,
સુરતા ચડી ગઇ સૂનમાં ને રે,
ચિતમાંહી પુરુષ ભાળ્યા ત્યાંય રે." –ગંગાસતી

એક જ બાબતને સંતોએ જુદા જુદા શબ્દો દ્વારા સમજાવેલ છે. આ સંતવાણીમાં યોગક્રિયાની અટપટી ગલીકુંચીઓ દર્શાવી નથી, પરંતુ ભક્તિના

રંગને કારણે સતત પ્રભુનામના સ્મરણથી સહજ સમાધિ સુધી ભક્તો પહોંચી ગયા છે. કબીરસાહેબ આ માટે કહે છે કે :

"સાધો સહજ સમાધિ ભલી,
સાંઇ તેં મિલન ભયો જા દિન તે
સુરતિ ન અનંત ચાલી.
આંખ ન મૂદું, કાન ન રૂંધું, કાયા કષ્ટ ન ધરું,
ખૂલે નૈન મેં હંસ-હંસ દેખું, સુંદર રૂપ નિહારું." –કબીર

અખાભગતે પણ જણાવ્યું છે કે :

"અબ મોહે આનંદ અદ્‌ભુત આયા,
ક્રિયા કરાયા કછુ ભી નાહીં, સહેજે પિયાજીકો પાયા."

પ્રીતમ પણ આ બાબતને સમજાવતાં કહે છે કે :

"સહેજ દશા સબસે ભલી, જો ઉપજે ઉર આયા,
કહે પ્રીતમ સંસારકુ જીતે નિશાન બજાયા."

ભક્તો અને સંતો યોગસાધના કરવા કોઈ ગુફામાં ગયા હોય તેવું ઓછું બન્યું છે જીવનચરિતના આધારે કહી શકાય કે હરિજન ભક્તકવિઓમાંથી ત્રિકમસાહેબ અને બાળકસાહેબે યોગસાધના કરી હતી. પરંતુ આ અપવાદ ગણાવી શકાય. આ ભક્તકવિઓ માનવસેવા, પ્રભુસ્મરણ અને પ્રભુ તરફનો અપાર પ્રેમ, પ્રેમભક્તિ અને તેમાં સતગુરુએ આપેલા નામનો સતત જપમાળ થતાં સહેજે દેહભાન થતાં પરિબ્રહ્મને પામી શકાય છે સંતભક્તોની દરેક ક્રિયા એ પ્રભુ માટેની બની જતાં સહજયોગ થઇ જાય છે. યોગના સાધકોને જે દર્શન દુર્લભ હોય છે તે ભક્તકવિઓને સહેજે થઇ જાય છે.

**૩. પ્રેમલક્ષણા ભક્તિ :** ભક્તિ માટે કહેવાયું છે કે :

'सापरानुरक्तिरीश्वरे' 'ઈશ્વરમાં પરમ અનુરાગ યાને પરમ પ્રેમ એ જ ભક્તિ છે." –મહર્ષિ શાંડિલ્ય

"ભક્તિસૂત્ર"માં દેવર્ષિ નારદ પણ જણાવે છે કે : 'सात्वस्मिन् परमप्रेमरूपा' તે પરમેશ્વરમાં અતિશય પ્રેમમય થઈ જવું એ જ ભક્તિ છે. 'अमृतस्वरूपा च' અને તે અમૃતરૂપ છે.

પરમાત્માનું સતત રટણ કરવું અને આપણાં બધાં કર્મો જાણે કે તેનાથી જોડાયેલાં હોય તેવું અભિન્ન બનીને એક ક્ષણ પણ હરિનું વિસ્મરણ ન થાય તે

પ્રેમલક્ષણા ભકિત છે. પ્રભુનું ક્ષણમાત્ર જો વિસ્મરણ થાય ને તેમાં અત્યન્ત વ્યાકુળતાનો અનુભવ થાય તેનું નામ સાચી પ્રેમભકિત. મીરાં આ માટે કહે છે કે : "પ્રેમ–આંસુ ડાર ડાર અમરવેલ બોઈ" અર્થાત્ 'મેં' તો પ્રેમ–આંસુડાં ઢાળીઢાળીને અમરવેલ વાવી છે." આ પ્રેમલક્ષણા ભકિત દ્વારા આ અમરવેલના માર્ગે અનેક સંતો ગયા છે. આ પ્રેમલક્ષણા ભકિત ભાગવતમાં જોવા મળે છે. જયદેવનું 'ગીત–ગોવિંદ", ચૈતન્ય મહાપ્રભુનાં પદો અને મીરાં તથા નરસિંહની પ્રેમલક્ષણા ભકિતથી કોઈ અજાણ નથી.

હરિજન ભકતકવિઓમાં યોગરહસ્ય વિશેષ છે. તેમાં ભકત તરીકે પરબ્રહ્મ તત્ત્વ સાથે મળવાનો તલસાટ હોય છે. પરંતુ આ સંતોમાં નિર્ગુણધારા વિશેષ છે. શુદ્ધ પ્રેમલક્ષણા ભકિત દાસી જીવણમાં જોવા મળે છે. દાસી જીવણનાં પ્રેમલક્ષણાનાં પદોમાં જે ભાવ નિરૂપિત થયેલ છે તેમાં નરસિંહ, મીરાં અને દયારામની પ્રેમલક્ષણા જેટલી ભાવની ઉચ્ચતા જોવા મળે છે. દાસી જીવણનાં પદો આજે એટલાં મીઠાશથી ગવાય છે કે જાણે તેઓ સૌરાષ્ટ્રની મીરાં ન હોય ! એ દાસી જીવણને આ સંતસમાજ રાધાના અવતાર તરીકે પૂજે છે.

"જીવણ જગમાં જાગિયા, નરમાંથી થિયા નાર,
દાસી નામ દરસાવિયું, એ રાધા અવતાર."[૬]

દાસી જીવણની વાણીમાં સ્પષ્ટપણે રાધાની આરજૂ જોવા મળે છે. કૃષ્ણ પ્રત્યેની વિરહવ્યથા પ્રેમભકિત દર્શાવે છે. મીરાંએ સ્ત્રીભાવે ગિરધર ગોપાલને ભજ્યા તે સ્ત્રીસહજ ગુણ છે. પરંતુ જેમ દયારામે પુરુષ હોવા છતાં સ્ત્રીભાવે કૃષ્ણની પ્રેમભકિત કરી છે અને નરસિંહ મહેતાએ પણ પુરુષ હોવા છતાં સ્ત્રીભાવે કૃષ્ણની ભકિત કરતાં કહી ઊઠે છે કે :

"પુરુષ–પુરુષોતન લીન થયું માહરું, સખીરૂપે થયો મધ્ય ગાવા."

અહીં નરસિંહની દેહદશા ટળી ગઈ હોય તેમ લાગે છે. આ પ્રેમભકિતની પરાકાષ્ઠા છે. તે પ્રમાણે દાસી જીવણ પણ કહી ઊઠે છે કે :

"મેં તોરી દાસી પિયા મેં તોરી દાસી."

આ દાસીભાવ પ્રેમભકિત દર્શાવે છે. પ્રેમલક્ષણા ભકિતનો બીજો અણુસાર ત્રિકમસાહેબમાં જોવા મળે છે.

"પ્રેમે વીંધાણા મારા પ્રાણ,
સતગુરુએ માર્યા શબ્દોનાં બાણ."
"પ્રેમની પ્રેમની પ્રેમની રે,
વાલે મારે, મને મારી કટારી પ્રેમની રે."

પ્રભુએ પ્રેમની કટારી મારી અને સતગુરુએ શબ્દોનાં બાણ મારીને પ્રેમ ભક્તિ દર્શાવી તેમ ત્રિકમસાહેબ જણાવે છે. છતાં આ કવિમાં યોગ રહસ્ય વિશેષ જોવા મળે છે. સગુણ પ્રેમલક્ષણા ભક્તિનાં લક્ષણો જેટલાં દાસી જીવણમાં સ્પષ્ટ થાય છે તેટલા પ્રમાણમાં ત્રિકમસાહેબમાં સ્પષ્ટ થતાં નથી. ત્રિકમસાહેબ તો જાણે આત્મા અને પરમાત્માનો પ્રેમ અને આત્મા–પરમાત્માના મિલન માટે જે તલસાટ અનુભવતા હોય તે સૂક્ષ્મ ભાવ તરફ વિશેષ ઢળેલા છે. જ્યારે દાસી જીવણ સ્પષ્ટપણે રાધા અને કૃષ્ણનાં પ્રતીકો દ્વારા પ્રેમભાવ પ્રગટાવે છે. ત્રિકમસાહેબની એ વાણીમાં કૃષ્ણભક્તિ સ્પષ્ટ થતી જોવા મળે છે, જેમકે :

"જમુનાને કાંઠે જાદવો, કરસન છે કિરતાર,
મોહનના સંગે મોરલી, રાગ વેરે છે મલાર."
"પેરલ પિતામ્બર, શિર પર છત્ર,
હાથે પેરલ વીંટી હેમની,
મને મારી કટારી પ્રેમની."

જમુનાને કાંઠે કૃષ્ણ મોરલી વગાડે અને પીળાં પીતામ્બર, શિરછત્ર અને હાથે વીંટી હેમની ત્યાં સ્પષ્ટ કૃષ્ણનું ચિત્ર ઉપસાવ્યું છે, અને આ કૃષ્ણે મોરલી વગાડી અમારાં ચિતડાં ચોરી લીધાં છે ને પ્રેમ-કટારી મારી છે, ત્યાં સ્પષ્ટ પ્રેમલક્ષણા ભક્તિ જોવા મળે છે.

દાસી જીવણ રાધાભાવે કૃષ્ણના પ્રેમમાં ચકચૂર જણાય છે. કૃષ્ણ વગર રહી ન શકાય, સુધબુધ પણ રહી નથી તેવો ભાવ તેમનાં પદોમાં જોવા મળે છે, જેમકે :

"કોક તો વિલ્યાતીડે સુજને કેફ કરાયો, રે,
ફરું છું હું તો ઘેલીતુર,
બાઇચું મને સામળીએ કરી છે ચકચૂર." –દાસી જીવણ

કેફ ચડ્યો છે ને તેમાં હું ઘેલીતૂર ફરું છું. વળી આ ફરિયાદ પણ કોઇને કરી શકાય તેમ નથી, કારણકે જે મોહનવરે કામણ કરેલ છે તે તો ચૌદ

વિદ્યાનો જાણકાર છે. તેમાં બીજા કોઈનું કામણ કામ લાગે તેમ નથી એમ કવિ કહે છે. આ કામણ કવિને ગમે છે, એટલે તો કહે છે કે :

આવો વાલા ! કરીએ વાતું,
તમ વિણ નથી રે' વાતું." – દાસી જીવણ

આવો કૃષ્ણ, તમારા વગર હું રહી શકું તેમ નથી, અને હવે તો,

"મારા નાથજીનાં નેણાં ઉપરે હું તો ઘડીયે ઘોળી જાઉં,
શીદ કરું એકાદશી, શીદ ત્રીજે ટંક ખાઉં." – દાસી જીવણ

બાહ્ય ક્રિયાકાંડ કે ઉપવાસની પણ જરૂર નથી રહી મારો જગનો જીવણ મોહનવર છે, પછી બીજાની શી જરૂર છે ? જે રીતે રાધા કૃષ્ણ સાથે મીઠું રૂસણું કરતી તે પ્રમાણે દાસી જીવણ પણ કનૈયાની સાથે રિસાય છે ને કહે છે કે :

"મારે કોણ બોલે રે કોણ બોલે ?
કપટીડા કાન સાથે કોણ બોલે ?" – દાસી જીવણ

અહીં રાધા અને કૃષ્ણનો ભાવ પ્રણયનો છે. તેમાં દાસીભાવ નથી. તે હકથી બોલવાની ના પાડે છે, જ્યારે તેનાં બીજાં પદોમાં નમ્રતા, દાસીભાવ વિશેષ છે.

"ચરણું કી દાસી મેં તેરી હે મેરમ,
જલદી ખબર લ્યો મેરી રે." – દાસી જીવણ

"દાસી જાણીને મુને દરશન દે,
સંત ઓધારણ ધીરે આવો શામળિયા રે." –દાસી જીવણ

"મજરો મારો માની લિયો,
હું નોકર તારા નામની." – દાસી જીવણ

જીવણ નામાચરણ આગળ દાસી લગાડીને પોતાની ભક્તિ દાસી ભાવની છે તેવી નમ્રતા દર્શાવે છે. તેમ છતાં દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિમાં રાધા અને કૃષ્ણ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

"માતાજી મોહનને રે....કે' જે તારા કનુડાને."–દાસી જીવણ

"મારે મો'લે માવો આવે, લૂંટી લૂંટી માખણ ખાવે,
વાલો મારો વેણુ બજાવે, રાસરંગ ઘણા લાવે."–દાસી જીવણ

"જસોદાજી માડી રે વારે તારા વિઠ્ઠલાને,
સાનમાં સમજાવી રે કે'જે તારા કાનજીને."–દાસી જીવણ

"શીદને રોકો છો, મુને આવા રે,
　　દીઓને જળ ભરવાને જાવા રે.

ગાયું ને ભેંસુ મારી તરસે મરે છે,
　　તેને જાવું છે પાણી પાવા રે."–દાસી જીવણ

કાનુડાની માખણ લૂંટી ખાવાની ફરિયાદ જશોદાજીને કહીને સાનમાં સમજાવવાનું જણાવે છે. વાલો બંસી વગાડીને વૃંદાવનમાં રંગે રાસ રમાડે છે. તેની સાથે રિસામણાં-મનામણાં થાય છે. તેમાં ઘણી વખત મોડું થાય, તેની ગોપીની ફરિયાદ પણ છે. નરસિંહ મહેતાના રાસ અને દાણલીલાનાં પદો સાથે સરખાવી શકાય તેવા પદો અહીં દાસી જીવણનાં જોવા મળે છે.

પ્રેમલક્ષણા ભક્તિથી દાસી જીવણ વીધાયેલા છે, તેની પ્રતીતિ તેમનાં કટારીના ચાર પદોની રચના દ્વારા જોવા મળે છે. સંતોએ આ કટારીના પ્રતીક દ્વારા પ્રેમના વિરહની વેદના પ્રગટાવેલ છે.

"કલેજા–કટારી મોહની કટારી રે,
　　મારી મુને આવજીડે." – દાસી જીવણ

આ પ્રેમની કટારીનો ઘા મોહનવરે બળ કરીને મારેલ છે તે ઘણો ઊંડો ઊતરી ગયો છે. જ્યાં હરિનો ઘા હોય ત્યાં કોઈ વૈદ્યની દવા પણ કામ આપી શકે તેમ નથી. જડીબુટ્ટી કોઈની તેમાં કામ લાગે તેમ નથી. હરિએ આ કટારી મંત્ર ભણીને, કરામત કરીને, જાદુગરી કરીને મારી છે. તેમાં બીજો કોઈ ઉપાય કામ લાગે તેમ નથી. આ પ્રેમ વેદના કવિને ઘણી ગમતી હોય તેમ જણાય છે. તેથી તો કવિ અભિસારે નીકળે છે, સોળે શણગાર સજીને નીકળે છે.

"ચોળ મજીઠી ચૂંદડી, માંઈ કસુંબી રંગ,
અળગા રહી વાતું કરો, અભડાશે માંઈલાં અંગ રે."
　　– દાસી જીવણ

દાસી જીવણનાં પ્રણયપદોમાં મર્યાદા જોવા મળે છે. આવાને દૂર રહેવાનું કહે છે. નહીંતર મારું અંગ અભડાશે તેમ જણાવે છે. જે રીતે દયારામ અને

નરસિંહનાં પદોમાં પ્રણયરાગ શૃંગારમાં પરિણમે છે તેવું અહીં થતું નથી. પ્રભુમિલનનો તલસાટ છે, પણ તેમાં ભક્તિભાવ કેન્દ્રમાં છે.

"દાસીને તેડી રે જાજો તમારા દેશમાં,
ધોળુંડાં વસ્તર મારે અંગડે વિરાજે
મારે ફરવું કાપડીઓના વેશમાં." – દાસી જીવણ

ભક્તોની સાદગી દર્શાવીને દાસી જીવણ પ્રભુ ખાતર વેરાગણ થવાનું કહે છે:

"શામળા કારણ સ્વાંગ ધરી, પેરું ભગવો વેશ,
એમ કરતાં હરિ નંઇ માને તો,
વેરાગણ થઇ ત્યાગું દેશ રે." – દાસી જીવણ

હરિને મેળવવા સર્વસ્વ–સમર્પણ–ભાવ જે પ્રેમલક્ષણા ભક્તિનું મહત્ત્વનું અંગ છે તે દાસી જીવણમાં જોઇ શકાય છે. દાસી જીવણનાં પદોમાં પ્રેમભક્તિના જુદાજુદા ભાવો–પ્રભુના માટે વિરહ વ્યથા, મિલનનો આનંદ, રિસાવું, ફરિયાદ કરવી, વગેરે જોવા મળે છે. હરિજન ભક્તકવિઓમાં સૌથી મોટા પ્રેમલક્ષણા ભક્તિના કવિ તરીકે દાસી જીવણનું સ્થાન છે. એટલું જ નહી, પણ સમગ્ર ગુજરાતી સહિત્યમાં તેઓની પ્રેમલક્ષણા ભક્તિ વિશેષ ધ્યાન ખેંચે તેવી છે.

પ્રેમલક્ષણા ભક્તિના સવર્ણ સંતકવિઓનાં અનેક પદો જોવા મળે છે. મધ્યાકાલીન સંત–સાહિત્યમાં પ્રેમલક્ષણાના પદો સૌથી વિશેષ જોવા મળે છે. રાધા અને કૃષ્ણનાં પ્રણય–પાત્રોને આજે પણ કવિઓ પોતાના કવનમાં સ્થાન આપે છે. આ પ્રેમભક્તિમાં મીરાં, નરસિહ અને દયારામ પ્રથમ પંક્તિમાં આવે છે. મીરાં તો કહે છે કે :

"મૈં તો પ્રેમદીવાની મેરા દર્દ ન જાને કોઇ."

હું પ્રેમમાં દીવાની બની છું. મારું દર્દ કોઇ જાણી શકે તેમ નથી.

"મારે પૂરની છે પ્રીત્યું રે,
બાળાપણની પ્રીત્યું રે,
ઓધા ! મંદિર આવજો રે." – મીરાં

"કે' જો સંદેશો ઓધા કાનને રે,
તમે છો માયલા ઓધાર જી રે." – મીરાં

પ્રેમનાં આંસુ સારતી મીરાં ગિરિધરને વરેલી છે. તેનો માંયલો આધાર કહે છે. તેના માટે વિરહ, મિલન, તલસાટ અને ભક્તિરાગ અનેક પદોમાં પ્રગટ કરેલ છે.

નરસિંહ મહેતાની પ્રેમલક્ષણા ભક્તિ તેનાં અનેક પદોમાં જોઈ શકાય છે.

"હરિ વિના રહી ન સકૂં, મારી આલી, વાહલે નેણ બાણ વીંધ્યું રે,
ચિત્ત ચતુર્ભુજિ ચોરી લીધું, કાહનડે કામણ કીધું રે." – નરસિંહ

"વહાલે ફોડયાં મહીનાં માટ, વસ્ત્રો તાણી રે,
લૂંટી વનમાં સહિયર સાથ, રાધા રાણી રે." – નરસિંહ

નરસિંહની પ્રેમલક્ષણા ભક્તિમાં રાસસહસ્ત્રપદી, શૃંગારમાળા, દાણલીલા જોવા મળે છે. તેમાં કૃષ્ણ તરફનો રાસ રમ્યાનો આનંદ, વર્ષાને વસંતના આનંદ સાથે મિલનની ઘડીઓ દર્શાવી છે. તેમાં મહી લૂંટીને દાણ ન આપી માંડી વઢવાડ પણ દર્શાવી છે. નરસિંહનાં પદોમાં શૃંગાર પણ જોવા મળે છે. જ્યારે આ શૃંગાર સ્થૂળ થતો દેખાય છે ત્યાં તેઓ કહે છે કે :

"તમે જાણો વિષયરસ ગાયો, મારો હરિશું પ્રેમ ઉભરાય,
હરિલીલા શણગાર જ ગાતાં, વિષયી નહીં કહેવાય." – નરસિંહ

ભક્તિ વિષયમુક્ત છે, તેમાં પુરુષાતનનો ભાવ રહેતો નથી, માત્ર ગોપીભાવ રહે છે.

દયારામની પ્રેમલક્ષા ભક્તિમાં સ્ત્રીસહજ ભાવો સવિશેષ જોવા મળે છે. તેમનાં પદોમાં રાધા અને કૃષ્ણના પ્રણયરાગનું નિરૂપણ થતું જોવા મળે છે.

"હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?
વારેવારે સામું ભાળે, મુખ લાગે મીઠું." – દયારામ

સ્ત્રી સહજ શરમના ભાવો દયારામ ઘણી નાજુકાઈથી પ્રગટાવી જાય છે.

દાસી જીવણે પ્રેમકટારીનાં પદો રચ્યાં છે. તેમ અન્ય સંતોમાં પણ આ પ્રેમકટારીનાં પદો જોવા મળે છે :

"મને મારી વ્હાલે નેણકટારી રે, સજની, હું તો નહીં જાવું,
મારે ઘાવ લાગ્યો અતિ ભારી રે, દરદે પાણી હું નહીં પીઉં,
એક કટારી બીજી મારી છે ભાલે, હાં રે ચકચૂર કીધી છે નંદલાલે રે,
પ્રેમ–કટારી મારા અંગમાં વાગી, હાં રે મેં તો જીવન આશા ત્યાગી રે."
– પ્રેમાનંદસ્વામી

પ્રેમાનંદસ્વામીની પ્રેમકટારીની સરખામણીમાં રવિસાહેબની પ્રેમકટારી સૂક્ષ્મ ભાવરૂપે સતગુરુના શબ્દદેહે પ્રગટ થતી જોવા મળે છે.

"સો સાલે નિશદિન રે મોહે લાગી પ્રેમકટારી,
ઐસી લાગી સતગુરુ શબદકી, ખૂંચી કલેજા માંઇ." –રવિસાહેબ

રવિસાહેબની પ્રેમલક્ષણા ભકિત રાધાકૃષ્ણના સ્થૂળ ભાવને બદલે આત્મા અને પરમાત્માનો સૂક્ષ્મ ભાવ જોવા મળે છે. રવિસાહેબનો મેરમ (બ્રહ્મ) સર્વવ્યાપી જોવા મળે છે તેથી તો કવિ કહે છે કે :

"સખી ! ઉંચું જોઉં તો હરિ આસમાનમાં,
હેરીને જોઉં તો હરિ હેઠા રે,
સખી ! સૂઇને જોઉં તો ઝગકે સોડયમાં.
જાગીને જોઉં તો તખત પર બેઠા રે,
સખી ! પરણેલી પિયુજીને વિનવે,
કુંવારી કંથમાં શું જાણે રે !
સખી ! કુંવારી રમે ઢીંગલે–પોતીએ,
મેરમને શું માણે રે !" – રવિસાહેબ

જેને ભગવાન મળ્યા, જેને પરિબ્રહ્મની પ્રાપ્તિ થઈ હોય તે મેરમ પિયુના પ્રેમને સમજી શકે. જેણે એક વખત પ્રિયતમની લીલા નિહાળી છે તેને ઊંચે આકાશમાં કે નીચે ધરતી ઉપર, સૂતાં, જાગતાં ચારે તરફ તેનાં દર્શન થાય છે.

"જોઉં હું વાલીડા તારી વાટ,
વેરાગણ થૈને રે,
વનવન ફરું હું ઉદાસ,
હાથે જંતર લૈને રે." – મૂળદાસ

સંત મૂળદાસ તો હાથમાં જંતર લઇને વૈરાગી થઈ વિરહમાં ઉદાસ થઇને વનવન ભમે છે. અહીં કવિ પ્રેમભકિતને ભાવવાહી સ્વરૂપ આપી શકયા છે.

મોરારસાહેબની પ્રેમલક્ષણા ભકિતમાં રાધા–કાન પ્રતીક બનીને આવે છે. તેઓ તો પત્ર પાઠવે છે કે :

"લાવો લાવો કાગળીઓ ને દોત, હરિને લખીએ રે,
એવો શો છે અમારો દોષ ? નાવ્યા ફરીને રે ?

જાવ જાવ ધુતારા કાન, તમે છો બહુરંગી રે,
તમે કોઈનાં ન રાખ્યાં માન, ઘણાંના છો સંગી રે."

– મોરારસાહેબ

"મારું ચિતડું ચોરાયેલ રે, મનડું વિંધાયેલ રે,
કોડીલા વર કાન સે,
હરિ વિના વાઘેલ મોહને વૈરાગ રે,
ઓધાજી, વાતું કો'ને કૈયેં ?" – મોરારસાહેબ

પ્રેમલક્ષણા ભક્તિમાં ભક્તના હૃદયનો અંતર-તલસાટ જુદાજુદા રૂપે પ્રગટે છે. તેમાં દાસી–ભક્તિ આવે છે, પ્રિયતમ–પ્રિયાત્માના રિસામણાં–મનામણાં પણ જોવા મળે છે, તો ક્યાંક તીવ્ર વિરહવ્યથા પણ જોવા મળે છે ક્યારેક શૃંગારરૂપે મિલન અને મૂર્ચ્છા પણ જોવા મળે છે. ખરું તો આત્મા અને પરમાત્માનું મિલન છે, તેમાં ભક્ત અને ભગવાન વચ્ચેની પ્રેમલીલા છે. આ પ્રેમભક્તિમાં સંપૂર્ણ આધીનતા છે. મીરાંબાઇ કહે છે કે :

"પ્રેમને તાંતણે બાંધી હરિજીએ,
જેમ તાણે તેમ તેમની જી રે."

હું હરિના પ્રેમના તંતે બંધાયેલી છું. તેઓ જેમ તાણે તેમ તેમની છું. સંતોએ બ્રહ્મને પામવા માટે આ પ્રેમલક્ષણા ભક્તિ અપનાવી છે હરિજન ભક્તકવિઓ અને સવર્ણ સંતોએ પ્રેમભક્તિ સ્વીકારેલી છે. નરસિંહ મહેતાએ પરિબ્રહ્મ તત્ત્વને પ્રાપ્ત કરવા માટે એક માર્ગ દર્શાવ્યો છે કે :

"પ્રેમના તંતમાં સંત ઝાલે." – નરસિંહ

**૪. ગુરુમહિમા :**

"गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥"

ગુરુ એ જ બ્રહ્મા છે, ગુરુ એ જ વિષ્ણુ છે, ગુરુ એ જ મહાદેવ છે, ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે. તે શ્રી ગુરુજીને હું નમસ્કાર કરું છું. ગુરુનો મહિમા ભારતીય સંસ્કૃતિનું એક પરમ લક્ષણ છે.

સંતપરંપરામાં ગુરુ-માહાત્મ્ય સૌથી વિશેષ છે. ગુરુની કૃપા વગર બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, ગુરુના માર્ગદર્શન વિના મુક્તિ મળતી નથી આત્મા અને પરમાત્મા વચ્ચે અજ્ઞાનનું જે અંધારું છે તે ગુરુની કૃપાથી જ દૂર થાય છે. ગુરુનો મહિમા પરમાત્માથી પણ મોટો માનવામાં આવ્યો છે.

"गुरु गोविंद दोऊ खडे, काके लगूं पाय ।
बलिहारी गुरु आपनी, जिन गोविंद दियो बताय ।।" –कबीर

ગુરુની કૃપા વગર ગોવિંદનાં દર્શન થતાં નથી. એટલે જ વેદ, ઉપનિષદ અને સંત-કવિઓ ગુરુમહિમા દર્શાવે છે. હરિજન ભક્તકવિઓની વાણીમાં ગુરુમહિમાનાં પદો અનેક જોવા મળે છે.

"ગુરુમાં ગોવિંદ, ગોવિંદમાં ગુરુ,
અલખ પુરુષ એકતારા." – ત્રિકમસાહેબ

"સંતની સેવા, ગુરુની ભક્તિ, અવિચળ રૂડો ઉપાય,
આધીનતા રાખો અંતરમાં, તાકુ કાળ ન ખાય."
– ભીમસાહેબ

"ગુરુની સેવાએ અભેપદ પામીએ, ગુરુ સેવા વર્ણવી ન જાય,
અનંત મહિમા ગુરુજી તણો, સતગુરુ સમરે કારજ થાય."
– દાસી જીવણ

"ગુરુ મળે તો મને જ્ઞાન બતાવે, આયે અક્કલ કયાંથી લાવું."
– પીઠો ભગત

"ગુરુ ગમ વચન હૃદયે ન ધર્યો, ગમ વિના ફરે ગાંડો."
– મેઘ જીવો

"ભીતર સતગુરુ મળિયા,
બેની ! મુને ભીતર સતગુરુ મળિયા રે,
વરતાણી આનંદલીલા." – કરમણ ભગત

હરિજન ભક્તિકવિઓમાં ગુરુમહિમા વિશેષ હોવા પાછળનું એક મહત્ત્વનું કારણ એ પણ આપી શકાય કે, આ સંતો નિજારપંથી છે. નિજારપંથમાં ગુરુને સર્વસ્વ માનવામાં આવે છે. આ ધર્મની ગુપ્તવિધિ, મંત્રો અને ગુપ્તજ્ઞાન ગુરુ દ્વારા આપવામાં આવે છે. એટલું જ નહીં, પણ નિજારપંથના પાટનાં દર્શન

કરી, ગુરુગમનો ગુપ્ત પ્યાલો પીવાનું પણ ગુરુ વગર શકય નથી. સમગ્ર સમાજમાં જેને ગુરુ ન હોય તે "નુગરો" ગણાય છે ને તેનું સ્થાન સમોત નીચુ છે. તેનું મોઢું જોવામાં પણ પાપ માનવામાં આવે છે ગુરુ દ્વારા પાટમા રહેલ બ્રહ્મજ્યોતનાં દર્શન કરીને દેહમાં રહેલ બ્રહ્મજ્યોતનાં દર્શન, પરિબ્રહ્મનાં દર્શન સતગુરુ દ્વારા જ થતાં હોય છે. અજ્ઞાન–અંધારું ગુરુકૃપાએ દૂર થાય છે. મનમાં જાગતા સંશયો, શંકાઓ ગુરુના માર્ગદર્શનથી દૂર કરી શકાય છે. દાસી જીવણને જ્યારે સંશય થયો ત્યારે તેના ગુરુ ભીમસાહેબે પત્ર દ્વારા ગુરુબોધ આપેલ છે:

"જીવણ જીવને જિયાં રાખીએ, વાગે અનહદ તૂરા રે,
ઝિલમિલ જ્યોતું ઝળાહળે, વરસે નિરમળ નૂરા રે."

– ભીમસાહેબ

જીવણ જીવને સ્થિર કરીને રાખો. આ કાયામાં જળહળ જ્યોત પ્રકાશી રહી છે. તેમાં જ ધ્યાન કેન્દ્રિત કરો. ગુરુનો મહિમા આ સંતોએ અનંત કહ્યો છે તેની સેવા વર્ણવી ન શકાય તેવી છે. પીઠા ભગતે તો નમ્રતાથી કહી દીધું કે ગુરુ વગર અકકલ કયાંથી લાવું ? ગુરુ મળે તો જ્ઞાન આપે. આ જીવનમાં રહેલ અજ્ઞાન–અંધારું જે જીવ અને શિવ વચ્ચેનો બારીક પડદો છે તેને તોડવાનું ગુરુ વગર શકય નથી.

ગુરુ એ જ ગોવિંદ છે અને ગોવિંદમાં ગુરુ છે તેમ ત્રિકમસાહેબ જણાવે છે સદ્ગુરુની કૃપા હોય તો ભીતર રહેલા સતગુરુને પામી શકાય છે. કરમણ ભગત તેથી તો કહે છે કે : "બેની, મુને ભીતર સતગુરુ મળ્યા." અહીં જે ભીતર સતગુરુની વાત કરેલ છે, તે ગુરુ એટલે ગોવિંદ, પરમતત્ત્વ. આ ભીતરના સતગુરુને ઓળખવા માટે મર્મી, જ્ઞાની ગુરુ હોવા અનિવાર્ય છે. હરિજન ભકતોનું મહાધર્મનું સાહિત્ય ગુરુમુખી રહ્યું છે. તેની ગુપ્ત ચાવીઓ ગુરુજીના હાથમાં રહી છે. વળી આ જ્ઞાન ગુરુ સિવાય બીજો કોઇ જાણતો હોય છતાં પણ કહી શકાય નહીં તેવો આ ધર્મનો આદેશ છે. મહામાર્ગમાં ગુરુ સિવાય કોઈ આરોઓવારો નથી. આ પ્રકારના જાણકાર ગુરુઓ હાટે–વાટે મળી જતા નથી. સતગુરુની શોધ કરવી પડે છે.

દાસી જીવણે અઢાર ગુરુ કર્યાનું જાણવા મળે છે. કોઈ મર્મી સતગુરુની કૃપા ઊતરે તો અંતર અજવાળું થઇ જાય છે. આવા ગુરુની કૃપાને સંતકવિઓએ પોતાનાં પદોનાં નામાચરણમાં તેમનું નામ દર્શાવીને અહોભાવ પ્રગટ કરેલ છે.

કાયું છે કે ગુરુની કૃપા વગર બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. ગર એક પણ ડગલું આગળ વધતાં સહેજ ભૂલ થતાં થવું પડે છે. યોગમાર્ગનો પ્રવાસ જાગૃત ગુરુના માર્ગદર્શન નથી.

સંતોએ ગોવિંદ સાથે મૂકયા છે. એટલું જ નહીં, પણ આ સતગુરુ જ નિરંજનદેવ છે, તેમ જણાવ્યું છે. અહીં એક બાબત એ પણ ધ્યાન ખેંચે તેવી છે કે સંતોએ દેહમાં રહેલા આ બ્રહ્મતત્ત્વને ગુરુની ઉપમા આપેલ હોય તેમ લાગે છે.

'નાથ નિરંજન ધારી રે અલખ તારી રચના ન્યારી ન્યારી,
આ દેહમાં મારો સતગુરુ બેઠા–નાથ નિરંજન ધારી' –દેવાયત

જે નિરંજન–તત્ત્વ છે એ જ સતગુરુ છે તેમ જણાવે છે. દેવાયત પંડિત પ્રભુને ગુરુપદે સ્થાપે છે. "ગુરુ તારો પાર ન પાયો રે" તેમ કહે છે ત્યારે એ ગુરુનો અર્થ કવિએ "પ્રથમીના માલેક તારો હોજી" કર્યો છે. રવિસાહેબે સ્પષ્ટ જણાવ્યું છે કે "હરિ વિના કોઈ સદગુરુ નથી." ભકતકવિઓ કહે કે "તું તારો ગુરુ થા." ત્યાં આપણા દેહમાં રહેલા પરબ્રહ્મતત્ત્વને જ ગુરુ બનાવવાનો આદેશ આપ્યો હોય તેમ જણાય છે.

ગુરુપરંપરામાં સ્ત્રીઓને પણ સ્થાન આપવામાં આવે છે. શ્રી મેઘાણીભાઈએ નોંધ્યું છે કે: "લોયણ પ્રબોધે છે, લાખો સવિનય સાંભળે છે, નારી ગુરુ બને છે ને નરને ઠેકાણે લાવે છે. ભજન–સાહિત્યની અંદર આ એક પરંપરા જ બની છે. તોળલદે જેસલને, રૂપાંદે માલદેવને, ડાળલદે રાવત રણશીને, એમ સંબોધતાં બતાવ્યાં છે. નારીનું આસન સદાય ઊંચું છે. નારીની સામે શિષ્યભાવે ઊભતાં સાવજ સરીખો નર પણ શરમાયો નથી.' "[૭]

ગુરુમહિમા દરેક સંતકવિએ વર્ણવ્યો છે. તેમાં જ્ઞાતિ, પ્રદેશ કે ભાષાના ભેદ પાડી શકાય નહી. ગુરુમહિમા દર્શાવતાં ગુરુનાનક કહે છે કે:

'બિનુ સતિગુર કિનૈ ન પાઇઆ બિનુ સતિગુર કિનૈ ન પાઇઆ,
સતિગુર વિચિ આપું રખિઓનું કરિ પર ગટુ આખિ સુણાઈઆ.
સતિગુર મિલિ એ સદા મુકતુ હૈ જિનિ વિચહુ મોહુ ચુકાઇઆ,
ઉતમુ એહુ વીચારુ હૈ જિનિ સચે સિઉ ચિતુ લાઈઆ, જગજીવનું દાતા પાઇઆ.
– ગુરુ નાનક

સતગુરુ વિના પરમાત્માને કોઈએ પ્રાપ્ત કર્યો નહોતો, કોઈએ કદી પ્રાપ્ત કર્યો નથી. સતગુરુમાં એ પોતે જ રહ્યો છે. ગુરુએ તેને પ્રગટ રીતે કહી બતાવ્યો. સતગુરુના મળવાથી સહાય મુક્તિ મળે છે, તે અંદરથી મોક્ષ મુકાવે છે. સર્વોત્તમ એ વિચાર છે કે જેમણે પરમાત્મા સાથે ચિત્ત જોડી દીધું તેમને જગના જીવનદાતા પ્રાપ્ત થયા છે.

સવર્ણ ભક્તકવિઓની વાણીમાં પણ ગુરુમહિમા આટલો જ ઉજ્જ્વલ રીતે ગવાયો છેઃ

"ગુરુ બિન જ્ઞાન ન ઉપજે, ગુરુ બિન મિલે નહિં ભેદ,
ગુરુ બિન સંશય ના મિટે, જય જય શ્રી ગુરુદેવ."–દીન દરવેશ

"ગુરુના ગુણનો નહિ પાર, ભગતી છે ખાંડાની ધાર,
નુગરા ક્યા જાણે સંસાર, એનો એળે જાય અવતાર." – તોરલ

"ગુરુ વિણ મર્મ ન જાણે,
કોઈ જન ગુરુ વિણ મર્મ ન જાણે !
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે." – છોટમ્
"ગુરુજીએ હાથ ધર્યો શિર ઉપર,
ઝલહલ જયોતું દરસાણી." – ભેરવનાથ

"અગમ ગુરુ થકી નિગમ શિષ્ય નીપન્યા,
તે બ્રહ્મની વાતનો ભેદ જાણે." – નરસિંહ

"અખા ગુરુકૃપા વિના, રખે કરે હરિની આશ,
શિખે સુણે કહે કથે, કાંત્યું થાય કપાસ." – અખો

"ગુરુ પદ પંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય,
શિવ વિરંચી ને શારદા, ગુરુના જશ ગાય." – પ્રીતમ

૫. પ્યાલો : ભજનવાણીમાં 'પ્યાલો' શબ્દ આવે છે. તેમાં એવી માન્યતા છે કે ગુરુ અભિમંત્રિત જળનો પ્યાલો શિષ્યને પિવડાવે છે અને તેની સાથે નામ-જપ-મંત્ર આપી ગુરુ બોધ આપે છે. આથી શિષ્યનું અજ્ઞાનરૂપી અંધારું દૂર થાય છે અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. હરિજન ભક્તકવિઓમાં

પ્યાલો પીધાનું પ્રમાણ દર્શાવવામાં આવે છે. પ્યાલો પિવડાવવાની વિધિ તથા તેનું રહસ્ય આપણે આગળના પ્રકરણમાં જોઇ ગયા છીએ. આ પ્યાલો કેન્દ્રમ રાખીને આ સંતોના અનેક પદો જોવા મળે છે. તેમાં ગુરુનાં વચન, શબ્દનો પ્યાલો પીધો અને સાહેબનાં દર્શન થયાં કે પિંડમાં પરબ્રહ્મ દર્શાયા તેવું જણાવ્યું છે :

"પિયાલો દૂજો કોણ પીયે,
મારા સતગુરુએ પાયો અગાધ,
પિયાલો દૂજો કોણ પીયે રે." – ત્રિકમસાહેબ

મારા ગુરુએ પ્યાલો પાયો ને અજ્ઞાન–તાળું ખૂલી ગયું ને ભીતરની સઘળી ભોમકા ભાળી, આ ગગનમંડળમાં ચાલતો તુંહી તુંહી નાદ સંભળાવા લાગ્યો.

"મને મતવાલો પિયાલો પાયો, પીધે પ્રેમ હુદો,
જરણ મરણ વાકો નહિ, સદ્દગુરુ વચન સુધો." – લક્ષ્મીસાહેબ

આ મતવાલો પ્યાલો પીવાથી મૃત્યુને જીતી શકાય છે. વિના તેલ, દિવેટ અને કોડિયે જલતી જયોતનાં દર્શન થઇ જાય છે.

"પ્યાલો મેં પીધેલ છે ભરપૂર, દયા કરીને દીધો પ્રેમરસ પીધો,
નેનુંમે આયા નૂર, પ્યાલો મેં પીધેલ છે ભરપૂર." – દાસી જીવણ

પ્રેમભકિતનો, પ્રેમરસનો પ્યાલો પીવાથી નેનુંમા નૂર આવી જાય છે. અરજણદાસે સોળ પ્યાલાનું પદ રચીને સોળ પ્યાલા પીવાથી જે અસરો થઇ તેનું વિગતે તાત્વિક વર્ણન તેઓનાં પદમાં કરેલ છે.

"પ્યાલો ગુરુએ પાયો ને પીધા ભેળી ખબર પડી,
એવા હજુર થઇને હાલું રે, હરિના નામની હાથે છડી." – અરજણ

હરિજન ભકતકવિઓએ પ્યાલો પીધાનું પ્રમાણ આપેલ છે. તે પ્રમાણે સવર્ણ સંત કવિઓએ પણ તેઓની વાણીમાં તેનું પ્રમાણ આપેલ જોવા મળે છે.

"દેખત ચઢે સુનત હિય લાગે, સુરત કિયે તન દેત ઘુમાઇ,
પિયત પિયાલા ભયે મતવાલા, પાયો નામ મિટી દુચિતાઇ."–કબીર

કબીરસાહેબે પ્યાલો પીધાની સાથે નામ–અમલ પણ દર્શાવેલ છે. નરસિંહ મહેતાએ પણ આ આદગુરુનો પ્યાલો પીધેલ છે.

"પહેલો પિયાલો મારા સદ્દગુરુએ પાયો,  ·વી
બીજે પિયાલે રંગની રેલી,
ત્રીજો પિયાલો મારા રોમેરોમે વ્યાપ્યો,
ચોથે પિયાલે થઇ છું ઘેલી."–નરસિંહ

આ પ્યાલો પીવાથી રોમેરોમમાં નવી સ્ફૂર્તિ આવી જાય છે, દિવ્ય ચેતના પ્રગટે છે. મીરાંબાઇ પણ આ પ્રેમ પ્યાલો પીધાનું જણાવે છે:

"પ્રેમ પિયાલો મેં પીધો રે,
જીયો સંતો પિયાલો મેં પીધો."

રવિસાહેબની વાણી આત્મજ્ઞાની, રહસ્યવાદી રહી છે. તેઓ નિર્ગુણ-અદ્વૈતને સ્વીકારે છે. તેઓને પ્યાલો પીધાની સાથે અદ્વૈતને સભર ભરી પરિબ્રહ્મને નિહાળ્યા છે તેવું જણાવે છે:

"એવો પિયાલો મેં પીધો રે, લીધો હરિ લગન કરી,
એવો પરિબ્રહ્મ ભાળ્યા રે, અદ્વૈત સભર ભરી."–રવિસાહેબ

સંતવાણીમાં લખીરામનો પ્યાલો સવિશેષ પ્રચલિત છે. હરિજન ભક્તકવિ કરમણ ભગતે લખીરામનો પ્યાલો પિવડાવ્યાનું જણાવવામાં આવ્યું છે. આ પ્યાલો પીધાની સાથે લખીરામને આત્મજ્ઞાન થયાનું વાણી જણાવે છે:

"પ્યાલો અમને પાયો રે, ગુરુએ મહેર કરી,
દેહુમાં દરસાણા રે, હરો હર આપે હરિ."–લખીરામ

ભક્તકવિઓમાં ગુરુ મહિમાની સાથે પ્યાલો પીવાનું પ્રમાણ તેઓની વાણીમાં જોઈ શકાય છે. આ સંતોની વાણીના મર્મની સાથે ભોજા ભગત એકરૂપતાથી સંકળાયેલા હોય તેમ તેઓની વાણી દ્વારા લાગે છે.

"સંતો દિયા રે અગમ પર ડેરા,
પિયા પિયાલા જેણે પ્રેમરસ કેરા, નાથકું નિરખ્યા નેરા.
પ્રીત લગી પરમેશ્વર સાથે, તરીને ચૂકવિયા વેરા,
નરતે ને સરતે નજરે આવ્યા, મટયા રે અસંખ્ય અંધેરા."–ભોજો ભગત

પ્રેમને જેણે જાણ્યો છે તે જ પોતાના નાથને નેરા–નજીકથી નિરખી શકે, તેની સાથે લગ્ન કરીને વેરા-કર ચૂકવી શકે. (કર–કર્તવ્યરૂપી વેરો; સાધનારૂપી

યોગક્રિયા દ્વારા પરમ તત્ત્વ નજરે આવ્યું તેમ કવિ જણાવીને પ્રમાણ આપી જાય છે.

"સંત પરમ હિતકારી જગતમાંહી સંત પરમ હિતકારી,
પ્રભુપદ પ્રગટ કરાવત પ્રીતિ, ભરમ મિટાવત ભારી,
પરમ કૃપાલુ સકલ જીવન પર, હરિ સમ સબ દુઃખહારી."–બ્રહ્માનંદ

"સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને,
શ્વાસો શ્વાસે સમરણ કરતાં પાંચે પાતક જાય જોને."–પ્રીતમ

જગતમાં સંતો પરમ હિતકારી રહ્યા છે. માનવ સમાજમાં રહેલા દુર્ગુણોની સફાઈ આ સંતો દ્વારા થાય છે. જ્યારે સમાજમાં અન્યાય, અત્યાચાર, અવ્યવસ્થા ફેલાય છે ને ધર્મના નામે અનેક ક્રિયાકાંડ અને અંધશ્રદ્ધાઓ ફેલાય છે ત્યારે સમાજમાં સાચો ધર્મ પ્રગટાવવાનું સંતો દ્વારા શક્ય બન્યું છે. મુસ્લિમ સત્તાનાં ધર્મઝનૂન અને અત્યાચાર સમયે સમાજમાં અનેક દૂષણો ફેલાયાં હતાં. જ્ઞાતિવાદ, સ્ત્રીનું નીચું સ્થાન, ધર્મના નામે ચાલતાં ધતિંગ સમયે આ સંતસમાજે માનવસમાજમાં હિંદુધર્મની પવિત્ર ગંગા ભક્તિમાર્ગ દ્વારા વહેવડાવી છે. સામાજિક વ્યવસ્થામાં વર્ણાશ્રમના ભેદ, જ્ઞાતિના ભેદ હળવા કરી, સમાજમાં નારીનું સ્થાન પ્રતિષ્ઠાવાળું બનાવ્યું. માનવીય મૂલ્યો દયા, દાન, શીલ, સદાચાર, સત્ય, અહિંસા, સત્સંગ, હરિકીર્તન ઉપદેશ દ્વારા વિકસાવ્યાં, આ પ્રમાણે મધ્યકાલીન સંતોની વણજારે લોકસમુદાયને ઉપદેશ દ્વારા શાંતિ અને પ્રેરણા આપી.

હરિજન ભક્તકવિઓએ પોતાનાં પદો દ્વારા ગૂઢ રહસ્યોની સાથેસાથે પછાત હરિજન સમાજમાં ચાલતા કુરિવાજો, અંધશ્રદ્ધા અને ક્રિયાકાંડ સામે ઉપદેશાત્મક પદોની રચના કરી, સમાજસુધારાનું કાર્ય કરેલ છે. દરેક હરિજન ભક્તકવિની પદરચનામાં આ ઉપદેશનું તત્ત્વ અનિવાર્ય રીતે જોવા મળે છે. જે સમાજમાં તેઓ જન્મ્યા હતા તે સમાજમાં રહેલાં દૂષણોનાં કારણો અને ઉપાયોનો જાણે કે અભ્યાસ કર્યો હોય તેમ લાગે છે. દરેક ભક્તકવિએ સમાજને ઊંચે લાવવા ઉપદેશનો આશરો લીધો છે. ઉપદેશ આપતાં ત્રિકમસાહેબ કહે છે કે :

"ભક્તિના બાને મેલા મંત્રો સાધે,
વૈકુંઠ જાતાં જમડા આડા ફરે જુગમાં જુલમ કરે."

ભક્તિને નામે ભૂવાઓ અનેક મેલા દેવોની ઉપાસના કર્યાનું જણાવી અભણ અજ્ઞાન સમાજ ઉપર જુલમ કરતા હતા, તેની સામે ત્રિકમસાહેબે કહ્યું કે તેવા લોકો વૈકુંઠમાં જઇ શકશે નહી.

"જપ તપ તીરથ જોગ જુગતે,
કરણી કયાં લગી જાય.
તીન દેવને દસ અવતારા,
વાકી ખબર ન પાઇ.
અબ મન ચેત લે મેરા ભાઇ."–ત્રિકમસાહેબ

જપ, તપ, તીર્થ અને હઠયોગથી મુક્તિ નથી તેમ ચેતવણી આપેલ છે.

"ચેતન, ચેતજો રે,
આવ્યો મનુષા જનમ અવતાર,
સમરણ કર, જીવડા રે,
પ્રભુને ભજો તો ઉતરો પાર."–દાસી જીવણ

માનવ જન્મ અમૂલ્ય છે. વારેવારે ફરી માનવજન્મ મળશે કે કેમ તે નકકી નથી. માટે બ્રહ્માડંબર છોડી, આંતરખોજ કરી, નામ સ્મરણથી ભવપાર ઊતરી શકાશે માટે

"કપડા બી ધોયા સંતો અંચલા બી ધોયા,
જબ લગી મનવો ન ધોયો મેરે લાલ."–ત્રિકમસાહેબ

મન રંગાવવાની જરૂર છે. બહારથી ભગવાં કપડાં, ટીલાંટપકાં કરવાનો કોઇ અર્થ નથી. મનને હરિના ભજનનો રંગ લગાડવાની જરૂર છે

"લીધા સરખું નામ હરિનું, લઇ શકે તો લે,
દીધા સરખું દાન અન્નનું, દઇ શકે તો દે."–દાસી જીવણ

હરિનામનું સ્મરણ કરવું અને ભૂખ્યાને અન્નનું દાન કરવું એ શ્રેષ્ઠ ભક્તિ માનવામાં આવે છે. ઉપદેશ માત્ર આ બે બાબતોનો પાળવામાં આવે તો પણ જીવન ધન્ય બની જાય છે. જીવનમાં નામ સ્મરણ દ્વારા ભજનનો વેપાર કરવાનો છે. આ નામના આધારે સંસારસાગર તરી જવાય છે.

"અહીં પદારથ મોટું પામ્યા,
ભજન કરી લે ગુરુદેવનાં."–નથુરામ

ભજનોની સાથે ભક્તિ રહેલી છે અને આ ભક્તિમાં સત્સંગનો મહિમા અનેરો છે. સત્સંગ અને સંતસેવાએ અભયપદ પામી શકાય છે. સંગતની અસર મોટી માનવામાં આવે છે.

"દોરંગાની સાથે નવ બેસીએ જી,
એમાં પત તો પોતાની જાય રે."–દાસી જીવણ

કામી, કપટી, લોભી અને લાલચીની સાથે બેસવાથી તેના સંગનો રંગ આપણને લાગ્યા વગર રહેતો નથી. કાજળની કોટડીમાં ગમે તેટલું જતન કરીને જઈએ તો ડાઘ લાગ્યા વગર રહેતો નથી, તેમ ખરાબ લોકોનો સંગ તજીને સાધુ–સંતોના સત્સંગમાં રહેવું જોઈએ.

"હિંદુ મુસલમાન એક વિસ્તારા, સર્વે એક જનુનીના જાયા,
આયાં આવીને સૌ હુવા જુજવા, મારા સાયરને દરબાર એક."
–દાસ હમીરો

આ સંતોએ હિંદુ–મુસ્લિમના ભેદ દૂર કરવાનો અને જ્ઞાતિવાદ તથા અસ્પૃશ્યતા ટાળવાનો ઉપદેશ આપેલ છે. ઉપદેશનાં પદોને આધારે તે સમયની સામાજિક પરિસ્થતિનો ખ્યાલ પણ આવી જાય છે.

સવર્ણ સંતકવિઓએ પણ અનેક ઉપદેશાત્મક પદોની રચના કરેલ છે, સમાજ–સુધારણા માટે એ અનિવાર્ય હતું. જ્ઞાતિપ્રથા ને આભડછેટ એ હિંદુસમાજનું કલંક છે તેમ નરસિંહ મહેતાને લાગ્યું ને તેણે હરિજનવાસમાં જઈને ભજનો ગાયાં. જ્યારે નાગરસમાજે તેનો બહિષ્કાર કર્યો ત્યારે આ સંતે જણાવ્યું કે :

"એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે,
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે."–નરસિંહ

નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, ભોજો ભગત તથા અનેક સંતકવિઓએ તેઓની વાણી દ્વારા માનવસમાજને ઉપદેશ આપ્યો છે. અખાના છપ્પાની તીખી વાણી અને ભોજા ભગતના ચાબખા સમાજ ભૂલી શકે તેમ નથી. આ ઉપદેશાત્મક પદોનાં થોડાં ઉદાહરણો જોઈએ :

"મનસા–દેહી દેવતાને દુર્લભ, એવું રે જાણીને તમે ભજો રે હરિ.
પશુ–પંખીમાં અવતરશો, પછે દાનપુણ્ય નહિ થાય ફરી."–નરસિંહ

"રે મન! રામહૃદે ન પહેચાન્યો, કૌન તું નીંદ સોયો રે ગુમાની,
ઓસકો નીર ત્યું તન ધન-યૌવન, જયોં ધનમેં બીજુરી મુસકાની,
તાહીમેં મોતી તું પ્રોઇ લે આની, સેઇ લે સંત સદગુરુ જ્ઞાની,
ઇસ કથા ગુરુદેવે અખો કહે, ન્યારા કરે દૂધ, રહે પાની કો પાની."
– અખો.

આ પલ જાવે રે કરી લે બંનગી,
ગઇ પલ ફેર નહીં આવે રે.
શિર પર વેરી, લેશે તને ઘેરી,
સૂતે બંદા, નીંદરા કેમ આવે રે ?" – લાલદાસ

"રામ ભજન નહીં નિસ્તારા રે,
જાગ જાગ મન કયું સોતા ?" – રવિસાહેબ

"ભૂખ્યાજનને ભોજન દેવું,
તરસ્યા જનને પાણી.
કોઇ પ્રાણીને દુઃખ ન દેવું,
અંશ પ્રભુનો જાણી." – છોટમ્

"મળ્યો મનુષ્ય જન્મ અવતાર, માંડ કરીને
તે ભજ્યા નહિ ભગવાન હેત કરીને,
અંતે ખાશો જમના માર, પેટ ભરીને
માટે રામનામ સંભાળ રે." – થોભણ

"ભાઇ રે! શત્રુને મિત્ર રે એકે નહિ ઉરમાં
એણે પરમારથમાં પ્રીત રે." – ગંગાસતી

દેહ ક્ષણભંગુર છે, જુવાની દીવાની છે, આ સંસાર ચાર દિવસની ચાંદની છે. માટે મનુષ્ય-અવતાર મળ્યો છે તો હરિભજન કરી લે. ગુરુઓએ શિષ્યોને ઉપદેશ આપેલ છે તેમ કામી, ક્રોધી, લૂંટારા અને જેમના તેવા પુરુષોને સ્ત્રી-સંતોએ ઉપદેશ દ્વારા ભક્તિના લોયણે ઉપદેશ આપ્યો. જેસલ બહારવટિયાને તોરં રાવત રણસિંહને ડાળલદેએ ઉપદેશ આપ્યો છે.

વૈરાગ્ય, સંસાર–અસારતા અને ગુપ્ત રહસ્ય પણ સમજાવેલ છે. તેનો ઉત્તમ નમૂનો ગંગાસતીએ પોતાની પુત્રવધૂ પાનબાઈને ઉદ્દેશી લખેલાં પદો છે. આ પદોમાં હું અને મારું એ મમતા છોડીને કોઈની નિંદા કે સ્તુતિ પણ મૂકી, સંકલ્પ વિકલ્પ તજીને શત્રુ અને મિત્રના ભેદ પણ ન રહે ત્યાં સુધી પહોંચવાનો ઉપદેશ આપેલ છે. સંતોએ સમાજના ઉત્કર્ષ માટે વાણી દ્વારા ઉપદેશ આપ્યો છે.

**૭. સંસાર અને દેહની ક્ષણભંગુરતા :** સંતોએ સંસાર અને દેહને ક્ષણભંગુર ગણાવ્યો છે. અહીં સંસારને અસાર કહીને સંસાર છોડીને ચાલી નીકળવાનું સંતોએ જણાવ્યું નથી, કારણ કે મોટા ભાગના સંતો સંસારી હતા. તેઓને કુટુંબ, પત્ની, બાળકો હતાં અને સાથેસાથે કોઈ ને કોઈ ઉપાર્જનનું કાર્ય પણ કરતા હતા. સમાજના એક ભાગ તરીકે તેમણે સંસારવ્યવહાર ચલાવેલ છે. તે રીતે સંસાર છોડી મહાભિનિષ્ક્રમણ કર્યું નથી, પરંતુ જનક વિદેહીની જેમ સંસારમાં રહીને તેમણે પણ સંસારની માયા, મમતા, ક્રોધ અને અહંકાર ઉપર જીત મેળવેલ છે. આ દેહનો નાશ છે, આ સંસાર પ્રભુની માયા છે એટલું સમજીને જીવન જીવ્યા છે.

સંતોએ સમાજની સેવાઓ કરતાં કરતાં મનને સતત હરિનામમાં કેન્દ્રિત રાખ્યું અને સિદ્ધિના શિખરો સર કર્યાં છે. આ સંતોએ સંસારની માયા છોડીને જાણે કે સંસાર છોડી દીધો હતો. મૃત્યુ એ અનિવાર્ય છે ને તેમાં રાજા છત્રપતિ પણ બચી શકયા નથી. માટે આ મૃત્યુની પારની દુનિયા સુધી પહોંચવાની વાત તેઓએ કરી છે ને એ અર્થમાં સંતોએ સંસારથી મુકત રહેવાનું જણાવ્યું છે. આ માટે હરિજન ભકતકવિઓ જણાવે છે કે :

"એ મન તૂં માની લે, તારો સગો નથી આ સંસાર,
ભજનમાં ભીના ભીના રે'જો, ઉતરશો ભવપાર." – ત્રિકમસાહેબ

"જૂઠડી કાયા રાણી, જૂઠડું શું બોલે ?
વઢશે તુંને તારો ઘડનારો.
જૂઠડી કાયા રાણી, જૂઠડી માયા,
જૂઠડા જગ ભરમાયા રે,
અંતકાળે જીવને જાવું રે એકલું,
મરમ કોઈએ નવ પાયા." – નથુરામ

"શેરી લગણ સુંદરી, ઝાંપા લગી મા–બાપજી,
તીર્થ સુધી એ બંધવા, કોઇ ના'વે તારી સાથે." – દાસી જીવણ

"સંસારિયો છોડી કાયા, જીવને જરૂર એકલું જાવું,
મારા મનવા, તને સાચી મતે સમજાવું સંસારિયામાં."

– પીઠા ભગત

"તન તારું તૂટી જશે જેમ ધાગો,
આણી હંસા આ સમે જાગો." – મેઘ જીવો

આ સંસારમાં આપણું કોઇ સગું નથી. સૌ સ્વાર્થના કારણે જોડાયેલા છે. સંસારી સંબંધ જીવતાં સુધીનો છે. મરનારની પાછળ કોઈ મરતું નથી, એ જ પ્રમાણે આ કાયાનો મોહ ખોટો છે. જે દેહનું આપણને અભિમાન છે તે આપણો નથી જીવ જતાં તેની કોઈ કિંમત રહેતી નથી. માટે મનુષ્ય દેહ મળ્યો છે તો સંસારની મોહ, માયા છોડીને હરિભજનમાં મસ્ત રહેવાથી જન્મ સફળ બની જશે

હરિજન ભક્તકવિઓની વાણીમાં સંસાર અને દેહની ક્ષણભંગુરતાનો ભાવ છે, તે પ્રકારનો ભાવ સવર્ણ સંતકવિઓની વાણીમાં પણ જોવા મળે છે. માત્ર શબ્દોના ફેરફાર છે. પરંતુ મૂળભાવ એક જ જોવા મળે છે કે:

"યહ સંસાર કાગદ કી પૂડિયાં બુંદ પડે ઘુલ જાના હૈ.
યહ સંસાર કાંટ કી બાડી ઉલઝ પુલઝ મરિ જાના હૈ.
યહ સંસાર ઝાડ ઔર ઝાંખર આગ લગે બરિ જાના હૈ.
કહે કબીર સુનો ભાઇ સાધો, સતગુરુ નામ ઠિકાના હૈ."

– કબીરસાહેબ

આ સંસાર તો કાગળના પડીકા જેવો ક્ષણભંગુર છે. એમાં તો પાણીનું ટીપું પડતાં તે લોચવાઇ જશે. આ સંસાર તો કાંટાની ઝાડી છે. તેમાં તો અટવાઇ ગૂંચવાઇને અંતે મરવાનું છે. આ સંસાર તો ઝાડઝાંખરાનું જંગલ છે. એમાં દવ લાગે એટલે બધાએ બળી મરવાનું છે. માટે કબીર કહે છે કે, સાચું નામ સતગુરુસાહેબનું છે, તેમાં ધ્યાન ધરવાનું છે.

"શેરી લગણ તો સુંદરી, ઝાંપા લગણ મા–બાપજી,
તીરથ સુધી બાંધવો ભાઇ, ખોરીને બાળે હાડ." – નરસિંહ

સંસારના સંબંધો જીવતાંના છે. મૃત્યુ પછી કોઇનું કોઈ નથી. પત્ની, માબાપ, ભાઇઓ કોઈ આપણી સાથે આવવાનાં નથી. જેને આપણે 'મારું', 'મારું' કહીએ છીએ તે ખરેખર આપણું નથી. આ સંસાર એ માયાની જાળ છે.

"આ તન-રંગ પતંગ સરખો, જાતાં વાર ન લાગે જી,
અસંખ્ય ગયા ધન-સંપત્તિ મેલી, તારી નજરો આગે જી.
"અંગે તેલ-ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલે જી,
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલે જી." – બ્રહ્માનંદ

આ તનરંગ પતંગ સરખો છે તેને તૂટતાં વાર લાગે તેમ નથી. અસંખ્ય લોકો આપણી સામે ધન, સંપત્તિ મૂકીને ચાલતા ગયા છે એ સત્ય જાણતા હોવા છતાં આપણે જાણે કે મૃત્યુથી પર છીએ તે રીતે રહીએ છીએ. જે દેહને આપણે શણગારીએ છીએ, તેની કાળજી રાખીએ છીએ અને જે દેહનું અભિમાન કરીએ છીએ ને યુવાનીમા છાતી કાઢીને ચાલીએ છીએ તે જોબન એક જ ક્ષણમાં નાશ પામી જશે તે ભૂલવું ન જોઇએ.

"મૂરખો મોહને ઘોડે ચડે રે, માથે નગારાં ગડે રે,
મૂરખો કાલની વાતું કરે, માથે કાળનું ચક્ર ફરે,
મન તું હજી શિખામણ માન, એક દી ચાલવું છે સમશાન,
પ્રાણિયા ! ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર."

– ભોજા ભગત

"ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળ ને પાણી,
કાયાવાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધૂળધાણી." – ધીરો
"કાચી કાયા તારી ધૂળ મળી જશે, જેમ દારૂ તણા ટોટા,
એક માટીનાં સર્વે બનાવ્યાં, એમ ઘડા ગાગેર ને લોટા."

– બાપુસાહેબ

"કૂડી છે કાયા ને કૂડી છે માયા, જૂઠડો આ જગ જાણો,
સાચો નામ સાહેબકો જાણો, ભાણે ગુરુ ભાણો ભાગ્યો."

– ભાણુસાહેબ

"કાયા ને માયા મિથ્યા કરી માનજો રે,
હાં રે ભાઇ ! સઘળું નંઇ આવે સાથ રે."

– મૂળદાસ

"જગત છે ઝાંઝવાંનું પાણી રે, રહેશે નામ નિશાની,
બેલ થઇને બંધાણો પ્રાણી, ઘર–ધંધાની ઘાણી.
જીવને જમડા આવી લેશે, ત્યારે નહીં દે પાણી."

– મોરારસાહેબ

મૃત્યુને એક ક્ષણ પણ રોકી શકાય તેમ નથી. ઝાકળજળની જેમ આ દેહમાં રહેલો આત્મા ઊડી જાય છે મૃત્યુ પછી આ સંસારના સંબંધો કોઈના રહેતા નથી. માટે આ સંસાર અને દેહની માયામમતા છોડીને અલખ ધણીને આરાધવો એ જ સાચો માર્ગ છે. સનાતન સત્ય એ માત્ર સાહેબનું નામ છે. તેનું સ્મરણ કરતાં મૃત્યુને પણ જીતી શકાય છે જે રીતે સાધુસંતોએ હસતાં–હસતાં મૃત્યુનું સ્વાગત કરી તેના ઉપર જીત મેળવી છે, તે રીતે માનવીએ પણ આ અવસ્થાએ પહોંચવાનું છે તેમ સંતકવિઓની વાણી પુકારીને કહે છે.

**૮. બાહ્યાડંબરનો વિરોધ :** હરિજન ભક્તકવિઓએ આંતરખોજ, આત્માની ઓળખ કરવાની રહસ્યમય પ્રક્રિયા તેઓની વાણીમાં જણાવેલ છે. તેમાં બાહ્ય આચાર, બાહ્યાડંબરનો વિરોધ કરેલ છે. આ સંતો નિર્ગુણ–નિરાકાર નિરંજનદેવની આરાધના કરનારા છે. તેમાં ભગવાં પહેરવાં, તીર્થયાત્રા કરવી, દાઢી વધારવી વગેરે વેશ–ટેકને સ્વીકારતા નથી માત્ર દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિમાં સાકાર કૃષ્ણની ભક્તિ જોવા મળે છે, ને કંઈક અંશે ત્રિકમસાહેબ અને મેત્ર જીવામાં સાકાર ઉપાસના છે. બાકીના હરિજન ભક્તકવિઓએ અગમ્ય તત્ત્વને પામવા ભીતર રહેલા સતગુરુને, પિંડમાં રહેલા પરિબ્રહ્મને પામવાની વાત કરી છે અને બાહ્યાડંબરનો વિરોધ કર્યો છે. દાસી જીવણ અને ત્રિકમસાહેબમાં સગુણ–નિર્ગુણ ભક્તિનો સમન્વય જોવા મળે છે, અને બાહ્યાડંબરનો દરેક ભક્તકવિએ વિરોધ દર્શાવ્યો છે.

"જપ તપ તીરથ જોગ જુગતે,
કરણી કયાં લગી જાય." – ત્રિકમસાહેબ

જપ, તપ, તીરથ એ મુક્તિ સુધી લઇ જતાં નથી. ભક્તિના નામે, ધર્મના નામે અનેક પ્રકારના બાહ્ય ક્રિયાકાંડ થતાં હોય ત્યાં આ સંતોએ વિરોધ કર્યો છે.

"જોગી હોકર જટા વધારે, અંગ લગાવે વિભૂતા,
દમડી કારણ દેહી જલાવે, જોગી નહિ પણ જગધૂતા."

— દાસી જીવણ

જટા વધારવી, અંગે ભભૂત લગાવીને પૈસા મેળવવા કેટલાક જોગીઓ દેહને જલાવે છે કે હઠયોગી બની અનેક ક્રિયાઓ કરી જગતને ધૂતે છે તે પૂર્ણતાને પામી શકતા નથી. "ભેખ લઈને ભગવાં પેર્યાં, ભાર ઉપાડ્યો ભારે." ભેખ ધરવાની કોઈ જરૂર નથી, મન રંગાવવાની જરૂર છે.

"નાઇ–ધોઇને કરે અસ્નાના,
માયલાનો મેલ તારો નંઇ જાવે,
ધ્યાન વિનાનો ધૂન મચાવે,
ત્યાં સાહેબ મારો નંઇ આવે." — કરમણ

માત્ર નાહી ધોઈને પૂજાપાઠ કરવાથી સાહેબનાં દર્શન થતાં નથી, પણ અંતરનો મેલ દૂર કરવાથી, એકધ્યાને ધૂન મચાવવાથી પ્રભુપ્રાપ્તિ થાય છે. તીર્થ-યાત્રા કે ગંગાજીમાં સ્નાન કરવાનો કોઇ અર્થ નથી. એટલે જ દાસ હમીરો કહે છે કે :

"મારો હંસલો ગંગાજીમાં નાય,
ગુરુજી મારા, ભૂંડ્યા નર ભીંત્યુંમાં ભટકાય."

આતમહંસને જ્ઞાનરૂપી ગંગામાં નાહીને પવિત્ર થવાનું છે. જે લોકો બાહ્યાચારમાં રાચે છે તેઓ પોતાના સચ્ચા સ્વરૂપને ભૂલીને જ્યાં ત્યાં અથડાય છે.

બાહ્યાડંબરનો વિરોધ સવર્ણ સંતકવિઓએ પણ કરેલ છે. તેમાનાં થોડાં ઉદાહરણો જોઈએ તો :

"શું થયું સ્નાન સેવા ને પૂજા થકી ?
શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મલેપન કરે ?
શું થયું વાળ લોચન કીધે ?" — નરસિંહ

"જોગ કરોને ભલે જગન કરો,
પ્રભુ નથી હોમહવનમાં." — મીરાં

"તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં,
તીર્થ ફરી ફરી થાકયાં ચરણ, તોય ન પહોત્યો હરિને શરણ;
કથા સૂણી સૂણી ફૂટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
એક મૂર્ખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન,
અખા એ તો બહુ ઉત્પાત, ઘણા પ્રભુ એ કયાંની વાત ?"

– અખો

"શુદ્ધ ચિત્ત વિના, જપ તપ તીરથ વ્રત કરે શું થાયે ?
હરિનામ વિના, અંતરનો અંધકાર કદી નવ જાયે."

– પ્રીતમ

"જટા ધરે વટવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા,
જળચર જળમાં નાહ્ય, ધ્યાન ધરવા બગ ધાયા,
ગાડર મૂંડાવે શીશ, અજા મુખ દાઢું રાખે,
ગર્દભ લેટે છાર, શુક મુખ રામ જ ભાખે.
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે,
કવિ શામળ કહે સાચા વિના કોણ સ્વર્ગમાં જાય છે ?"

– શામળ

પ્રભુભકિતમાં, ઇશ્વરની પ્રાપ્તિ માટે સંતકવિઓએ વેશ-ટેકને આડી ગલી જણાવી છે. સ્નાન, પૂજા–પાટ, જટા વધારવી, ભભૂતિ લગાવવી, શીશ મૂંડાવવું, દાઢી રાખવી કે માળાના મણકા ફેરવવાથી હરિ મળતા નથી કથા, તીર્થ, ગંગા-સ્નાનનો કોઈ અર્થ નથી. શુદ્ધ ચિત્ત વિના, અંતરની શુદ્ધ ભકિત વિના મુકિત નથી. "પ્રભુ હોમહવનમાં નથી" એમ જણાવી સંતો બાહ્યાડંબરને બદલે આંતર-ખોજ કરીને પરિબ્રહ્મને પોતાનામાં જ શોધવા, સાચા દિલથી ભજનભકિત કરવાનું વાણી દ્વારા જણાવે છે.

આમ, પરમાત્મ–સાધનામાં, સાક્ષાત્કારની અનુભૂતિના નિરૂપણમાં, તેમ સમાજ પ્રત્યેના અભિગમમાં સવર્ણ–અસવર્ણનાં ભેદ નથી. સહુનો અનુભવ સમાન છે, સહુની વાણી સમાન છે અને સહુનું સાધ્ય સમાન છે.

# સંદર્ભ નોંધ

1. "શુદ્ધાદ્વૈતમાં બ્રહ્મવાદ"–જેઠાલાલ શાહ : પૃ. ૧૩૧
2. "ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ" ગ્રં ૨– સંપાદન – ગુજરાતી સાહિત્ય પરિષદ : પૃ. ૭૮
3. "સંતોનો ફાળો"–સ્વામી આનંદ : પૃ. ૧/૨.
4. "ગુજરાતી સાહિત્યમાં તત્ત્વ વિચાર"–ડૉ. નિપુણ પંડ્યા : પૃ. ૩૧
5. "સત કેરી વાણી"–મકરંદ દવે : પૃ. ૮
6. "સાખી" – કર્ણોપકર્ણ.
7. "સોરઠી સંતવાણી"–ઝવેરચંદ મેઘાણી : પૃ. ૪૧



# ૬

# ભકત કવિઓ

## ૧. રોહીદાસ

સૌરાષ્ટ્રના હરિજન ભકતકવિઓના જીવન અને કવનનો વિચાર કરીએ તો પ્રથમ સંત રોહીદાસને યાદ કરવા ઘટે. સમયની દૃષ્ટિએ રોહીદાસ સંત કબીર-સાહેબના સમકાલીન એટલે કે પંદરમા શતકમાં થઇ ગયા છે. સંત રોહીદાસની લેખિત માહિતી ગ્રંથો દ્વારા મળે છે, તેમાં મોહનદાસ સાધુ જણાવે છે :

"રોહીદાસ કાશીમાં થઈ ગયા છે. તેઓનો જન્મ મહા સુદી પૂર્ણિમાને દિવસે પિતા રઘુ અને માતા નર્મદાને ત્યાં થયો હતો. જાતે ચમાર હતા અને મોચીકામ કરતા હતા. ધંધામાં કમાવાને બદલે સાધુ–સંતો સાથે સત્સંગમાં રહેવાથી સંયુકત કુટુંબમાંથી તેઓને જુદા કરી દેવામાં આવ્યા હતા. કબીર-સાહેબના ગુરુ રામાનંદ સંત રોહીદાસના પણ ગુરુ હતા. રોહીદાસની ખ્યાતિ સાંભળી મીરાં તેઓનાં શિષ્યા બન્યાં હતાં."[૧]

સંત રોહીદાસ કાશીના હોવા છતાં સૌરાષ્ટ્રમાં ગુજરાતી ભાષામાં રચાયેલ પદો ભજનિકોના કંઠેથી સાંભળવા મળે છે. રોહીદાસની જગ્યા સરસી–મોણિયા (તાલુકો વિસાવદર, જિલ્લો–જૂનાગઢ) માં આવેલ છે. ત્યાં રૂબરૂ મુલાકાત લેતાં જાણવા મળ્યું કે રોહીદાસ મૂળ રણસીવાવ (જૂનાગઢ પાસે) ના વતની હતા. ચમારના ધંધા માટે સરસી–મોણિયા આવીને વસ્યા હતા. તેનો ચમારકુંડ પણ અત્યારે ત્યાં મોજૂદ છે. બાજુમાં શંકરનું મંદિર બંધાવેલ છે. નજીકમાં એક કૂવો પણ છે. મંદિરના પૂજારી તરીકે સવર્ણ જ્ઞાતિના બાવાજી ત્યાં રહે છે. ચમારકુંડમાંથી ગંગાજી પ્રગટયાં હતાં અને રોહીદાસ મીરાંના ગુરૂ હતા તેમ જણાવે છે.

રોહીદાસના જીવન સાથે સંકળાયેલા ત્રણ ચમત્કારો સાંભળવા મળ્યા ... મી.

(૧) કાશીની જાત્રાએ જતા સંઘને રોહીદાસે જણાવ્યું કે "તમે ... જ જાઓ છો તો મારી એક ભેટ ગંગાજીને હાથોહાથ સ્વીકારે તો આપ... ગંગાજીના હાથમાં ચાંદીની બંગડી હોય તે ડાબો હાથ છે તેને આ...

નહીં, પણ જમણા હાથમાં સોનાની બંગડી છે તેને આ ભેટ આપજે." અને કહેવાય છે કે સંત રોહીદાસે મોકલાવેલ ભેટ ચૂંદડી ને મોડિયો ગંગાજીએ જમણે હાથે પ્રગટ થઇને સ્વીકારી છે.

(૨) સંત રોહીદાસ ચમાર હતા. તેમને ત્યાં સવર્ણ શેઠ સત્સંગ માટે આવે છે ત્યારે રોહીદાસ ચમારકુંડમાંથી પાણી લઇ ચરણામૃત આપે છે. શેઠ આભડછેટના કારણે આ પાણી પહેરણની બાંયમાં ચડાવી દે છે. તેનો ડાઘ થઈ જાય છે. નોકરાણી કપડાં ધોતાં આ ડાઘ ચૂસે છે ને તેને આત્મજ્ઞાન થાય છે.

(૩) દ્વારકામાં સંતસમાજ ભોજનમાં બેઠા હોય છે ત્યારે 'ઘી' ખલાસ થાય છે. અહીં સરસી–મોણિયામાં રોહીદાસને તેનો ખ્યાલ આવે છે એટલે અહીં ઘી થોરની વાડમાં રેડે છે. લોકો આ જોઇને તેને મૂરખ સમજી પૂછે છે કે આ શું કરો છો ? ત્યારે સંતે જણાવ્યું કે દ્વારકામાં સંતોને ઘી ખલાસ થઇ ગયું છે તેથી અહીં રેડું છું. અને કહેવાય છે કે દ્વારકામાં સંત સમાજમાં 'ઘી' રોહીદાસ પીરસતા હતા તેવું દેખાયું.

રોહીદાસ વિષે કહી શકાય કે એ કાશીના સંત રોહીદાસ હોય અને ગિરનાર તથા દ્વારકાની જાત્રાએ આવ્યા હોય તે સમયે સરસી–મોણિયા રોકાયા હોય અને તે વખતે કેટલાંક પદોની રચના થઇ હોય. તેનું રૂપ બદલાતાં ગુજ-રાતીકરણ થઈ ગયું હોય તેમ બની શકે. સંભવ છે કે રોહીદાસ નામના કોઈ સંત સૌરાષ્ટ્રમાં થઇ ગયા હોય અને તેના ગુરુપદના નામાચરણને આધારે પુરણ પ્રેમદાસ હોય. આ સંતને મીરાંના ગુરુ રોહીદાસ સાથે નામ–સામ્યથી એક ગણાયા હોય. તેમનાં નામે પ્રચલિત ગુજરાતી પદોમાં જ્ઞાનનું ઊંડાણ નથી, તેમ કવિતાની કોઇ ચમત્કૃતિ નથી. મીરાંને સંબોધી લખાયેલું પદ રોહીદાસના નામે કોઈએ લખ્યું હોય એ વધુ શકય છે.

## ૨. રતનીબાઈ

ત્યારે આ હરિજનવાસ રસ્તામાં આવે છે. અહીં રતનીબાઈને ઘેર બેસી ભજન ગાતા. રતનીબાઇ નરસિંહના ભક્તિભાવથી પ્રભાવિત થઈને તેમની શિષ્યા બને છે. જ્યારે નરસિંહ મહેતાને રાજા માંડલિકે કેદ કર્યા અને ભગવાન દામોદરરાય હાર પહેરાવવા આવ્યા તે પ્રસંગે નરસિંહે હારમાળાનાં પદોની રચના કરી છે. બરાબર આ જ પ્રસંગે પોતાના ગુરુ નરસિંહ મહેતાને કેદમાંથી છોડાવવા અને દામોદરરાય હાર પહેરાવે તે માટે રતનીબાઇએ ચાર પદોની રચના કરી છે.

સ્થળની રૂબરૂ મુલાકાત લેતાં નરસિંહ મહેતા જે હરિજનવાસમાં ભજન ગાવા જતા હતા તે વાસમાં કાળક્રમે અનેક પરિવર્તનો આવ્યાં છે અને ત્યાં ઉત્તર ગુજરાત તરફના હરિજનોએ આવીને વસવાટ કર્યો છે. તેથી રતનીબાઇની મૂળ જગ્યા અને માહિતી પ્રાપ્ત થતાં નથી. માત્ર ડૉ. દલપત શ્રીમાળીના "હરિજન લોકકવિઓ અને તેમનાં પદો" એ પુસ્તકને આધારે આ પદો પ્રાપ્ત થાય છે.

રતનીબાઈ હરિજન ભક્તકવિઓમાં વિશેષ ધ્યાન ખેંચે છે ગુજરાતી સાહિત્યના આદિકવિ નરસિંહ મહેતાનાં શિષ્યા છે, તેથી નરસિંહ મહેતાના સમકાલીન છે. પંદરમા શતકની આ કવયિત્રીને નરસિંહ મહેતા સાથે આદિ કવયિત્રી તરીકે મૂકી શકીશું. તેઓનાં ચાર પદો પ્રાપ્ત થયાં છે, પરંતુ આ ચાર પદો નરસિંહ મહેતાનાં હારમાળાનાં પદોની કક્ષાનાં છે. એટલે કાવ્યપ્રતિભાની દૃષ્ટિએ આ પદોની ગુણવત્તા નબળી નથી. અન્ય હરિજન ભક્તકવિઓ મહાધર્મ સાથે અને હરિજનોમાં ચાલતી ધાર્મિક પ્રક્રિયા સાથે ગૂંથાઇને પદો રચતા હતા, જ્યારે રતનીબાઇમાં તેનો અણસાર જોવા મળતો નથી. પરંતુ જાતે મેઘવાળ અને અબળા છે તેવું તેમનાં પદોમાંથી ફલિત થાય છે. રતનીબાઇમાં મીરાંનાં પદોમાં છે તેવી ઊંચી કવિતા નથી, પરંતુ ભક્તિની આરત અને પ્રભુમાંની શ્રદ્ધા તો એટલી જ ઉત્કટ છે.

## ૩. ખીમડિયો કોટવાળ

ખીમડિયો કોટવાળ જાતે હરિજન–વણકર હતા. મૂળ વતન રાજસ્થાન હતું. પરંતુ રાજસ્થાનમાં દુષ્કાળ પડ્યો ત્યારે તે પેટિયું રળવા સૌરાષ્ટ્ર તરફ નીકળે છે, અને ગઢઢેલડી ગામે આવીને વસવાટ કરે છે. ગઢઢેલડી એ આજનું મોરબી. ત્યાં તેઓ સ્થાયી થઈને રહે છે. આ બાબતનું પ્રમાણ આપતાં કાલિદાસ મહારાજ જણાવે છે કે :

'ખીમડિયા કોટવાળ અને તેમની પત્ની દાડલદેનું મૂળ વતન મારવાડ છે. દુષ્કાળ ઉપરાઉપરી પડવાથી સૌરાષ્ટ્રમાં ઢેલડી ગામે (મોરબી) આવી વસ્યા. ચૌદમા સૈકામાં ત્યાં જેઠવાઓનું રાજ્ય હતું, પરંતુ તેમના તરફથી રણશી રાવત રાજ્ય ચલાવતા હતા.'[3]

મોહનપુરી ગોસ્વામી જણાવે છે કે :

'રાવત રણશી અને ખીમરો કોટવાળ એ બન્ને રામદેવપીરના હતા.'[4] એટલે કે રામદેપીર વિ. સં. પંદરમા શતકના આરંભમાં રાજસ્થાનમાં થઈ ગયા. તે દૃષ્ટિએ ખીમડિયા કોટવાળનો સમય પંદરમી સદી ગણાવી શકાય.

ખીમડિયા કોટવાળ અને તેમની પત્ની દાડલદે નિજારપંથને વરેલાં હતાં. વણકરીનો ધંધો કરતાં–કરતાં સાધુ–સંતોની સેવા અને સત્સંગ તેમનો ધર્મ બની ગયો હતો. વળી જ્યાં પાટ-ઉપાસના થતી ત્યાં દર્શને જતા. સમાજમાં અને ભક્તમંડળમાં તેમનું સ્થાન ઊંચું હતું.

ખીમડિયાને ભક્તમંડળ કોટવાળ તરીકે ઓળખતું હતું. તેમાં તેની અટક કોટવાળ ન હતી, પરંતુ ખીમડિયો કોટવાળનું કામ કરતો હતો, કોટવાળ જે રીતે ગામ કે કોટની રખેવાળી કરનાર હોય છે તેમ મહાધર્મમાં પાટનું રખોપું કરનારને કોટવાળ કહેવામાં આવે છે. ખીમડિયો આ પાટનો રક્ષક હતો, તેથી તેની અટક કોટવાળ બની જાય છે. પાટનો કોટવાળ એ નિરજાપંથી અને નિજારપંથનો જાણકાર હોવો જોઈએ. તેની સાથે 'સંખાબોલ' (પાટની વિધિમાં મંત્ર આવેલ છે) પાળનારો હોય ખીમડિયો પાટનો કોટવાળ હતો ને તેની પત્ની સતી (પાટ–ઉપાસનામાં સતીનો અર્થ આપ્યો છે) હતી.

ગરીબ અને પછાત જ્ઞાતિ હોવા છતાં ભગવાને દાડલદેને મનહર રૂપ દીધું હતું. તેનું દેહલાલિત્ય એટલું બધું આકર્ષક હતું કે જોનારના દિલમાં તેનું સ્વરૂપ વસી જાય. એક વખત દાડલદે પાણી ભરવાને માટે કૂવે જાય છે. ત્યાં ગઢઢેલડીના રાજવી રણશી રાવત ઘોડાને પાણી પાવા આવે છે. તેની સાથે એક સેવક પણ હતો. રણશી રાવત દાડલદેને જોતાંની સાથે જ મોહિત થાય છે, એટલે સાથેના સેવક દ્વારા પુછાવે છે કે આ સ્ત્રી કોના ઘરેથી છે અને રાજાએ દાડલદેની છેડતી કર્યાનું મનાય છે. દાડલદે તો સતી સ્ત્રી હતી. રાજાને ઘણું સમજાવે છે, છતાં રાજા દાડલદેને પજવે છે, ત્યારે આ સતી સ્ત્રી શાપ આપે છે કે, "તારા આ ગઢઢેલડી નગરનો નાશ થશે."

ઉપર્યુક્ત પ્રસંગને મોરબીમાં મચ્છુ ડેમ-૨ તૂટતાં ૧૯૭૯માં થયેલ હોનારત સાથે કેટલાક લોકો મૂકીને આ વાતનું અનુમોદન આપે છે. પરંતુ વરસાદને કારણે મચ્છુ નદીએ "ગઢટેલડી"ને અવારનવાર તારાજીનો ભોગ બનાવેલ છે. રૂબરૂ મુલાકાત લેતાં જણાયું કે ખીમડિયો કોટવાળ જે જગ્યાએ રહેતો હતો તે ઘર અને દાડલદેની સમાધિ નદીનો પ્રવાહ બદલાતાં નદીના વહેણમાં આવી ગયેલ છે. છતાં કેટલાક ભાવિકોએ નદીકિનારા ઉપર વણકરવાસ અને ભંગીવાસની વચ્ચે (જેલ રોડ) દીવાલમાં નાનકડી દહેરી બનાવી હતી, તે પણ મચ્છુ ડેમ-૨ તૂટતાં તણાઈ જવા પામી છે. તે રીતે મોરબી શહેરમાં આજે ખીમડિયા કોટવાળની જગ્યા જોવા મળતી નથી.

લોકકંઠે સાંભળવા મળે છે કે ખીમડિયા કોટવાળના સમયમાં કતીબશા બાદશાહ થઈ ગયા. તેની આણ કાશીનગરીમાં પ્રવર્તતી હતી કાશીનગરીમાં તો અનેક હિંદુ સંત-સાધુઓ જાત્રાએ જતા હતા. તેમાં બાદશાહે ફરમાન કર્યું કે જે કોઇ બાવા-સાધુ જાત્રાએ આવે તે પહેલાં મને કંઈ પરચો આપે, નહીં તો તેમને જેલમાં પૂરી દેવામાં આવશે. આ જાતના હુકમથી ચૌદ હજાર બાન કેદમાં રાખ્યા હતા ટેલડીગઢમાં ખીમડિયાને આ બાબતની જાણ થઇ એટલે તેઓ સાધુ-સંતોની વહારે જાય છે. ભગવાન ઉપર શ્રદ્ધા રાખી, બાદશાહને કહે છે કે મારી ગરદન ઉપર કરવત ચલાવો; તેમાં મારા દેહમાંથી લોહી નહીં પણ દૂધ નીકળશે. જો તેમ થાય તો સાધુ-સંતોને છોડી મૂકવાના અને જો તેમ ન બને તો ઇશ્વરઇચ્છા બળવાન છે, અને કહેવાય છે કે ખીમડિયા કોટવાળ ઉપર કરવત ચલાવતાં દૂધની ધારા વહે છે.

ખીમડિયા કોટવાળની બે વાણી પ્રસંગને કેન્દ્રમાં રાખીને રચાયેલ છે. દાડલદેની છેડતી રાવત રણશી કરે છે ત્યારે સતી સમાધિ ગળાવે છે તે પ્રસંગની વાણીમાં ગતગંગાને આમંત્રણ (વાયક) આપીને રાજાને ઉપદેશ આપ્યો છે. ભજન સાહિત્યમાં ભાણસાહેબનો આંબો પ્રચલિત પદ છે. કાયાનગરીને આંબનું પ્રતીક આપવામાં આવ્યું છે. ખીમડિયા કોટવાળે આ આંબાને ધર્મના પ્રતીક તરીકે ગણીને કાયાનગરીમાં નૂરત-સૂરતના દોર સાધીને આપણા દેહમાં રહેલા દેવનાં દર્શન કરાવવાનું જણાવ્યું છે. ખીમડિયાએ ગુરુમહિમા પણ વાણી દ્વારા પ્રગટ કર્યો છે. ચંપો-કેળ, સરોવર-પાળ, પુરુષ-નારી, હીરા-લાલ એ પ્રતીક યોજના નોંધપાત્ર છે.

## ૪. ત્રિકમસાહેબ

સૌરાષ્ટ્રના હરિજન ભક્તકવિઓમાં ત્રિકમસાહેબ માળાના મેરુ તરીકે બિરાજે છે. આ સંત પરંપરાનું મૂળ કબીરસાહેબ સુધી પહોંચે છે. કબીરસાહેબે

જે ધાર્મિક ફિલસૂફી અને સિદ્ધાંતો સમજાવ્યા છે તે માર્ગે આ સંતો ચાલ્યા છે. કબીરપંથની પરંપરા સૌરાષ્ટ્રમાં ભાણસંપ્રદાયમાં જોવા મળે છે. ભાણસંપ્રદાયના સ્થાપક ભાણસાહેબને કબીરના અવતાર તરીકે આ સંતસમાજ પૂજે છે. આ ભાણસાહેબના પુત્ર અને મુખ્ય શિષ્ય ખીમસાહેબ રાપર (કચ્છ)માં ગાદીપતિ હતા. આ ખીમસાહેબના શિષ્ય ત્રિકમસાહેબ છે. ત્રિકમસાહેબે કબીરપંથને અને ભાણ-સંપ્રદાયની પરંપરાનુસાર પોતાનો ભક્તિમાર્ગ સૌરાષ્ટ્રમાં હરિજનસમાજમાં ચલાવ્યો છે.

ત્રિકમસાહેબનો જન્મ કાગનોરા ડુંગરની તળેટીમાં આવેલ રામવાવ ગામે થયો હતો. તેઓ ગરોળા જ્ઞાતિમાં ગોકળ મા'રાજને ત્યાં જન્મ્યા હતા. જન્મસમય જાણવા મળ્યો નથી, પરંતુ તેઓની સમાધિ ઉપર મૃત્યુતિથિ સંવત ૧૮૦૧ શ્રાવણ સુદ બીજ દર્શાવવામાં આવી છે. તેથી તેઓનો જીવનકાળ સંવત ૧૭૦૦ પછીનો ગણી શકાય. બાલ્યવયથી જ તેઓનું તેજસ્વી સ્વરૂપ, ગરીબો તરફની મમતા અને સંસાર તરફનો વૈરાગ્ય તેમના સંત બનવાનું પૂર્વસૂચન કરતાં લક્ષણો હતાં. માતપિતાની ઇચ્છાથી નાનપણમાં જ તેમનું લગ્ન 'જડાવબા' સાથે થયું હતું. તેઓને ભીનાબાઇ નામની દીકરી હતી. ત્રિકમસાહેબ સંસારી છતાં સંસારની માયાથી પર હતા. પિતાનો ધંધો ખેતી, વણાટ અને યજમાનવૃત્તિનો હતો. તેમાં તેઓ માતપિતા ને કુટુંબ ખાતર ધ્યાન આપતા, પરંતુ હૈયું તો 'અલખનો આરાધ' ઝંખતું હતું.

ત્રિકમસાહેબને અલખના ધામનો માર્ગ કાગનોરા ડુંગરમાં રહેતા રામગુરુએ બતાવ્યો હતો. રામગુરુ ત્રિકમસાહેબને કાગનોરા ડુંગરમાં આવેલી પોતાની ગુફામાં લઇ ગયા. ત્યાં તેમને એક અંચળો અને કમંડળ આપી જણાવ્યું કે, "મારે ગિરનારના જોગેશ્વરોના મેળામાં શિવરાત્રિના દિવસે ભવનાથ (જુનાગઢ) જવાનું છે. ત્યાંથી પાછો ન આવું ત્યાં સુધી મારા આ ધૂણાને તારે જાગ્રત રાખવાનો છે. આ અંચળો તથા કમંડળ સાચવી રાખજે તને મદદરૂપ થશે." ત્રિકમસાહેબ આ વખતે રામગુરુના ચરણમાં ઢળી પડ્યા ને ગુરુબોધ આપવા વિનંતી કરી ત્યારે રામગુરુએ તેમની તરફ એક દૃષ્ટિ કરી. આ દર્શનથી ત્રિકમસાહેબને અલૌ-કિક અનુભૂતિ થઇ. રામગુરુએ કહ્યું કે, તારે મારા શિષ્ય થવાની જરૂર નથી, પરંતુ રાપરમાં ભાણસાહેબની જગ્યામાં ખીમસાહેબને ગુરુ ધારણ કરજે.

રાપરમાં આવેલ ખીમસાહેબની જગ્યા તે સમયે આસપાસના પંથકમાં અલખનો ઓટલો મનાતી અને સંતો-મહંતોની સત્સંગવાડી ગણાતી. ત્રિકમસાહેબ

રાપર ખીમસાહેબ પાસે આવ્યા ત્યારે ખીમસાહેબનો રાજવી ઠાઠ, શણગાર અને બાજુમાં બેઠેલી સુંદર સ્ત્રીને જોતાં પ્રથમ દૃષ્ટિએ તેમને એમ લાગ્યું કે આ માણસ ભૌતિક સમૃદ્ધિની માયામાં વીંટળાયેલો છે. તે મને મુક્તિનો માર્ગ ક્યાંથી બતાવી શકશે ? ત્યાં તો તેઓની નજરે ખીમસાહેબ જે ઢોલિયા ઉપર બેઠા હતા તે ઢોલિયો જમીનથી સવા વેંત ઊંચો દેખાયો. કહેવાય છે કે સતના કારણે તેઓનો પલંગ જમીનથી ઊંચો રહેતો હતો. વળી, કોઈપણ જાતની ઓળખાણ વગર ખીમસાહેબે કહ્યું:

"આવો, ત્રિકમ, હું તમારી રાહ જોતો હતો, તમને રામગુરુએ મોકલ્યા છે ને ?" ત્યારે ત્રિકમસાહેબને લાગ્યું કે ખરેખર, હું યોગ્ય જગ્યાએ જ આવ્યો છું. ત્રિકમસાહેબે વંદન કરી ગુરુબોધ આપવા વિનંતી કરી. પરંતુ ખીમસાહેબ લોહાણા જ્ઞાતિના હતા. તેઓ હરિજન-ગરોળાને શિષ્ય કેમ બનાવી શકે ? તે વખતે આભડછેટ ઘણી હતી. ખીમસાહેબનું શિષ્યમંડળ મોટું હતું. તે બધા હરિજનને શિષ્ય બનાવવા સામે વિરોધ કરતા હતા. તેમ છતાં ખીમસાહેબે ત્રિકમને ગુરુબોધ આપી સાહેબની પદવી આપી ત્યારથી તેઓ ત્રિકમસાહેબ કહેવાયા.

ત્રિકમસાહેબ ગુરુ પાસે દરરોજ ભજન સાંભળવા અને સત્સંગ કરવા જતા. ગુરુકૃપાથી ત્રિકમસાહેબને દેહભાન થયું અને આત્મવાણી જાગૃત થઈ. તેઓ પ્રભુનું ગાન સ્વકૃતિઓ દ્વારા કરવા લાગ્યા. પ્રબળ ભક્તિભાવ અને આત્મવાણીથી ખુશ થઈને ખીમસાહેબે આદેશ આપ્યો કે વાગડમાં આવેલ ચિત્રોડ ગામની બહાર ઊંચી ટેકરી પાસે પીપળાનું ઝાડ છે, ત્યાં જમીન ખોદતાં પંચમુખી શંખ નીકળશે, તે જગ્યાએ આશ્રમ સ્થાપી, દીનદુઃખીની સેવા કરવાનું જણાવ્યું. ગુરુના આદેશ પ્રમાણે ચિત્રોડમાં પંચમુખી શંખની સ્થાપના કરી સદાવ્રત શરૂ કર્યું. આજે પણ આ આશ્રમ ચાલી રહ્યો છે અને તેના ગાદીપતિ મૂળહંસસાહેબ છે.

સંવત ૧૭૩૦માં ચિત્રોડ-વાગડ વિસ્તારમાં ચાર વર્ષ સુધી એકસાથે દુષ્કાળ પડે છે. ચારે તરફ હાહાકાર ફેલાઈ જાય છે. પશુ-પક્ષી અને માનવજાત મૃત્યુના મુખમાં હોમાવા લાગ્યાં ત્યારે પણ ત્રિકમસાહેબે સદાવ્રત ચાલુ રાખ્યું. આ અન્નક્ષેત્રમાં જ્ઞાતિનાં બંધનો ન હતાં. પ્રભુકૃપાએ પાણી અને અન્નમાં કોઈ ઘટાડો આવતો નહીં. ત્રિકમસાહેબની આ સિદ્ધિની સામે તેમના ભત્રીજા અને શિષ્ય લક્ષ્મીસાહેબને ઈર્ષા આવે છે. લક્ષ્મીસાહેબ ભૈરવના ઉપાસક હતા અને આ મંત્રબળથી ત્રિકમસાહેબની જગ્યામાં અનેક વિઘ્નો ઊભાં કર્યાં. અનાજ, પાણી અદૃશ્ય કરી દીધું અને ગાંઠિયું (પ્લેગ) દર્દ ફેલાવે છે તે સમયના રાજા રાવ

દેશળજીને ફરિયાદ કરે છે કે ત્રિકમસાહેબ દરેક જ્ઞાતિને એક રસોડે ભોજન કરાવે છે, તેથી દુષ્કાળ અને આ રોગ થયો છે. રાજાએ ત્રિકમસાહેબને જેલમાં કેદ કર્યા.

લક્ષ્મીસાહેબને આટલેથી સંતોષ ન થયો ત્યારે ભૈરવને ત્રિકમસાહેબને મારવાનું કામ સોંપે છે, ત્યારે ભૈરવ કહે છે કે લક્ષ્મીદાસ, તમે માર્ગ ભૂલ્યા છો. ત્રિકમસાહેબ હનુમાનજીના અવતાર છે અને તમે હનુમાનજીના પુત્ર (પ્રસ્વેદના બિંદુથી પેદા થયેલા પુત્ર) મકરધ્વજના અવતાર છો. મૂળ લોકશ્રુતિ એવી છે કે હનુમાનજી સીતાને લેવા લંકા ગયા ત્યારે લંકાદહનમાં અગ્નિનાં એકવીસ સ્વરૂપનો સાથ લીધો હતો. અગ્નિદેવે જણાવ્યું હતું કે મને શાંત કરવો નહીં. પરંતુ જ્યારે અગ્નિમાં અનેક મૂંગા પશુપક્ષીઓ હોમાવા લાગ્યાં ત્યારે ખુદ હનુમાનજી અગ્નિને શાંત કરવા લાગ્યા તે સમયે અગ્નિએ જણાવ્યું કે હું આનો બદલો લઈશ, ત્યારે હનુમાનજીએ વચન આપ્યું કે હું ચિત્રોડમાં ત્રિકમસાહેબરૂપે જન્મીશ ત્યારે મારો પુત્ર મકરધ્વજ કે જેને મેં પિતૃસુખ આપ્યું નથી, તેનો બદલો લેવા તે ભત્રીજારૂપે લક્ષ્મીસાહેબરૂપે જન્મશે અને તે સમયે ભૈરવના રૂપે તમો ગાંઠિયું દર્દ બનીને આપની બાકી રહેલી ભૂખ સંતોષી શકશો. આ વચન પ્રમાણેનાં કામ પૂરાં થાય છે. હવે મારાથી ત્રિકમસાહેબને મારી શકાય નહીં લક્ષ્મીસાહેબને પોતાની ભૂલ સમજાઈ અને ત્રિકમસાહેબને કેદમાંથી મુક્તિ અપાવી ફરી સદાવ્રત ચાલુ કર્યું.

ઉપર્યુક્ત ઘટના અવતારવાદ અને ચમત્કાર સાથે સંકળાયેલી છે, પરંતુ આ સંતસમાજમાં કર્ણોપકર્ણ તે કહેવાતી આવી છે, એટલું જ નહીં, પણ સાખીમાં ગૂંથી દેવામાં આવી છે :

"જે દિ' રામ લંક પર સંચર્યા. છપ્પન કરોડ દળ પાસ,
તે દિ' સેનામાં હું છડીદાર, એમ બોલ્યા ત્રિકમદાસ."[૫]

ત્રિકમસાહેબ તેઓના ગુરુ ખીમસાહેબ સાથે ગિરનારની જાત્રાએ આવ્યા ત્યારે તેમને અનેક સાધુસંતોનો સમાગમ થાય છે. આજે જ્યાં ભવનાથનું મંદિર છે તેની ડાબી બાજુ આંબલીનું ઝાડ છે. તેની નીચે બેસીને તેઓએ સાધના કર્યાનું માનવામાં આવે છે. ત્યાં બેસીને કેટલાંક ભજનોની રચના કરી છે, જેમાં તેમણે ગિરનારને ઉદ્દેશીને ગાયું છે કે :

"તારો ભરોંસો મુને ભારી,
એવો ગરવો દાતાર ગિરનારી રે." – ત્રિકમસાહેબ

ત્રિકમસાહેબ દ્વારકાની જાત્રાએ ગયા. ત્યાં બેટ દ્વારકા જવા માટે હોડીમાં આભડછેટને કારણે બેસવા દેતા નથી. તે સમયે પાણી ઉપર અંચળો પાથરીને ભજન લલકારે છે કે :

"અલ્યા વહાણવટી વહાણ હંકાર, મારે બેટ જાવું;
બેટ જાવું મારે ગોમતી ના'વું."–ત્રિકમસાહેબ

આ ભજન સાથે કહેવાય છે કે અંચળો પાણીમાં ચાલે છે ને હોડી પહેલાં ત્રિકમસાહેબ કિનારે પહોંચી જાય છે

ત્રિકમસાહેબના જીવનમાં કેટલાક ચમત્કારો બન્યાનું સાંભળવા મળે છે. ત્રિકમસાહેબ ગંગાજીની જાત્રાએ ગયા ત્યારે રસ્તામાં લોદ્રાણી ગામે હનુમાનજીના પૂજારી ગોબરદાસને ત્રિકમસાહેબે હનુમાનજી સ્વરૂપે દર્શન આપ્યાં. કાશીમાં ગંગાજીમાં સ્નાન કરવાની ના પાડે છે ત્યારે ત્યાંના હરિજનવાસમાં ત્રિકમસાહેબ ભજન ગાય છે ત્યારે ખુદ ગંગાજી ત્યાં પાણી દ્વારા પહોંચે છે. આ વાતનો ખ્યાલ મંદિરના પૂજારી પંડિત રવિશંકરને આવે છે અને બીજે દિવસે તેઓ વાજતેગાજતે ત્રિકમસાહેબને ગંગાજીમાં સ્નાન કરાવી મંદિરમાં પ્રવેશ કરાવે છે. "મંદિરના મુખ્ય પૂજારી નીલગિરિજીએ ત્રિકમસાહેબની ચાખડીઓ પૂજામાં રાખી લીધી. આજે પણ તેના વંશજો આ ચાખડીની પૂજા કરે છે. આ બનાવ સંવત ૧૭૩૫ માં બન્યો, જેનો લેખ પંડિત દેવશંકરને ત્યાં સચવાયેલો છે"[૬]

વિથરોઈ ગામના મેપા ભરવાડને ત્રિકમસાહેબ ઉપર અપાર શ્રદ્ધા. તેમને સ્વપ્નમાં તેમજ પ્રત્યક્ષ રૂપે ત્રિકમસાહેબે દર્શન આપ્યાં. આ ભક્તનો આઠ વર્ષનો પુત્ર પિતાને આવતા જોઈ છાપરા ઉપરથી દોટ મૂકે છે. પરિણામે તે નીચે પડવાથી મૃત્યુ પામે છે. ત્રિકમસાહેબે તેના મુખમાં ગાયના દૂધની ધાર કરાવી અને તે સજીવન થાય છે. "આ ભરવાડ કુટુંબના વંશજો ચિત્રોડ ત્રિકમસાહેબની જગ્યામાં દર્શને આવે છે અને તેના કુળનાં બધાં સંતાનોની બાબરી, મોડ, તથા મીંઢોળ જગ્યામાં ઉતારે છે."[૭]

જંગી ગામમાં સંતોના આમંત્રણને માન આપી, ત્રિકમસાહેબ પાટે પધાર્યા ત્યારે તેમની પાસે માણકી ઘોડી હતી આ ઘોડીએ દાદા મેકરણની વાડીમાં ઘણું નુકસાન કર્યું, તેથી દાદાએ ક્રોધમાં ઘોડીને શાપ આપ્યો ને તે મૃત્યુ પામી. ત્રિકમસાહેબને તેની જાણ થતાં, દાદાને ઓળખાણ આપી કહે છે કે લક્ષ્મણજીના અવતાર થઈને ઘોડી મારી નાખી? ત્યારે મેકરણદાદાએ ત્રિકમસાહેબમાં હનુમાનજીનાં દર્શન કર્યાં અને માણકી ઘોડી સજીવન કરી.

ત્રિકમસાહેબના જીવનનો અંતિમ પ્રસંગ સમાધિ ઘણો જ રસપ્રદ છે. તેઓની સમાધિના સમય માટે કેટલાંક મતમતાંતરો પ્રવર્તે છે, પરંતુ તેઓની સમાધિ ઉપર લખાયેલ સંવત ૧૮૦૧ શ્રાવણ સુદ બીજ સત્ય જણાય છે, કારણ કે તે દસ્તાવેજી પુરાવો છે.

સમાધિ લીધા પૂર્વે ત્રિકમસાહેબે પોતાના શિષ્યો અને સત્સંગીઓને બોલાવીને જાણ કરી કે, મારા ગુરુ ખીમસાહેબ સાથે નક્કી થયા મુજબ મારે સમાધિ દરિયાવસ્થાન રાપરમાં ગુરુની સમાધિના ચરણમાં લેવાની છે. આટલું કહી ત્રિકમસાહેબ સમાધિ લઈ લે છે. સેવકો આ સમાધિદેહને ચિત્રોડથી રાપર લાવે છે. રસ્તામાં સઈગામે બધાને ખૂબ તરસ લાગે છે ત્યારે ત્યાં મીઠા પાણીનો વીરડો બની જાય છે. આજે પણ આ વીરડો છે અને "ત્રિકમના વીરડા" તરીકે ઓળખાય છે. રાપરમાં સવર્ણ સમાજ હરિજન સાધુના દેહને પોતાની જગ્યામાં સમાધિ આપવાનો વિરોધ કરે છે. મૃતદેહ ઉપર ધૂળ, ઢેફાં ને પથ્થરનો મારો કરે છે. તે સમયે ત્રિકમસાહેબ સમાધિમાંથી જાગૃત થઈ ઊભા થાય છે ધૂળનો ગુલાલ અને પથ્થરનાં નાળિયેર બની જાય છે. ત્રિકમસાહેબ બોલે છે કે, "એલા, આ તે ગામ છે કે વગડો ?" ને આજે પણ આ જગ્યા ભેંકાર વગડા જેવી છે અને તે વાંઢીબજાર તરીકે ઓળખાય છે. ત્રિકમસાહેબ ત્યાંથી ચાલતા ગુરુની સમાધિ પાસે જાય છે. ત્યાં ગુરુની સમાધિ પાસે આંબલીનું ઝાડ હોય છે, તેને મંત્રબળથી દૂર કરી, સમાધિમાં બેસી જાય છે. સમાધિ માટેની જગ્યા ખોદતાં તેમાંથી ચીપિયો, પાવડી, કમંડળ અને બેરખો નીકળે છે. ત્યાં ત્રિકમસાહેબને સમાધિ આપવામાં આવે છે.

## ત્રિકમસાહેબની વાણી

**૧. પ્રેમલક્ષણા ભક્તિ :** ભક્તિમાર્ગમાં પ્રેમલક્ષણા ભક્તિ અનેક સંતોએ સ્વીકારી છે. નરસિંહ, મીરાં, પ્રીતમ, દયારામ અને દાસી જીવણ પ્રેમ-લક્ષણા ભક્તિના ઉત્તમ ભક્તકવિઓ છે. દાસી જીવણ અને મીરાં પોતાને કૃષ્ણની દાસી ગણાવે છે, છતાં તેમની ભક્તિ દાસ્યભાવની નહિ, પ્રેમભાવની છે 'भक्तिः परमप्रेमरूपा' એ લક્ષણ અનુસાર ભક્ત કૃષ્ણને ગોપીભાવે, પ્રિયતમાભાવે ભજે છે અને તેમાં નિર્વ્યાજ સમર્પણભાવ હોય છે. સુરદાસ અને જયદેવની કવિતાથી પ્રભાવિત અને ભાગવતની તત્ત્વવિચારણાથી પુષ્ટ પ્રેમલક્ષણા ભક્તિનું નિરૂપણ ગુજરાતી સાહિત્યમાં નરસિંહથી આરંભાયું અને દયારામમાં ઉત્કટ બન્યું, તેમાં મીરાં, પ્રીતમ, દાસી જીવણ આદિનું પ્રદાન મૂલ્યવાન છે એ પરંપરામાં

ત્રિકમદાસની કવિતા મૂલવવી ઘટે. ત્રિકમસાહેબની વાણીમાં આ પ્રેમલક્ષણા ભક્તિના દર્શન થાય છે.

"પ્રેમની પ્રેમની પ્રેમની રે,
વાલે મારે, મને મારી કટારી પ્રેમની રે."

પ્રભુના પ્રેમની કટારી મારા હૃદયમાં લાગી છે. ત્રિકમસાહેબ દાસીભાવે કહે છે કે હું સોના–ઇંઢોણી, રૂપા–બેડલું લઈ પાણી ભરવા નીકળું છું ત્યાં મારી સામે પીળાં પીતામ્બર, શિર પર છત્ર અને હાથે હેમની વીંટી પહેરેલા શ્રીકૃષ્ણ મને પ્રેમની કટારી મારી જાય છે. અહીં જે રીતે વ્રજમાં રાધા અને કૃષ્ણ વચ્ચે પ્રેમલીલા રચાયેલ છે તે પ્રકારના ભાવો કવિએ નિરૂપિત કર્યા છે. અહીં "કટારી" પ્રતીક દ્વારા કવિએ પ્રેમના વિરહની વેદના અને પ્રેમથી વીંધાવાનું દર્દ પ્રગટ કર્યું છે. "કટારી" પ્રેમલક્ષણા ભક્તિની અભિવ્યક્તિ માટે સમર્પણની, ફનાગીરીની ભાવના વ્યક્ત કરવા માટેનું એક સમર્થ પ્રતીક છે. મીરાં પણ તેનો પ્રયોગ કરે છે. સૂફી પરંપરામાં "ખંજર" આવું જ સબળ પ્રતીક છે. ત્રિકમ-સાહેબ કહે છે કે :

"પ્રેમે વીંધાણા મારા પ્રાણ,
સતગુરુએ માર્યાં શબ્દોનાં બાણ."

સતગુરુના શબ્દરૂપી બાણથી હું વીંધાણી છું. તેમાં સ્પષ્ટ, સમર્પિત ગોપીભાવ છે, કારણ, સદ્દગુરુ વિના જ્ઞાન અને ભક્તિ વાંઝણાં મનાય છે. કવિ પ્રેમથી વીંધાયાનો એકરાર કરે છે. વળી તે સતગુરુને મહત્ત્વ આપે છે. કવિ દાસીભાવથી કહે છે કે :

"દાસી જાણીને દરસન દેજો
સતગુરુજી મારા નયના આગળ રે'જો,
મેં અપરાધી બાવા દાસી તુમ્હારી
ગુણ અવગુણ મારા સે'જો."

'મૈં,' 'તુમ્હારી' જેવા હિંદી શબ્દપ્રયોગ પણ કવિ કરે છે. કવિમાં નમ્રતાનો ઉદ્રેક જોવા મળે છે. માનવીના તો અનેક અપરાધો હોય, તેને દાસી જાણીને માફ કરવાનું પ્રભુને જણાવે છે. આ પ્રેમલક્ષણા ભક્તિનો માર્ગ પુરુષ મટી સ્ત્રી થવાનો છે, "હું"નો નાશ કરવાનો છે, જે રીતે દયારામ સ્ત્રીનાં કપડાં

પહેરી પુરુષપણાનું ભાન પણ ભૂલી જાય છે. ત્રિકમસાહેબની વાણીમાં દાસીભાવ અને પ્રેમલક્ષણા ભક્તિ બન્ને જોવા મળે છે. દાસીભાવ નવધા ભક્તિનો એક પ્રકાર છતાં પ્રેમલક્ષણાનો પોષક છે. ભારતીય પરંપરામાં પતિ સ્વામી ગણાયો છે અને પત્ની તેને પૂર્ણ ભાવે સમર્પિત થાય છે, એ સંદર્ભમાં દાસ્યભાવ હીનતામૂલક નહિ, સેવામૂલક છે. કૃષ્ણપ્રેમનો તે પોષક છે.

૨. યોગ : ત્રિકમસાહેબમાં નાથપંથી યોગીઓના સંસ્કાર જોવા મળે છે. યોગી રામગુરુએ ત્રિકમસાહેબને સાન આપી હતી અને ગિરનારમાં ભવનાથની જગ્યા પાસે યોગસાધના કરી હોય તે શક્ય છે. ત્રિકમસાહેબ કબીરસંપ્રદાય સાથે સંકળાયેલા સંતકવિ છે. કબીરમાં યોગપંથની ઝીણીઝીણી બાબતો તેનાં પદમાં જોવા મળે છે હઠયોગના તેઓ વિરોધી હતા, છતાં તેઓની વાણીમાં નિર્ગુણવાદી નાથપંથીઓનો ઘણો પ્રભાવ જોવા મળે છે હરિજન ભક્તકવિઓમાં તેમનાં પદો દ્વારા ફલિત થાય છે કે પ્રભુને બહાર શોધવાની જરૂર નથી. પ્રભુ તો આપણી આ કાયાવાડીમાં સમાયેલો છે. આ અંગે ત્રિકમસાહેબ કહે છે કે :

"નાભિકમલથી ઉલટયો આવે, ગગન ધૂન ગરજાના,
ઇંગલા, પિંગલા, સુષુમણા સાધી
ત્રિવેણી તાર મિલાના.
નામ નિરંજન તેજ અપારા, ટીકા ત્યાં ઠેરાના."

ઓહમ્-સોહમ્‌ના શ્વાસોચ્છ્‌વાસથી નાભિકમલમાં અર્ધસર્પાકારે પડેલ કુંડલિની-શક્તિને જાગૃત કરી, તેને ઉલટાવીને ઊર્ધ્વગામી કરવાની છે. આંખની પાસે ડાબી બાજુ ઈંગલા ચંદ્રનાડી અને આંખની પાસે જમણી બાજુ પિંગલા-સૂર્યનાડી, એ બન્ને વચ્ચે સુષુમણા નાડીનો ત્રિવેણી તાર મિલાવવાનો હોય છે, એટલે કે તેમાં ધ્યાન કેન્દ્રિત કરીને ત્રિકુટી સ્થાનથી આગળ મસ્તિષ્કમાં, ગગનમંડળમાં સહસ્રદલ કમળ છે તેની મધ્યમાં નિરંજન પ્રભુ તેજસ્વરૂપે બિરાજે છે તેનાં દર્શન કરવાનાં છે. આ શિખર ઉપર પહોંચવાનું અઘરું છે, કારણ કે કવિ ત્રિકમસાહેબ કહે છે કે :

"નીત નીત વર્ષે નુરા, શિખર પર પહોંચે વીરલા પૂરા."

વળી ત્યાં તો અખંડ મોરલીનો મધુર ધ્વનિ સંભળાય છે.

"ઝાંઝ પખાજ વીણા જંતર વાગે મોરલી કરે છે મલાર,
શબ્દ શીંગી વાગે શુનમાં ગાજી રહ્યા માંય નુરા."

આ નાદને સંતો અનહદ (અનાહત) નાદ તરીકે પણ ઓળખાવે છે.

"ઇંગલા પિંગલા સુષુમ્ણા સાધી,
માંઇ જળહળ જ્યોતિ જાગી.
ત્રિવેણી તાર મેળવ્યા,
અનહદ નોબત ત્યાં વાગી."

ત્રિકમસાહેબ દેહમાં રહેલા દેવને જાગીને જોવાનું જણાવે છે.

**૩. ગુરુમહિમા :** સંતપરંપરામાં ગુરુનો મહિમા મોટો માનવામાં આવ્યો છે. ગુરુ વગર મુક્તિ, જ્ઞાન અને સત્યનું દર્શન દુર્લભ છે. ભક્તકવિઓએ પદના નામાચરણમાં ગુરુકૃપાનો મહિમા ગાયો છે. ગુરુને ત્રિકમસાહેબ ગોવિંદની કક્ષાએ મૂકે છે.

"ગુરુમાં ગોવિંદ, ગોવિંદમાં ગુરુ,
અલખ પુરુષ એક તારા."

શબ્દોરૂપી તીર દ્વારા ગુરુ શિષ્યનું અજ્ઞાન–અંધારું દૂર કરે છે. કવિ કહે છે કે શબ્દોનાં તીર ગુરુ અનાહદ લાગ્યાં, હવે તો :

"જળી ન બાંધું, બૂટી ન ખાઉં, નાડી વૈદ ન દીખલાઉંગા,
પૂરણ વૈદ મિલા સતગુરુમેં નીત ઉઠકર દીખલાઉંગા."

હરિજન ભક્તપરંપરામાં ધાર્મિક વિધિ પાટ–ઉપાસના વખતે ગુરુ શિષ્યને અભિમંત્રિત પ્યાલો પિવડાવે છે. આ ભક્તિમાર્ગનો પ્યાલો ત્રિકમસાહેબે પીધો છે.

"પ્યાલો દૂજો કોણ પીયે
મારા સતગુરુએ પાયો અગાધ."

આ ભવસાગરમાંથી પાર ઊતરવા માટે ત્રિકમસાહેબ ગુરુને વિનંતી કરે છે કે :

"કાયા બેડી મારી કણકવાને લાગી રે,
ગુરુ, તમે મને પાર ઉતારો."

ત્રિકમસાહેબે આ રીતે ગુરુનો મહિમા કર્યો છે.

**૪. સંસાર અસાર :** ભક્તોએ સંસારની માયાને અસાર ગણી છે. સંસારનાં બંધનો ખોટાં છે. ભૌતિક સમૃદ્ધિથી સુખ મળતું નથી. જેને તમે

પોતાનું ગણો છો તે ખરેખર પોતાનું નથી. હરિજન ભકતકવિઓ સંસારમાં રહીને તેની માયામમતાથી પર હતા. ત્રિકમ જેવા ભકતો ભકિતના રંગમાં રંગાયા પછી સંસારની માયાને ભ્રમણા કહીને જણાવે છે કે :

"કાયા બેડી જાજરીને ભરીયા ભાર સભાર
તેના તારૂડા સંત છે, ઉતારે ભવ પાર.
માની લે ઘેલા, તારો સગો નથી રે સંસારજી,
મોટા છત્રપતિ રાજીયા, સૌ ધુંવાના કોઠાર,
વાદળ છાંય વહી જશે, તેને વળતાં નહિ લાગે વાર."

રાજા અને રંક દરેકને મૃત્યુ અનિવાર્ય છે. છત્રપતિ રાજાઓ પણ રાજપાટ મૂકીને ગયા છે સાથે કશું જ લઇ જાઈ શકતા નથી. આ સંસારમાં આપણું કોઈ સગું નથી. તું કોઇનો નથી. ગર્ભવાસમાં આપેલ વચન પણ ભુલાઈ ગયું ને ત્રિકમસાહેબ કહે છે તેમ :

"બાલાપણામાં તું બહુ સુખ માન્યો, બંદો હાલરડે હુલાઓ,
જુવાનીમાં તું કામ કમાયો, બંદો ભામિનિ સાથે ભરમાયો."

પરંતુ જ્યારે,

"બબડી તારી આ કાયાને, મુખડા નૂર કરમાયો,
એ સજની મોરીરે અબ તો બુઢાપણુ આયો."

વૃદ્ધાવસ્થામાં હરિ ભજવાનો કોઇ અર્થ નથી. આ રીતે ત્રિકમસાહેબે સંસારની અસારતા અને કાયાની ક્ષણભંગુરતા ઉત્કટતાથી દર્શાવી છે.

૫. ઉપદેશ : સંતોનું કાર્ય સમાજને ઉપદેશ આપવાનું રહ્યું છે. સમાજમાં રહેલ અંધશ્રદ્ધા, કુરિવાજો અને સમાજની ગંદકીને દૂર કરવાનું કાર્ય કર્યું છે. હરિજન ભકતકવિઓએ પછાત સમાજને સુધારવા વાણી દ્વારા ઉપદેશ આપ્યો છે. આ સંસાર અસાર છે તેમ કહી માયાનું આવરણ દૂર કર્યું છે. જે કાયાનું માનવીને અભિમાન છે તેના માટે સંતોએ "કાયા નાશવંત છે" તેમ જણાવ્યું. ત્રિકમસાહેબ આ વાત વિશદતાથી કહે છે :

"એ મત તું માની લે, તારો સગો નથી આ સંસાર,
ભજનમાં ભીના ભીનાં રેજો, ઉતરશો ભવપાર."

ભક્તિના નામે કેટલીક અંધશ્રદ્ધાઓ પ્રવર્તતી હતી. મંત્ર-તંત્રથી અભણ લોકોને ભૂવા, પાખંડી છેતરતા હતા. આ મેલા દેવો અને તેની ઉપાસના, ડાકણ અને ભૂતપ્રેતની ખોટી માન્યતાઓનો વિરોધ કરતાં ત્રિકમે કહ્યું કે :

"ભક્તિના બાને, મેલા મંત્રો સાધે,
વૈકુંઠ જાતાં જમડા આડા ફરે, જુગમાં જુલમ કરે."

બાહ્યાચારથી પ્રભુ પ્રાપ્તિ થતી નથી. ભગવાં કપડાં, ટીલાં-ટપકાં, જટા વધારવી કે દાઢી રાખવાથી હરિ મળશે નહીં. મન પવિત્ર હોય નહીં ત્યાં સુધી પ્રભુદર્શન શકય નથી ત્રિકમ કહે છે કે :

"જપ તપ તીરથ જોગ જુગતે
કરણી કયાં લગી જાય ?
તીન દેવને દસ અવતારા
વાકી ખબર ન પાઇ
અબ મન ચેત લે મેરા ભાઇ."

ત્રિકમસાહેબ આ રીતે ઉપદેશ આપી સમાજને જાગૃત કરી ભક્તિમાર્ગ દર્શાવે છે.

**૬. પ્રાસંગિક પદો :** ત્રિકમસાહેબના જીવનમાં જે કેટલાક મહત્ત્વના પ્રસંગો બન્યા છે તે વખતે તેઓએ પ્રસંગને અનુરૂપ પદરચનાનો કરેલ જોવા મળે છે.

૧. ત્રિકમસાહેબને કાગનોરા ડુંગરમાં રામગુરુ મળે છે ત્યારે તેમનાં દર્શન થતાં આત્મવાણી જાગૃત થતાં ભજન બોલે છે કે :

"આવી આવી અલખ જગાયો,
અમારે મોલે, ઉત્તર દિશાથી એક
રમતો જોગી આવ્યો જી."

૨. ગુરુ ખીમસાહેબ સાથે દ્વારકાની જાત્રાએ ત્રિકમસાહેબ ગયા ત્યારે આભડછેટને કારણે હોડીવાળો બેસવા દેતો નથી. તે સમયે પાણી ઉપર અંચળો પાથરી ત્રિકમસાહેબ નીચેનું પદ બોલે છે :

"અલ્યા વહાણવટી વહાણ હંકાર, મારે બેટ જાવું,
બેટ જાવું મારે ગોમતી ના'વું."

૩. ત્રિકમસાહેબ ગિરનાર ભવનાથની જગ્યા પાસે સાધના માટે રોકાયા હતા: ત્યાં દત્તાત્રેય અને ગિરનારને ઉદ્દેશીને પદ બોલે છે કે:

"તારો રે ભરોંસો મુને ભારી,
એવો ગરવો દાતાર ગિરનારી રે."

૪. ત્રિકમસાહેબે સમાધિ લીધી તે પ્રસંગે સંતસમાજની સન્મુખ પોતાની અંતિમ વાણી ગાય છે કે:

"કાયા બેડી મારી કણકણવાને લાગી રે,
ગુરુજી, તમે મને પાર ઉતારો."

આ ચાર પદો વિશિષ્ટ પ્રસંગોને કેન્દ્રમાં રાખી રચાયેલાં છે.

ત્રિકમસાહેબ મરમી કવિ છે, તેમ તેમની વાણી પણ મરમીની છે. યૌગિક પરિભાષા તો આ પરંપરાના કવિઓને સહજ હતી. યૌગિક પ્રક્રિયા પણ તેમને સાધ્ય હશે, તે વિના ઇચ્છામૃત્યુની સમાધિ શકય નથી. યૌગિક પરિભાષાની અર્થસાધકતા ત્રિકમસાહેબને જ્ઞાની અને કવિ બન્ને રીતે પ્રગટ કરી આપે છે. ત્રિકમસાહેબ ભક્ત તો હતા, સાથે કવિને સહજ એવી વાણી પણ તેમને વરી હતી પ્રેમલક્ષણા ભક્તિ, યોગની સાધના, સાક્ષાત્કારના રણકાવાળી અનુભૂતિ તેમ અલંકારવતી ભાષા તેમને કવિપદ સહજતાથી સંપડાવે છે.

"સોના ઈંઢોણી ને રૂપા બેડલું,
શીર પર છે ગાગર હેમની રે
મને મારી કટારી પ્રેમની રે."

આ કટારી-પદમાં સમૃદ્ધિમાં રાચતી ગોપી કૃષ્ણપ્રેમથી ઘવાય છે. એક તરફ શ્રેય અને બીજી તરફ પ્રેય, શેને સ્વીકારવું-નકારવું એની દ્વિધા તે અનુભવતાં, ભક્તકવિ છેવટે ગુરુચરણે માર્ગદર્શન વાંછે છે.

ત્રિકમસાહેબ રૂપકપ્રધાન પ્રતીકો બહુ જ ક્ષમતાથી યોજે છે. ગુરુવાણીને તેઓ "શબ્દોનાં તીર" અથવા "શબ્દનાં બાણું" તરીકે ઓળખાવે છે. ગુરુના જ્ઞાનોપદેશથી છિન્ન સંશય બનેલો ભક્તજીવ ભક્તિનો મરજીવો બને છે. પરમહંસગતિરૂપ મોક્ષ તેને સરળ સહજ છે, એ આ પંક્તિઓમાં તે વર્ણવે છે

"માનસરોવર મુક્તા-મોતી,
મરજીવો ચડયો મે'રાણ."

ત્રિકમદાસ ભક્તવાણીની પરંપરાને અનુસરીને માનસરોવરના હંસ તરીકે ઓળખાવે છે, તે ઉપરની પંક્તિમાં તેમ આ પંક્તિમાં પણ પ્રતીત થાય છે:

"હે જી કૂડી રે આ કાયા, સંતો, એમાં
માનસરોવર હંસો ઝીલન આયો લાલ."

ભક્તિનો માર્ગ અસિધારા જેવો તીક્ષ્ણ છે, એક તરફ મોક્ષ અને બીજી તરફ નરકની યાતના છે એ દર્શાવતાં કવિ કહે છે:

"નીત નીત વર્ષે નુરા, શિખર પર પહોંચે વીરલા પૂરા.
નટડી ખેલે, પાવજ મેલે, ન ડગે સુરતા, ન ડગે દોરા.
ઊંચી ચડું તો પ્રેમરસ લાગે, પડું તો ચકનાચૂર."

નટડી સંસારમાયાનું પ્રતીક છે. એના પ્રલોભનમાં આ ભક્તની સુરતા એક દોરોય ડગતી નથી. તે જાણે છે કે ઊંચે જતાં પ્રેમભક્તિનો પરમાનંદ છે અને નિશાન ચૂકતાં મૃત્યુ છે.

આ જ પદમાં કવિએ ભક્તની સજ્જતાને વીરની શસ્ત્રસજ્જતા સાથે સરખાવી એક સુંદર રૂપક આપ્યું છે:

"તન કર તરવારૂ, મન કર ઢાલ–જ્ઞાન કામઠી ચડાવેલ સૂરી,
મન મરતાનો માંઇ મારે મરઘલો, હરદમ હાલે હજુરી,
શિખર પર પહોંચે વીરલા પૂરા."

આ રીતે શસ્ત્રો સજાવીને ભક્તવીર મૃગયા, શિકાર કરે છે અંદરની આસક્તિના મૃગલાનો.

બીજા કોઇ મધ્યકાલીન કવિએ ન યોજેલ રૂપકમાં ત્રિકમસાહેબ પરમાત્માને ગુરુના શબ્દ–ઉપદેશરૂપે ઓળખાવી, ગુરુ–ગોવિંદને પરસ્પર પર્યાયરૂપે વર્ણવે છે:

"ગુરુમાં ગોવિંદ, ગોવિંદમાં ગુરુ,
અલખપુરુષ એક તારા,
શબ્દસ્વરૂપી શ્યામ હમારા,
બોલે બોલાવનહારા."

આ કવિને કબીરના જેવી "ગુરુગોવિંદ દોનું ખડે, કિસકો લાગુ પાય" જેવી મૂંઝવણ નથી, કારણ તેણે તો બન્નેની એકરૂપતા પિછાની છે.

આ ગુરુ–ગોવિંદની એકરૂપતા એક બીજા પદમાં પણ પ્રતીત થાય છે : "ત્રિવેણીના તીરે સંતો મોતીડાંની હાર" એ પદમાં કવિએ ભૂમિકા બાંધી યોગની ત્રણે નાડીની ત્રિવેણીની ત્યાં આત્મારૂપી હંસો મોતી ચરવા આવ્યા, તેમાં પરમહંસરૂપ ગુરુ- ગોવિંદ પણ છે. તેમના સ્વાગતનો ઉપચાર દર્શાવતાં કવિ કહે છે :

"સુરતા સિંહાસન, પ્રેમ પાથરણાં,
અવલ ઓશીકાં સાર–

તો પર મારા સતગુરુ બેઠા
નીરખીને થઇ છું ન્યાલ,
સંતો મોતીડાનો હાર છે."

કવિ આટલેથી જ અટકતા નથી. ગુરુના આસન થતાં જ બ્રહ્માંડનો રાસ આરંભાય છે. આ રાસ જમુનાકાંઠે કૃષ્ણે રચ્યો હતો. તેથી ભિન્ન એમ કહેવામાં કવિ ગુરુ અને ગોવિંદની તેમ કૃષ્ણ–ગોપી-રાસ અને બ્રહ્માંડની રમણા વચ્ચે અનન્યતા સ્થાપે છે.

ત્રિકમસાહેબ અનેક પદોમાં કાયાને ડૂબતા 'બેડલા' નાવ સાથે સરખાવે છે. આ ડૂબતા બેડલાનો તારક સંત-ગુરુ છે. જેસલ–તોરલનાં પદોમાં આ 'ડૂબતા બેડલા'ના રૂપકનો વિનિયોગ સૌથી વધુ જાણીતો છે ત્રિકમસાહેબને આ રૂપક કલમવગું જણાયું છે. એક બીજા પદમાં તેઓ કાયાબેડલી 'કાગજ'ની પણ કહે છે.

"દેખો ખાવિંદકા ખેલ" એ ત્રિકમસાહેબનું લાક્ષણિક પદ છે. ગુરુને ખાવિંદ તરીકે ઓળખાવી તેમના દ્વારા થયેલા બોધપ્રકાશથી ભાવવિભોર બનેલા આ ભક્તકવિ આ ખાવિંદને ગોવિંદથીય ન્યારા "સાંયાથી ન્યારા મારા સદ્ગુરુ દેખ્યા" ગણાવી, ઉછરંગથી તેમની પધરામણી કરવાને સજાવટ કરે છે તે કેટલી બધી ઉત્સાહસભર વાણીમાં વર્ણિત છે !

"રણુંકાર–ઝણુંકાર હોઇ રહ્યા
ઉનકા નામ અવાજા રે,
દેખા ખાવિંદકા ખેલ,
દર્શન મેં તો દેખ્યા રે,
ખમૈયા તણા નેજા ખોડયા, નામ તણાં નિશાન."

'પિયાલો' પ્રકારનાં પદોમાં ત્રિકમસાહેબનું "પિયાલો દૂજો કોણ પીએ" નોંધપાત્ર છે. "સતની કૂંચી ને શબ્દ લીલાગર" સ્પષ્ટ રીતે ભાંગના નશાનો ઉલ્લેખ કરે છે. પરંતુ આ ભાંગ ભૌતિક નથી, એનું પાન મોં વાટે નહિ, શ્રવણ દ્વારા થાય છે 'શ્રવણે રેડીયો, મારો હરદે ઠેરાણો" અને "ચડતા પિયાલે સંતો ગગન દરશાણા."

એ શબ્દોમાં ભાંગના નશાની કેવળ સ્વભાવોક્તિ નથી, બ્રહ્માંડથી પણ ઊંચેરા પરમતત્ત્વના સાક્ષાત્કારની અનુભવોક્તિ છે.

ત્રિકમસાહેબ પર કબીરનો પ્રભાવ સ્વાભાવિક રીતે છે. આ પ્રભાવ કેવળ બીજધર્મ પૂરતો નથી, ભક્તિ પૂરતો નથી, ભાષા પરત્વે પણ છે. ત્રિકમસાહેબનાં ઘણાં પદો ગુજરાતી-હિન્દી મિશ્ર ભાષાનાં છે. હિન્દી સ્પષ્ટ રીતે કબીરનાં પદોના પ્રભાવને આભારી છે. ત્રિકમસાહેબનાં પદોમાં ભજનિકોમાં સૌથી વધુ પ્રિય પદ છેઃ

"સાધુ તારો સંગડો ન છોડું મેરે લાલ."

આ પદની એક કડીમાં આંતરશુદ્ધિ વિના બાહ્યશુદ્ધિ નિરર્થક છે તે દર્શાવતાં ત્રિકમસાહેબ કહે છે કે :

"કપડા બી ધોયા સંતો અંચલા બી ધોયા,
જબ લગી મનવો ન ધોયો, મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગીજી."

બાહ્યાચારની શુદ્ધિ માટે "કપડાં અને અંચલો"નું રૂપક કબીરનાં પદોની પરિભાષાનું પ્રતિબિંબ છે.

ત્રિકમસાહેબ ગુરુ ખીમસાહેબને તો પદેપદે સંભારે છે, આરાધે છે. ખીમસાહેબ ઉપરાંત ભાણસાહેબ અને રવિસાહેબને પણ કેટલાંક પદોમાં ભાવપૂર્વક સમર્યા છે. એ સિવાયના કોઈ સંતને ત્રિકમસાહેબ યાદ કરતા નથી, સિવાય કે કબીરસાહેબ.

"પાન પરવાના પ્રેમકા, મેરે સતગુરુ દીયા શીખાઈ."

એ પદ અનાહતના શ્રવણના ઉલ્લાસનું છે.

"અનહદ વાજાં વાગિયાં, તણતે તાર મીલાઈ,
અણી અગર પે એક હૈ, અવિનાશી આઈ.
મન-પવનકા મેળા હુવા, સુરતી નીજ ઘર પાઈ
સોહી બ્રહ્મ સતનામ હૈ, નહીં ધૂપ છાંઇ વરતાઈ."

આ અવસ્થા પ્રાપ્ત કરનાર જીવ આત્માની અજર, અમર, પરમ અવસ્થા પ્રાપ્ત કરે છે, તેના દૃષ્ટાંતમાં કવિ કબીરનો ઉલ્લેખ કરી, તેને પોતાના પરમ આદર્શ તરીકે સ્થાપે છે.

"અજર હંસ અમુલખ હૈ, કરતા કબીર કમાઇ,
જે કોઇ સમજ્યા શાનમાં, તેને દુજા નહિ દરસાઇ."

આ જ પદની અંતિમ કડી તો અદ્વૈતાનુભવની નોખરી વાણીનું દૃષ્ટાંત બની છે.

"આગે હતા વો અબ મિલા, અબકે, સાંસે નાંઇ
કહે 'ત્રિકમ' ગુરુ ખીમને ચરણે, હંસા-હંસ મીલાઇ."

આ બન્ને પદોની ગુજરાતી–હિન્દી મિશ્રભાષા કવિ ત્રિકમસાહેબના સબળ ભાષાકર્મનું દૃષ્ટાંત છે. આ ભાષા કર્ણકટુ નથી, 'લાડકી' છે. કારણ, અનુભૂતિની સાથે તેનું અનુકરણ સંપૂર્ણ છે. કવિ એવી અવસ્થાની વાત કરે છે જ્યારે ભાષાના પ્રાદેશિક અને વૈયાકરણી ભેદો ભૂંસાઇ જાય છે, બાવનની બહારના અવ્યક્ત તત્ત્વને વ્યક્ત કરવા, બાવનની જ સૃષ્ટિ રચાય છે તેમાં ભાષા સાચે જ સફળ બની છે.

આ કવિઓ ભાષાકર્મથી સભાન કવિઓ ન હતા. તેમને માટે તો અંતરની વાણી જ સાચી હતી. આંતર–સરવાણીને ઝીલતી વાણી આપોઆપ ફૂટી નીકળતી. તેમાં અલબત્ત, પરંપરાના સંસ્કારો કામ કરી જતાં છતાં ભાષાની આળપંપાળ આ કવિઓએ કરી નથી. "ભાષાને શું વળગે ભૂર, રણમાં જીતે તે શૂર" આ સહુ ભક્તકવિઓ માટે સાચી છે. અને ત્રિકમસાહેબ તેનું સબળ દૃષ્ટાંત છે.

## ૫. ભીમસાહેબ

"ત્રિકમ તનમાં પ્રગટિયા, અંતર ભયો ઉજાસ,
તિમિર હતું તે ટળી ગયું, ભાવે કહે ભીમદાસ."

ભીમસાહેબ મોરબી પાસે આવેલા આમરણ ગામમાં જન્મ્યા હતા. તેઓના પિતાનું નામ દેવજીભાઇ અને માતાનું નામ વિરૂબાઇ હતું. જ્ઞાતિએ મેઘવાળના બ્રાહ્મણ ગુરુવા (ગરોડા) હતા. શ્રી દેવેન્દ્રકુમાર પંડિત ભીમસાહેબ પરજિયા ચારણ જ્ઞાતિના અને તેમના પિતાનું નામ હમીરદાન હોવાનું જણાવે છે.[૯] તો ડૉ. દલપત

શ્રીમાળી ભીમસાહેબને ગરોળા જ્ઞાતિના માને છે.[૯] બન્નેમાંથી કોઈ પોતાના મંતવ્યના સમર્થનમાં પ્રમાણ આપતા નથી. પરંતુ પરંપરા અનુસાર ભીમસાહેબ હરિજન ગરોળા હોવાનું જાણવા મળે છે. ઉપરાંત ભીમસાહેબનાં પદોના નામાચરણમાં તેઓ પોતાને "ભીમદાસ" તરીકે ઓળખાવે છે, જે તેઓ ચારણ હોવાના મતનો નિષેધ કરે છે. ચારણજ્ઞાતિસૂચક 'દાન' અથવા એવા કોઈ અનુગ વિના તેમને હરિજન ગણવાનું વધુ તર્કયુક્ત છે.

ભીમસાહેબનો જન્મ વિક્રમ સંવત ૧૭૭૪ માં ચૈત્ર સુદ નોમ ને બુધવારના દિવસે થયો હતો. જન્મથી જ તેમના માથામાં શિંગડીની નિશાની હતી તેથી તેઓ એકલશિંગીના અવતાર મનાયા હતા. તે અંગેની નીચે પ્રમાણેની સાખી પ્રચલિત છે :

"એકલશિંગી આવિયા, આમરણમાં અવતાર,
જ્ઞાતિકુળ ગરૂવા તણી, સમજે સમજણહાર."

એકલશિંગી ઋષિનો ઉલ્લેખ રામાયણમાં જોવા મળે છે દશરથરાજાને ત્યાં થયેલ પુત્રેષ્ટિ યજ્ઞમાં શૃંગીઋષિ પધાર્યા હતા. તે જ આ એકલશિંગી ઋષિ. તેઓના મસ્તકમાં શિંગડી હતી તે પ્રકારની શિંગડી ભીમસાહેબના મસ્તકમાં પણ હતી. ભીમસાહેબ નાનપણથી જ ભક્તિમાર્ગ તરફ વળેલા હતા. આમરણથી તેઓ ચિત્રોડ ત્રિકમસાહેબની જગ્યામાં ગયા અને ત્યાં ગરીબોની સેવામાં રોકાયા હતા. ત્રિકમસાહેબ જ્યારે ભૂજિયા જેલમાં કેદ થયા હતા ત્યારે ભીમસાહેબ પણ તેઓની સાથે જેલમાં રહ્યા હતા. ભીમસાહેબનો આટલો બધો ભક્તિભાવ જોઈને ત્રિકમસાહેબે ગુરુબોધ આપી તેમને સિદ્ધ સાધુ બનાવ્યા હતા.

ભીમસાહેબના જીવનમાં એક અતિચમત્કારિક પ્રસંગ બન્યો હતો, જેના સાક્ષી અને પરીક્ષક હતા જીવણ દાફડા. તેઓ સત્તર–સત્તર ગુરુઓથી પણ સંતોષ પામ્યા ન હતા. પરંતુ આ પ્રસંગથી તેઓ ભીમસાહેબને શરણે ગયા અને તેમને પોતાના પરમગુરુ બનાવ્યા અને પોતે દાસી જીવણમાં રૂપાંતર પામ્યા.

એક વખત ભીમસાહેબ જામનગર જાય છે. ત્યાં તેમના સેવક માગશર સુદ બીજના દિવસે પાટ ભરવાનું નક્કી કરે છે અને તેનો 'વાયક' ભીમસાહેબને આપે છે. આ વાયક ભીમસાહેબ સ્વીકારે છે. તે સમયે ઘોઘાવદરથી જીવણ દાફડા ત્યાં આવ્યા હતા. તેમને પણ 'વાયક' આપવામાં આવે છે. તે સમય દરમિયાન ધૂલવા, વિજરખી, જાંબુડા, બાણગાર વગેરે જુદાંજુદાં ગામેથી પાટનો 'વાયક' આવે છે ને તે પણ માગશર સુદ બીજના દિવસનો જ. આ ચારેય ગામમાં એક

જ દિવસે પાટ હોય છે. દરેકનો 'વાયક' ભીમસાહેબ સ્વીકારે છે સવાલ એ છે કે એક જ રાત્રિએ જામનગરસહિત પાંચ ગામમાં એક જ સમયે પાટે શી રીતે જઇ શકાય ? વળી, મહાધર્મનો સિદ્ધાંત છે કે પાટનો 'વાયક' સ્વીકાર્યા પછી ગમે તે સંજોગોમાં ત્યાં હાજર થવું જ પડે છે. અહીં ભીમસાહેબ આ પાંચ ગામ કઇ રીતે જશે તે પ્રશ્ન જીવણ દાફડાના મનમાં જાગે છે. અને તેમણે નક્કી કર્યું કે ભીમસાહેબની પરીક્ષા કરવી. એટલે પોતાનાથી એક જ રાત્રીમાં આ પાંચેપાચ ગામ જઈ શકાય તે માટે પાણીપંથી ઘોડી તૈયાર રાખી. જામનગરમાં ભીમસાહેબે બીજના દિવસે પાટ પ્રકાશિત કરી ભજન ગાવા લાગ્યા, તે સમયે જીવણ દાફડા ઘોડી લઈને ધૂઘવા ગામે ગયા. ત્યાં જઇને જુએ છે તો પાટ પાસે ભીમસાહેબ ભજન ગાઈ રહ્યા હતા. આ જોઇને નવાઈ લાગી. છતાં જીવણ દાફડા બીજે ગામ વિજરખી જાય છે. તો ત્યાં પણ ભીમસાહેબ હતા. તે રીતે જાંબુડા અને બાણુગાર ગામે પણ ભીમસાહેબનાં દર્શન થાય છે. આ ચાર ગામની ખેપ કરી અંતે જામનગર આવે છે, ત્યાં તો સવાર થઇ જાય છે, એટલે ભીમસાહેબ પાટ વધાવી બહાર બેઠા હોય છે. જીવણ દાફડાને આવતા જોઈને ભીમસાહેબ કહે છે કે "જીવણ, આ મૂંગા પ્રાણીને પાંચ ગામની ખેપ કરાવી દુઃખી કરે છે." આ સાંભળી જીવણ દાફડા ભીમસાહેબના ચરણમાં પડી વિનંતી કરે છે કે મને ગુરુબોધ આપો. ભીમસાહેબે જણાવ્યું કે જા, તું ઘોઘાવદર તારે ઘેર પહોંચ, ત્યાં આવીને બોધ આપીશ. જીવણ દાફડા ઘોઘાવદર ઘોડી ઉપર બેસી પહોંચે છે, ત્યાં તો ભીમસાહેબ તેના ઘેર બેઠા હોય છે.

આવા સિદ્ધ પુરુષને જોઈને જીવણ શિષ્ય બને છે અને દાસી જીવણ બની ખ્યાતિ મેળવે છે.

ભીમસાહેબના જીવનનો બીજો એક પ્રસંગ છે કે એક વખત આમરણમાં ભજન ચાલી રહ્યાં હતાં ત્યારે ભજન ગાતાં-ગાતાં ભીમસાહેબ અટકી જાય છે ને ધ્યાનસ્થ બની જાય છે. થોડા સમય પછી જાગ્રત થયા ત્યારે સેવકો પૂછે છે કે ગુરુજી ! આપ એકાએક કેમ ધ્યાનસ્થ થઈ ગયા ? ત્યારે ભીમસાહેબે જણાવ્યું કે, "પાસેના મોડપર ગામમાં પબા ભગતના આંગણે લીંબડાનું ઝાડ છે, તેના પર મોર બેઠો હતો. તેનો શિકાર કરવા બિલાડીએ તરાપ મારી, એટલે મોરને બચાવવા ધ્યાનસ્થ થવું પડ્યું." બીજે દિવસે સેવકોએ તપાસ કરી, તો જાણવા મળ્યું કે રાત્રે કોઈ ગેબી અવાજ થયો ને ત્યારે મોર ઊડીને ચાલ્યો ગયો હતો.

કુતાસીનાં દેવસ્વરૂપ મોંઘીબાઇને તપ કરવું હતું એટલે કુંવારા-મ્હેણું ટાળવા એમણે ભીમસાહેબ સાથે લગ્ન કર્યાં. લગ્ન પછી બન્નેએ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી પ્રભુ-આરાધના કરી. ભીમસાહેબે તેમને ઉપદેશ આપ્યો હતો.

ભીમસાહેબના બે શિષ્યો છે : દાસી જીવણ અને અકકલદાસ. બન્ને હરિજન ભકતકવિઓ છે.

ભીમસાહેબની માત્ર છ પદરચનાઓ પ્રાપ્ત થાય છે અને ચાર સાખીઓ મળે છે. તેમાં એક પદ દાસી જીવણને સદેશારૂપે મોકલી ઉપદેશ આપેલ છે. બીજું પદ 'ઉઠત રણુંકાર' આરતી છે, બાકીનાં પદો છે. કાવ્યકૃતિઓ ઓછી હોવા છતાં અન્ય ભકતકવિઓએ જે ઇશ્વર વિશેની તાત્ત્વિક ફિલસૂફી સમજાવી છે તે ફિલસૂફી તેઓનાં આ પદોમાં જોઈ શકાય છે. ભીમસાહેબ નામસ્મરણરૂપ ભકિતને મહત્ત્વ આપે છે. નામનું સ્મરણ, ઇશ્વરનું સ્મરણ દરેક ભકતકવિએ સ્વીકાર્યું છે. આ અજબ નામની ખોજ કરી તેનું રટણ કરવાથી સિદ્ધિ પામી શકાય છે. તે નામનું રટણ કરવાનું કવિ કહે છે. ભીમસાહેબ કહે છે કે હું તો આ નામ પર વારી જાઉ છું, કારણકે આ નામથી જ :

"પરા પારમેં અપરમ દેખ્યા, ઐસા હૈ ગિરધારી,
અકડ ભોમ પર, અકડ સોમ હૈ, ગજ ગુણિકા ઉગારી,
મેં અજબનામ પર વારી."

આ નામની ભકિત કરવાથી પ્રહ્‌લાદ બળતા સ્તંભથી ઊગરે છે, બળતા નિંભાડામાંથી બિલાડીનાં બચ્ચાં ઊગરે છે, ગજરાજ મગરના મુખમાંથી ઊગરે છે, વેશ્યા મુકિત મેળવે છે. આ નામનું ધ્યાન ધરતાં ત્રિકોટીમાં ધૂન જગાવવાથી ચૌદ લોકની આરપાર રહેલા ઇશ્વરનાં અખંડ જ્યોતિરૂપે દર્શન થાય છે. આ અખંડ જ્યોતનાં દર્શન થતાં દિવ્ય આરતી સંભળાય છે.

"ઉઠત રણુંકાર અપરમપાર,
અખંડ આરતી બજે ઝણુકાર."

આ અનાહત નાદ સંભળાય છે ત્યાં પહોંચતાં નરનારીના ભેદ રહેતા નથી. આપે નર ને આપે નારી બની જાય છે ભીમસાહેબ યોગક્રિયા પણ સમજાવે છે.

"ગંગા જમુના સરસ્વતી, તરવેણીના ઘાટે રે,
સુખમન સુરતા રાખીએ, વળગી રઇયેં ઇ વાટે."

શ્વાસોચ્છ્‌વાસની ક્રિયા દ્વારા ઇંગલા, પિંગલા, સુષુમણા નાડીનો ત્રિવેણી ઘાટ છે ત્યાં ધ્યાન ધરવાનું છે.

"અણી અગર પર એક છે, હેરો રમતા રામ રે,
નિસદિન નીરખો નેનમાં, સતપુરુષ સામા રે."

નાસાગ્રે ધ્યાન સ્થિર કરવાથી પરમાત્માનાં દર્શન થાય છે. ગોરખે પણ આ વસ્તુ સમજાવતાં જણાવ્યું છે કે :

"દ્રિષ્ટિ મધ્યે અદ્રિષ્ટિ નિરખિણા,
ઐસા અગમ અપાર." – ગોરખ

આ દૃશ્ય જગતમાં જ અગમ્ય અને અદૃશ્ય જેનો પાર ન પામી શકાય-એવા જગદીશ્વરનાં દર્શન કરવાં જોઇએ. આ સુરત-સુરતની સાધના કોઈ પ્રેમીજન જ કરી શકે છે. આ સાધના સિદ્ધ થયા પછી બ્રહ્મરન્ધ્રમાં થતા અનાહત નાદને સાંભળી શકાય છે. આપણું અજ્ઞાનરૂપી અંધારું ટળી જાય છે ને નજરે નૂર આવે છે.

ભીમસાહેબે સાખી, આરતી અને પદ ત્રણેય કાવ્યપ્રકાર ઉપર કલમ ચલાવી છે. તેઓનાં પદના શબ્દોમાં ભાવની સઘનતા ઠોસ રીતે ભરી છે. થોડા શબ્દોમાં ઘણું કહેવાની તાકાત છે.

લોકભાષા વેદ-ઉપનિષદોમાં કહેવાયેલું સત્ય પણ કેટલું સરળ અને સહજ રીતે કહી શકે છે, તેનું દૃષ્ટાંત 'ઉઠત રણુકાર' એ પદ પૂરું પાડે છે. આ પદમાં અનહત નાદનો મહિમા વર્ણવાયો છે. નાદ અને પ્રકાશ એમ બન્ને સ્વરૂપે પરમતત્ત્વના આવિષ્કારનો અનુભવ વર્ણવતાં આ ભક્તકવિ પરમાત્માને :

"સોળ વાલ પર એક રતી સરદારા
ચૌદિસે બોલે વચન ચોધારા
ઉઠત રણુકારા અપરમપારા."

એમ કહે છે ત્યાં–અત્યતિષ્ઠત્ દશાઙ્ગુલમ્ સમસ્ત બ્રહ્માંડથીય પરમાત્મા દશ આંગળ ઊર્ધ્વ છે એ આર્ષવાણીનું લોકવાણીમાં રૂપાંતર છે. આ જ આરતીપદની નામાચરણની પંક્તિમાં :

"બ્રહ્મ સિન્ધુ સારા
બ્રહ્મ જલ ભરિયા ભીતર-બારા."

એમ કહીને રૂપક દ્વારા તેઓ કેવળ ભવસાગરને મિથ્યા જ માત્ર કહેતા નથી, 'સિન્ધુ' શબ્દથી સાગરકિનારાની સ્થૂળતાનો પણ નિષેધ કરે છે અને બ્રહ્મ-રૂપી જલને બાંધનારો કોઇ કિનારો જ નથી, અંદરબહાર, સર્વત્ર અપરંપાર તે વિલસી રહ્યો છે એ પરમ સત્યનું નિરૂપણ કરે છે.

એક બીજું રૂપક પણ તેમના કવિત્વનું સરસ દૃષ્ટાંત બન્યું છે. 'સહુ નગરમાં વણઝારે મળ્યા' એ પદની પહેલી કડીમાં આ જગતને 'ગુજરી' સાથે સરખાવે છે. પરંતુ આ રૂપક પછીની પંક્તિઓમાં લંબાતું નથી. 'આવ્યા તેવા જાય' એમ કહીને ભવનો ફેરો ફોગટ છે તે દર્શાવીને પછીની પંક્તિઓમાં તેઓ ઈશ્વરેચ્છાનો મહિમા કરતાં વેલનાં પાંદડાંનું રૂપક યોજે છે:

"વેલેથી વછૂટયું પાંદડું, ફરી વેલે ન સંધાય,
કાયા–વેલો પવન–પાંદડું, ભાંગ્યો ભવ ન સંધાય."

જીવનની ક્ષણભંગુરતા દર્શાવવા માટે અને જીવન કેવળ પ્રભુકૃપા પર નિર્ભર છે એ દર્શાવવા માટે આ રૂપક ઊણું ઊતરતું નથી.

મહામાર્ગ સાંપ્રદાયિક હોઇ ભીમસાહેબ જ્યોત-પ્રકાશનો મહિમા તો કરે જ, પરંતુ તેમનાં ઉપલબ્ધ બધાં પદોમાં નાદ, અનહતના પ્રતીક તરીકે 'રણુકાર'નો મહિમા પણ થયો છે. યૌગિક પરિભાષા પણ અનાયાસ યોજાઇ છે. સુન લે સુષુમણા નારી' એ પદ પરાત્પરની સાધનાનું, સગુણ અને નિર્ગુણ સ્વરૂપની આરાધનાનું, જ્યોતિસ્વરૂપ અને નાદસ્વરૂપ બ્રહ્મની ભક્તિનું કવિત્વયુક્ત પદ છે.

## ૬. નથુરામ

નથુરામ ત્રિકમસાહેબના ભાણેજ અને શિષ્ય હતા. ત્રિકમસાહેબના આશ્રમ ચિત્રોડમાં રહીને ગુરુસેવા, સમાજસેવા કરીને ભક્તિના રંગે રંગાયા હતા. તેઓના જીવન વિશે માહિતી પ્રાપ્ત થતી નથી. સમયની દૃષ્ટિએ ત્રિકમસાહેબના શિષ્ય અને ભીમસાહેબના ગુરુભાઇ થાય. આ બન્નેનો સમય સત્તરમી સદી છે. તેથી નથુરામ સત્તરમી સદીમાં થઇ ગયા છે. તેઓ સૌરાષ્ટ્રમાં પગપાળા કરીને અંતે રાધનપુર–મહેસાણા જિલ્લામાં આશ્રમ સ્થાપી રહ્યા હતા.

હરિજન ભક્તકવિઓનાં પદમાં યોગ, રહસ્ય અને ઉપદેશ જોવા મળે છે. તે પ્રકારના ભાવો નથુરામનાં પદોમાં પણ જોવા મળે છે. તેઓનાં બે પદો પ્રાપ્ત થાય છે. પ્રથમ પદમાં અલખના નામની ધૂન જગાવી ત્રિવેણી–સાધના કરી, અનાહતના નાદ સાંભળવાનું કવિ જણાવે છે. આ પદમાં જ ગુરુમહિમા પણ દર્શાવી દીધો છે. બીજા પદમાં સંસાર અસાર અને આ કાયાનો મોહ છોડવાનું કવિએ જણાવ્યું છે. મૃત્યુ સનાતન સત્ય છે તેમ જણાવી અલખ–આરાધના કરવાનો સંદેશો આપ્યો છે.

# ૭. લક્ષ્મીસાહેબ

ચિત્રોડમાં ત્રિકમસાહેબે આશ્રમ સ્થાપી ધર્મગાદી સ્થાપી તેના વારસ લક્ષ્મીસાહેબ બને છે. લક્ષ્મીસાહેબ ત્રિકમસાહેબના ભત્રીજા અને શિષ્ય હતા. લક્ષ્મીસાહેબનાં માતાપિતા અને કુટુંબ વિશેની માહિતી જાણવા મળેલ નથી. પરંતુ તેમણે વિક્રમ સંવત ૧૮૪૫ કારતક સુદ આઠમ ને શુક્રવારે સમાધિ લીધી હતી અને ત્રિકમસાહેબના વારસદાર હોવાને નાતે તેઓનો જન્મ આશરે સંવત ૧૭૭૦ પછી થયો હોય તેમ માની શકાય.

લક્ષ્મીસાહેબ ભૈરવના ઉપાસક હતા. તેમણે ભૈરવની સાધનાથી ત્રિકમ-સાહેબને જેલમાં પુરાવ્યા હતા. આશ્રમમાંથી પાણી, અન્ન ખલાસ કરીને પ્લેગ ફેલાવ્યો હતો અને પોતાનો અને ગુરુ શિષ્યનો સંબંધ પિતા–પુત્રનો (હનુમાનજી અને મકરધ્વજ) છે તે જાણ્યું તે પછી ત્રિકમસાહેબને જેલમાંથી મુકત કરાવ્યા હતા.

લક્ષ્મીસાહેબના જીવનનો એક મહત્ત્વનો પ્રસંગ છે કે વિક્રમ સંવત ૧૮૪૦ માં દુષ્કાળ પડે છે ત્યારે ચિત્રોડના વીરા વાણિયા પાસે અનાજનો સંગ્રહ હતો. તેનો આશય અનાજની કૃત્રિમ તંગી ઊભી કરી ધન કમાવાનો હતો. ત્યારે લક્ષ્મીસાહેબ ભૈરવ ઉપાસનાના બળે અનાજ પકડી પાડે છે અને વીરા વાણિયા તથા તેના સાથી વાંઝાને ઉપદેશ આપી શિષ્યો બનાવે છે. તેની પ્રચલિત સાખી છે કે :

> "લક્ષ્મીસાહેબ લેર લાવિયા, ભજનમાં ભરપૂર,
> વેદ પાડયા વાંઝા તણા, શબ્દે કીધા ચકચૂર."

લક્ષ્મીસાહેબના જીવનમાં બીજો ચમત્કારક પ્રસંગ પણ નોંધાયો છે. ચિત્રોડથી બાર કિ. મી દૂર કુંભારિયા નામે ગામ આવેલ છે. ત્યાં જેઠાભાઈ નામનો કોળી રહેતો હતો. આ જેઠાભાઇ કોળીને લક્ષ્મીસાહેબ ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ હતાં, પરંતુ પોતાનો શિકારનો ધંધો છોડતો ન હતો. અંતે એ લક્ષ્મી-સાહેબનો શિષ્ય બને છે. લક્ષ્મીસાહેબ જેઠાને શિકારનો ધંધો છોડાવી ખેતીના કામે લગાડે છે. તેઓ તેને એક ખેતરનું રખોપું સોંપે છે. થોડા દિવસો ઉપદેશની અસર રહે છે ને શિકારનો ધંધો બંધ રહે છે પરંતુ એક વખત લક્ષ્મીસાહેબ કાળિયાર (હરણ)નું રૂપ લઈ ખેતરમાં જાય છે. જેઠો હરણ જોઈને લલચાય છે. હરણ ઉપર નિશાન લઇ બંદૂક છોડે છે, પરંતુ હરણ જખ્મી થઈ ચાલ્યું જાય છે. જેઠો સાંજે આશ્રમે લક્ષ્મીસાહેબ પાસે આવે છે ત્યાં લક્ષ્મીસાહેબનો પગ

ઝખ્મી હતો ને બંદૂકના લાગેલા છરા બાજુમાં પડયા હતા. આથી જેઠાને દુ:ખ થયું ને શિકાર છોડી એ ભક્તિના માર્ગે વળે છે.

લક્ષ્મીસાહેબ ચિત્રોડમાં જ વિક્રમ સંવત ૧૮૪૫માં સમાધિ લે છે. તેઓની શિષ્યપરંપરા નીચે મુજબ છે :




લક્ષ્મીસાહેબની વાણીમાં આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન તેઓના ગુરુ ત્રિકમસાહેબની વાણી પ્રમાણે જ જોવા મળે છે. સતગુરુ, ઈશ્વર બહાર નથી, પરંતુ આ કાયામાં, દલભીતર સમાયો છે. ગુરુકૃપા હોય તો તેને કાયામાંથી શોધી શકાય છે, અને તેનાં દર્શન કરી શકાય છે. તેથી કવિ કહે છે કે :

"બેની મુને ભીતર સતગુરુ મળિયા,
આજ તો વરતાણી આનંદની લીલા,
મારી બેની મુને ભીતર સતગુરુ મળિયા."

આ સતગુરુનાં દર્શનથી કાયામાં અખંડિત ભાણનાં દર્શન થયાં અને સનભૂમિનો ખ્યાલ આવ્યો. આ કાયામાં દશ દ્વાર છે. તેમાં દશમે દ્વારે સતગુરુ બેઠા છે. દશમું દ્વાર તે બ્રહ્મરન્ધ્ર. સંત જ્યારે અંતિમ સમાધિ લે છે ત્યારે મસ્તિષ્કમાં આવેલા બ્રહ્મરન્ધ્રમાં પ્રાણને કેન્દ્રિત કરે છે, અને પછી દેહમુક્ત થાય છે. (આ માટે શંખ દ્વારા બ્રહ્મરન્ધ્રનો વેધ પણ કરવામાં આવે છે.)

"બંક નાડેથી દમ ચાલીયો, બ્રહ્મ મધ્યે પરવારી,
ઇંગલા પિંગલા અને સુષુમણા, ત્રિકોટીમાં લાગી તાળી."

બંકનાડથી શ્વાસ ચાલે છે તે બ્રહ્મ સુધી પહોંચે છે. ઇંગલા, પિંગલા અને સુષુમણા એ ત્રણેય નાડી ત્યાં મળે છે. તેનું નામ ત્રિકુટી. ત્યાં ધ્યાન કેન્દ્રિત કરવાથી અખંડ ભાણનાં દર્શન થાય છે અને અનાહત નાદ સંભળાય છે.

"વિના દિવેટ વિના કોડિયે, ગ્રંથ વિના જાગે જયોતું,
વિના વાદળ, વિના વિજળી, ધમકે મેઘાડમ્બર સોતું."

નરસિંહ મહેતાના પદમાં પણ આ બાબત સમજાવતાં કહ્યું છે કે :

"બત્તી વિણ, તેલ વિણ, સૂત વિણ,
જો વળી, અચળ ઝળકે સદા અનળદીવો,
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો,
વણ જિહ્‌વાએ રસ સરસ પીવો."

લક્ષ્મીસાહેબે તત્ત્વજ્ઞાનની સાથે ઉપદેશ આપવા પણ પ્રયત્ન કર્યો છે. તેઓ જણાવે છે કે માનવ–અવતાર, મનુષ્યદેહ પ્રાણીમાત્રમાં શ્રેષ્ઠ છે. દેવતાઓએ પણ પ્રભુ પાસે માનવદેહ માગ્યો છે. સંતોએ પણ પ્રભુ પાસે માનવદેહ માગી ભક્તિ માગી છે. નરસિંહ મહેતાના પદમાં કહ્યું છે કે :

"હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે,
નિત્ય સેવા, નિત્ય કીર્તન, ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે."

લક્ષ્મીસાહેબ ઉપદેશ આપતાં જણાવે છે કે :

"ધ્રુવ, પ્રહ્‌લાદ, અંબરીષને ઉગાર્યા,
તે પણ રહ્યા છે ત્યાગી રે.
જે કરો તે બંદા અહિંયા થાશે,
મોકલ્યા છે મા'રાજે.
આવો અવસર ફેર નહિ આવે,
પરમારથને કાજે."

આ માનવદેહ પ્રાપ્ત થયો છે તો આ ભવમાં ભક્તિ કરી લેવી જરૂરી છે. આ ભક્તિ માટે પણ લક્ષ્મીસાહેબે તેના પદમાં એક મજાની વાત કરી છે કે

જ્ઞાન, બુદ્ધિની જરૂર નથી, પંડિત બનવાની જરૂર નથી. પરંતુ પ્રેમલક્ષણા ભક્તિને બિરદાવે છે.

"જ્ઞાન ગભરૂ કોઇ ન જાણે,
પ્રીત પિયુની પરમાણે રે."

પ્રેમે હરિને પ્રાપ્ત કરવાના છે અને જો આ માર્ગ ભુલાઈ જશે, સંસારની મોહમાયામાં વીંટળાઇ વળશું, તો જિંદગી ગુમાવી ગણાશે. આ માટે ભક્તિ કરવી પડશે. ભક્તિ ખાંડાની ધાર છે તેમાંથી પાર ઊતરવું એટલે તો :

"ખોટા મોતી બે થાશે, ફૂટશે ફટકીયાં હજાર,
ઘણ તણા માથે ઘા પડશે, ઇ તો નીકળશે એરણ પાર."

સાચું મોતી જે રીતે ઘણ અને એરણ વચ્ચેના ઘા સહન કરીને પણ ફૂટતું નથી, તેમ ભક્તિમાં મોહમાયાનાં અનેક બંધનોમાંથી મુક્ત કરીને, કષ્ટો સહન કરી, પાર ઊતરવાનું છે. આ માટે ગંગાસતી પણ જણાવે છે કે :

"મેરુ રે ડગે ને જેનાં મન નો ડગે,
અરને ભાંગી રે પડે ભરમાંડ રે,

વિપદ પડે પણ વણસે નહિ,
ઇ તો હરિજનનાં પરમાણ રે."

"ભાઇ રે ! ભગતિ કરો તો એવી કરજો પાનબાઇ !
રાખજો વચનુંમાં વીશવાસ રે."

મન મક્કમ અને વચનમાં વિશ્વાસ રાખવો જોઈએ. લક્ષ્મીસાહેબ પણ પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી નામનું સ્મરણ કરવાનું જણાવે છે.

આ પરંપરાના બીજા ભક્તકવિઓની જેમ લક્ષ્મીસાહેબ પણ ગુજરાતી–હિન્દી મિશ્રભાષાનો પ્રયોગ કરે છે અને તે અનાયાસ અને સરળ છે. કવિ લખે તેનો કોઈ વિશેષ ઉન્મેષ ઉપલબ્ધ પાંચ પદોમાં જોવા મળતો નથી. "ફટકિયાં મોતી"નું રૂપક પારંપરિક છે. "ખોલ દિયા તાળા, ભયા અજવાળા" એ રૂપક પણ પારંપરિક છે અને ગુરુમહિમાનું દ્યોતક છે. લક્ષ્મીસાહેબ પણ યોગની પરિભાષા યોજે છે, જે આ સંપ્રદાયના ભક્તકવિઓની પરંપરાને વફાદાર છે.

# ૮. દાસી જીવણ

"જીવણ જગમાં જાગિયા, થયા નરમાંથી નાર,
દાસીપણું દર્શાવિયું, રાધાના અવતાર."[૧૦]

હરિજન ભક્તકવિઓમાં દાસી જીવણ તેમનાં પદોની સંખ્યા, વ્યાપકતા અને વાણીની મીઠાશને કારણે સૌથી વધુ લોકપ્રિય કવિ છે. દાસી જીવણ માત્ર હરિજનસમાજના જ નહીં પણ સૌરાષ્ટ્રની સીમાને વટાવીને ગુજરાતના અનેક પ્રદેશોમાં સામાન્યમાં સામાન્ય જનસમાજના હૈયા સુધી પહોંચેલા છે. તેઓ પ્રેમલક્ષણાનાં પદો અને દાસીભાવને કારણે સૌરાષ્ટ્રની મીરાં તરીકે ઓળખાય છે. સ્ત્રીસહજ ઊર્મિઓ અને પ્રણયભાવો તથા પદના અંતે નામાચરણમાં 'દાસી' શબ્દ સ્ત્રીકવિ હોવાનો ભાસ કરાવે છે. ભજનપ્રેમી સમાજ જીવણને 'રાધાના અવતાર' તરીકે ઓળખે છે.

ભક્ત જીવણદાસ ગોંડલથી સાત કિલોમિટર દૂર આવેલા ઘોઘાવદર ગામે જન્મ્યા હતા ઘોઘાવદર જતાં ગામની પૂર્વ દિશામાં હરિજનવાસ આવે છે ત્યાં ઉત્તર દિશામાં તેઓનું સમાધિમંદિર છે. ગોંડલના દાનેશ્વરી શેઠ શ્રી રાણા હમીર ચાંડપાએ આ સમાધિમંદિરનો જીર્ણોદ્ધાર કર્યો છે. રાણા હમીર ચાંડપા અને દાસી જીવણ દાફડા બન્ને ચમાર જ્ઞાતિના અને એક જ કુળના છે, તેથી તેઓ આ જગ્યાની વિશેષ કાળજી રાખી નાણાકીય મદદ કરી રહ્યા છે. આ સમાધિ-મંદિરના પૂજારી તરીકે દાસી જીવણ કુળના વારસદારો જીવાદાસ, મંગળદાસ અને હીરુમા છે. સમાધિમાં દાસી જીવણની સાથે તેઓનાં ધર્મપત્ની જાલુમાની પ્રતિમા છે. બાજુમાં સતાધારના ગીગા આપા અને દાસી જીવણના પુત્ર દેશળ ભગતની મૂર્તિઓ સ્થાપિત કરી છે, જમણી બાજુ ઢોલરાવાળા અમરા ભગત અને દેશળ ભગતનાં ધર્મપત્ની કરમણ માતાની સમાધિ છે. ડાબી બાજુએ પાળિયાદના વિસામણ ભગતની મૂર્તિ છે. સમાધિની પૂર્વમાં આંબલીઓની ઘટા પથરાયેલી છે. તે અંગે એક સાખી છે :

"દિન આંબલીએ દાયરા, કાસીરા ઠાણુકા થાય,
તણુ પાદશાહી જગા તણા, જીવણ સોહોલા જણાય."[૧૧]

આ આંબલીની ઘટામાં, દાસી જીવણનો ધંધો ચમારનો હોવાથી, ચામડાં રંગવાનો કુંડ હતો. આ ચમારકુંડની બાજુમાં આજે કૂવો અને ભવાનીમાતાનું

મંદિર છે. ભવાનીમાતાની આરાધનાથી ગંગાજી પ્રગટયાનું મનાય છે. આ જગ્યામાં દર દિવાળીના પડવાને દિવસે તિથિ (સમાધિ દિવસ) ઊજવવામાં આવે છે અને તેનો મેળો ભરાય છે.

દાસી જીવણનો જન્મ વિક્રમ સંવત ૧૮૦૬માં થયો હતો. પિતાનું નામ જગાભાઈ અને માતાનું નામ સામબાઇ હતું. જાતે ચમાર અને શાખે દાફડા હતા.

"જીવણ જયોતું જાગિયું, ભીમ પ્રગટયા ભાણ,
દાફડા ઘેર દીવો હુવો, જીવણ પંડે જાણ."[૧૨]

પિતા જગા દાફડાની આર્થિક સ્થિતિ સારી હતી. આસપાસના પંથકની ચામડાંની 'ભામ' (ઇજારો) તેઓ રાખતા હતા. આ ચામડાંને રંગવાનું કામ તેઓ કરતા હતા. આવા અસ્પૃશ્ય સમાજમાં રોહીદાસ પછી સૌરાષ્ટ્રમાં ભક્ત-હૃદયની આર્તવીણા કવિતારૂપે દાસી જીવણના કંઠે સજીવન થાય છે. તેઓ ઘણા નમણા અને રૂપાળા હતા. તેમનો ઘાટીલો દેહ, ભરાવદાર મુખમુદ્રા ઉપર શોભતી અણીદાર મૂછોના કાતરા, માથા પર બાંધેલો રંગીન રૂમાલ અને ભૂરી ઘોડીના શોભતા અસવાર તરીકેનો ઠાઠ રાજવી હતો. આવા મસ્તાના પુરુષે બે વખત લગ્ન કર્યાં હતાં. તેઓનાં પ્રથમ પત્ની સાખે કટારિયા જૂનાગઢ ગામનાં હતાં બીજા પત્ની સોનામા રામોદ ગામનાં હતાં. બન્ને પત્નીઓ સાથે રહેતી હતી. આવા સુખી, સંસારી અને રંગીલા યુવાનને પહેલેથી જ ભક્તિનો રંગ પણ લાગ્યો હતો. પ્રભુના ઘરની જાણકારી મેળવવા તેમણે સત્તર ગુરુ કર્યા હતા, છતાં ક્યાંય સંતોષ થતો નથી તેવામાં આમરણના સંત ભીમસાહેબનો ભેટો થતાં આત્માની ઓળખાણ થઈ જાય છે.

"વણ અક્ષરે અક્ષર લખ્યા વણ લીચે લી,
જીવણને ગુરુ ભીમ ભેટયા, રાતમાંથી થયો દિ."

ગુરુકૃપાથી અજ્ઞાનરૂપી અંધારું દૂર થયું અને આ કાયામાં રહેલા બ્રહ્મતત્ત્વનાં દર્શન થવાં અંતરપટ ખૂલતાંની સાથે તેમને અનેક કાવ્યરચનાઓ (ભજનો) સ્ફુરે છે કહેવાય છે કે ઘણી વખત તેઓ વનવગડે ફરતા હોય ત્યાં કોઇ પદરચના ગુંજવા લાગે ને ખાખરાનાં પાન ઉપર તેઓ કાંટાની શૂળથી પદ ટપકાવી લેતા હતા. તેનો અર્થ એ પણ થાય કે દાસી જીવણ થોડું ઘણું ભણેલા હશે, પરંતુ તેનો લેખિત પુરાવો મળતો નથી.

**જીવનપ્રસંગો :** સંત ભીમસાહેબના ગુરુબોધથી દાસી જીવણનું અજ્ઞાન-અંધારું દૂર થાય છે. છતાં કાશીની જાત્રાએ જઇ ગંગાજી નાહવાની ઇચ્છા થાય છે એટલે ગુરુનો આદેશ મેળવવા પત્ર લખી જણાવે છે કે :

"સેં જે સાંયાજી, મારું દિલડું ન માને દુખજાણું,
કેહોને ગુરુજી, મારું મનડું ન માને મમતાળું."

આ પત્રના જવાબમાં ભીમસાહેબ આત્માનુભૂતિ માટે ઉપદેશાત્મક પદ લખીને પત્ર દ્વારા મોકલાવે છે કે :

"નાનક સખી સાન લખી, પ્રેમી સાથે પ્રણામ,
જઇ દેજો જીવણ દાસીને, ઘોઘાવદર ગામ." – સાખી
"જીવણ જીવને જીયાં રાખીએ, વાગે અનહદ તૂરા રે,
ઝિલમિલ જ્યોતું ઝગહળે, વરસે નિરમળ નૂરા રે." –પદ

આ પદથી દાસી જીવણને મનનું સમાધાન થઇ જાય છે. સાથેસાથે ભીમસાહેબે જણાવ્યું કે તારે ત્યાં ત્રીજા દિવસે ગંગાજી પ્રગટશે. નાહવાની ઇચ્છા હોય એટલું નાહી લેજે. બરાબર ત્રીજા દિવસે ગંગાજી પ્રગટ્યાં. જીવણ તો આનંદ-વિભોર બની ગયો. ગામના સવર્ણો આભડછેટથી દૂર રહે છે ત્યારે જીવણદાસે ગંગાજીનું પાણી ગામ તરફ વહેવડાવ્યું. આ પ્રસંગથી જીવણની ભક્તિનો જશ ચારે તરફ ફેલાય છે.

દાસી જીવણના ચમત્કારક પ્રસંગોની જાણ ગોંડલના રાજા રાણા કુંભાને થતાં પરચો લેવાની ઇચ્છાથી દાસી જીવણને રાજદરબારમાં બોલાવીને પરચો આપવાનું જણાવે છે. દાસી જીવણ નમ્રતાથી જણાવે છે કે હું તો ભગવાનનો ભક્ત છું. મારી પાસે કોઇ ચમત્કાર નથી. બધી પ્રભુની લીલા છે. છતાં તમે જેને ચમત્કાર કહો છો તે તો તમારી નજરે છે. કારણ કે જે હરિજનને રાજદરબારમાં એક આસન આપી બેસાડવામાં આવે એ જ મારા પ્રભુનો ચમત્કાર છે. રાજાને આથી સંતોષ ન થયો એટલે એક દરબારીએ જણાવ્યું કે આપણે રેવળ ચમારને સાંઇઠ કોરીમાં 'ભામ' આપી હતી તેની રકમ હજુ સુધી આવી નથી. તેના જામીન જીવણ છે. તો આ સાંઇઠ કોરી અહીં અત્યારે જ ભરી આપે અથવા જેલમાં જાય. તેનો ભગવાન તેને છોડાવી જશે. દાસી જીવણને જેલમાં પૂરે છે. તેઓ પ્રભુને પ્રાર્થનારૂપે પાંચ પદ બોલે છે.

૧. "પડિયાં તમારાં કામ રે શામળિયા."
૨. "મંદિર પધારો મોરાર રે."
૩. "મીઠા મારે તમ સરખાં કામ જી રે."
૪. "દાસી જાણીને મુને દરસન દે."
૫. "મારી બૂડતી બેડીના તારણહાર, ઓ શામળા."

ભકતની પ્રાર્થના ભગવાને સાંભળી અને વેપારીનું રૂપ લઈ રાત્રે વહીવટદારને સાંઈઠ કોરી જમા કરાવી જાય છે. વહીવટદારને સવારે ભાન થાય છે કે એ સામાન્ય વેપારી નહીં પણ સાક્ષાત્ ભગવાન હતા. કુંભાજીને જાણ થતાં દાસી જીવણની માફી માગે છે. એ સાંઈઠ કોરીની આજે પણ કુંભાજીના વારસદારો પ્રભુની ભેટ માની પૂજા કરે છે.

જીવણ જાતવાન ઘોડીઓ રાખવાના શોખીન હતા. એક વાણિયા પાસેથી એંસી કોરીમાં ઘોડી ખરીદી, પણ તેના પૈસા આપવા બાકી રહી ગયા. એક વખત આ ઘોડી ઉપર બેસી દાસી જીવણ બહારગામ જતા હતા, ત્યાં રસ્તામાં વાણિયો એંસી કોરીની ઉઘરાણી કરે છે અથવા ઘોડી લઈ જવાનું જણાવે છે. દાસી જીવણ પાસે પૈસા હતા નહીં એટલે ઘોડી આપી દે છે. અહીં દાસી જીવણ ભગવાનને ઉદ્દેશી પદ બોલે છે કે :

"તાણીને પ્રીતું શીદ તોડ, હે મારા શામ તાણીને પ્રીતું,
એંસી કોરીમાં શું લોભાણો, વાલા રે, નથી જોતી લાખ કરોડ રે."

વાણિયાને રસ્તામાં ભગવાન બ્રાહ્મણરૂપે મળે છે ને પૂછે છે કે દાસી જીવણનું ગામ કેટલે દૂર છે? મારે તેનાં દર્શને જવું છે તેની કૃપાએ અમારા ગામધણીને ઘેર દીકરાનો જન્મ થયો છે. એટલે 'માનતા'ની એંસી કોરી પગે ધરવા જવી છે. વાણિયો બ્રાહ્મણને દાસી જીવણ પાસે લાવે છે ત્યાં તો ભક્ત તેની ધૂનમાં મસ્ત હતા. બ્રાહ્મણે એંસી કોરી મૂકી ને ચાલી નીકળ્યા થોડે દૂર ગયા હશે ત્યાં તો અદશ્ય થઇ ગયા. વાણિયાને થયું કે આ અલખ ધણી હતા, એટલે ઘોડી અને એંસી કોરી બન્ને દાસી જીવણને સોંપી દે છે.

એક વખત ગોસાંઇજી મહારાજ ઘોઘાવદર આવે છે. તેમનાં દર્શને જીવણ જાય છે. પરંતુ આભડછેટના કારણે ગોસાંઇજી તેમને મળવાની ના પાડે છે. પાટનાં દર્શને પણ આવવાની ના પાડે છે. ત્યાં દાસી જીવણ બહાર બેસીને ભજનો બોલે છે:

"નાત-જાત નારાયણા, તું જોતો ના જદુરાય,
જીવણની જગમાંય, તું પત રાખે પરમેશ્વરા." – સાખી

"મારે કરવી વાલમ સાથે વાત,
બાઈ મારે મેરમજીને માણવા રે." –પદ

આ પ્રમાણે ભજન-ધૂન ચાલી રહી છે ત્યાં ગોસાંઈ પાસે પાટની જ્યોત બુઝાઈ જાય છે અને દાસી જીવણ પાસે એ જ્યોત સ્વયં પ્રગટે છે. ગોસાંઈનું જ્ઞાતિ-અભિમાન તૂટી જાય છે ને દાસી જીવણને ભાવથી ભેટે છે.

જીવણ ભગત એક વખત જામનગર આવે છે. ત્યાં ચોરા ઉપર દરબારી ડાયરો બેઠો હતો. જીવણ કોઈને બોલાવ્યા સિવાય પોતાની મસ્તફકીરીમાં નીકળી જાય છે. એટલે ડાયરામાંથી કોઈક બોલે છે કે, 'નામ દાસી જીવણ રાખ્યું છે ને મિજાજનો કોઈ પાર નથી ! તમારી મૂછો, ઘોડેસવારી, રાજવી પોશાક-આમાં દાસીપણું ક્યાંય દેખાતું નથી.' ત્યારે દાસી જીવણે જવાબ આપ્યો કે, 'હું તમારી દાસી નથી, મારા શ્યામસુંદરની દાસી છું.' એમ જણાવી નીચેનું પદ બોલે છે :

"મીઠાજી જાણ્યો તમારો મરમ,
હે મારે મોલે આવો પધારો, મીઠાજી."

આ પદ ગાતાં-ગાતાં દાસી જીવણ ભાવવિભોર બની જાય છે. ત્યાં દિવ્ય-પ્રકાશ થાય છે, ને સમગ્ર સભાને દાસી જીવણમાં રાધાજીનાં દર્શન થાય છે."[૧૩]

ઉપર્યુક્ત પ્રસંગ દાસી જીવણના ઉપાસક વયોવૃદ્ધ ઉકા ભગત પાસેથી સાંભળવા મળ્યો છે કે :

"આમરણમાં ભીમસાહેબની જગ્યામાં 'પાટ' ભરાયો હતો ત્યાં અનેક સાધુસંતોનો 'જમેલો' હતો. ત્યાં ચર્ચા થાય છે કે ભીમસાહેબના શિષ્ય જીવણ મૂછો રાખે છે અને મિજાજનો પાર નથી. છતાં પોતાની જાતને દાસી તરીકે કેમ ઓળખાવી શકે ? ત્યારે ભીમસાહેબ જણાવે છે કે સંતો ભાઈઓ, આપણે તેમને જ રૂબરૂ બોલાવીને આ ભેદ પૂછીએ ? આ દિવસે દાસી જીવણ મજેવડી ગામે પાટ હોવાથી ગયા હતા. ત્યાં ગુરુનો સંદેશો આવે છે એટલે દાસી જીવણને ખ્યાલ આવી જાય છે કે મારી ઓળખાણ આપવાની છે. એટલે સીધા ઘોઘાવદર જઈને તેમનાં ધર્મપત્નીને 'સીતારામ' બોલીને જણાવે છે કે સંતો મારી ઓળખાણ

માગે છે, હવે ઝાઝું રોકાવાશે નહીં. ત્યાંથી આમરણ આવી સંતસમાજ વચ્ચે હાથમાં કરતાલ લઈને ભજન ગાવા લાગે છે :

"મજરો મારો માની લ્યો, હું નોકર તારા નામની,
ઓળે આવી ઉગારી લેજો, ગ્વાલન ગોકુળ ગામની."

"મેં તોરી દાસી, પિયા, મેં તોરી દાસી, રંગે તુમારે રાચી."

આ પદોના આનંદમાં સંતો પણ ભળી જાય છે ને ત્યાં જીવણનું અડધું અંગ રાધાનું સંતોને દેખાય છે ને ત્યારે કહેવાય છે કે :

"જીવણ જગમાં જાણિયા, થયા નરમાંથી નાર,
દાસીપણું દર્શાવ્યું, રાધિકાના અવતાર."

છતાં સભામાંથી પ્રશ્ન ઊઠે છે કે દાસી જીવણ રાધાનો અવતાર હોય તો હરિજન સાધુ ભીમસાહેબના શિષ્ય કેમ થયા ? ત્યારે જીવણ કહે છે કે તેઓ એકલશિંગી ઋષિના અવતાર છે. જુઓ ! તેમના મસ્તકમાં શિંગડી છે અને ભીમસાહેબ ઈશારાથી શિંગડી દર્શાવી હા કહે છે. ગુરુશિષ્યની આ ઓળખાણ થયા પછી સમાજ વચ્ચે આ સંતો વધુ રોકાયા નથી".[૧૪]

રૂબરૂ મુલાકાતના આધારે કોટડા સાંગાણીની જગ્યાના મહંત પાસેથી જાણવા મળે છે કે "દાસી જીવણના શિષ્ય કડિયા ભક્ત પ્રેમજી હતા. કોટડા સાંગાણીથી પ્રેમજી ભગત દરરોજ દર્શને ઘોઘાવદર દાસી જીવણ પાસે જતા. દાસી જીવણ આ ભક્તિભાવથી ખુશ થાય છે ને પ્રેમજી ભગતને વચન માગવાનું જણાવે છે. આ વચનમાં પ્રેમજી ભગતે દાસી જીવણને પોતાને ત્યાં પુત્ર તરીકે પધારવાનુ કહે છે. આ વચનના આધારે (વિ. સંવત ૧૮૮૨ થી ૧૯૩૩) દાસી જીવણ વિશ્રામભગતરૂપે જન્મ ધારણ કરે છે."[૧૫] આજે પણ વિશ્રામભગતને દાસી જીવણના અવતાર તરીકે પૂજવામાં આવે છે.

**પ્રાસંગિક પદરચનાઓ :** દાસી જીવણમાં કેટલાક પ્રસંગો એવા છે કે જેમાં પ્રસંગને અનુરૂપ પદરચનાઓ થયેલ જોવા મળે છે. આ પ્રસંગો અને પદો જોઈએ.

(૧) પાળિયાદ ગામે વિસામણ ભગતે 'મંડપ' કર્યો ત્યારે અનેક ગામના લોકો પધારે છે. ભવ્ય માનવમેળો જોતાં વિસામણ ભગતને અભિમાન આવે છે. આ 'હું'પણા સામે દાસી જીવણ પદ દ્વારા ઉપદેશ આપે છે કે :

"એક દા'ડે જાવું એક દા'ડે આવો મોંઘામૂલો,
મનખ્યો મેલીને જાવું એક દા'ડે."

આ ખોળિયું એક દિવસ નાશ પામવાનું છે. તેનો મોહ શા માટે ? મૃત્યુ કોઈ રોકી શકતું નથી, માટે કાયાનો મોહ છોડી હરિભજન કરવું.

(૨) જીવણદાસની ભકત તરીકેની નામના ચારે તરફ ફેલાય છે ત્યારે અનેક સત્સંગીઓ તેમને મળવા માટે આવતા હતા. તેમાં એક વખત જીવણદાસને મળવા અજાણ્યા લોકો આવે છે. દાસી જીવણ તેમને સામે મળે છે ત્યારે ઘોડી ઉપર બેઠેલા જીવણને રંગીલા જુવાન તરીકે બિરદાવે છે. આ સમયે જીવણદાસ પદ બોલે છે કે :

"મેં મસ્તાના મસ્તી ખેલું, મેં દીવાના દર્શનકા."

હું મસ્તાનો, દીવાનો છું, પણ એ હરિનાં દર્શન માટે થયો છું. મને રામનામનો અમલ ચડયો છે. કામ, ક્રોધને હું ડરાવી ભગાડું છું. હું તો મેરમનો મસ્તાનો સૈનિક છું.

(૩) દાસી જીવણ રૂપેરંગે સોહામણા હતા. તેમનો કંઠ પણ મધુર હતો. ઘોઘાવદરથી નજીક બંધિયા ગામે રાત્રિભર સુંદર ભજનો ગાયાં તેમાં એક સ્ત્રી તેમના ઉપર મોહિત થાય છે. તે બીજે દિવસે જીવણની પાછળપાછળ આવે છે. જીવણ તેને પાછળ આવવાનું કારણ પૂછે છે ત્યારે તે સ્ત્રી જણાવે છે કે, "મારો પતિ કદરૂપો છે, એટલે મારે તમારું ઘર માંડવું છે." આ સ્ત્રીને સમજાવતાં બોલે છે કે :

"શું કરવાં સુખ પારકાં, સુખ માંડેલ હોય તો થાય જી."

પારકાં સુખ જોઈને દુ:ખી થવાનો કોઈ અર્થ નથી. પારકો પુત્ર પાળીને મોટો કરીએ છતાં તેના હાથનું પાણી પહોંચતું નથી, તે રીતે બીજાનું રૂપ જોઈને પોતાના નબળા પતિને છોડવાથી સુખ મળતું નથી. અંતે તો આ ભોગવિલાસ છોડીને ભકિતના માર્ગે જવાનું છે. આ ઉપદેશથી તે સ્ત્રી સન્માર્ગે વળે છે.

(૪) સાપરડા ગામમાં કાઠી ભગતને ત્યાં દાસી જીવણનાં ભજનનો કાર્યક્રમ હતો. ત્યાં રાત્રે કાઠીનો પુત્ર કેશવ મૃત્યુ પામે છે. ભજનમાં ભંગ ન પડે એટલે

કાઢી ભક્ત કોઇને ખ્યાલ ન આવે તે રીતે પુત્રના મૃતદેહને પલંગ નીચે ઢાંકી દે છે સવારે જીવણસાહેબને તેની જાણ કરે છે. જીવણસાહેબ જણાવે છે કે ભજન એ 'અલખનો આરાધ' છે. ત્યાં યમરાજા આવી શકે જ નહીં. માટે કેશવ ઊંઘી ગયો હશે તેને હું ભજન સંભળાવી જગાડું :

"કામ છે કામ છે કામ છે રે,
હો મેરમજી મારે તમસે કામ છે."

પ્રાર્થનરૂપે બોલાયેલું આ પદ ભગવાને સાંભળ્યું ને કેશવે આંખો ખોલી.

(૫) ગોંડલના રાજવી રાણા કુંભાજીએ ભામની સાંઈઠ કોરી ન ભરતાં દાસી જીવણને કેદમાં પૂર્યા ત્યારે પાંચ પદો બોલ્યા છે, જેનો પ્રસંગ અને પદો આગળ જોઈ ગયા છીએ.

(૬) નિજારપંથી બીજને દિવસે પાટ ભરી એકઠા થાય છે. ત્યાં સ્ત્રીપુરુષના ભેદ નથી. પુરુષ અને પ્રકૃતિરૂપે નારી સાથે કામવાસનાની તૃપ્તિ કરે છે. ગુરુ પણ વિષયલંપટ હોય છે. સ્ત્રીને સતીનું સંબોધન કરી પડદા પાછળ લઇ જાય છે ને ત્યાં કામવાસના સંતોષે છે. બીજમાર્ગીઓ આ કાર્યને ધર્મ ગણવા લાગ્યા. વાસનાના આ પાશવી રૂપને જોઇ દાસી જીવણ પદ બોલ્યા કે :

"આમ કાં કરો ? તમે આમ કાં કરો ?
આવડા એંકાર્યા તમે ફૂલ્યા શું ફરો ?"

મહાધર્મના પાટે જતિ–સતી મળીને વાસના જીતવાની હોય છે. તેને બદલે અનાચાર આચરીને પાપમાં પડો છો. "મૂળગાં લેણાં માથે છે ને તાવાં કાં કરો ?" જેણે આ જીવન આપ્યું એ પ્રભુની કૃપાનો બદલો વાળવો બાકી છે, ત્યાં અમે મહાભક્ત છીએ એવું ગુમાન રાખી તમારી ઈચ્છા-સકામ ઉપાસનાનાં તાવાં–તકાદાઓ શા માટે કરો છો ? નિજારનો અર્થ છે જાર(વાસના) મુક્તિ.

આ પદને અનુરૂપ ભોજા ભગતનું એક પદ છે. તેમાં બીજમાર્ગી આ કામવાસનાને ધર્મ ગણવા લાગ્યા તેને ઉપદેશ આપતાં કહે છે કે :

"સંતો ! પરમ ગુરુજીએ ઘટ પાટ જ માંડયો,
એ તો અલખ ધણીને આરાધે,
હે સંતો! પ્રેમ જોત્યું ત્યાં પરગટ કરિયું,
વિષવાયુ થકી નવ બાધે."– ભોજો ભગત

બાહ્યપાટ નહીં, ઘટ-ભીતર પાટ માંડેલ છે. તેમાં અલખધણીની પ્રેમરૂપી જ્યોત પ્રગટાવવાની છે. એવી જ્યોતને વિષવાયુ (વિષયવાસનાનો ઝેરી વાયુ)થી અડચણ થતી નથી. બીજધર્મનો પાટ અને પાટ ઉપરનાં પ્રતીકો દેહમાં દર્શાવ્યાં છે તેવા પવિત્ર કાર્યમાં વાસના સંતોષવી એ અધર્મ છે.

(૭) દાસી જીવણ વિક્રમ સંવત ૧૮૮૧ના આસો વદ અમાસના દિવસે સમાધિ લઇ જાય છે. આ સમાધિ વખતે સંત-સમાજ અને કુટુંબીજનોને ઉદ્દેશીને નીચેનાં બે પદો બોલે છે :

"હાટડિયે કેમ રહેવાશે, ભાઇ, મારા રામની રજા નંઇ."
"વહાલાં રે સંતને જય જય સીતારામ."

મૃત્યુને કોઈ રોકી શકયું નથી. રામની રજા સિવાય એક ક્ષણ પણ રહી શકાતું નથી. રાવણ જેવા સમર્થ રાજાએ યમરાજ અને કાળને પોતાના ઢોલિયા સાથે બાંધી રાખ્યા હતા. તે જરાયલ (જરાયલ એટલે જરાયોગથી કાયાકલ્પ કરી ફરી દેહ પ્રાપ્ત કરી શકાય તેવી શકિતવાળો અથવા દેહભાવથી મુકત છે તેવો) રાવણને પણ મૃત્યુએ છોડયો નથી મૃત્યુ સનાતન સત્ય છે. માટે છેલ્લા શીતારામ.

## દાસી જીવણની કવિ પ્રતિભા

**પ્રેમલક્ષણા ભકિત :** દાસી જીવણનાં પદો ભારે લોકપ્રિયતા પામ્યા છે. તેના કેન્દ્રમાં તેમની પ્રેમલક્ષણા ભકિતને ગણાવી શકાય. તેમનાં પદોની મીઠાશથી, સ્ત્રીસહજ ભાવથી ભજનપ્રેમી સમાજ આજે પણ ડોલી ઊઠે છે. મીરાંબાઇની કવિતામાં જે ગિરિધર ગોપાલને મળવાની તાલાવેલી અને મીઠા પ્રેમની વઢવાડ જોવા મળે છે તે પ્રકારની કૃષ્ણ પ્રત્યેની તાલાવેલી, આર્દ્રતા દાસી જીવણમાં પણ જોવા મળે છે. દાસી જીવણમાં જે આરત છે તેમાં રાધાની સ્પષ્ટ પ્રતિમા ઊભી થાય છે. એટલે જ લોકહૈયામાં તેનું સ્થાન રાધાના અવતાર તરીકેનું માનવામાં આવે છે.

દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિમાં વિરહવેદના વિશેષ જોવા મળે છે. તેઓનાં પદોમાંથી ફલિત થાય છે કે કૃષ્ણના પ્રેમમાં પોતે પાગલ છે કૃષ્ણે એવું કામણ કર્યું છે કે તેના વિના જીવી શકાય તેમ નથી. તેના વગર તો પ્રાણ નીકળી જાય છે :

"એવાં કામણિયાં ઓલ્યો કાનુડો જાણે,
દૂજાં કામણિયાં મારી નજરે ના'વે."

આ કાનુડાનું એવું આકર્ષણ છે કે તેમાં બીજા કોઈનું કામણ–વશીકરણ મારી નજરમાં આવે તેમ નથી. બીજાની વિદ્યા કામ આવે તેમ નથી. અરે ! બંગાળની ગોડવિદ્યા (જાદુકળા) પણ કામ લાગે તેમ નથી, કારણકે મારો નાથ એ ચૌદ વિદ્યા (ચાર વેદ, છ વેદાંગ, શિલ્પ, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ તથા જ્યોતિષ ઉપરાંત ચાર વિદ્યાઓ ધર્મશાસ્ત્ર, પુરાણ, ન્યાય અને મીમાંસા)નો જાણનારો છે. એણે તો મને પ્રેમકટારી મારી છે.

કટારી રે સ્નેહની કટારી રે, મારી મુને માવજીડે."

ૈણાની કટારીથી મારાં તનમન વીંધાયાં ને કલેજાની
ા પણ જેવોતેવો નથી ! વાંભુ ભરીને, બળ
ાની વેદના મટાડવા માટે,

જોર નવ ચાલે,
વેદ ગ્યા છે હારી રે."

કામ આવે તેમ નથી છતાં આ
.રાધ કરતા નથી વિરહ પણ જાણે વહાલો લાગે
ાયી તારી સાથે જોડાયેલી છું, ત્યાં કવિનો મર્મ માત્ર
રાધા ... કે પ્રેમી–પ્રેમિકા પૂરતો મર્યાદિત રહેતો નથી. જીવ અને ઈશ્વર સાથેનો સંબંધ જે અનાદિકાળથી ચાલ્યો આવે છે, તેનો પણ દ્યોતક છે. પ્રણયભાવનું કારણ શોધતાં કવિ પૂછે કે, હે માયા, હું તારી સાથે પ્રેમ કરવા શું કામ લાગી ?

"લોચને લોભાણી રે માવા, તારી મીટડિયે."

વળી, દાસી જીવણ આ પ્રેમબંધન માટે પોતાની જાતને દાસી તરીકે ઓળખાવે છે.

"મેં પણ દાસી રે તોરી દાસી, હે પિયા તમારા ચરણ કી"

આ દાસીભાવની ભકિતમાં તીવ્ર વિરહવ્યથા પણ જોવા મળે છે.

"ચકોર કું જેમ ચંદા, વા'લા,
ને ઓર અમૃત સબ વેરી.

જળ વિના જેમ મીન ન જીવે, વા'લા.
ઇ તો ઝાકળ હુંદા સબ ઝેરી."

જે રીતે ચકોર ચંદ્ર વિના તલસે છે, જે રીતે જળ વિના માછલી તળપે છે, તેમ હું તમારા વગર જીવી શકું તેમ નથી. કવિ આ પ્રતીકો દ્વારા પોતાની વ્યથા રજૂ કરે છે. માછલીનું જીવન એ જળ છે, બીજું બધું સુખ–ઝાકળની જેમ આભાસી છે, તેમ કૃષ્ણ વિનાનું બધું જ ઝેર સમાન છે. આવા કૃષ્ણને મો'લે આવવા સંદેશો મોકલે છે કે :

"લખી દિયો રે મુંને કટકો કાગળિયો
મોહનવર મારે મો'લે આવે !"

કાગળ લખીને મોહનને બોલાવે છે. માનવીને મો'લે બોલાવીને પ્રિયતમને મનાવતા હોય તેમ લાગે છે. સ્ત્રીસહજ ઉપાયો યોજતાં દાસી જીવણ કહે છે કે :

"ચોળ મજીઠી ચૂંદડી, માંઈ કસુંબી રંગ,
અળગા રઈ વાતું કરો, અભડાશે મારાં અંગ રે."

પાકા લાલ રંગમાં રંગેલી ચૂંદડી ઓઢીને મનાવવા જાય છે કવિમાં આ પ્રણયભાવ સ્થૂળ નથી, પરંતુ આત્મા-પરમાત્મા સાથેનો એકાત્મભાવ અદ્વૈતરૂપે દર્શાવ્યો છે. મોહનવરથી સહેજ પણ અળગું રહેવું તેમને ગમતું નથી. ત્યાં સંપૂર્ણ અર્પિત થવાનો ભાવ છે. ત્યાં ગયા પછી આપણું અલગ અસ્તિત્વ જ રહેતું નથી. આ ભાવ સીતાજી દ્વારા સરસ પ્રગટ થયો છે. રામ એક વખત સીતાજી પાસે મોડા આવે છે ત્યારે સીતાજીએ વિચાર કર્યો કે મારે રામ આવે ત્યારે ખિજાવું છે "રામને સીતાજી ખિજાશે." ત્યારે ફરી સીતાજીને વિચાર

આવે છે કે રામ જ્યારે આવશે ત્યારે "હું હોઇશ ખરી ?" રામ આવે ત્યારે સીતાજી રામમય બની જાય છે, પછી કોણ કોને ખિજાય ? તે રીતે અહીં કવિ પોતાનું અલગ અસ્તિત્વ પણ ભૂલી જવાનું કહે છે કવિ ગોપી બનીને શોધવા નીકળે છે, તેમ છતાં નહીં મળે તો ભગવો વેશ ધારણ કરવાનું કહે છે. પ્રભુના પ્રેમનો રંગ જીવનમાં એવો લાગી ગયો છે કે "જાણી પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં." એટલે કહે છે કે :

"આવો વાલા ! કરીએ વાતું,
તમ વિણ નથી રે'વાતું."

જશોદામાતાને વચ્ચે રાખીને જણાવે છે કે. તારા વિઠ્ઠલાને સાનમાં સમજાવીને કહેજે કે હું તો ભોળી છું, અબળા છું, પ્રીતની રીત શું જાણું ? હું તો ફૂલ વીણવા ગઈ હતી ત્યાં આડા આવીને પ્રીત કરી છે. હું તો નીંદરમાં સૂતી હતી ત્યાં આવીને જગાડી છે. વનવગડાની વાટે મહીડાં લૂંટ્યાં છે અને વધુ તો શું કહું ? શામળિયે કોઇ દવા પિવડાવી છે. તેના કેફમાં ચકચૂર કરી છે. તેની સામે જોતાં સાનભાન રહેતી નથી. તેણે કોઇ મંત્ર મેલ્યા છે કે તેના સિવાય બીજું દેખાતું નથી. કવિની રજૂઆતની મજા તો ત્યાં છે કે આટલી ફરિયાદ પછી કહે છે કે "વનમાળી અમને વ્હાલો છે." અહીં પ્રેમને કોઈ ફરિયાદ નથી તેવું જણાવી જાય છે.

રાધા–કૃષ્ણની મીઠી વઢવાડ પણ દાસી જીવણનાં પદોમાં જોવા મળે છે :

"તારે મારે છે એમાં સૌ જગ જાણે, વા'લા,
શેની રાખો શરમ ?
બીજાની બોલાવી બોલું નહીં,
મારા નાથજી આગળ નરમ."

તારો ને મારો પ્રેમ સંબંધ હવે તો જગજાહેર થઇ ગયો છે. તેમાં શરમ રાખવાની નથી. બાદશાહની બેગમો બીજાનું પાણી ન ભરે, તેમ હું નંદના લાલ સિવાય બીજાનું પાણી ભરીશ નહીં. તારા નામની માળા પહેરી લીધી છે. આ અનન્યાશ્રયી ભક્તિનો ઉદ્ગાર છે. અહીં કવિ સમાનભાવે હકનો દાવો લઇને જતા નથી. હું તમારાથી શ્રેષ્ઠ છું કે તમારા સમાન છું તેમ નથી. પરંતુ નમ્રભાવે વિનંતી કરે છે કે, હું અધર્મી, પાપી હોવા છતાં તમારે શરણે આવી છું. "વડાને વિકાર કેણુયે ન વ્યાપે." મોટાઓનો સ્વભાવ કોઈ કાળે બગડે નહીં અને ગિરિધારી કોઇ દિવસ ગુસ્સે થાય ? કબીર કહે છે કે :

સાહબ-સા સમરથ નહીં, ગુરુઆ ગહિર ગંભીર,
ઔગુન છોડે ગુન ગહે, છિનક ઉતારે પાર."-કબીર

દાસી જીવણનો કૃષ્ણ સાથે સંબંધ અતિ નજીકનો અને લાડનો છે તે દર્શાવવા માટે કનૈયાને મીઠી ગાળો પણ દીધી છે :

"મ્હેને બાણે પ્રીત્યે વીંધ્યાં, ઘાવેડી બહુ ઘાતકી,
કપટીડા કાના સાથે કોણ બોલે ?
મહીડાં મારાં લૂંટે માડી દૂધ પીએ દાડી,
આવડો અનાડી રે.
બેધીલાની વાદેં શીદ ડોલે ?
મારા દેવાળિયાને ક્યાંય દીઠો ?"

દાસી જીવણના પ્રણયરાગમાં તોછડાઈ કે મર્યાદા ભંગ નથી.

**યોગવાણી :** દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિની સાથે યોગવાણી પણ એટલી જ શક્તિ ધરાવે છે. ઘટમાં વસેલા પરમાત્માને ઓળખવા માટે ઉત્તમ પ્રકારનો અધ્યાત્મભાવ આ યોગવાણીમાં જોવા મળે છે. કબીર અને ભાણ-સંપ્રદાયના ભક્તકવિઓએ જે યોગવાણી આપી છે તેને દાસી જીવણ અનુમોદન આપે છે. જ્યોતિસ્વરૂપ પરમતત્ત્વનાં દર્શન કવિએ કર્યાં છે. એટલે જ જુદાં જુદાં પદોમાં તેનું વર્ણન કરી શક્યા છે.

"સબ ઘટસેં સાયબ દેખ્યા, નજર ભરમ નાંય,
હરખ-શોક વ્યાપે નહિ તનમાં, એસી અદલ ચલાય."

ઘટમાં રહેલા સાયબનાં દર્શન થતાં સુખદુઃખ, હરખ-શોક મટી જાય છે. અજ્ઞાન-અંધારું દૂર થઈ જાય છે. અખંડ લીલાનાં દર્શન થાય છે. આ ગેબી કચેરીની શોભા વર્ણવી શકાય તેમ નથી.

"કોટિક ચંદા ઝગમગે, માંય કોટિક ઊગ્યા સૂર,
કોટિક દીપક દેખિયાને, સતગુરુ પાયા હજૂર રે."

કરોડો સૂર્ય, ચંદ્ર અને દીપક ત્યાં પ્રકાશી રહ્યા છે કોઈ જ્ઞાનીને ગુરુ કૃપાથી આ દિવ્ય દર્શન થાય છે. આ માટે દાસી જીવણ યોગમાર્ગ દર્શાવતાં પદોમાં જણાવે છે કે :

"નાભિકમલથી નટવર ચઢિયા, પવનપુરુષ પલટાયા રે જી,
વંકનાળકી ખડકી ખોલી, ઉલટા રાહ ચલાયા રે."

"ઈંગલા પિંગલા સુષુમણા સાધી ત્રિવેણી મોલમે આઈ,
કોઈ જાગંદા આ દિલમાંય, ઝણુંક ઝાલરી વાગી."

"જાગ્રત સ્વપ્ન સુશોપિત તુરિયા, ઉનમૂનિ મુંદ્રા લાગી,
અક્ષરાતીત આપે નર ઓળખ્યા, તેની ભે ભરમનાં ભાંગી."

ઓહમ્–સોહમ્ શ્વાસોચ્છ્વાસ –ક્રિયા દ્વારા નામની માળા રટવાની છે. આ અજપાજાપથી નાભિકમળ નીચે કુંડલિની–શક્તિ સાડાત્રણ આંટાએ સર્પાકાર અધોમુખી પડી છે, તેને ઓહમ્ શ્વાસ ભરતાં, સોહમ્ શ્વાસ મૂકતાં ડાબી ઈંગલા નાડી ને જમણી પિંગલા નાડી વચ્ચે સુષુમણા નાડીમાં શ્વાસ ત્યાં થોડો સમય ઠેરાય છે, ત્યારે પવનપુરુષને ઉલટાવવાનો હોય છે. ઈંગલા, પિંગલા ને સુષુમણા નાડીનો ત્રિવેણીસંગમ થાય છે ત્યાં ધ્યાન ધરીને યોગીઓ પવનપુરુષ પલટાવી કુંડલિનીને ઊર્ધ્વમુખી બનાવે છે. આમ થવાથી કામક્રોધને જીતી શકાય છે. તે પછી અક્ષરાતીતનાં દર્શને આગળ વધાય છે. આ પરમતત્ત્વનું સ્થાન દર્શાવતાં જીવણ કહે છે કે :

"નવે દરવાજા નવી રમતકા, દશમે મો'લે ઓ દેખાય;
સોઇ મહેલમાં મેરમ બોલે, આપું ત્યાગે ઓ ઘર જાય."

આ કાયામાં સંતોએ દશ દરવાજા કહ્યા છે. દશ નાડીઓનાં દ્વાર, તેમાં જે દશમું દ્વાર એટલે કે એ મહેલમાં મેરમ વસેલા છે. આ ઘર સુધી પહોંચવા 'હું'નો ત્યાગ કરવો પડે છે. એટલે જ કબીર જણાવે છે કે :

"મૈં થા તબ હરિ નહિ થા, હરિ હે તબ મૈં નાહિ."–કબીર
"આપ તજે હરિકો ભજે, લાખનમેં વીરલા કોય."–કબીર

'હું'ને છોડીને, અભિમાન છોડીને જવાનું છે. આ સ્થાન માટે દાસી જીવણ કહે છે કે :

"અષ્ટકમળ ખટ શિખર ઉપર આપ વસે અવિનાશી."

મસ્તિષ્કમાં અષ્ટકમળ આવેલું છે તેને સહસ્ત્ર પાંખડીનું કમળ પણ કહે છે. તેના ઉપર અવિનાશી બેઠા છે ત્યાં :

"ઓહમ્ સોહમકી ઝલમલ જ્યોતિ,
ચાંદો સૂરજ માંઇ દીપક ઝરે રે."

ચંદ્ર ને સૂર્ય પ્રકાશી રહ્યા છે અનેક દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તેની પ્રાર્થના કરે છે. આ પરમ તત્ત્વને મળવા અનેક આત્માઓ તલસી રહ્યા છે. આ ગેબી કચેરીમાં અનેક પ્રકારની રાગ-રાગિણી સંભળાય છે તેને સંતોએ "અનાહત નાદ" તરીકે ઓળખાવ્યો છે.
દાસી જીવણ કહે છે કે :

"ઓઇ દુકાને દડદડ વાગે, કર વિના વાજાં, અહોનિશ વાય.
વિના અરિસે આયાં સૂજે, વિના દીયકે જ્યોત ઝલાય."
"ઝાલરી ઝણુણુ ઝણુણુ ઘૂઘરી ઘનનનન
ત્યાં શીંગી ને નોબત વાગે છે ચોઘરી, અનહદ વાજાંઓ વાગે."

બહુરંગી વાજાં વાગી રહ્યાં છે. મોરલીનો નાદ, ઝાલરનો ઝણકાર, નોબત-તંબૂર અહોનિશ વાગી રહેલ છે. જીવણ આ 'અખંડલીલાનાં દર્શન કરી જણાવે છે કે મારું અજ્ઞાન-અંધારું ટળી ગયું છે. મોહ, માયા, મમતા, હરખ-શોક, મારા-તારાના ભેદ મટી ગયા છે. પરંતુ આ માર્ગ મરજીવાનો છે. દરિયામાંથી મોતી લાવવાનું છે, માટે દાસી જીવણ ભક્તિની મસ્તી દર્શાવતાં ચોરી શીખવે છે.

"સતગુરુએ મને ચોરી શિખવાડી
તે જ્ઞાન-ગણેશિયો ઘડાયો રે."

સતગુરુએ મને જ્ઞાનરૂપી ગણેશિયો આપીને અલખપુરુષના ઘરમાં ચોરી કરાવી છે. તેમાં પવનરૂપી ઘોડે ચડી ઇંગલા-પિંગલાની ગ્રંથિ ભેદીને સુષુમણા માર્ગે આગળ વધીને અનહદ નોબત વાગે છે ત્યાં પહોંચી ગયો. ઇચ્છા-તૃષ્ણાની દીવાલો તોડીને મોટું બાકોરું પાડીને નામજપની નિસરણી દ્વારા બ્રહ્મમહેલમાં પહોંચી ગયો. ત્યાં મને પારસમણિ મળી ગયો. મારો ફેરો વસૂલ થઇ ગયો. મને પૂરણ બ્રહ્મ મળી ગયા. આ રીતે રૂપકાત્મક શૈલીમાં કવિએ યોગમાર્ગ દર્શાવી, ભક્તોનો માર્ગ સરળ બનાવ્યો છે.

**ગુરુ મહિમા :** દાસી જીવણે જ્ઞાન પ્રાપ્તિ માટે, પ્રભુના ઘરની ખોજ કરવા માટે સત્તર ગુરુ કર્યા. છતાં સંતોષ થયો નહીં. અંતે આમરણના

ભીમસાહેબ મળ્યા અને :

"અજવાળું હવે અજવાળું,
ગુરુ આજ તમ આવ્યે મારે અજવાળું."

સતગુરુના શબ્દોથી તેજતત્ત્વને પામી શકયા યોગમાર્ગમાં ગુરુની અનિવાર્ય જરૂર પડે છે. ગુરુ વગર મનની તાણાવાણ મટતી નથી, અંતરનો અંધકાર દૂર થતો નથી. ગુરુકૃપાએ અનેક સંતો સિદ્ધિ મેળવી ગયા છે તેની સાક્ષી આપતાં દાસી જીવણ કહે છે કે :

"જનક વિદેહી ગુરુ શુકદેવે ચીન્યા, પાયા હરિના દીદાર રે,
ગુરુજીને પરચે ગુણિકા ઉધારી, નજરું કરીને નિહાર,

નારદની ચોરાશી છોડાવી, જેના ઢીમ્મર ગુરુ મચ્છીમાર રે,
રાજા અંબરીષનો શાપ ટાળવા, ધરિયા દશ અવતાર."

જનકરાજાને ગુરુ શુકદેવ મળ્યા એટલે હરિને મેળવી શકયા, વેશ્યાનો ઉદ્ધાર ગુરુજીએ કરાવ્યો, નારદની ચોરાશી અને અંબરીશનો શાપ ગુરુ થકી ટળી ગયો. ગુરુની કોઇ મર્યાદા હોય તો તેની નિંદા કરી શકાય નહીં. ગુરુની નિંદા એ મોટું પાપ છે.

"ગુરુ કરી જેણે ગુરુને નિંદ્યા, તેને કેમ મળે કિરતાર રે."

ગુરુની નિંદાથી મુક્તિ મળતી નથી, પરંતુ :

"ગુરુની સેવાએ અભેપદ પામીયેં, ગુરુસેવા વર્ણવી ન જાય,
અનંત મહિમા ગુરુજી તણો, સતગુરુ સમર્યે કારજ થાય."

ગુરુની સેવાથી મુક્તિ મળે છે. ગુફામાં બેસી સાધના કરો, પરચા આપી ભાવડપીર બનો, દિગંબર બની દેશમાં ફરો, છતાં ગુરુ વિના મુક્તિ નથી. જપ, તપ, તીરથ કરો છતાં અધર્મ-નિવારણ તો ગુરુ જ છે. નિરંજન-નિરાકારનાં દર્શન માટે ગુરુ અનિવાર્ય છે. આ માર્ગનું જ્ઞાન વેદ, પુરાણ કે પુસ્તકમાંથી મળશે નહીં. કેટલીક ચાવીઓ તો ગુરુજીના હાથમાં છે. તેના વિના તાળાં ખૂલશે નહીં.

"મારા ગુરુજીની બલિહારી, મેં સત્ય નામ પર વારી,
વચનભેદ મારા ગુરુએ બતાયો, જોયું તત્ત્વ વિચારી,
ગુરુવચન રહ્યો ઘટ-ભીતર, ભેદ જડયો મુને ભારી."

"અષ્ટ કમળ ખટ શિખર ઉપર આપ વસે અવિનાશી,
ગુરુ મીલે તો એ ગમ પાવે, નીકર જાઇશ નીરાશી."

ગુરુજીની બલિહારી હોય તો જ સતનામ જડે છે. આ ઘટ–ભીતર રહેલા અવિનાશનાં દર્શન થાય છે. પ્રેમરસનો પ્યાલો ગુરુકૃપાએ પીવા મળે છે "સુગરા હોય સો ભરભર પીવે, નૂગરા જાય પિયાસા રે."

જીવણે ગુરુનું સ્થાન ગોવિંદ સાથે મૂકયું છે :

"ગુરુ ગોવિંદ તમે એક કરી જાણો, તેમાં ફેર નથી લગારે રે."

"પ્રથમ પુરુષ ગુરુજી પ્રગટયા, ત્રિલ્લસીને કર્યો વિસ્તાર,
ઓર જગત સર્વે ગુરુની સ્થાપના સતગુરુ સૌના સરદાર."

અહીં પ્રથમ પુરુષ ગુરુજીને દર્શાવી જીવણ આપણી ભીતર રહેલા સત–સ્વરૂપને ગુરુ કહે છે. આ રીતે પથદર્શક ગુરુ અને ભીતર રહેલા ગુરુનો મહિમા કવિએ ગાયો છે.

**ઉપદેશાત્મક પદો :** સંતોનું કાર્ય સમાજને ઉપદેશ આપવાનું રહ્યું છે. સમાજમાં અંધશ્રદ્ધા, અજ્ઞાનતા અને સામાજિક અંધાધૂંધી ફેલાય છે ત્યારે સંતો તેના તારણહાર બન્યા છે. ભારતમાં અનેક સતોએ આ સેવાનું કામ કર્યું છે. ભારતીય સંસ્કૃતિને વિકસાવી છે. મુસ્લિમ ધર્મના ઝનૂન સામે હિંદુ ધર્મને ટકાવવાનું, હિંદુ–મુસ્લિમ કોમવાદ અટકાવવાનું આ ઉપદેશ દ્વારા શકય બન્યું છે. દાસી જીવણે જ્ઞાનભક્તિ, પ્રેમલક્ષણા ભકિતની સાથે સરળ ભાષામાં ઉપદેશ પણ આપ્યો છે :

"લીધા સરખું નામ હરિનું, લઇ શકે તો લે,
દીધા સરખું દાન અન્નનું, દઇ શકે તો દે."
"આ રે સંસાર સર્વે ખોટો, સાચી વસ્તુ બે,
એક તો પુણ્ય બીજું હરિભજન, જીવડા સમજી લે."

હરિભજન અને અન્નનું દાન સૌથી શ્રેષ્ઠ છે. ભૂખ્યાને ભોજન આપવું, ગરીબોની સેવા કરવી એ હરિજન ભકતકવિઓનો અમૂલ્ય મંત્ર હતો. એટલે જ ત્રિકમસાહેબે ચિત્રાડમાં, ભીમસાહેબે આમરણમાં જગ્યાઓ સ્થાપી સદાવ્રત ચલાવ્યાં છે. આ ભકતકવિઓએ દીન, દુઃખી, અભ્યાગત આવે તેને આશરાનો

ધર્મ પાળી યથાશક્તિ ભોજન કરાવ્યું છે. તેની સાથે હરિના નામનું સ્મરણ કર્યું છે.

સંતોએ ભક્તિનો વિનિમય, વેપાર કરવાનું કહ્યું છે. દાસી જીવણ વેપાર માટે કહે છે કે :

"કર મન ભજનનો વેપાર, ધણી તારા નામનો આધાર,
એટલી ઉતારે ભવપાર."

કાયામાં ચેતન છે ત્યાં સુધી નામસ્મરણનો વેપાર કરી લેવાનો છે. સંસારની માયામાં પડવાનું નથી, કારણ કે :

"માતા પિતા ને તારા કુટુંબ–કબીલા, એની બાંધવ સુત ભાઈ,
અરધંગા તારી અળગી રે'શે, એકલડો જીવ જાઈ."

માતા, પિતા, ભાઈ, બહેન, પુત્ર, પત્ની અંતકાળે સાથે આવશે નહીં. જે કાયાનો મોહ છે તે પણ નાશવંત છે. તેથી જ જીવણ કહે છે કે :

"શાને માટે ભજતો નથી, સેજે સીતારામ,
આ રે કાયામાં શું છે, હાડકાં ને ચામ,
તેમાં તું શું મોહિ રીયો, વીખીયાનું ઠામ."

આ કાયામાં હાડકાં, ચામડાં, રુધિર અને મળ–મૂત્ર છે. તેમાંથી જીવ જતાં રોમેરોમ ઝેર ફેલાય છે, જીવાત પડે છે. આ નાશવંત કાયાનો મોહ છોડીને સીતારામ ભજવાના છે. જીવણ ચેતવણી આપે છે કે :

"ચેતન ચેતજો રે આવ્યો તારો, મનુષ્ય જન્મ અવતાર રે,
સ્મરણ કરી લે ને જીવડા સુભાગી, પ્રભુને ભજ તો ઉતરો પાર."

આ માનવદેહ વારંવાર મળતો નથી. મનુષ્યદેહ મળ્યો એટલે સત્તા, સંપત્તિ અને સુંદરી પાછળ ભટકવાનું નથી, કારણ કે આ સંસારની કોઈ ચીજ સનાતન નથી ને સાથે આવતી નથી. માટે ભક્તિ વિના મુક્તિ નથી. આ માટે જીવણ માર્ગ દર્શાવે છે કે :

"ધીરપની તમે ઢાલું બાંધો ને, સતની બાંધો તલવાર રે,
શીલ, સંતોષનાં બખતર પેરો, ને માઇલા કાળીંગાને માર."

શીલ, સંતોષ, ધીરજ જેવા ગુણો વિકસાવીને આપણામાં રહેલ ક્રોધ, કામ, મોહ જેવા ષડ્રિપુને કાબૂમાં રાખવાના છે. આ માટે સાધુસંતોનો સત્સંગ મદદરૂપ થશે. માટે :

"દોરંગાની સાથે નવ બેસીએ જી,
એમાં પત તો પોતાની જાય રે."

કામી, કપટી, લોભી ને લાલચીનો સંગ કરવાથી આપણે પણ તેના માર્ગે જવાના. સંતોના સત્સંગથી ભવપાર થશે.

દાસી જીવણના જીવનમાં કેટલાક પ્રસંગો દ્વારા તેઓએ પ્રત્યક્ષ ઉપદેશ આપ્યો છે. તેમના રૂપ અને કંઠથી મોહિત થઈને એક સ્ત્રી આવે છે ત્યારે તેને ઉપદેશ આપી સમજાવે છે કે :

"રૂપ દેખી નવ રાચીએ, પત પોતાની જાય."

રૂપનો મોહ નકામો છે. જે સુખ પ્રભુએ આપ્યું છે તેમાં જ સંતોષ રાખવો જોઈએ. પારકાં સુખ મેળવવા જવાથી શાંતિ મળશે નહીં. આ જ રીતે મહાધર્મની પાટ-ઉપાસનામાં વાસનાનું તાંડવ જોઇને કવિ કહે છે કે :

"આમ કાં કરો ? તમે આમ કાં કરો ?"

મહામાર્ગમાં નિજારી થવાનું છે, વાસનામુક્ત થવાનું છે, ત્યાં તમે પાપનાં પોટલાં બાંધો છો. માટે સત્ય માર્ગ એક જ છે અને તે :

"રામને ભજી લે, સીતારામને ભજી લે."

**ભક્ત મરજીવા તણી :** ભક્તિનો માર્ગ દુર્ગમ, ખાંડાની ધારે ચાલવાનો છે મરજીવા સંતો જ આ માર્ગે ચાલી શક્યા છે. આ ભક્તિ માટે દાસી જીવણ કહે છે કે :

"મરજીવા નર ચડે મેદાને, વીણી મોતી સોઇ વળે રે."

પરબ્રહ્મરૂપી મોતી પ્રાપ્ત કરવા માટે મૃત્યુનો ભય છોડીને નીકળવું પડે છે. વળી હરિજન ભક્તકવિઓનો નિજારપંથ સંસારમાં રહીને જ જતિ-સતીએ સાથે રહીને ચલાવવાનો છે. તેમાં અનેક મુશ્કેલીઓ આવે છે. સંપૂર્ણ વાસના-મુક્ત થવાનું છે. કામ, ક્રોધ, મોહ માયાને તજવાની છે. એ માર્ગ સામાન્ય કેમ ગણી શકાય ? એટલે તો આ અજર પ્યાલો ગણાયો છે :

"અજરા કાંઇ જર્યાં નહિ જાય,
એ જી વીરા મારા ! અજરા કાંઇ જર્યાં નહિ જાય,
થોડે થોડે સાધ પિયો ને હાં." ૧૬

ગંગાસતીએ ભકિતના દુર્ગમ માર્ગને પોતાના પદોમાં અનેક રીતે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં મહત્ત્વની વાત જણાવે છે કે :

"જયાં લગી લાગ્યા–ભાગ્યાની લે રહે મનમાં,
ત્યાં લગી ભગતી નૈ' થાય,
શરીર પડે વાકો ધડ લડે પાનબાઇ,
સોઇ મરજીવા કે'વાય"– ગંગાસતી

ભકિતના માર્ગમાં મસ્તક હાથમાં લઇને નીકળવાનું છે.

**મનની ચંચળતા વિશે :** ભકતકવિઓએ મનને કાબૂમાં રાખવા માટે અનેક રીતે ઉપદેશ આપ્યો છે. મામદશાએ તો એટલે સુધી કહ્યું છે કે :

"મનરૂપી મૃગલાને મારો, મામદ કે મનરૂપી મૃગલાને મારો."

મનરૂપી મૃગલાને જીતવાનુ છે. મનને ભકતોએ મૃગ, મરકટની ઉપમાઓ આપી છે. મન ચંચળ છે, ભટકતું છે, તેને સમજાવવું એ ઘણું કઠિન કાર્ય છે. જીવણ કહે છે કે :

"સહેજે સિયાળી મારું, દલડું ન માને દભઆળુ,
કહોને ગુરુજી મારું મનડું ન માને મમતાળુ,
વારી વારી મનડાને વાડે પૂરું તોય, પરતલ જાય પરબારું,
ઘડી એક મનડું કીડી ને કુંજર, ઘડીક ચડયું ને ઘડી બારું."

મનને સમજાવવું અઘરું છે. ઘડીકમાં નાનું તો ઘડીકમાં મોટું બની જાય છે. ગમે તે રીતે સમજાવવા છતાં તે કાબૂમાં રહેતું નથી. મન ઘડીકમાં છત્રપતિ બની જાય છે, તો ઘડીકમાં રંક, આ મનને કાબૂમાં લાવવાનો ઉપાય જીવણ દર્શાવે છે કે :

"મન વડાયું મોટપ મેલો મનવા, ખમતા કરી લિયો ખાઇ,
દાસી જીવણ સત્ ભીમકાં ચરણાં રે, સમરી લ્યો એક સાંઇ."

હરિ સ્મરણથી મન કાબૂમાં લાવી શકાય છે.

**અધીનતા :** ભક્તિ ખાંડાની ધાર છે. તેની સાથે જ અધીનતા ગુણ અનિવાર્ય ગણાય છે. ભક્તિમાં 'હું' (અહમ)નો નાશ થવો જોઇએ. મનમાં રહેલ કપટ, રાગ દૂર કરી પ્રભુને અધીન રહેવાનું છે અધીનતા વિશે દાસી જીવણ કહે છે કે :

"આધીન ન હતા રાવણે રાજ ખોયા, દુર્યોધન ન દુઃખ પાવે,
આધીન હતા ધ્રુવ ને પ્રહ્લાદ, એને ઠીક કરીને ઠેરાવ."

ભક્તિ અધીનતાની છે, અભિમાન કર્યું તેનો નાશ થયો છે. ભક્તો પ્રભુને અધીન રહીને અનેક સિદ્ધિઓ પામ્યા છે.

"ગજ રથ તુરંગ કનક દાન દેવે, કોટીક જગન કરાવે,
કાશીક્ષેત્રમાં જઇ ગૌદાન દેવે, તો ઇ આધીન હોય તો ભોગ પાવે."

આ અધીનતા લાવવી એટલે કે અભિમાન મૂકી દેવું.

**સંસારની અસારતા :** મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં દરેક કવિએ સંસારની અસારતા દર્શાવી છે. સંતોએ આ સંસાર છોડવાનો નહીં પણ તેની માયા, મમતા છોડવાનું કહ્યું છે. કુટુંબ તરફની ફરજ બજાવવી એ અલગ વતુ છે, પણ તેમાં જ રચ્યા–પચ્યા રહીને ભક્તિનો માર્ગ, નીતિનો માર્ગ ચૂકવો ન જોઇએ. જનકરાજાની જેમ વિદેહી રહેવાનું છે. આ સંસારમાં આવીને આપણે 'મારુ – મારુ'' કરવામાં જ જીવન પૂરું કરીએ છીએ. આ જીવન 'દો દિનકા મેલા' કહેવામાં આવ્યું છે. મૃત્યુ અનિવાર્ય છે

"એક દા'ડે જાવું, એક દા'ડે આવો મોંઘામૂલો,
મનખ્યો મેલીને જાવું એકદાડે."

આ ખોળિયું આપણે માગીને લાવ્યા છીએ. જ્યારે યમ જીવ લેવા આવશે ત્યારે કોઇનો ઉપાય કામ આવનો નથી. કોઇ કુટુંબ સાથે આવશે નહીં.

"શેરી લગણુ સુંદરી, ઝાંપા લગી મા બાપજી,
તીર્થ સુધી બે બંધવા, કોઇ નાવે તારી સાથ."

સંસારના સંબંધોની આ અતિ વાસ્તવિક ઘટના છે. છતાં મોહ છોડવો અશક્ય છે. સતગુરુ સેવા, સત્સંગ દ્વારા "હું તે મારું મૂકી દયો, આ ખોટો સંસારજી."

**કટારી :** ભજનના જુદા જુદા પ્રકારોમાં આરાધ, આંબો, પ્યાલો, ચેતવણી, ચાબખો જોવા મળે છે તે રીતે 'કટારી' એક ભજન પ્રકાર ગણાવી શકાય અનેક ભક્ત કવિઓએ 'કટારી' ભજનો લખેલ છે. ત્રિકમે 'પ્રેમ કટારી' પણ લખ્યું છે. દાસી જીવણનાં પદોમાં ચાર પદ 'કટારી' પ્રકારનાં છે આ ભજનોમાં 'કટારી'ની વેધકતા જોવા મળે છે. પ્રેમલક્ષણા ભક્તિમાં સંતો 'પ્રેમે વીંધાણા' માટે પ્રેમ કટારી' શબ્દ પ્રયોજે છે. મીરાં પણ કહે છે કે :

"આલી સાંવરે કી દષ્ટિ માનો, પ્રેમકી કટારી હે,
લાગત બેહાલ ભઈ, તનકી સુધબુધ ગઈ,
તન-મન સબ વ્યાપોં પ્રેમ, માનો મતવારી હે.–" મીરાં

રવિસાહેબ પણ આ કટારીથી વીંધાયા છે.

"સો સાલે નિસદિન રે,
મોહે લાગી પ્રેમકટારી." – રવિસાહેબ

ભક્તની ભગવાન સાથે, જીવની શિવ સાથે જે વિરહવ્યથા છે તે રાધા કૃષ્ણના પ્રતીક દ્વારા ભક્તોએ પ્રભુને પ્રેમી અને પોતાને પ્રેમિકાનું રૂપ આપ્યું છે. દાસી જીવણ આ વ્યથા સમજાવતાં કહે છે કે :

"પ્રેમકટારી આરંપાર, નિકસી મેરે નાથકી,
ઔરકી હોય તો ઔષધ કીજે, આ તો હરિકે હાથકી."

આ પ્રેમકટારી મારા નાથે એવી મારી છે કે હૈયાની આરપાર નીકળી ગઈ છે. બીજાની કટારી મારેલ હોત તો ઔષધ કરી શકત. પરંતુ આ તો હરિના હાથે મારેલી છે, જેનો કોઈ ઉપાય નથી. આ દર્દને મટાડવા જડીબુટ્ટી કામ લાગતી નથી. ધન્વંતરી વૈદ પણ હારી ગયા છે. કવિ કહે છે કે આ કટારીથી મારાં તન મન વીંધાયાં, તે બરાબર કલેજાની વચ્ચે લાગી છે. કવિ કલેજાની વચ્ચે સ્થાન દર્શાવી સ્નેહની વેદના સ્પષ્ટ કરી જાય છે

"કાં તો કોક કરામત કરી, કાં નશાં જાદુગર જાણ,
કાં તો કોક મંતર પઢી, અમને માર્યાં મૂરછાનાં બાણ."

પ્રભુએ અમારા પર કામણ કર્યાં છે. કોક મંત્ર માર્યા કે ઊંઘું અમલ પિવડાવી પ્રેમ કટારી મારી છે. વળી આ કટારી ચોધારી છે. અહીં ચોધારીનો અર્થ મકરંદભાઈ એ રીતનો આપે છે :

"માનવીના ચારેચાર પુરુષાર્થને છેદી નાખનારી, એનો ઘા નજરે દેખાતો નથી. આ તે કઇ જાતની કટારી છે એનું પારખું પડતું નથી. આંખ મીચીને ઉઘાડતાં, પલકવારમાં તો એના પ્રહારે પ્રાણ પરવશ થઈને ઢળી પડે છે." ૧૭

આ શ્યામસુંદરની કળા મેં નજરોનજર જોઇ લીધી છે. "એ બહુ ઘાવેઠી અને ઘાતકી છે." કવિ પ્રેમના બંધને બંધાયેલા છે, એટલે પ્રભુ માટે પણ 'ઘાવેઠી' અને 'ઘાતકી' શબ્દપ્રયોગ કરી શકે છે. કવિએ આ શબ્દપ્રયોગથી પ્રભુ સાથે પોતાનો સંબંધ અતિ નજીકનો છે તેમ સહજ હર્ષભાવે દર્શાવ્યું છે. પ્રભુએ પ્રીતે વિરહનાં બાણથી વીંધી છે. તેની પીડા પણ દૂર કરી શકાય છે. પ્રેમની પીડાનું ઔષધ પ્રેમ છે. પ્રેમની જડીબુટ્ટીનું એક ટીપું પીવાથી જીવતરમાં રંગ આવી જાય છે. ભક્તોને પ્રેમકટારીથી વીંધાવાનો પણ આનંદ છે.

**પ્યાલો :** ભક્તકવિઓએ પ્યાલો પીવાનાં પ્રમાણ આપીને પ્યાલો કેન્દ્રમાં રાખી, એ પ્રકારની પદરચનાઓ કરી છે. ત્રિકમસાહેબ તેમના પદમાં "પ્યાલો મારા સતગુરુએ પાયો અગાધ" તેમ કહે છે. તેમના શિષ્ય લક્ષ્મીસાહેબે કહ્યું છે કે "મને મતવાલો પ્યાલો પ્રેમે સતગુરુએ પાયો" તે પ્રમાણે આ હરિરસનો, પ્રભુના પ્રેમરસનો પ્યાલો જીવણે પણ પીધો છે. ગુરુકૃપાથી આ પ્યાલો પીવા મળે છે. પીધા પછીનો રંગ ન્યારો છે. જીવણ કહે છે કે :

"પ્યાલો મેં પીધેલ છે ભરપૂર, દયા કરીને દીધો પ્રેમરસ પીધો,
નેંનુમેં આયા નૂર પ્યાલો મેં પીધેલ છે ભરપૂર."

આ પ્યાલો પીવાથી આંખોનું તેજ બદલાઇ જાય છે. ઘટમાં વ્યાપેલા પરબ્રહ્મનાં દર્શન થાય છે. રોમરોમમાં રંગ લાગે છે. સ્થાવર, જંગમ, જળ, સ્થળ, સચરાચરમાં વ્યાપેલા પ્રભુનાં ઘટ-ભીતર દર્શન કરી શકાય છે. જે પ્રીત કરે તેને તે અવશ્ય મળે છે.

**બંગલો :** ભક્તકવિઓએ આ કાયાને અનેક ઉપમાઓ આપી છે. આ જુદીજુદી ઉપમાઓ દ્વારા આખર તો આ દેહની રચના સમજાવી, તેમાં રહેલા પરબ્રહ્મતત્ત્વને ઓળખવાનો માર્ગ દર્શાવ્યો છે. રવિસાહેબે ચરખાની ઉપમા આપી છે :

"આ કોણે બનાયો ચરખો ? તમે નૂરતે સુરતે નીરખો !
એના ઘડનારાને પરખો, કોઇ પરિબ્રહ્મને પરખો."

ગોરખ એરણની ઉપમા આપે છે :

"એરણુ અજબ બનાયા, મેરા સતગુરુ!
એરણુ અજબ બનાયા."

દાસી જીવણ આ કાયાને બંગલાની ઉપમા આપી સમજાવે છે કે :

"બંગલા બેશ બન્યા હદ લેશ, વામેં સાહેબજી બોલે,
પાંચ તત્વકી ઇંટ બનાઇ, તીન ગુનકા ગારા,
પચીસ પ્રકારકી પુરવણી પુરાઇ, રૈનેવાલા ન્યારા.
આ કાયામાં દશ દરવાજા, બીચ પવનકા થંભા,
આવત-જાવત કેછુ ન દેખ્યા, ઓહી ખડા અચંભા.
ઇંગલા પિંગલા સુખમન નારી, તીનુ તાર સીલાયા,
નૂરત સુરતે ગાવન લાગી, રાગ છત્તીસે લાયા."

આ કાયાનગરીમાં આપણો શ્યામસુંદર વસેલો છે. તેને બહાર શોધવાની જરૂર નથી. તેથી દાસી જીવણ આ બંગલા પદમાં દેહની રચનાને સમજાવે છે. આ કાયાનગરીમાં પાંચ તત્વ, ત્રણ ગુણ, પચીસ પ્રકૃતિ છે. દશ દરવાજા, ઇંગલા, પિંગલા, સુષુમ્ણાનાડીઓ આવેલી છે. આ કાયામાં બ્રહ્મરન્ધ્રમાં સહસ્ત્રદલ પદ્મ પર અવિનાશી બ્રહ્મ બેઠેલા છે, ત્યાં છત્રીસ રાગરાગિણી વાગે છે જેને અનાહત નાદ કહેવામાં આવે છે. કવિ કહે છે કે ભીમગુરુની કૃપાથી મને તો આ બંગલામાં ખોજ કરતાં પુરુષોત્તમની પ્રાપ્તિ થઈ છે. જીવણ પડકારીને જણાવે છે કે :

"ગુરુને કાયામાં ગોતજો રે, અમને દાસી જાણીને દેજો દિદાર,
દશમાં મ્હોલમાં ડેરી બિરાજે, રાખજો ધોળી ધજાનાં પ્રમાણ."

ઉપરાંત દાસી જીવણનાં પદોમાં મહાભારત, રામાયણ, પુરાણ અને દંતકથાઓના પ્રમાણનો આધાર લીધો છે. ભક્તોના જીવનચરિત્રના પ્રસંગો પણ જોવા મળે છે.

આ પ્રસંગો દ્વારા પદોને લોકભોગ્ય બનાવ્યાં છે. સાથેસાથે કુદરતની અકળ કળાનાં દર્શન પણ કરાવે છે. આ રીતે દાસી જીવણનાં પદોમાં વિવિધ વિષયો જોવા મળે છે.

દાસી જીવણની રચનાઓ કવિત્વથી સભર છે. આ પરંપરાના કવિઓમાં દાસી જીવણનું સ્થાન ઉત્તમ કવિ તરીકેનું છે. પરમ આત્મતત્ત્વને 'મોરલા'નું

રૂપક આપીને તેમણે જ્ઞાનતત્ત્વની અભિવ્યક્તિ સાથે કવિત્વની પણ પરમ ચમત્કૃતિ દર્શાવી છે.

"કાયાનગરમાં ડોલતો ને વિના પાંવ ચલાયો,
ધ્યાન કરીને ગોત્યો ત્યારે, આપ મેં આપ દરસાયો."

આ કાયાનગરમાં પગ વગર ચાલતો, પાંખો વગર ઊડતો, રંગ વગરનો અજબ રંગીલો મોરલો કહીને યૌગિક પરિભાષા સાથે આ રૂપકની યોજના કરી, તેને અજરઅમર, નિર્ગુણ, અદષ્ટ રૂપે વર્ણવીને તેમણે અમૂર્તને મૂર્ત સ્વરૂપ વર્ણવવા છતાં, તેના સગુણ તત્ત્વને સરસાઇ ભોગવવા દીધું નથી. 'કોઇ રૂપ રંગસે ન્યારા' એ હિન્દી પદમાં 'મતિ મૂરતિ નેણે નિરખો' એમ કહેવા છતાં, પરબ્રહ્મનું સ્વરૂપ દૂરથી રૂપરંગ ન્યારું, ચંદ્ર સૂરજથી અદકું, શિવશક્તિથી વિશેષ, વિરાટથીય વિશેષ વર્ણવતાં કવિ તેને 'ઓહં–સોહં ની ઉપર નીરખો, બાર આંગલ છે બારા.' એમ વર્ણવે છે ત્યાં, ધ્યાનમંત્રથી સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે તેની પણ બહાર, વેદોપનિષદમાં કહ્યું છે તેમ अत्यतिष्ठद् दशाङ्गुलम् એ જ વર્ણનનો પડઘો પાડે છે. દશ આંગળને બદલે બાર આંગળ કહેવામાં કવિ લોકવ્યવહારમાં પ્રચલિત ઉક્તિનો જ પ્રયોગ કરે છે. પરિભાષામાં મૂળમાં તો સમાન છે, પરંતુ આ સત્યને વિશેષ સચોટ અને સોંસરી અભિવ્યક્તિ તો આ પદના છેલ્લા ચરણમાં મળે છે, જ્યાં કવિ સાક્ષાત્કારનો અનુભવ વર્ણવતા હોય તેમ કહે છે :

"જીવણદાસ તો ઉન ઘર પહોંચ્યા
દેરી બાહેર દીદારા."

દહેરી–આ સૃષ્ટિ એ તો પરમાત્માનું નિવાસસ્થાન છે જ. પરંતુ પરમાત્મા કેવળ તે દહેરીમાં જ, દહેરી પૂરતો જ નથી, તેની બહાર પણ તે વ્યાપ્ત છે. તે વિરાટનોય વિરાટ છે. તેનો દિદાર કોઇ મંદિરમાં નહિ, કોઈ ભૌતિક મર્યાદામાં નહિ, અપરપાર અને અનંતે સ્વરૂપે જ થઈ શકે. આમ, સગુણને અવલંબીને પણ છેવટે તેને અતિક્રમીને નિર્ગુણને આરાધવાનો માર્ગ જ દાસી જીવણે ચીંધ્યો છે. તેની પ્રેમલક્ષણા ભક્તિમાં સગુણ તત્ત્વનો મર્મ આ સંદર્ભમાં સમજવાનો છે. નરસિંહની પ્રેમલક્ષણા ભક્તિનાં અને જ્ઞાનનાં પદો વચ્ચે જે પ્રકારનો અનુબંધ છે તેવો જ દાસી જીવણનાં આ બન્ને પ્રકારનાં પદો વચ્ચે છે.

"લોચને લોભાણી રે, બાવા, તારી મીટડિયે."

એમ ગોપીભાવ અનુભવીને કૃષ્ણની આસક્તિ દાખવતી રચનાઓ દાસી જીવણે અનેક આપી છે. "વાલા વિના મંદિર ખાવા ધાય" એ રીતે વિપ્રલંભ–

શૃંગાર દ્વારા તેમણે કૃષ્ણવિરહ પણ ગાયો છે. "બંસી એસી બંસી વાઈ." જેવાં પદો દ્વારા નટવરનો નેહ પણ ગાયો છે. 'મનાવીને મો'લે લાવો રે' જેવાં અથવા 'રંગમાં રમાડી મુને હેતમાં હલાવી' જેવાં પદોમાં સંભોગ-શૃંગાર દ્વારા કૃષ્ણકૃપાની આરત વ્યક્ત કરી છે. 'રંગે રમાડી મુને...' જેવી રચનાઓની પદાવલિમાં મુગ્ધ લાલિત્ય છે.

"સ્વપનના સુખમાં હું સૂતી'તી, નીંદરથી જગાડી,
પિયાજીની પ્રેમ-પટોળી મારા, અંગ પર ઓઢાડી,
આધી રેને હું રે જાગી, વાલાજીની વેણુ વાગી રે,
ગગન મોતીડે વાલોજી જાગ્યા, ફોરી ફૂલવાડી."

આ પંક્તિઓ દાસી જીવણનાં નરસિંહ અથવા દયારામનો અણસાર આપે છે. આ કૃષ્ણની આસક્તિરૂપી ભક્તિ છેવટે તો વાત ભેખની જ કરે છે.

"મનાવીને મો'લે લાવ રે,
મેરમને મનાવો
સામળા કારણ સ્વાંગ ધરી, પેરું ભગવો વેશ,
એમ કરતાં હરિ નંઇ માને, તો વેરાગણ થઇ ત્યાગ દેશ રે."

આસક્તિ તો કૃષ્ણની જ, અન્યથા વિરક્તિનો વ્યંગ્ય કેટલી સહજતાથી વ્યક્ત થયો છે. કૃષ્ણની આ પરમ આસક્તિ વસ્તુત પરમ વિરક્તિનું જ ઉત્કટ સ્વરૂપ છે ને ?

કૃષ્ણાસક્તિનો રંગ પણ છેવટે ભગવો છે. નાથ કૃષ્ણ માટે સેજ-પલંગ બિછાવી, સાકરનો શીરો તૈયાર કરી, સત્કાર-ઉત્સુક ગોપી-જીવણ કૃષ્ણને પધારવા, વહારે ધાવા પ્રાર્થે છે ત્યારે પણ...

"મારી ભગવી ચાદરના ભગવાન આવોને હરિ આ ઘડીયે રે."

એમ કહે છે. મીરાંના કાળા કામળા કે કંથાથી આ ભગવી ચાદર ભિન્ન નથી.

દાસી જીવણનાં ઉપદેશાત્મક પદોમાં "કર મન ભજનનો વેપાર" સૌથી નોંધપાત્ર છે. વાણિજ્યમૂલક રૂપકથી પદનું મુખડું બંધાયું છે. પરંતુ અંતરાઓમાં દેહની નશ્વરતા વર્ણવી, કાયાનો મોહ છોડી, પરમ ચૈતન્યને આરાધવાનો બોધ આપ્યો છે.

"આ રે કાયામાં કોણ સૂવે, કોણ જાગે, કોણ ચોકીદારજી,
સુરત જાગે, નૂરત ઊંઘે, ને ચેતન ચોકીદારજી."

આ પદમાં,

"શેરી લગણ સુંદરી, ઝાંપા લગી માબાપ જી,
તીર્થ સુધી બે બાંધવા, કોઇ ના'વે તારી સાથે."

એ કડીઓ સંસારસંબંધની અસારતા અને...

"હાડ જલે જેમ ગાંસડી ને કેશ જલે જેમ ઘાસજી,
કંચન સરખી કાયા જલશે, લાગે નહિ પળવાર."

એ કડી દેહની નશ્વરતા દર્શાવે છે, ત્યારે નરસિંહનું "બાલા તે વરની પાલખી" એ પદ પણ યાદ આવી જાય છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વાણિજ્યમૂલક અને ષાડ્ગુણ્યમૂલક એમ બે પ્રકારનાં રૂપકકાવ્યો મળે છે. દાસી જીવણે ચૌર્યમૂલક રૂપકનો વિલક્ષણ પ્રયોગ વિલક્ષણતાથી કર્યો છે "સતગુરુએ મુને ચોરી શિખવાડી" એ પદ આ પ્રકારનું છે. જ્ઞાનરૂપી ગણેશિયો લઈને, ગુરુએ શિખવાડેલી ચૌર્યવિદ્યાથી, અલખને ઘેર પોતે ચોરી કરવા જાય છે. અનાહતની નોબત ગડગડતી હોય, ઠામેઠામ પ્રકાશ હોય, ચેતનની ચોકી હોય, છતાં માલમી ગુરુએ તેને સાંકડી એવી ભક્તિની શેરીમાં પહોંચાડ્યો. નામસ્મરણની સીડીએ ચઢી, શીલ અને સંતોષરૂપી ખાતર પાડી, પરમ ધણીના મહેલમાં પ્રવેશ કરી, ચોરી કરી તો શેની કરી? મુક્તિની.

"આ રે વેળાએં હું ઘણું જ ખાટયો, માલ પૂરણ પાયો રે,
દાસી જીવણ સત ભીમને ચરણે, મારો ફેરો ફાવ્યો રે."

આ પરંપરાના કવિઓ ધીરગંભીર છે. એમની વાણી વિધાયક પ્રકારની છે. ભોજો અથવા અખો ભગત યોજે છે તેવા કટાક્ષો કે દાઢમાં કહેવાની રીત આ કવિઓએ ટાળી છે. દાસી જીવણ પણ તેમાં અપવાદ નથી, સિવાય કે એક પદ.

"મળીયે શામળીયાની સાથે રે, સંગતું કરીયેં સતગુરુ સાથે."

એ પદમાંનો કટાક્ષ અખાભગત કે ભોજાભગતના જેવો મર્મભેદક નહિ, તો યે હૃદયવેધક તો છે જ. દૃષ્ટાંતો જાણીતાં છે, છતાં કંઈક હાસ્યકટાક્ષપૂર્વક વૈરાગ્યનો બોધ આપવા તે કામગરાં નીવડયાં છે.

"ચોર ને શાહુકાર ચાલ્યા સંગાથે, સમજ ચાલ્યા એક વાટે,
રેન પડી ત્યારે શાહુકાર સૂતો, ધન્ય ચોરાણું એની રીતે રે.

શાહુકાર કહે ભાઇ તેં ધન ચોર્યું'ને, બોલાવ્યો ત્યારે આવ્યો બાથે,
ગરથ ગુમાયો ને ઠબકો પાયો, શીદ ચાલ્યો એની સાથે રે.

બાદશાહે લઈ બીલ્લી પરમોદી, દીપક ધર્યો'તો એને માથે,
લવાની સંગતે મુસાને મેલ્યો, દીપક બુજાવ્યો એક લાતે રે.

હંસ ને બગલે હોડ જ કીધા રે, ધારણ બાંધી નાવી ઘાતે,
હંસાને સોચે રૂડો મોતીયુંનો ચારો, બગલો ભરાણો ભાંતે રે."

દાસી જીવણ ઉપદેશમાં ક્યાંક આખાબોલો પણ બન્યો છે, અને ત્યારે માર્દવને બદલે ઉપાલંભની કઠોરતા પણ આવી છે. "શાને મારે ભજતો નથી, સેજે સીતારામ" એ પદમાં...

"આંયાં તારો હુકમ હાલે, પછે થાઇસ ગુલામ,
બાજીગરનો વાંદર સરજીસ, ભરીસ સલામ."

એ પંક્તિમાં અખાનો અણુસાર મળે છે.

દાસી જીવણ ભક્ત અને કવિ તરીકે, આથી, આ પરંપરામાં અનોખા છે. ભાષામાં, એકબે દૃષ્ટાંતો બાદ કરતાં, લલિતમધુર અને લયાન્વિત છે. લોકબોલીના કેટલાક લાક્ષણિક પ્રયોગો છતાં આ ભાષા મહદ્અંશે શિષ્ટ છે.

ગુજરાતની સમગ્ર ભક્તિ સાહિત્ય–પરંપરામાં અને સંતભક્તોમાં દાસી-જીવણનું સ્થાન ઘણું ઊંચું છે.

## ૯. અક્કલદાસ

અક્કલદાસની જગ્યા થાનગઢ (થાન–જિલ્લો સુરેન્દ્રનગર)માં છે. તેઓ ભીમસાહેબના શિષ્ય હતા. ભીમસાહેબ સાથે આમરણમાં રહ્યા હતા. ગુરુના આદેશથી થાનમાં જગ્યા સ્થાપી સદાવ્રત-દ્વારા ગરીબોની સેવા કરી હતી. અક્કલદાસના જીવન અને કુટુંબ વિશે માહિતી જાણવા મળતી નથી. અક્કલદાસના ગુરૂ ભીમસાહેબનો જન્મ વિ. સં. ૧૭૭૪માં થયો હતો. તેના આધારે

અકકલદાસનો સમય અઢારમી સદીનો ગણાવી શકાય. તેઓ હરિજન મેઘવાળ જ્ઞાતિના ગેડિયા બ્રાહ્મણ હતા.

"અકકલદાસમાં બીજ ઉગ્યા, નિશ્ચળ બતાવ્યું નામ,
કામિની ક્રિયા કરી, ચોટીમાં ભાળ્યા રામ."– સાખી

અકકલદાસનાં ત્રણ પદો અને એક સાખી મળે છે. હરિજન ભકતકવિઓએ પદોમાં જે ઉપદેશ, ગુરુમહિમા અને બ્રહ્મના રહસ્યની ચર્ચા કરી છે તે પ્રમાણે જણાવી સમગ્ર દેહરચના સમજાવી છે. સરળ ભાષા દ્વારા કવિએ ઉપદેશ આપ્યો છે.

## ૧૦. કરમણ ભગત

કરમણ ભગત જાતે હરિજન–વણકર હતા. તેઓનું વતન વાવડી (જિલ્લો સુરેન્દ્રનગર–ધ્રાંગધ્રા નજીક). કરમણ ભગતે કોઈ જગ્યા સ્થાપી નથી. સંસારી રહીને સાધુસંતોની સેવા અને સત્સંગમાં જીવન વિતાવ્યું હતું. તેમનાં જીવન અને કુટુંબની માહિતી જાણવા મળતી નથી. પરંતુ કરમણ ભગત મોરારસાહેબના શિષ્ય હતા. મોરારસાહેબનો સમય વિક્રમ સંવત ૧૮૧૪થી ૧૯૦૫નો છે, તેથી તેમના શિષ્ય કરમણ ભગતનો સમય ઓગણીસમી સદી ગણાવી શકાય.

કરમણ ભગતના જીવનનો મહત્ત્વનો પ્રસંગ લખીરામને ગુરુગમ પ્યાલો પિવડાવ્યાનો છે. જનશ્રુતિ દ્વારા જાણવા મળે છે કે ભકતકવિ લખીરામ ભવાયા જ્ઞાતિના હતા અને ભવાઈ વેશ ભજવી જીવન જીવતા હતા. લખીરામ એક વખત વાવડી ગામે આવે છે. ત્યાં ત્રણ દિવસ ભવાઈ વેશ ભજવે છે. ચોથા દિવસે તે ગામમાં પોતાની બહેનના લાભાર્થે વેશ ભજવે છે. ત્યારે વીજળીની સગવડ ન હોવાથી દીવડો પ્રગટાવી, રાત્રે વેશ ભજવાતા. આ દીવડા માટે સૂતરની આંટીની જરૂર પડે તે વણકર વાસમાંથી લેવામાં આવતી. હરિજન–વણકર નાણાં ન આપી શકે, તો સૂતરની આંટી આપતા. લખીરામ આ સૂતરની આંટી લેવા વણકરવાસમાં આવે છે. કરમણ ભગતને ઘેરથી આંટી લેવાની હતી. આભડછેટને કારણે દૂર ઊભા રહી માગે છે. તે સમયે કરમણ ભગત લખીરામ સાથે જ્ઞાનચર્ચા કરીને ભક્તિનો માર્ગ સમજાવે છે. તે સમયે ગુરુ અભિમંત્રિત પ્યાલો પિવડાવે છે, આ પ્યાલો પીધાની સાથે લખીરામનું અજ્ઞાન–અંધારું ટળી જાય છે અને સમગ્ર સંતસાહિત્યમાં પ્રસિદ્ધિ પામેલ "લખીરામનો પ્યાલો" પદ રચાય છે :

"પ્યાલો અમને પાયો રે, ગુરુએ મારે મહેર કરી,
દેહમાં દરસાણા રે, હરોહર આપે હરિ."– લખીરામ

કરમણ ભગતનાં બે પદ મળે છે. પ્રથમ પદ "ભીતર સતગુરુ મળિયા" તેમાં આધ્યાત્મિક રહસ્ય પ્રગટ કર્યું છે. અન્ય ભક્તોએ જે રીતે કાયામાં સતગુરુને ઓળખાવ્યા છે તે રીતે કરમણ ભગત પણ ભીતર સતગુરુ મળ્યાનું જણાવે છે. ઇંગલા, પિંગલા, સુષુમણા સાધીને શૂન્યમંડળમાં ઝીણીઝીણી ઝાલર વાગી રહી છે (અનાહતનાદ). દિવ્ય પ્રકાશ ફેલાયો છે ત્યાં પ્રેમની પૂતળી સિંહાસન પર બેઠી છે તેનાં દર્શન થયાનું કવિ જણાવે છે. આ શ્યામસુંદરને અંગનાં ઓશીકાં, પ્રેમનાં પાથરણાં ઓછાં પડે છે. ગુરુકૃપાએ સનનામનો સિતાર લઇ તેના ગુણગાનની ભક્તિમાં ચકચૂર છું. કવિ આ પદના અંતે ગુરુએ પ્યાલો પિવડાવ્યાનું જણાવે છે.

બીજા પદમાં બાહ્યાચાર, બાહ્ય આડંબર તરફ કટાક્ષ કરે છે. માત્ર સ્નાન કરવાનો અર્થ નથી. માયલો મેલ ધોવો તે જરૂરી છે. વૈષ્ણવ થાય પણ વિવેક ન હોય, તો તેનો કોઇ અર્થ નથી. જોગી બની જટા વધારવાથી, ભભૂત લગાવવાથી, યોગસાધનાથી (હઠયોગ) મુક્તિ મળતી નથી. પરંતુ કામ, ક્રોધ, માયા, મમતા ઉપર જીત મેળવવાની જરૂર છે. પ્રભુનાં ગુણગાનરૂપી ભક્તિ (સગુણ ઉપાસના) કરવાથી મુક્તિ મળે છે.

આ બન્ને પદો પરંપરાથી ભિન્ન નથી.

## ૧૧. દાસ વાઘો ભગત

ગોંડલ પાસેના વાછરા ગામે હરિજન–ભંગી જ્ઞાતિમાં દાસ વાઘો ભગત થઇ ગયા. વાછરા ગામે તેઓના અનુયાયી ખીમા ભગત પાસે રૂબરૂ મુલાકાત લેતાં બહુ જૂજ માહિતી જાણવા મળી. વાઘા ભગતના પિતાનું નામ પાતાભાઈ અને માતાનું નામ લક્ષ્મીબાઇ હતું. તેમણે માત્ર પાંત્રીસ વર્ષની ઉંમરે વિક્રમ સંવત ૧૮૮૧ ને ભાદરવા માસની અગિયારસના દિવસે દેહ છોડયો, તેથી તેઓનો જન્મ વિક્રમ સંવત ૧૮૪૮માં થયો હોવાનું માની શકાય. તેઓના આ ટૂંકા જીવનમાં તેમણે પાંચ મંડપ કર્યાનું જાણવા મળ્યું. વાઘા ભગતના ગુરુ પ્રેમસાહેબ હતા પ્રેમસાહેબ કડિયા જ્ઞાતિના હતા અને તેઓના ગુરુ આમરણનિવાસી ભીમ-સાહેબ હતા. પ્રેમસાહેબ ગોંડલ પાસેના કોટડાસાંગાણીના વતની હતા ને આજે ત્યાં તેઓની જગ્યા છે. વાઘા ભગતની સમાધિ ગોંડલ નજીકના ખરેડા ગામે છે.

વાઘા ભગત વિશે દાસ પૂરણની ચાર સાખીઓ પ્રચલિત છે તે નીચે પ્રમાણે છે :

"નગર નેજા રોપાવિયા, પાંચ તલાવડે પ્રકાશ,
લક્ષ્મી જાયા ઘણો લાભ, એ તો પુત્ર પાતા તણા. –૧.

એક લાખ લંગર વાગે, બે લાખ બાજીગર,
તેર લાખ તેલિયા ટપોરિયા, છપ્પન લાખ મનવેરાગી. –૨.

ભાઇ તમે ભડા કમાવ, કંઇક નર ને નમાવ્યા,
ઉગતા ગયા અંકાશ, વેધુ નર વીરમ કે વાઘાતણું. –૩.

વીરમ જોગી પાસે વેપાર, બે ઘડી બેસી કંચનનો કરિયે,
અને હૈયે હાર હરિનો, દાસ પૂરણ કહે એને દીઠે કરિયે." –૪.

કાવ્યતત્ત્વની દૃષ્ટિએ વાઘો ભગત ત્રિકમસાહેબ, અને દાસી જીવણના અનુયાયી છે. તેમનામાં યોગવાણીનું તત્ત્વ એકસરખું જોવા મળે છે. નાભિકમળથી ચાલી ઇંગલા, પિંગલા, સુષુમણા સાધીને તુરતખત પર, મેરુશિખર પર દેવ બેઠા છે તેનાં દર્શન કરવાનું જણાવે છે. કવિએ નામની ભક્તિ સ્વીકારી છે.

વાઘા ભગતનાં પદોમાં 'ચૂંદડી' પદ શ્રેષ્ઠ ગણાય. જે રીતે સંત-સાહિત્યમાં મૂળદાસની 'ચૂંદડી' અનોખી ભાત પાડે છે, તેમ આ પદ ભજનના 'ચૂંદડી' પ્રકારનું બની જાય છે. મૂળદાસે "સુંદર વરની ચૂંદડી" વિવેક–વૈરાગ્યના તાણા· વાણા વણી અને ફાટે પણ ફીટે નહીં એવા પ્રેમના મજીઠ રંગમાં ઝબોળી તૈયાર કરી છે. જ્યારે જિન્દગી આ ચૂંદડી ઓઢે છે ત્યારે તેનો સુંદરવર સાથે હસ્તમેળાપ થાય છે, તે પ્રમાણે વાઘા ભગતની આ ભક્તિની ચૂંદડી, પ્રભુના બાનાની ચૂંદડી કોણે ઓઢી છે તેનાં પ્રમાણ આપે છે. પ્રથમ જુગમાં પ્રહ્લાદે, બીજા યુગમાં હરિશ્ચંદ્રરાયે, ત્રીજા જુગમાં યુધિષ્ઠિરરાયે અને ચોથા જુગમાં બળિરાયે ઓઢીને મુક્તિ મેળવી છે. આ ચૂંદડીની ઓળખાણ આપતાં કવિ જણાવે છે કે, સતગુરુએ બી' રોપ્યાં, તેને ભાવેથી, પ્રીતેથી પાણીનું સિંચન કર્યું, તો તેમાં પ્રેમની ડાળો ફૂટી, (અહીં પ્રેમલક્ષણા ભક્તિનો સંકેત કવિ આપી જાય છે) તેમાં દયાના ફૂલ લાગ્યાં, ધર્મનું જીંડવું તૈયાર થયું. તેમાંથી રહેણીકરણીરૂપી રૂ નીપજ્યું. તેને નુરતે–સુરતે કાંતીને કબીરસાહેબે આ ચૂંદડી વણી છે અને નામદેવ ભક્તે તેની ભાત પાડી છે. આ ભક્તિરૂપી અમૂલ્ય ચૂંદડી અખંડવરની છે. આ ચૂંદડી ઓઢવાનું કવિ જણાવે છે. કબીરસાહેબની "ભીની ચુંદરિયા"ની યાદ અપાવી જાય છે.

દાસ વાધો વધુ જીવ્યા હોત તો પ્રેમલક્ષણા ભક્તિની ઉત્કટતા તેમનાં પદોમાં સવિશેષ જોવા મળત એનું દૃષ્ટાંત "સુને વ'ત જડી એક નામી" પદમાં "હું થઈ છું દીવાની" એમ કહે છે તેમાં છે. સ્રીભાવે લખેલો આ એક ચરણાર્ધ તેને બીજા 'દાસી જીવણ' તરીકે વિકસવાની ક્ષમતાનો નિર્દેશ કરે છે. અન્યથા તેમની ભક્તિ 'પ્રેમપદારથ' સ્વરૂપની તો છે જ.

## ૧૨. બાળકસાહેબ

બાળકસાહેબના જીવન વિશે "રાજયોગવાણી" અને "યોગવાણી"માં જણાવ્યું છે કે : "બાળકસાહેબ મૂળ મારવાડના પઢિયાર અટકના હતા અને તેમના ગુરુ નથુરામ હતા. તેમના શિષ્યોમાં પીઠો ભગત, માણંદ ભગત અને માવજી ભગત મુખ્ય હતા. બાળકસાહેબે વિક્રમ સંવત ૧૯૬૨ પોષ વદ અગિયારસને દિવસે રાજકોટના પોલિટિકલ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની હાજરીમાં સમાધિ લીધી."

બાળકસાહેબના જન્મસ્થળ વિશે મોહનદાસ બી. સાધુ જણાવે છે કે : "મહેસાણા જિલ્લાના છઠિયારડા ગામે સંવત ૧૯૫૮ના જેઠ સુદ બીજને શનિવારે ગુરૂવા જ્ઞાતિમાં (હરિજન–બ્રાહ્મણ) સંત શ્રી કાળિદાસ કેશવદાસને ત્યાં બાળકસાહેબનો જન્મ થયો. બાળપણનું નામ બળદેવ હતું." ૧૯

બાળકસાહેબની જગ્યાઓ રાજકોટમાં કરણપરા શેરી નં. ૩, રામવાડી તથા નવા થોરાળા અને જૂનાગઢમાં ભવનાથમાં છે અને ત્યાંની રૂબરૂ મુલાકાત દ્વારા જાણવા મળ્યું કે બાળકસાહેબનું મૂળ વતન મારવાડ હતું. જાતે મેઘવાળ હતા અને વણાટનું કામ કરતા હતા. મારવાડમાંથી આર્થિક મુશ્કેલીને કારણે અને મારવાડમાં દુષ્કાળ પડવાથી ફરતા–ફરતા બોટાદ નજીક અડાઉ ગામે વસવાટ કરે છે. બાળકસાહેબનો જન્મ વિક્રમ સંવત ૧૮૫૭માં થાય છે. પિતાનું નામ મૂળદાસ હતું. આ મત "રાજયોગવાણી" અને "યોગવાણી" સાથે એકતા ધરાવે છે. તેથી મોહનદાસ સાધુનો મત તર્કયુક્ત જણાતો નથી.

બાળકસાહેબ નાનપણથી સાધુસંતો તરફ આકર્ષણ ધરાવતા હતા અને નાથ સંપ્રદાયના એક સાધુનો ભેટો થતાં જૂનાગઢ ગિરનારમાં યોગસાધના માટે આવીને રહે છે. જૂનાગઢ ગિરનારમાં વેલાવડને ખૂણે જ્યાં અત્યારે તળાવ છે ત્યાં યોગસાધનામાં બેસે છે. તે સમયે દુષ્કાળ પડે છે. અને જૂનાગઢના તે વખતના નવાબ રસૂલખાન વેલાવડને ખૂણે કૂવો બનાવવાનું વિચારે છે. બાળકસાહેબને

વિનંતી કરી ભવનાથ મૃગીકુંડની બાજુમાં એક હજાર ગજ જમીન આપી, ત્યાં જગ્યા સ્થાપી, સાધના કરવાનું જણાવે છે. આજે ત્યાં આ જગ્યા મોજૂદ છે. આ જગ્યાના સંચાલક વાલદાસ બાપુ છે. વયોવૃદ્ધ માંડણ ભગત, છાયા (પોરબંદર) પાસેથી જાણવા મળે છે કે : "ગિરનારમાં યોગસાધના વખતે એક અઘોરી સાધુનો સત્સંગ થાય છે. આ અઘોરી પાસેથી તેની વિદ્યા શીખે છે. આ બંને સાધુ ફરતા–ફરતા ધોરાજી આવે છે. ત્યાં વણકરવાસમાં વેજા ભગતને ઘેર ઉતારો રાખે છે. રાત્રે ઉર્સનો તહેવાર હતો. તેના તાજિયા નીકળે છે. તેમાં વીસ વર્ષનો યુવાન મુસલમાન છોકરો મૃત્યુ પામ્યો. તેના નિયમ પ્રમાણે તેને કબરમાં દાટે છે. બાળકસાહેબ સાથે રહેલા આ અઘોરી સાધુને એ યુવાનનું ખોળિયું ગમી જાય છે. રાત્રે બાળકસાહેબને લઇ કબ્રસ્તાનમાં જાય છે. ત્યાં કબર ખોદાવી પેલા મૃતદેહને બહાર કઢાવે છે. અને એ વયોવૃદ્ધ અઘોરી સાધુ "કાયાકલ્પ કરે છે અને પછી જૂનાગઢ ભવનાથના મેળામાં મળવાનું જણાવે છે. આ સાધુ બાળકસાહેબને મેળામાં અનેક સાધુ સાથે સત્સંગ કરાવે છે અને તેની કૃપાથી બાળકસાહેબને ગુરુ દત્તાત્રેયનાં દર્શન થાય છે.

બાળકસાહેબ નાથપંથી સાધુ તરીકે સેવકોમાં જુદેજુદે ગામ જતા હતા. જૂનાગઢ કડિયાવાસમાં હરિજનબાઇ સોનામેતરાણીને ત્યાં ઘણી વખત ઉતારો રાખતા હતા. આ વિશે સમાજમાં નિંદા શરૂ થાય છે. એક વખત બાળકસાહેબ સાથે તેમના વિરોધીઓએ સ્વરૂપવાન સ્ત્રીને સુવડાવી દીધી. બાળકસાહેબ જાગી જાય છે. તે સ્ત્રીને પગે લાગી 'મા'નું સંબોધન કરી, લંગોટ કાઢીને ચાલી નીકળે છે. લોકોને પોતાની ભૂલ સમજાય છે. પરંતુ તે પછી બાળકસાહેબ નાથસંપ્રદાય છોડીને 'દાસી' પદવી સ્વીકારે છે. હીરબાઈ નામની સ્ત્રી સાથે લગ્નગ્રંથિથી જોડાય છે. તેને ત્યાં અરજણદાસ નામનો પુત્ર થાય છે આ એક સંતાન પછી હીરબાઈમા સાથેનો સાંસારિક વ્યવહાર પૂરો કરી, ફરતારામ બની જાય છે. તેમાં ગુરુ નથુરામનો ભેટો થાય છે. સત્સંગ દ્વારા બાળકસાહેબનું અજ્ઞાન–અંધારું ટળી જાય છે બાળકસાહેબ સાહેબ–સંપ્રદાયના અનુયાયી બને છે અને આત્મવાણી જાગે છે.

બાળકસાહેબના જીવનમાં કેટલાક ચમત્કારક પ્રસંગો સાંભળવા મળ્યા છે.

કામરોળ નજીક માલપરા ગામે બાળકસાહેબના સત્સંગી મેઘો ચારણ રહેતો હતો ત્યાં બાળકસાહેબ જાય છે. મેઘાની સ્ત્રી સ્વરૂપવાન હતી. એટલે લોકોએ તેનો અર્થ ખોટો કરીને મેઘાના કાન ભંભેર્યા. બાળકસાહેબની પરીક્ષા

લેવા માટે પૂછે છે કે જો તમે પવિત્ર સાધુ અને પ્રભુના સાચા ભક્ત હો તો જણાવો કે આંગણે બાંધેલ સગર્ભા ઘોડીને વછેરો જન્મશે કે વછેરી ? ત્યારે બાળકસાહેબ સમજાવે છે કે :

"આભ ગાભ, વર્ષાકાળ, સ્ત્રીચરિત્ર, રોતાં બાળ,
તેની જો કોઇ પરખ આપે તો, સહદેવ જોષી તેને ઘેર પાણી ભરે."

"આભ, ગર્ભ, વર્ષાકાળ, સ્ત્રીચરિત્ર અને રોતાં બાળકને પારખવું અશકય છે. છતાં સાધુની પવિત્રતા ઉપર પડકાર છે તો જણાવું કે તારી ઘોડીના પેટમાં સાતમે માસે વછેરો છે. ચાર પગ ધોળા ને કપાળમાં સફેદ પટ્ટો છે" આ સાંભળી મેઘા ચારણને થયું કે ઘોડી અઢાર માસે ઠાણ આપે ત્યાં સુધી કોણ રાહ જુએ, એટલે ઘોડીનું પેટ ચીરી નાખે છે ત્યાં નિશાની પ્રમાણે વછેરો દેખાય છે. ચારણ અને લોકો બાળકસાહેબનાં ચરણમાં પડી માફી માગે છે. પરંતુ બાળકસાહેબ માલપરા ગામનું પાણી હરામ કરી ચાલી નીકળે છે

રાજકોટમાં થોરાળામાં એક કણબી પટેલ બાળકસાહેબના સત્સંગી હતા. પટેલની ઈચ્છા હતી કે બાળકસાહેબ દેહવિલય થોરાળામાં કરે ત્યારે બાળકસાહેબે જણાવ્યું કે મેં માવજી મોચીને ત્યાં દેહવિલયનું વચન આપ્યું છે, માટે ત્યાં જવું પડશે પરંતુ તું અહીં ઓટો બનાવી રાખ. જયારે હું સમાધિ લઇશ ત્યારે ઓટામાં તિરાડ પડી જશે, ત્યારે તારે સમજવું કે હું અહીં છું. અને તે પ્રમાણે બાળકસાહેબની સમાધિ વખતે ઓટામાં તિરાડ પડે છે. આ ઓટો આજે તળાવની વચ્ચે આવી ગયો છે.

રાજકોટ મહાત્મા ગાંધી હરિજનવાસમાં બાળકસાહેબના સેવક માણસુર ભગત રહેતા હતા બાળકસાહેબે સમાધિ લીધી તે જ દિવસે માણસુર ભગતનો દીકરો માયો મરણ પામે છે. એટલે માણસુર ભગત બાળકસાહેબની સમાધિના સમયે પહોંચી શકતા નથી. પુત્રના મૃતદેહને ખાટલા નીચે રાખી ગુરુની સમાધિમાં થોરાળા આવે છે ત્યાં રસ્તામાં બાળકસાહેબ મળે છે. માણસુર ભગતને નવાઈ લાગે છે. ગુરુને પૂછે છે : "આપ સમાધિમાં બેસવાના હતા ને ?" ત્યારે બાળકસાહેબે જણાવ્યું : "એ તો અફવા છે ચાલ, તારે ઘેર જઇએ." ઘેર જઈને બાળકસાહેબ માયાને બોલાવે છે. માણસુર ભગત રડતાંરડતાં માયો મરણ પામ્યાની વાત જણાવે છે. બાળકસાહેબ માયાને જમણે અંગૂઠે હાથ દઈને જગાડે છે અને કહે છે : "ભાઈ જાગ, આટલું સુવાય ?" અને માયો ઊભો થાય છે. બાળકસાહેબ પછી ચાલી નીકળે છે. થોડા સમય

પછી બાળકસાહેબની સમાધિમાં ગયેલો સંતસમાજ પાછો આવે છે. માણસુર ભગતને સમાધિની વાત કરે છે ત્યારે આ ભગત ગુરુની કૃપામાં ડોલે છે.

બાળકસાહેબે ૧૦૫ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવીને વિક્રમ સંવત ૧૯૬૨માં પોષ વદ અગિયારસને શનિવારે થોરાળા (રાજકોટ)માં જીવતાં સમાધિ લીધી હતી.

બાળકસાહેબની સાત જગ્યાઓ છે :

૧. રાજકોટ–બાળકસાહેબની જગ્યા, કરણપરા શેરી નં. ૩, રામવાડી.
(ભરવાડ જ્ઞાતિ પાસે છે)

૨. રાજકોટ–બાળકસાહેબની જગ્યા, નવા થોરાળા. (લક્ષ્મીદાસ જગ્યા ચલાવે છે.)

૩. રાજકોટ–બાળકસાહેબની જગ્યા, ચૂનારાવાડ પાસે, રામઘાટ સામે.
(ગોવિંદદાસ જગ્યા ચલાવે છે.)

૪. સમ્મી – જિ. મહેસાણા–બાળકસાહેબની જગ્યા, (ધરમદાસ જગ્યા ચલાવે છે)

૫. રાધનપુર–જિ. મહેસાણા–બાળકસાહેબની જગ્યા. (જદુરામ જગ્યા ચલાવે છે)

૬. વારાહી–જિ. બનાસકાંઠા–બાળકસાહેબની જગ્યા. (ગુલાબદાસ જગ્યા ચલાવે છે.)

૭. જૂનાગઢ–ભવનાથ પાસે, બાળકસાહેબની જગ્યા. (વાલદાસ જગ્યા ચલાવે છે.)

બાળકસાહેબનાં પદોમાં અન્ય ભક્તકવિઓની જેમ નિરાકાર પ્રભુની પ્રાપ્તિ માટેનો માર્ગ દર્શાવે છે. પરિબ્રહ્મના ઘર સુધી પહોંચવા મથીમથીને કોઈક નર સફળ થયા છે ભક્તિના આ દુર્ગમમાર્ગે ચાલવું શૂરવીરનું કામ છે. ધ્રુવ, પ્રહ્લાદ, મીરાં, તોરલ, રૂપાંદે જેવાં જતિ–સતી પહોંચી શકયાં છે. આ માર્ગે જવા માટે એકાગ્રચિત્તની ભક્તિ જરૂરી છે. હરિનામના સ્મરણથી ગણિકા શીલસતી બની જાય છે. આ માર્ગ તો ઝીણી માળામાં ઝીણાં મોતી પરોવવાનો છે. પ્રેમની દોરીમાં આ મોતી પરોવવાનું છે. અહીં કવિ પ્રેમલક્ષણા ભક્તિનો નિર્દેશ કરે છે, મોતી એ બ્રહ્મરહસ્યનું પ્રતીક બની જાય છે. બાળકસાહેબમાં દાસીભક્તિ છે :

"હ રે મોતી ભાઇ કોક નરને મળશે,
થાશે ગોવિંદ કેરી ગોપી."

મોતીને પ્રાપ્ત કરવા ગોવિંદની ગોપી બનવું પડે છે.

શબ્દાતીત બ્રહ્મને માટે બાળકસાહેબ જણાવે છે કે :

"બાવનમાંહી બોલતો ને, અબોલ બાવનથી બાર."

પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી; વાણીના ચાર પ્રકાર; તેમાં આ પરાથી પણ અપાર છે, બાવન અક્ષરની બહાર છે, એટલે તેને વર્ણનમાં બાંધી શકાય તેમ નથી. એટલે બાળકસાહેબ કહે છે કે :

"શૂન્ય શિખર કેરી ધૂનમાં, ઉન્મુનિ આસન લગાઇ,
અગમ નિગમ કેરી ઓથમાં, કોઈ વીરલા સંત જાઇ."

સતગુરુની કૃપાએ વિરલા સંત શૂન્યશિખરે પહોંચી શકે છે. નુગરા તો આ સંસારના ઊંડા દરિયામાં ડૂબી જાય છે.

ઉપદેશનાં પદોમાં ધ્રુવ, પહ્‌લાદ, મીરાં, તોરલ, રૂપાંદે અને પાંડવો તથા કુંવરબાઈનું મામેરું જેવા પ્રસંગો અને પાત્રો દ્વારા લોકભોગ્ય બન્યા છે. સાદી, સરળ ભાષા અને પરિચિત ઉદાહરણો લોકહૈયામાં–સહેલાઈથી વસી ગયાં છે. બાળકસાહેબની વાણી યોગરહસ્યની સાથે ઉપદેશાત્મક રહી છે.

## ૧૩. પીઠો ભગત

"નામ અમર પીઠા ભગતનું, ગામ વંથલી ગોકુળપરી,
શોભા વખાણું, જૂનાગઢની, જાણે ઇન્દ્રની ઇન્દ્રાપરી."

જૂનાગઢનું ધાર્મિક સ્થાન તરીકે ઘણું મહત્ત્વ છે. ગિરનારની આ પવિત્ર ભૂમિની ગોદમાં વંથલી આવ્યું છે વંથલી સાથે અનેક પૌરાણિક ઘટનાઓ સંકળાયેલી છે. આગમવાણીના કર્તા દેવાયત પંડિન વંથલીના હતા જનશ્રુતિ દ્વારા જાણવા મળે છે કે :

"મેં મેલે તોય મેઘવાર ન મેલે, બારે દિયે ન ખૂટે,
સત્યા પારખો તમારા સતને, રાજાબળનાં બંધન છૂટે."

વંથલીમાં સતો અને પરખો બન્ને હરિજન–વણકર ભાઇઓ હતા. બન્ને ધાર્મિક વૃત્તિના અને શ્રાવણ માસમાં સાધુ સંતોને ભોજન કરાવતા હતા. ત્યાં એક વખત સાધુ રાજાબળીને કેદ કરીને લાવે છે. રાજાની કેદ મુકિતની શરત છે કે જો કોઈ સાધુને રોટી, બેટીને લંગોટી આપે તો રાજાબળીનાં બંધન છૂટે. સાધુના આ બોલને સાંભળીને બન્ને ભાઇઓએ સાધુને ભોજન કરાવ્યું (રોટી). વણાટકાર્ય કરતા જ હતા, તેમાંથી કપડું આપ્યું (લંગોટી) અને મોટાભાઈ સતાની અપંગ દીકરી મેઘદાનાં લગ્ન કરી આપે છે (બેટી). સાધુએ જ્યારે અપંગ

મેઘડી સાથે લગ્ન કર્યાં ત્યારે અપંગત્વ દૂર થયું ને સ્વરૂપવાન બની. સાધુ તે સ્ત્રીને "ભાણાવાવ" મૂકીને વચન આપી જાય છે કે હું ગિરનારથી પાછો આવીશ ત્યારે લઇ જઇશ. એ સ્ત્રી ત્યાં જ બેસી રહે છે ને સાધુ આવ્યા નહીં. મેઘડીએ ત્યાં જ દેહ છોડયો. આગમવાણીમાં જણાવવામાં આવ્યું છે કે, કળિયુગમાં નકલંક અવતાર ધરશે ત્યારે ગિરનારથી વંથલી આવશે અને આ સ્ત્રી સાથે ફરી લગ્ન કરી લઇ જશે.

"જૂનાણે જાંગીના વાગશે, તોરણ બંધાશે ઠારોઠાર,
વંથલીએ વિવા મંડાશે, પરણશે મેઘલી નાર.
પરણે પાછા સીંઢોળ છોડશું, ત્યાંથી વરતાશે એકાકાર."

આજ કુળીમાં આશરે દોઢસો વર્ષ પહેલાં વિક્રમ સંવત ૧૮૮૬માં વંથલી ગામે હરિજન–વણકર જ્ઞાતિમાં પીઠા ભગતનો જન્મ થયો પીઠા ભગતની આજે ચોથી પેઢી ચાલે છે. વર્તમાનના ગુજરાત રાજ્યના રાજ્ય કક્ષાના સમાજ કલ્યાણ ખાતાના પ્રધાન દેવજીભાઈ વાણવી પીઠા ભગતની ચોથી પેઢીના છે. પીઠા ભગતના વંશજો ડાહ્યાભાઇ તથા પીઠાભાઈ પાસેથી તેઓનું જીવનચરિત્ર જાણવા મળ્યું. તેઓનાં માતાપિતાનાં નામ જાણવા મળતાં નથી. પરંતુ પીઠાના જન્મ પછી બે વર્ષે પિતાનું અને અઢી વર્ષે માતાનું અવસાન થયું. પીઠાનો ઉછેર તેઓના મામાના ઘેર ખજૂરા–ખાટણી ગામે થાય છે.

બાળવયે માતાપિતાનો પ્રેમ ન મળતાં પીઠાની નાનપણની જિંદગી રખડતી ભટકતી બની ગઈ. પરંતુ આ સમયે કુદરતી રીતે, તે શુકનાવળી–સ્વપ્નાવળી દ્વારા ભવિષ્યમાં શુ બનશે તે સત્ય જણાવી શકતા. આથી તે સમયના બહારવટિયા જમિયતશાને આ માણસ ગમે છે. અને તે પોતાના બહારવટામાં સાથે રાખે છે. પીઠો બાર વર્ષ સુધી બહારવટું ખેડે છે. તેમાં એક વખત હરિજન સાધુ બાળકસાહેબ મળી જાય છે. પીઠાને સમજાવે છે કે પેટને ખાતર આ પાપ નકામું છે. પેટ તો કાગડા–કૂતરા પણ ભરે છે. માનવદેહ મળ્યો છે તો સાચી શૂરવીરતા હરિને મેળવવામાં છે. જન્મ–મરણના ફેરામાંથી મુક્ત થવામાં સાચું બહારવટું છે. આ ગુરુબોધ પીઠાને લાગી જાય છે. અને પીઠો બહારવટિયો મટી પીઠો ભગત બને છે.

પીઠા ભગતનાં લગ્ન તેના મામાને ગામ ખજૂરા–ખાટણીમાં થયાં હતાં. બહારવટું છોડી તે વણકરીનો ધંધો કરે છે. તેને ત્યાં પાંચ દીકરાઓ થાય છે.

તેમાં એક નિર્વંશ જાય છે અને ચાર ભાઈઓની પેઢી અત્યારે જોવા મળે છે પીઠા ભગતે ગુરુ મંત્રનું રટણ કરતાં-કરતાં સત્સંગ અને સાધુ સંતોની સેવા શરૂ કરી. ગિરનારની પ્રદક્ષિણા કરી તેના પગલે-પગલેથી માટી લઈ તેની ગણેશની મૂર્તિ બનાવી તેની ઉપાસના કરી દાતાર મંઝિલે જઈને ત્યાં ફાતેહા (ઉપાસના) કરી હતી. પીઠા ભગત મહાધર્મને વરેલા હતા અને આ ધર્મ સાથે સંકળાયેલા રામદેવપીર પર અપાર શ્રદ્ધા ધરાવતા હતા.

ભકિતની સાથે સદાવ્રત ચલાવતા હતા. સાધુની આશિષથી અન્નની કમી કયારેય જણાઇ ન હતી. વંથલીમાં આવેલ 'ભરડિયા કોઠા' ઉપર બેસીને ગુરુમંત્ર જપ્યો હતો દરરોજ સૂરજકુંડમાં સ્નાન કરી, આ કોઠા ઉપર બેસી, નામસ્મરણ કરવાનું વ્રત રાખ્યું હતું.

પીઠા ભગતના સમકાલીન અને તેની જ કુળીમાં મેપા ભગત થઇ ગયા છે. તેમણે રામદેવપીરના ત્રણ 'મંડપ' કર્યા હતા નૃસિંહ અને ભૈરવ ઉપાસના કરી તાંત્રિક દેવોની સાધના કરી હતી. આ મંત્રસિદ્ધિના અભિમાનથી પીઠા ભગતને અનેક રીતે પરેશાન કર્યા અને નિંદા પણ શરૂ કરી તે વખતે આ સંતે જણાવ્યું કે :

"મોટો થઇને મંડપ કર્યો, ધ્યાન ધણીનું તું કર્યો નહીં,
કોટો આણી ધૂપ કરવા બેઠો, ધૂપ ધણીને ચડયો નહીં."

મંડપ કરવાથી કે તાંત્રિક વિદ્યાથી પ્રભુ મળશે નહીં. આત્મજ્ઞાન મેળવવા માટે નામસ્મરણ અને ભકિતમાર્ગ જ શ્રેષ્ઠ છે.

પીઠા ભગતે વિક્રમ સંવત ૧૯૪૫માં સમાધિ લીધી. આજે પણ વંથલી વણકરવાસમાં સમાધિ મોજૂદ છે. તેઓની સમાધિ સાથે સંકળાયેલ ઘટના સાંભળવા મળે છે કે તેમનાં પાંચ પુત્રોમાંથી એક નિર્વંશ જવાનું કારણ એ છે કે પીઠા ભગતે જે સમાધિની જગ્યા દર્શાવી હતી, ત્યાં વડનું ઝાડ હતું. 'તેનું મૂળ કાપશો નહિ, એ મૂળ જે કાપશે તે નિર્વંશ જશે' એમ તેમણે જણાવ્યું હતું. છતાં આ દીકરાએ મૂળ કાપી નાખ્યું અને તે નિર્વંશ ગયો. બીજી એક બાબત એ પણ જાણવા મળી કે પીઠા ભગતે સમાધિ વખતે માથા ઉપર કૂંડું રાખવામાં આવે છે તે મૂકવાની ના કહી હતી, છતાં તે વખતના કાનદાસ સાધુએ માથા ઉપર કૂંડું મૂકયું અને સમાધિના ત્રીજા દિવસે કાંકરી કાઢવામાં આવે છે. તે વખતે સિદ્ધ સાધુ સમાધિ પાસે સીતારામ બોલે, તો અંતરથી સીતારામનો

પ્રત્યુત્તર સંભળાય છે. પીઠા ભગતની સમાધિમાંથી આ અવાજ સાંભળતા દીકરાઓને કૌતુક થયું ને સમાધિ ખોલે છે તેનું પરિણામ એ આવ્યું કે તેની પેઢીમાં એક દીકરો મંદ બુદ્ધિનો થાય છે.

પીઠા ભગતની વાણીમાં તત્કાલીન સમાજજીવન અને ઉપદેશ વિશેષ જોવા મળે છે. યોગરહસ્યની ગહન ફિલસૂફીને બદલે સરળ ભાષા દ્વારા સમાજસુધારકનું કાર્ય કર્યું છે.

**૧. તત્કાલીન સમાજજીવન :** પીઠા ભગતનાં પદોને આધારે તે સમયનું સમાજજીવન જાણી શકાય છે, રીતરિવાજો, ધાર્મિક અંધશ્રદ્ધા અને ધાર્મિક વિધિઓનો ખ્યાલ આવે છે.

**૧. મંડપ :** ધાર્મિક વિધિની દૃષ્ટિએ હરિજનસમાજમાં 'મંડપ'નું માહાત્મ્ય છે. પીઠા ભગતના સમકાલીન મેપા ભગતે ત્રણ મંડપ કર્યા હતા. પીઠા ભગત આ મંડપ વિશે જણાવે છે કે :

"મોટો થઈને મંડપ કર્યો, ધ્યાન ધણીનું તું ધર્યો નહીં."

મોટાઈ ખાતર મંડપ કરવાથી કે અભિમાન રાખીને ધૂપ કરવાથી તે ધણીને પહોંચી શકતો નથી. અભિમાનને બદલે નમ્રતા જરૂરી છે. આ પદ તે સમયમાં મંડપ થતા હતા તે જણાવી ધાર્મિક સમાજનું દર્શન કરાવે છે.

**૨. ધાર્મિક અંધશ્રદ્ધા :** હરિજનસમાજ પછાત છે. તેમાં કેટલીક અંધશ્રદ્ધાઓ પણ જવાબદાર છે. ભૂતપ્રેત અને ભૂવાઓના દોરાધાગા સામે કહે છે કે :

"ભૂવો તેડાવી જોશ જોવરાવો રે હાં,
ઓસડનો કાંઈ પાર નહિ,-પાર નહિ.
પીઠો ભગત કહે સર્વે પાપરાં,
હરિ વિના આધાર નહીં."

સમાજમાં ભૂવાઓનું વર્ચસ્ હોય તો જ આ પદ રચાયું હોય તેમ કહી શકાય.

**૩. રીતરિવાજો :** મૃત્યુ પછીની ધાર્મિક ક્રિયાનો આણસાર પદમાં આપ્યો છે. ચાર જણા ઉપાડી ચાલશે, ખોખરી હાંડીમાં આગ લઈ જશે અને :

"એક વીસામો ઘરને આંગણે, બીજો ઝાંપા બાર,
ત્રીજો વીસામો ગામને ગોંદરે, ચોથો વીસામો સ્મશાન."

મૃતદેહને ચાર વિસામા આપવામાં આવે છે. આ દર્શાવીને કવિનો ઉદ્દેશ ઉપદેશ આપવાનો રહ્યો છે. આ કાયાને એક દિવસ માટીમાં મળી જવાનું છે, માટે હરિભજન કરી લે તેમ જણાવે છે. હરિજન-સમાજમાં મૃતદેહને બાળવામાં આવતો નથી. તેનું કારણ આર્થિક સ્થિતિ છે. એટલે જમીનમાં દાટવામાં આવે છે. આ બાબતનો સંકેત પણ પદ દ્વારા આપી જાય છે.

૪ લોકમાનસ ધાર્મિક વૃત્તિઓને બદલે મનોરંજન તરફ વળ્યું હતું, તેનો પણ ખ્યાલ આવે છે. હરિકથામાં લોકોનું ધ્યાન નહીં અને ભાંડ-ભવાયા તરફ લોકોનું વધુ આકર્ષણ જોઇ કવિ કહે છે કે :

"હરિકથામાં હેત નહીં ને, સાંભળે નહીં કોઇ ગીતા રે,
ભાંડ ભોવાયાનાં ભૂંગળ વાગે, રીઝીને આપે દાન રે."

૨. સંસારની ક્ષણભંગુરતા : પીઠા ભગતનાં પદોનો મુખ્ય સૂર જાણે કે સંસારની ક્ષણભંગુરતા છોડી ભક્તિ તરફ વળવાનો છે. આ માટે મૃત્યુને કેન્દ્રસ્થાને રાખ્યું છે.

"એક દિ ફુલડાં વેડી લેશે વે'લો-મોડો વનમાળી."

ફૂલ અને વનમાળીની ઉપમા કવિની સફળ સૂઝ દર્શાવે છે. આપણો દેહ ફૂલરૂપે અને વનમાળી પ્રભુરૂપે છે.

"સંસારિયો છોડી કાયા જીવને જરૂર એકલું જાવું,
મારા મનવા, તને સાચી મતે સમજાવું સંસારિયામાં."

સંસારને છોડીને એકલાએ જ જવાનું છે. સગાં-કુટુંબ વીંટળાઇને બેસે, પણ તેમાં કોઇ રોકી શકતું નથી. જે કાયાને મેલ ચડવા દેતા ન હતા એ જ કાયા ધૂળમાં મળી જાય છે. દાસી જીવણે પણ આ બાબત સમજાવી છે :

"આ કાયાને કે'દી મેલ ન ચડતો, ખૂબ કરીને ખેરાઇ."

આ ક્ષણભંગુર સંસારમાં જે ફૂલડાં પોતાની સુગંધ ફેલાવી જાય છે તે જ ફળ મેળવી ગયા સમજવાં.

૩. **આધ્યાત્મિક ભાવ :** પીઠા ભગતની વાણીમાં ગોરખ અને કબીરની અટપટી ભાષા નથી. સરળ ભાષામાં યોગક્રિયા સમજાવી છે. તેમણે આ કાયાને 'બંગલા'ની ઉપમા આપી છે. આ કાયામાં રમતારામ નજરે જોવા હોય તો મર્મી ગુરુ પાસેથી કાયાના બંગલાને તાળું મારેલ છે, તેની ચાવી મેળવવી જોઈએ. સતગુરુ પાસેથી ચાવી મળી જાય, તો અજ્ઞાન–અંધારું દૂર થાય છે. નામસ્મરણ, 'નિજનામ'ની માળા જપવાનું કવિ જણાવે છે.

"રામ સમર લે તો કાંઇ નહીં, તેરા જન્મમરણ મટી જાવે રે."

આ નામસ્મરણની સાથે વચનમાં વિશ્વાસ રાખવાનું કહે છે. સતી લોયણ પણ લાખાને સમજાવતાં કહે છે કે :

"મૂળ વચનનો મહિમા બહુ મોટોજી, એને સંત વિરલા જાણે હાં."

આ વચન ઉપર વિશ્વાસ રાખી સુરત–સુરતની સાધનાથી બ્રહ્મને પામી શકાય છે.

૪. **ગુરુ મહિમા :** બધા ભક્તોએ ગુરુમહિમા દર્શાવ્યો છે, તેમ પીઠાભગતનાં પદોમાં પણ ગુરુ–માહાત્મ્ય જોવા મળે છે,

"ગુરુ મળિયા ફેરા ટળિયા, તમે ગુરુને વચને રે'જો,
ગુરુપ્રતાપે 'પીઠો' બોલ્યા, અમર લોકમાં વરજો."

૫. **માતા ધરતી :** અન્ય હરિજન ભક્તકવિઓ કરતાં પીઠાભગતની જુદી તરી આવતી બાબત તે "માતા ધરતીના ગુણનું ગાન છે." માતા ધરતી સારાખરાબ સૌને સાચવે છે. હીરા માણેક, મોતી, ડુંગરા અને વનસ્પતિ, નદીઓને સાચવે છે. "જેવો જીવ તેવો ખોરાક" પણ આપે છે. વળી અનેક પ્રકારની ઔષધિ–જડીબુટ્ટીઓ પણ તેમાંથી મળે છે. બધી ધાતુઓ પણ માતા ધરતીના પેટાળમાંથી મળે છે. એટલે જ કવિ કહે છે કે :

"તું જ મારગ ને તું જ મા રૂપ,
તું જ જતિ ને તું જ સતી,
ગુરુપ્રતાપે ગાય 'પીઠો'
તું જ થકી થાય ગત મુક્તિ."

હે મારી માતા ધરતી, તમે જતિ ને સતી છો, તમારા વડે જ આ જન્મમરણમાંથી મુક્તિ પમાય છે.

## ૧૪. માણંદ ભગત

માણંદભગત હરિજન–ચમાર જ્ઞાતિના છે. વળાંકમાં ગામ કામરોળ (જિ. ભાવનગર–તળાજાની બાજુમાં) માં થઈ ગયા છે. તેમના જીવનનો એક પ્રચલિત પ્રસંગ જનશ્રુતિ દ્વારા સાંભળવા મળે છે.

માણંદભગત બાળકસાહેબના શિષ્ય છે. બાળકસાહેબ ઉપર ભગતની અપાર શ્રદ્ધા પરંતુ મહેસાણા તરફથી મોતીરામ સાધુ કામરોળ પધારે છે અને માણંદભગતને પ્રત્યક્ષ ઇશ્વરદર્શન કરાવી આપવાનું કહે છે. ભોળા માણંદભગતને થયું કે જો ઈશ્વરનાં દર્શન થતાં હોય તો મોતીરામને ગુરુ બનાવું. તે સમયે કામરોળ નજીક સંગાળા ગામે બાળકસાહેબ પધાર્યા હોય છે તેમને આ વાતની જાણ થાય છે. એટલે સમાચાર મોકલે છે કે મોતીરામ ભલે માણંદને શિષ્ય બનાવે, પરંતુ હું મારું ગુરુપદ પાછું ખેંચી લઉં તે પછી. આ સમાચાર પછી બાળકસાહેબને કામરોળ આમંત્રવામાં આવે છે. શિષ્ય બનાવવાની વિધિ ‘પાટે’ થતી હોય છે. ત્યાં બાળકસાહેબ માણંદભગતના માથા ઉપર અંચળો મૂકી ખેંચે છે, ત્યાં માણંદના કાનમાંથી લોહી નીકળે છે. કાને સાંભળવાનું બંધ થાય છે. માણંદભગત ગુરુની માફી માગે છે. ત્યારે બાળકસાહેબ જણાવે છે કે, “માણંદ, જે થોડી ક્ષણોમાં પ્રત્યક્ષ ઇશ્વર બતાવે તે ભ્રમણા હોય. ઈશ્વર તો સ્વપ્રયત્ને દેહમાં દર્શાય છે. તારી આ ભૂલને કારણે તમારી પેઢીમાં એક બહેરો થશે.” આજે માણંદભગતની પેઢી માણંદ–કાળો–ગોવિંદ–નાનકો એમ બહેરા જોવા મળ્યા છે. આ કુટુંબ વર્તમાનમાં સુરત–સૈયદપરા, મુરલીસાહેબના ડેલામાં રહે છે.

માણંદભગતના જીવનની અન્ય માહિતી જાણવા મળતી નથી. પરંતુ તેઓના ગુરુ બાળકસાહેબનો સમય વિક્રમ સંવત ૧૮૫૭ થી ૧૯૬૨ નો છે. તે દૃષ્ટિએ માણંદભગતનો સમય ઓગણીસમી સદી ગણાવી શકાય.

માણંદભગતનું એક પદ મળે છે તેમાં સરસ્વતી ગણેશની સ્તુતિ કરી નુરત–સુરતની સાધના દ્વારા, ઓહમ્–સોહમ્‌ના સ્મરણ દ્વારા આ ઘટના પારસ પ્રકાશને જોવાનું જણાવ્યું છે.

“ગગનમંડલમાં વાજાં વાગે, રોમેરોમે રણુંકાર,
ત્રિકુટી મહેલમાં ખોલી દે તાળાં, તો મટી જાઇ ઘોર અંધેરી.”

અનાહત નાદ સંભળાય છે. આ યોગવાણીમાં કવિ ગુરુકૃપાને તો સ્વીકારે જ છે :

"સતગુરુ બાલક સન્મુખ રે'જો, મટી જાવે મનનો મેલ."

માણંદભગત અન્ય હરિજન ભકતકવિઓની વાણીથી જુદા નથા. માણદ-ભગત દાસી જીવણની માફક પોતાને દાસી માણંદ તરીકે ઓળખાવે છે.

## ૧૫ : મેઘ જીવો

મેઘ જીવાનાં જીવનકવનનો પરિચય મેળવતાં પહેલાં તેના પૂર્વજોનો રસિક ઇતિહાસ છે તેના ઉપર દૃષ્ટિપાત કરી જઇએ.

આજથી આઠસો વર્ષ પૂર્વે બરડા પર્વતમાળાના આભપરા ડુંગરના શિખરની તળેટીમાં "ધુમલી" નામે નગરી હતી. અત્યારે પણ ધુમલીગઢનાં પ્રાચીન ખંડેરો જોવા મળે છે. નવલખો, જેતાવાવ, સતી સોન કંસારીનાં દહેરાં અને મહાન તપસ્વી ભૃગુઋષિનો કુંડ આજે પણ ત્યાં મોજુદ છે. ત્યાં "હરિયા માલદેવ" રહેતા હતા. જાતે હરિજન-વણકર હતા. 'માનવસેવા એ જ પ્રભુસેવા' તેમનો મંત્ર હતો. સાધુસંતોને આવકાર આપી ભોજન કરાવવું એ તેમનું વ્રત હતું. હરિયા માલદેવનું મૂળ વતન જમરાધેડ તાલુકો કુતિયાણા હતું, ત્યાથી ધુમલી ગામે તેઓ રહેવા આવ્યા.

હરિયા માલદેવના જીવનનો ચમત્કારક પ્રસંગ સાંભળવા મળ્યો કે, તેઓને ઘેર એક સાધુ આવ્યા. તેમને ભાણવડની વખણાતી દૂધી ખાવાની ઇચ્છા થઇ, એટલે હરિયા માલદેવ ભાણવડ દૂધી લેવા આવે છે. દૂધીવાળાએ જણાવ્યું કે દૂધી રાણીવાસમાં મોકલી દીધી છે ને હવે જે છે તે કડવી છે. ભગતને લાગ્યું કે દૂધી દેવાની દાનત નથી, એટલે જુઠું બોલે છે. ભગત નિરાશ થઇને કહે છે કે, જેવી તમારી ભાવના-ભાવના હશે તેવાં ફળ મળશે.

"એ મીઠી દૂધી કડવી કરી, એવો અજબ પરચો આપ્યો,
ચાંડપા કુળમાં સંત થયો, એવો હરિનો ભક્ત પીર હરિયો."

રાણીવાસમાં જે મીઠી દૂધી મોકલી હતી તે કડવી થઇ જાય છે. ફરિયાદ

ઉઠવા રાણા વિક્રમા ભાણ પાસે ગઈ ને તપાસ કરતાં જાણવા મળ્યું કે આ હરિયા માલદેવના શાપનો પ્રતાપ છે, એટલે રાજાએ ભગતને બોલાવી તલવારથી મારી નાખવાનો હુકમ આપ્યો. ચમત્કારથી તલવાર લાગતી નથી. એટલે રાજા ગુસ્સે થયા ને જીવતા જમીનમાં સમાધિ આપી દે છે. ભગતે ત્યારે જણાવ્યું કે ૭ માસ પછી સમાધિ ખોલજો આ દિવસથી રાજાને રક્તપિત થાય છે. વિક્રમા ભાણનો પુત્ર સૂર્યભાણ ૭ માસ પછી ઘોડેસવાર થઈને ભગતની સમાધિ પાસેથી નીકળ્યો, ત્યાં ધૂપની સુગંધ નીકળતી જણાઈ. અંદરથી ઝાલર, શંખ અને મંજીરાંનો અવાજ સંભળાયો, એટલે કુંવરે એ જગ્યા ખોદાવી તો હરિયા માલદેવ જીવતા નીકળે છે અને રાજાને રોગમુક્ત કરે છે.

"૭ માસ સમાધિ પછી તમે પ્રગટયા પીર,
એવો અજબ પરચો આપ્યો, જય જય હરિયાપીર."

આ ચમત્કાર પછી ૭ માસ સમાજમાં રહે છે. ચાંડપા મટીને પીર તરીકે પૂજાય છે. આજે પણ તેમના વારસો પીર ગણાય છે.

આ કુળીમાં ભીમપીર થઈ ગયા છે.

"હરિયામાલના વંશમાં અવતર્યા, પુરણ પરચાધારી પીર,
ચાંડપા કુળમાં સંત થયા, જય જય દાદા પીર ભીમ."

ભીમપીર ગદઘૂમ્લીથી ભાણવડ રહેવા આવે છે. તેઓ પણ ચમત્કારી પીર તરીકે પૂજાય છે. તેમના જીવનનો એક પ્રસંગ છે કે :

"હાલાર ધરામાંથી હાલ્યો, સફર કરવા સોરઠ દેશની,
મરેલ ગાયને બેઠી કરી, એવો અજબ પરચો આપી."

માણાવદરમાં કમાલદીનખાનનું રાજ્ય હતું. ત્યારે "પાટ–ઉપાસના" વખતે ભીમપીર આવે છે. તે વખતે ગાય મરણ પામી તેને ઢસડી જવાનું હરિજનોને કહ્યું. પરંતુ પોતાના પીર આવેલા હોવાથી સૌએ ના પાડી, એટલે બાદશાહે પીરને બોલાવી પરચો આપવાનું જણાવ્યું. ત્યારે આ મરેલ ગાયને જીવંત કરી ભીમપીર ભાણવડની બાજુના ગુંદા ગામે જીવતા જમીનમાં સમાઈ જાય છે.

હરિયા માલજોગ અને ભીમપીરની કુળીમાં ભક્તકવિ મેઘ જીવો થઈ ગયા. તેમની વંશવેલ નીચે પ્રમાણે છે :







હીરાભાઇ, માલદેપીર અને ગોવિંદભાઈ વર્તમાનમાં જીવંત છે. પીરગાદીએ માલદેપીર (મુ. સોઢાણા–તાલુકો પોરબંદર) છે. તેઓ દર શિવરાત્રિના મેળામાં જૂનાગઢ-ભવનાથમાં સદાવ્રત ચલાવે છે, હરિજન સમાજમાં પાટ બાંધે છે અને પીરગાદી સંબંધી સદ્બોધ આપે છે

મેઘ જીવાના વારસ માલદેવપીર જણાવે છે કે :

“મેઘ જીવણનો જન્મ વિક્રમ સંવત ૧૮૯૦માં થયો હતો. તેઓના વડવા ગડુમલી રહેતા હતા. ત્યાંથી બાબુવડ આવે છે અને મેઘ જીવો જન્મ્યા ગામે

આવી વસે છે. તેઓ જાતે મેઘવાળ હતા. પિતાનું નામ રામભાઇ હતું."[૨૦] માતાનું નામ જાણવા મળતું નથી.

મેઘ જીવાનું નામ જીવો હતું. પરંતુ મેઘવાળ હોવાને નાતે મેઘ જીવા તરીકે પ્રખ્યાતિ પામ્યા. માતાપિતાની લાગણીને માન આપી લગ્નગ્રંથીથી જોડાયા અને સંસારની ફરજો નિભાવી, પરંતુ તેઓનું મન તો પ્રભુભક્તિથી રંગાયેલું હતું. તેઓ એક વખત દ્વારકાધીશનાં દર્શને જાય છે તે સમયે હરિજનોને મંદિરમાં પ્રવેશ ન હતો. મંદિરની બહાર આભંરડા ગામનો મેઘવાળ મુંજા શીરોખાને રાખવામાં આવ્યો હતો તે હરિજન જાત્રાળુઓને દ્વારકાધીશની છાપ મારી દૂરથી દર્શન કરાવી આપનો. મેઘ જીવો આ મુંજા ભગતને જોઇને પૂર્વની ઓળખાણ પામી જાય છે કૃષ્ણાવતારમાં કૃષ્ણના વેલડાના બંને બળદો હતા અને પ્રભુની સેવાનો બદલો તેમના મંદિરે હરિજનોને છાપ પાડવાનો મળ્યો હતો. મેઘ જીવો આ મુંજા ભગતને પોતાના છાપ-ગુરુ તરીકે સ્વીકારે છે

મેઘ જીવાના જીવનમાં કેટલાક ચમત્કારક પ્રસંગો સાંભળવા મળે છે. મેઘ જીવો મહાધર્મી હતો. બીજપાટનો વાયક હોય ત્યાં આ ધર્મીના નાતે જવું પડતું. એક વખત ફટાણા, મોઢવાળા, વિસાવાળા અને કૂછળી એમ ચાર ગામના પાટનો વાયક મળ્યો; અને કહેવાય છે કે ભીમસાહેબની માફક એક જ રાત્રે જુદાજુદા સ્વરૂપે આ ચારેચાર ગામ મેઘ જીવો પાટે હતા. વળી એક વખત દ્વારકાધીશના મંદિરના અખંડ દીવાની આગ દ્વારકાધીશનાં વસ્ત્રોને લાગી ત્યારે તેમણે સૂક્ષ્મ દેહે આ આગ બુઝાવી હતી.

મેઘ જીવો એક વખત પોરબંદર આવ્યા હતા. ત્યાં રાજ્યના સેવકો તેમને માલ ઉપાડીને સાથે આવવાનુ કહે છે. તે સમયે વેઠપ્રથા હતી અને હરિજનો આ વેઠ કરતા હતા. મેઘ જીવા સામાનની પેટી માથે લઇને ચાલ્યા, પરંતુ અચરજ એ બન્યું કે પેટી તેમના મસ્તકની ઉપર ચાલી આવતી હતી. રાજ્યના અધિકારીઓને નવાઇ લાગી. તે પેટી નીચે ઉતરાવી તો તે પેટી પથ્થર બની જાય છે. આજે પણ એ પથ્થર 'મોખાણા' ગામે જોવા મળે છે.

મેઘ જીવો એક વખત કુછળી ગામે ભીમનાથના મંદિરે દર્શને આવે છે. ત્યાં એક ટીટોડી તેમની પાસે આવી બેસે છે. મેઘ જીવાની સાથે આવેલ ભાઇ નાજા કરશન આનું રહસ્ય પૂછે છે. ત્યારે મેઘ જીવાએ જણાવ્યું કે : "આ ટીટોડી ભગવાનની લખી નામની દાસી છે. એક વખત ભગવાનને થાળ ધરાતો

હતો ત્યારે તે પક્ષી જોવા રહી ગઈ, એટલે તેને ટીટોડીનો અવતાર લેવો પડ્યો. હવે જો કોઈ તેને ગુરુમંત્ર આપે તો મુક્તિ થાય." નાજાની વિનંતીથી મેઘ જીવો તેને ગુરુમંત્ર આપી, મુક્તિ અપાવે છે. ભીમનાથના મંદિરની પાસે જે ટીંબો છે તે આજે પણ "ટીટોડીનો ટીંબો" તરીકે ઓળખાય છે.

મેઘ જીવાની ગાય ને ઘોડી ચોરાય છે ત્યારે રામદેવપીરને અરજરૂપે પદ બોલ્યા કે : "પોકરણ ગઢથી પધારો ધણી રામદેવજી" અને ચોર ઘોડી તથા ગાય ઘેર આપી જાય છે.

સમાજસેવા અને સત્સંગ કરતા મેઘ જીવો વિક્રમ સંવત ૧૯૬૦માં મોખાસણ ગામે સમાધિ લઇ જાય છે.

મેઘ જીવાની વાણી ઉપરથી ફલિત થાય છે કે તેઓ મહાધર્મને વરેલા હતા, એટલું જ નહીં પણ તેની ક્રિયાઓ સાથે સંકળાયેલા હતા.

"આદિપુરુષ પાટે પધારિયા, તો નિજીયા ધર્મનાં નીમ લીધાં."

પાટ–ઉપાસના અને વિક્રમ સંવત ૧૯૧૭માં મંડપ કર્યો હતો. તેઓએ અન્ય ભક્તકવિઓની જેમ આરાધી ભજનમાં જણાવ્યું કે :

"જે છે પિંડમાં તે છે વરમંડમાં, વેદ–કુરાને વખાણમાં."

બ્રહ્માંડમાં જે કાંઈ છે તે દરેક તત્ત્વ આ દેહમાં છે. આ પિંડમાં અલખ ધણીને શોધવનો છે. અને તેના માટે વચનમાં વિશ્વાસ અનિવાર્ય છે. આ ઘટમાં ઘડિયાળાં વાગે છે તે સાંભળવા માટે :

"ઇંગલા પિંગલા સુષુમણા જ્યોત જાગી ત્રિવેણી ઘાટમાં."

ત્રિવેણીઘાટે જ્યોતનાં દર્શન કરવાનાં છે. અલખધણીનાં દર્શન થતાં...

"ઉઘડી જાય આંટી, સટી જાય ગ્રાટી, એ ચેતન તન ચંગા છે,
અખંડ જ્યોતના થયા અજવાળા, ભીતરમાં ભાગી જાય જમના ભેદ."

મૃત્યુનો ભય ટળી જાય છે. કવિ આ દરેકને માટે ગુરુની અનિવાર્યતા દર્શાવે છે.

"ગુરુગમ વચન હૃદયમાં ધરજો, ચરણુંમાં શીશ નમાવું."

મેઘ જીવાનાં પદોમાં ઉપદેશ સરળ ભાષામાં જોવા મળે છે.

"સતપુરુષોની સાન ન સમજ્યો, શ્રવણ કથા કાને ન ધરી,
જળ વલોવી માથે માખણ ન ઉતરે, લખ ચોરાશી માથે રઇ."

જળ વલોવી, માથે માખણ ન ઊતરે એ સરળ ઉદાહરણ આપી લોકોને કથા-કીર્તન, સત્સંગ દ્વારા આત્માની ઓળખાણ મેળવવાનું જણાવે છે. ભૂખ્યાને ભોજન દેવું તેને સૌથી મોટું પુણ્ય ગણે છે.

"અન્ન-ભજનની તોલે આવે નહિ કોઇ."

અન્ય હરિજન ભક્તકવિઓ કરતાં મેઘ જીવાની કેટલીક વિશેષતાઓ જોવા મળે છે. તેમાં મેઘ જીવો રામભક્ત છે.

"રામનું નામ ન ઉચાર્યું, ગરવ કીધો ને ગઢ લંકા ખોઇ,
અહલ્યા હતી તેની શલ્યા કીધી, ઇ રામચરણ-રજને પામી,
ગુરુ મુંજાને પ્રતાપે મેઘ જીવો રામસીતાના ગુણ ગાય."

વાણીમા રામના જીવનના પ્રસંગો જોવા મળે છે. બીજી મહત્ત્વની બાબત 'સોહરભજન' છે. એટલે ચાર પદનું ઝૂમખું, જેમાં ધ્રુવપંક્તિ એક જ હોય અને એક જ વિચાર ચારેચાર પદમાં વિકાસ પામતો હોય-તે મેઘ જીવાના સોહર-ભજન "ભજનમાં ભીના ભીના રહેજો"માં જોવા મળે છે. આ પદમાં અનેક સંતોની યાદી આપી છે. બીજું 'પાવડી.' એકવીસ પાવડી આપી છે. તેને આરાધી ભજન તરીકે ઓળખાવ્યુ છે. આ દૃષ્ટિએ ભજનમાં જુદાજુદા પ્રયોગો કવિએ કર્યા છે. ઉપદેશ, યોગવાણી, ગુરુમહિમાની સાથે તેઓની આ વિશેષતા ગણાવી શકાય.

## ૧૬. અરજણદાસ

અરજણદાસના જીવન અને કુટુંબની માહિતી ઘણી ઓછી જાણવા મળે છે. માત્ર તેમનાં ત્રણ પદો કર્ણોપકર્ણ સંચિત રહ્યાં છે. તેઓ જાતે હરિજન-વણકર હતા તેમ સૌ સ્વીકારે છે. છાયા(પોરબંદર)ના વયોવૃદ્ધ મર્મી માંડણ ભક્ત પાસેથી જાણવા મળે છે કે "અરજણદાસ ચિત્રોડ ત્રિકમસાહેબના આશ્રમમાં રહ્યા હતા અને ગુરુખાનસાહેબના શિષ્ય હતા અને આશરે સવાસો વર્ષ પહેલાં થઇ ગયા છે." ત્રિકમસાહેબની જગ્યામાં ખાનસાહેબ પછી પ્રેમહંસ અને મૂળહંસ એમ બે ગાદીવારસો થઈ ગયા તે દૃષ્ટિએ આ સમયગાળો બરાબર જણાય છે.

હતો ત્યારે તે પક્ષી જોવા રહી ગઈ, એટલે તેને ટીટોડીનો અવતાર લેવો પડયો. હવે જો કોઈ તેને ગુરુમંત્ર આપે તો મુકિત થાય." નાજાની વિનંતીથી મેઘ જીવો તેને ગુરુમંત્ર આપી, મુક્તિ અપાવે છે. ભીમનાથના મંદિરની પાસે જે ટીંબો છે તે આજે પણ "ટીટોડીનો ટીંબો" તરીકે ઓળખાય છે.

મેઘ જીવાની ગાય ને ઘોડી ચોરાય છે ત્યારે રામદેવપીરને અરજરૂપે પદ બોલ્યા કે : "પોકરણ ગઢથી પધારો ધણી રામદેવજી" અને ચોર ઘોડી તથા ગાય ઘેર આપી જાય છે.

સમાજસેવા અને સત્સંગ કરતા મેઘ જીવો વિક્રમ સંવત ૧૯૬૦માં મોખાસણા ગામે સમાધિ લઇ જાય છે.

મેઘ જીવાની વાણી ઉપરથી ફલિત થાય છે કે તેઓ મહાધર્મને વરેલા હતા, એટલુ જ નહીં પણ તેની ક્રિયાઓ સાથે સંકળાયેલા હતા.

"આદિપુરુષ પાટે પધારિયા, તો નિજીયા ધર્મનાં નીમ લીધાં."

પાટ–ઉપાસના અને વિક્રમ સંવત ૧૯૧૭માં મંડપ કર્યો હતો. તેઓએ અન્ય ભકતકવિઓની જેમ આરાધી ભજનમાં જણાવ્યું કે :

"જે છે પિંડમાં તે છે વરમંડમાં, વેદ–કુરાને વખાણુમાં."

બ્રહ્માંડમાં જે કાંઈ છે તે દરેક તત્ત્વ આ દેહમાં છે. આ પિંડમાં અલખ ધણીને શોધવનો છે. અને તેના માટે વચનમાં વિશ્વાસ અનિવાર્ય છે. આ ઘટમાં ઘડિયાળાં વાગે છે તે સાંભળવા માટે :

"ઇંગલા પિંગલા સુષુમણા જયોત જાગી ત્રિવેણી ઘાટમાં."

ત્રિવેણીઘાટે જ્યોતનાં દર્શન કરવાનાં છે. અલખધણીનાં દર્શન થતાં...

"ઉઘડી જાય આંટી, મટી જાય ત્રાટી, એ ચેતન તન લંકા છે,
અખંડ જ્યોતના ભયા અજવાળા, ભીતરમાં ભાગી જાય જમના ભેદ."

મૃત્યુનો ભય ટળી જાય છે. કવિ આ દરેકને માટે ગુરુની અનિવાર્યતા દર્શાવે છે.

"ગુરુગમ વચન હૃદયમાં ધરજો, ચરણુંમાં શીશ નમાડું."

મેઘ જીવાનાં પદોમાં ઉપદેશ સરળ ભાષામાં જોવા મળે છે.

"સતપુરુષોની સાન ન સમજ્યો, શ્રવણ કથા કાને ન ધરી,
જળ વલોવી માથે માખણ ન ઉતરે, લખ ચોરાશી માથે રહ."

જળ વલોવી, માથે માખણ ન ઊતરે એ સરળ ઉદાહરણ આપી લોકોને કથા-કીર્તન, સત્સંગ દ્વારા આત્માની ઓળખાણ મેળવવાનું જણાવે છે. ભૂખ્યાને ભોજન દેવું તેને સૌથી મોટું પુણ્ય ગણે છે.

"અન્ન-ભજનની તોલે આવે નહિ કોઇ."

અન્ય હરિજન ભક્તકવિઓ કરતાં મેઘ જીવાની કેટલીક વિશેષતાઓ જોવા મળે છે. તેમાં મેઘ જીવો રામભક્ત છે.

"રામનું નામ ન ઉચાર્યું, ગરવ કીધો ને ગઢ લંકા ખોઇ,
અહલ્યા હતી તેની શલ્યા કીધી, ઇ રામચરણ-રજને પામી,
ગુરુ મુંજાને પ્રતાપે મેઘ જીવો રામસીતાના ગુણ ગાય."

વાર્ણીમાં રામના જીવનના પ્રસંગો જોવા મળે છે. બીજી મહત્ત્વની બાબત 'સોહરભજન' છે. એટલે ચાર પદનું ઝૂમખું, જેમાં ધ્રુવપંક્તિ એક જ હોય અને એક જ વિચાર ચારેચાર પદમાં વિકાસ પામતો હોય-તે મેઘ જીવાના સોહર-ભજન "ભજનમાં ભીના ભીના રહેજો"માં જોવા મળે છે. આ પદમાં અનેક સંતોની યાદી આપી છે. બીજું 'પાવડી.' એકવીસ પાવડી આપી છે. તેને આરાધી ભજન તરીકે ઓળખાવ્યુ છે આ દૃષ્ટિએ ભજનમાં જુદાજુદા પ્રયોગો કવિએ કર્યા છે. ઉપદેશ, યોગવાણી, ગુરુમહિમાની સાથે તેઓની આ વિશેષતા ગણાવી શકાય.

## ૧૬. અરજણદાસ

અરજણદાસના જીવન અને કુટુંબની માહિતી ઘણી ઓછી જાણવા મળે છે. માત્ર તેમનાં ત્રણ પદો કર્ણોપકર્ણ સંચિત રહ્યાં છે. તેઓ જાતે હરિજન-વણકર હતા તેમ સૌ સ્વીકારે છે. છાયા(પોરબંદર)ના વયોવૃદ્ધ મર્મી માંડણ ભક્ત પાસેથી જાણવા મળે છે કે "અરજણદાસ ચિત્રોડ ત્રિકમસાહેબના આશ્રમમાં રહ્યા હતા અને ગુરુખાનસાહેબના શિષ્ય હતા અને આશરે સવાસો વર્ષ પહેલાં થઇ ગયા છે." ત્રિકમસાહેબની જગ્યામાં ખાનસાહેબ પછી પ્રેમહંસ અને મૂળહંસ એમ બે ગાદીવારસો થઇ ગયા તે દૃષ્ટિએ આ સમયગાળો બરાબર જણાય છે.

અરજણદાસની વાણીમાં સૌથી વિશેષ 'પ્યાલો' પદ નોંધપાત્ર છે. તેમાં સોળ પ્યાલાનાં પ્રમાણ આપ્યાં છે. ગુરુકૃપાએ આ પ્યાલો પીધો ને હૃદયકમળનાં તાળાં ખૂલી ગયાનું જણાવે છે. જીવશિવની એકતા નજરે થઈ ગઈ સમગ્ર દેહની રચના નજરે ભાળી અને ઝળહળ જ્યોતનાં દર્શન થયાં. અન્ય સંતો જે વાણી દ્વારા રહસ્યને પ્રગટ કહે છે તે આ સોળ પ્યાલામાં કવિએ પ્રગટ કર્યું છે. બીજા પદમાં યોગક્રિયા સમજાવી છે અને તેના નામાચરણમાં :

"રોટી પરમારથ રખના, મહાધર્મ સદાય વર્તના."

ભજનદાન અને મહાધર્મ પાળવાનું જણાવ્યું છે. ત્રીજું પદ એ આરતી છે. તેમાં હરિજન ભક્તકવિઓ પ્રભુ મળ્યા ને તેઓનાં અનેક કાર્યો કર્યાનું જણાવે છે. વાણીનો મુખ્ય સૂર અન્ય કવિઓ જેવો જ છે.

## ૧૭. હીરસાગર

હીરસાગર વિશે તેમના વારસ ભગત શ્રી રામજીભાઈની રૂબરૂ મુલાકાત અને "રાજયોગવાણી" સંગ્રહના થયેલ પ્રકાશનને આધારે જાણવા મળે છે કે હીરસાગરના પિતાનું નામ અમરાબાપા હતું. અમરાબાપા રાજકોટમાં તિલક પ્લોટ, વણકરવાસમાં રહેતા હતા. વિ.સં. ૧૯૫૬માં છપ્પનિયો દુષ્કાળ પડે છે ત્યારે આ ભક્તે દીન–દુ:ખીઓની સેવા કરી ત્યારે ચિત્રાડથી ખાનસાહેબ, થોરાળીથી બાળકસાહેબ અને સરોદડથી પવન ગોટકાવાળા સંત છોટા હનુમાનદાસજી પધારે છે. અમરાબાપાની સેવાવૃત્તિ જોઇ આ સંતોએ નિ:સંતાન ભક્તને આશીર્વાદ આપ્યા કે તારે ઘેર પારણું બંધાશે અને એ આશીર્વાદના ફળરૂપે હીરસાગરનો જન્મ થાય છે. હીરસાગર બાલ્યવયથી જ પ્રભુભક્તિ તરફ વળેલા હતા. ત્યાં એક વખત વાંકાનેર નિવાસી કુંભાર ભક્ત કરમશીબાપા પધારે છે રાત્રે પાટ–ભજનવાણીમાં હીરસાગર જાય છે ત્યાં કરમશી ભગતના શિષ્ય બની આત્મજ્ઞાન મેળવે છે.

હીરસાગરે હરિજન સમાજમાં ઉપદેશ આપીને જનસેવાનું કાર્ય કર્યું છે, પોતાનો વિશાળ શિષ્યસમાજ ઊભો કર્યો છે. તેમાં પ્રતિભાવંત ઉગારામ થઈ ગયા છે. હીરસાગર વિક્રમ સંવત ૧૯૮૬, ભાદરવા વદ નોમ ને બુધવારે રાજકોટ મુકામે સમાધિ લઇ જાય છે.

હીરસાગરના પુત્ર રામજીભાઈ હાલ હયાત છે. પિતા હીરસાગરની સ્મૃતિમાં "રાજયોગવાણી" ભજનસંગ્રહ પ્રકાશિત કરેલ છે. તેમાં હીરસાગરની શિષ્ય–વંશાવલિ

પ્રગટ કરી હીરસાગર મુખ્ય સંત હોય તેમ દર્શાવવા પ્રયત્ન કર્યો છે વાસ્તવિક રીતે હીરસાગરની વાણી લોકપ્રિય નથી.

તેમનાં માત્ર ચાર ભજનો છે. તેની કક્ષા પણ સામાન્ય છે. તેમાં નામસ્મરણ અને દેહમાં તત્ત્વ જોવાનું જણાવ્યું છે. બાહ્યાડંબરનો વિરોધ જોવા મળે છે આ પદોમાં હીરસાગરનાં વખાણ થતાં જોવા મળે છે. "હીરસાગર હીરા જેવા", હીરસાગર હરોહરમેં, નડે નહિ હવે કાળ" ત્યાં એમ લાગે છે કે ભક્ત કોઈ દિવસ પોતાની જાતને હીરા જેવી કહે નહી. બીજા તેને ઉપમા આપે તે જુદી વાત છે. એ દૃષ્ટિએ આ પદોમાં કોઇનું ઉમેરણ થયું હોય તેમ લાગે છે.

## ૧૮. કાળોભગત

કાળાભગત વણકારી જ્ઞાતિમાં થોરખાણ ગામે થઇ ગયા છે. સાજણભગતની નોંધના આધારે જાણવા મળે છે કે : કાળાભગત વિક્રમ સંવત ૧૯૧૦માં જન્મ્યા હતા. તેમના ગુરુ દેહાભગત નિજારપંથી હતા. કાળાભગત સંસારજીવન ચલાવતાં–ચલાવતા સાધુસંતોની સેવા કરતા હતા.

કાળાભગતના જીવન વિશે અન્ય માહિતી જાણવા મળતી નથી. તેઓનાં બે પદ છે. તેમાં અન્ય ભક્તકવિઓથી જુદાપણું જોવા મળતું નથી. કાળાભગત પોતાની જાતને દાસી તરીકે ઓળખાવી દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિની અસર જણાવે છે. વાણી દ્વારા યોગરહસ્યની સાથે ગુરુમહિમા અને સમાજને ઉપદેશ આપ્યો છે.

## ૧૯. દાસ હમીરો

દાસ હમીરો હરિજન–ભંગી જ્ઞાતિમાં જૂનાગઢ નજીક ધણફૂલિયા ગામે થઇ ગયા છે. તેમના ગુરુ શેલણી સાંઇ હતા. સ્થળ ઉપર મુલાકાત લેતાં જાણવા મળ્યું કે આજથી આશરે સાંઇઠેક વર્ષ પહેલાં સમાધિ લઇ ગયા છે. તેમના જીવન વિશે અન્ય માહિતી જાણવા મળેલ નથી. આ દૃષ્ટિએ દાસહમીરો વીસમી સદીના ભક્તકવિ ગણાવી શકાય.

દાસ હમીરાનાં છ પદો પ્રાપ્ત થાય છે, છતાં કવિ તરીકેની તેમની પ્રતિભા અન્ય કવિઓ સાથે ઊભા રહેવાની જણાય છે. દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિની સ્પષ્ટ અસર તેમનામાં જોવા મળે છે. આ ભક્તિમાં દાસીભાવ વિશેષ જોવા મળે છે.

"અબળાને મોલે આવો ઓધવજી, મને દાસી જાણી દરશન દે."

અબળાને, દાસીને દર્શન આપવાનું કહે છે દાસ હમીરાએ રહસ્ય-બ્રહ્મને પ્રગટ કરવા માટે યોગક્રિયાનો આશરો લીધાનું વાણીમાં સ્પષ્ટ થતું નથી. છતાં એ રહસ્યબ્રહ્મને સમજવા ત્રણ પ્રતીકોનો ઉપયોગ કરી જણાવ્યું છે : "મારો હંસલો ગંગાજીમાં ન્હાય." અહીં હંસ આત્માનું પ્રતીક બને છે. 'એમ પંખી રામ પરદેશનાં" ત્યાં પંખી આત્માનું પ્રતીક છે. "વણધરાએ આંબલો રોપ્યો" ત્યાં આંબો દેહનું પ્રતીક બને છે. જપતપ અને જોગ કરતાં વચનની કિંમત મોટી ગણાવી છે. દાસ હમીરો જોગીઓને જણાવે છે કે "એ જોગેશ્વર સરોદા મત સાધો." નાકમાંથી ચાલતા શ્વાસ ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા સાધવા કરતાં નિજારને પંથે ચાલો. ગુરુમહિમા અને મૃત્યુ અનિવાર્ય દર્શાવી કવિએ ઉપદેશ પણ આપ્યો છે. આ કવિ અન્ય કવિપરંપરાથી જુદા નથી.

## ૨૦. રૂખી રામદાસજી

રૂખી રામદાસજી રૂખી (ભંગી) જ્ઞાતિમાં થયા છે. મૂળ ગામ લીંબડી તાલુકાનું ગોધાવટા ગામ છે. રૂબરૂ મુલાકાતને આધારે જાણવા મળ્યું કે તેમનો જન્મ આશરે વિક્રમ સંવત ૧૯૬૫ માં થયો હતો અને સમાધિ વિક્રમ સંવત ૨૦૦૦ માં રાજકોટ મુકામે લીધેલ છે. વર્તમાનમાં "રૂખી રામદાસ વિશ્રામ મંદિર" રાજકોટ તિલક હરિજનવાસ શેરી-૪ માં આવેલ છે. રૂખી રામદાસે ભંગીસમાજમાં દારૂ, જુગાર, અંધશ્રદ્ધા, અજ્ઞાનતા દૂર કરવા ગામેગામ ફરી 'સત્ય-સંદેશ' પત્રિકાઓ છાપીને ઉપદેશ આપ્યો છે.

રૂખી રામદાસની વાણીમાં આત્મજ્ઞાન છે. તેમનાં ચાર પદમાં આત્માને ઓળખવાનું કહે છે. રહસ્ય-બ્રહ્મ વિશે અન્ય સંતોએ જે શબ્દ, સાહેબ, નામ, શૂન્ય-શબ્દોનો ઉપયોગ કર્યો છે તેમ રૂખી રામદાસજી આ બાબતને સઘનરૂપે માત્ર ચાર પદોમાં પ્રગટ કરી જાય છે.

"શૂન્યમાં સુરતા હવે લાગી, સાધુ અનહદ શબ્દ ગગનમાં ગાજે."

"અમને સાહેબ મળ્યા." "હાં રે ભાઈ, "એકવીસ વરમંડની ઉપરે ત્યાં નામ છે નિજનામી રે." આ સાહેબ તે જ નિજનામનું સ્મરણ કરવાનું કવિ જણાવે - છે. રામદાસ આ માટે જણાવે કે મને સતગુરુ મળ્યા ને અજવાળું થયું. મારામાં રવિભાણ પ્રગટ થયા. શૂન્યશિખર ઉપર સુરતા લગાડવાથી અનહદ નાદ ગાજી રહ્યો છે તે સંભળાય છે. પછી તો

ઝરમર ઝરમર અમીરસ ઝરે છે તે જોયું, અને ઝળહળ જ્યોત અખંડ પ્રકાશી રહી છે તે દલભીતરમાં જોઇ, તેઓની વાણીમાં કબીર, રવિ, ભાણની તત્ત્વજ્ઞાનની યોગભૂમિકા જોવા મળે છે.

"સાધુ ઉન્મુનિ મુદ્રાએ જાપ અજપા રે,
તખત ત્રિવેણીમાં હંસા નીર ના'યા રે,
અખંડ વરસે ત્યાં અમીધારા રે."

કવિએ ઓહમ્–સોહમ્‌ના નાદથી ઈડા, પિંગલા, સુષુમણાની તખત ત્રિવેણીમાં તાર મિલાવીને ગગનમંડળમાં ચાલી રહેલ અનાહત નાદ સાંભળીને ઝળહળ જ્યોતિનાં દર્શન કરવાનું જણાવ્યું છે. કવિ ચેતવણી પણ આપે છે કે :

"ચેતન પુરુષ તમે ચેતજો, નામની કરી લિયો ઓળખાણી."

રામદાસનું એક પદ સૃષ્ટિના સર્જન ઉપર રચાયેલું છે. તેમાં જણાવે છે કે, જ્યારે આ પૃથ્વી ઉપર એક પણ જીવ ન હતો ત્યારે નિરંજન નિરાકાર પ્રભુ હતા. તેમણે સૌપ્રથમ શક્તિનું સર્જન કર્યું. આ શક્તિ (સ્ત્રી)એ ત્રણ દેવ (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ)નું સર્જન કર્યું. તે પછી પૃથ્વીના અન્ય જીવો અને સૃષ્ટિની રચના કરી. તે સમયે જ બીજધર્મ–મહાધર્મની સ્થાપના કરવામાં આવી. સૌપ્રથમ આ ધર્મ શિવ–પાર્વતીએ ચલાવ્યો. તે પછી માર્કંડઋષિએ આ ધર્મનો મહામંત્ર જાણ્યો અને તે પછી સમાજમાં ફેલાવ્યો. આ ધર્મ લેખિત રૂપમાં જોવા મળતો નથી. તે વેદ–કુરાનથી બહારો છે. આ પૃથ્વીને ધર્મના મૂળને જણાવી રહસ્ય–યોગ પ્રગટ કરી, રામદાસ ઉચ્ચકોટિના કવિઓમાં સ્થાન મેળવી જાય છે.

## ૨૧. ઉગારામ

ઉગારામ ગોંડલ નજીકના બાંદરા ગામે હરિજન–વણકર જ્ઞાતિમાં થઈ ગયા છે. ઉગારામનું સત્સંગ–મંડળ સવર્ણ જ્ઞાતિનું પણ છે. તેઓની 'જાગૃત પુરુષ' તરીકેની પ્રતિભાથી બ્રાહ્મણ જ્ઞાતિના લાભશંકર તથા પઠાણ જ્ઞાતિના પુંજાલપીર આકર્ષાયા ને આજે પણ તેઓ ગુરુના માર્ગે ભજનવાણી દ્વારા સમાજસેવાનું કાર્ય કરી રહેલ છે. ઉગારામની ચેતના ભણેલા વર્ગને પણ સત્સંગી બનાવી શકી છે. આજે સમાજમાં તેઓનું મોટું મંડળ જોવા મળે છે. હરિજન સમાજના

ભજનિક અને ઉપદેશક જયદેવભાઈ પણ ઉગારામ સાથે રહીને વાણીના રહસ્યને સમજેલ છે. બાંદરા ગામે આજે ઉગારામના પુત્ર ભલાભાઈ આશ્રમ ચલાવી રહ્યા છે.

ઉગારામ અને તેઓનાં ધર્મપત્ની સોનામાએ દિવસ આખો મહેનત-મજૂરી કરી રાત્રે સત્સંગ, ભજનમંડળ ચલાવી લોકોને ઉપદેશ આપીને, ભક્તિજ્ઞાનનો વિસ્તાર કર્યો છે. ઉગારામે સંસાર ચલાવીને કોઈપણ જાતના બાહ્યાડંબર વગર સમગ્ર સમાજના ઉત્કર્ષ માટે જ્ઞાનગંગા વહેવડાવી છે. તેઓના પ્રત્યક્ષ પરિચયમાં આવેલા સત્સંગીઓ તેમને અનુભૂતિજન્ય પુરુષ તરીકેનો ચેતનાનો અનુભવ કોઈ ને કોઈ રૂપે પામ્યા હોવાનું જણાવે છે.

ઉગારામનું જીવન સાદું અને સરળ, ભાષા નમ્ર અને વિવેકી, પોશાક સાદો, જ્ઞાતિને અનુરૂપ સુરવાલ. પહેરણ, માથે પાઘડી, પોતાની કોઈ શિષ્યપરંપરા કે મંડળ ઊભુ કરવાનો સહેજ પણ મોહ નહીં. હું કાંઈક જાણું છું તેવો ખ્યાલ બિલકુલ આવવા દે નહીં. આ લક્ષણો જાણે કે સાચા ભક્તના હોય તેમ તેઓનું સમગ્ર જીવન દર્શાવે છે.

ઉગારામ વિક્રમ સવત ૨૦૨૪ શ્રાવણ વદ દશમને રવિવારે બાંદરા પોતાના આશ્રમમાં જીવતા સમાધિ લઈ જાય છે. તેઓનુ આયુષ્ય સાંઈઠ વર્ષનું હતું. તેથી તેમનો જન્મ વિક્રમ સંવત ૧૯૮૪ માં થયો હતો. બાંદરા ઉગારામ આશ્રમમાં ગુરુપૂર્ણિમા, સમાધિ દિવસ અને બેસતું નવું વર્ષ ઊજવવામાં આવે છે. તે દિવસે અનેક સત્સંગીઓ આવે છે. ભજન, ધૂન અને સત્સંગ કરે છે.

બાંદરા ઉગારામ આશ્રમની રૂબરૂ મુલાકાત દ્વારા જાણવા મળ્યું કે ઉગારામ ભજનના ગાયક ન હતા. ભજનની રચના કરવા ખાતર ભજન લખાયાં નથી, પરંતુ સત્સંગ ચાલતો હોય ત્યારે અનેક પદોનાં ઉદાહરણ આપી, તેના રહસ્યને પ્રગટ કરવા આ પ્રકારની સ્વવાણી ભાવાવેશમાં બોલતા તે વાણીનું આ સંપાદન થયેલ છે. આ સાત વાણીમાં મનના તર્કવિતર્ક મૂકીને, ગુરુવચન પ્રમાણે ઓહમ્–સોહમ્ની માળા દ્વારા દશમા સોહમ્માં સુરતા લગાવવાનું જણાવ્યું છે. યોગરહસ્ય પ્રગટાવતી વાણી છે. વિરલા સંત આ માર્ગે ગતિ પામે છે, તેમ જણાવ્યું છે. ઉગારામ આ સંપ્રદાયના ભક્તકવિઓની પરંપરાને વફાદાર છે. પરંતુ સત્સંગની વાતચીતના વ્યવહારમાંથી કાવ્યવાણી ઊભી કરી હોય તેવું સ્પષ્ટ રીતે તેમનાં પદમાં જોઈ શકાય છે.

આ ભક્તકવિઓ ઉપરાંત આપા પાલણશી, રાણોભગત, હમીરભગત, જેઠાકાપડી, દયારામ, પુરણદાસ, વિસાભગત, નથુ બારોટ, માણસુર ભગત, ભાણા-

ભગત, મીઠાદાસનાં પણ દરેકનાં એકથી ચાર પદો મળે છે આ કવિઓના જીવન વિશે પૂરી શ્રદ્ધેય વિગતો મળતી નથી. ઉપરાંત જે પદો મળ્યાં છે તે આ પરંપરાથી ભિન્ન નહિ, તેમ વિષય કે નિરૂપણની દૃષ્ટિએ કશી વિશેષતા દાખવતાં નથી.

## સંદર્ભ નોંધ


૧. "સત્સંગ પારસમણિ યાને સંતપરિચય" : મોહનદાસ સાધુ : પૃ ૩૫
૨. "હરિજન લોકકવિઓ અને તેમનાં પદો" : ડૉ. દલપત શ્રીમાળી : પૃ. ૨૭
૩. "સોરઠી સ્ત્રી સંતો" : કાલિદાસ મહારાજ : પૃ ૪૩
૪. "જેસલ-તોરલ" · મોહનપુરી ગોસ્વામી : પૃ. ૨૫
૫. કર્ણોપકર્ણ
૬. "અલખના આરાધક ત્રિકમસાહેબ : ખાનચંદ ગુરુઆ : પૃ. ૯૬
૭. રૂબરૂ મુલાકાત : પ્રેમહંસ સાહેબ, ચિત્રોડા :
૮. "સૌરાષ્ટ્રના સંતો" : દેવેન્દ્રકુમાર કલિદાસ પંડિત : પૃ. ૨૮
૯. "હરિજન લોકકવિઓ અને તેમનાં પદો : ડૉ. દલપત શ્રીમાળી : પૃ. ૩૨
૧૦. કર્ણોપકર્ણ
૧૧. એજન
૧૨. એજન
૧૩. "દાસી જીવણસાહેબની વાણી" · પ્રેમવંશ ગુરુ ચરણદાસજી તથા
"સત્સંગ પારસમણિ યાને સંતપરિચય" : મોહનદાસ સાધુ
૧૪. રૂબરૂ મુલાકાત : ઉકાભગત : સીલોદર
૧૫. રૂબરૂ મુલાકાત : ચરણદાસ : કોટડા સાંગાણી.
૧૬. "સોરઠી સંતવાણી" : ઝ. મેઘાણી : પૃ. ૩૪
૧૭. "સત કેરી વાણી" : મકરન્દ દવે : પૃ. ૯૮
૧૮. "રાજયોગવાણી" : રામજી હીરસાગર
૧૯. "સત્સંગ પારસમણિ યાને સતપરિચય : મોહનદાસ સાધુ
૨૦. રૂબરૂ મુલાકાત : માલદેપીર : સોઢાણા
૨૧. રૂબરૂ મુલાકાત : માંડણ ભગત : છાયા, પોરબંદર.
૨૨. રૂબરૂ મુલાકાત : સાજણ ભગત : માંગરોળ
(ભજનની નોંધપોથીના આધારે)

# ઉપસંહાર

"સૌરાષ્ટ્રના હરિજન ભકતકવિઓ" એ વિષયના સંશોધનને અંતે કહી શકાય કે, સમાજના નીચલામાં નીચલા સ્તરના અને ગામડાના અભણ અસ્પૃશ્ય ભકતકવિઓની વાણી વેદની ઋચાઓ સાથે તાલ મિલાવે છે. વેદ, ઉપનિષદ, ગીતા અને અન્ય આધ્યાત્મિક ગ્રંથોમાં બ્રહ્મને નિર્ગુણ, નિરાકાર, અનાદિ, અનંત, અગમ્ય અને અગોચર તરીકે ગણાવીને અંતે "નેતિ નેતિ" કહીને એક રહસ્ય-સ્વરૂપ ગણાવ્યો છે, તેમ આ હરિજન ભકતકવિઓએ તેઓની લોકવાણીમાં આ રહસ્યને સમજાવવા માટે સાહેબ, નાદ, શબ્દ, પ્યાલો, જ્યોત જેવી રહસ્યાત્મક પરિભાષા દ્વારા બ્રહ્મને સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે. છતાં અંતે આ કવિઓએ પણ કહ્યું કે :

"કોઇ રૂપરંગસે ન્યારા, ઉસમેં કયા જાને સંસારા."–દાસી જીવણ

બ્રહ્મ એ વાણી ને મનથી, જ્ઞાનથી, બુદ્ધિથી પર છે. માત્ર આંતરજ્ઞાનથી જ એ પ્રાપ્ત થાય છે. તેથી તો આ સંતોએ કહ્યું કે :

"જે છે પિંડમાં તે છે વરમંડમાં,
વેદ–કુરાને વખાણ્યા."–મેઘ જીવો

આ માનસરોવરમાં મુકતા–મોતી શોધવાનું કાર્ય સહેલું નથી. કોઇ મરજીવા હોય અને જેને સતગુરુના શબ્દોનાં બાણ લાગ્યાં હોય તે આ મોતીને પામી શકે છે. તેથી તો આ રહસ્ય માટે પીઠોભગત જણાવે છે કે :

"જી રે સંતો વાતું છે જીણિયું, ગોત્યું એણે વિણ્યું."

આ ભકતોએ બાવન અક્ષરથી બા'રા અલખ ધણીને દલ–ભીતરમાં ઓળખી લીધા હોય તેમ લાગે છે.

રહસ્યની સાથે યોગવાણી છે, જે પતંજલિ મહારાજે યોગદર્શનમાં દર્શાવી છે. યોગમાર્ગના અવધૂત ગોરખની વાણીમાં જે

"ત્રિ–અખિરી ત્રિકોટી જપિલા,
બ્રહ્મકુંડ નિજ થાનં,
અજપાજાપ જપતા ગોરખ
આતીત અનુપમ ગ્યાનં."

તે અજપાજાપનો નાદ સંભળાય છે તે અહીં હરિજન ભકતકવિઓમાં ઠેરઠેર જોવા મળે છે.

"અબધુ કીયા તખત પર ડંકા રે, સો ઘર સેજે પાયા,
નાભિકમળથી નટવર ચાલિયા, પવન પુરુષ પલટાયા,
વંકનાળકી ખડકી ખોલી, ઉલટા રાહ ચલાયા."– દાસી જીવણ

ઇડા, પિંગલા અને સુષુમણાને સાધીને નાભિકમળમાંથી પવનપુરુષને પલટાવીને કુંડલિની શકિત જે અધોમુખી છે તેને ઊર્ધ્વમુખી કરવાનું આ સંતોએ સમજાવ્યું છે. અષ્ટકમળમાંથી આ શકિતને પસાર કરાવીને મસ્તિષ્કમાં આવેલા સહસ્રદલ પદ્મમાં વિરાજેલા બ્રહ્મનાં દર્શન અને ત્યાં શૂન્યશિખર ઉપર સંભળાતા અનાહતનાદ સુધી લઇ જાય છે. આ પ્રક્રિયાને સંતોએ સહજ–સમાધિ તરીકે ઓળખાવી છે. ભજન–ધૂનથી આ આનંદસમાધિ કરી છે. આ સંતોએ યોગસાધના કર્યાનું પ્રમાણ મળતું નથી. માત્ર ત્રિકમસાહેબ અને બાળકસાહેબ યોગસાધના કરવા ગિરનારમાં ગયા, તેમ તેમના જીવનચરિત્રમાં જાણવા મળે છે. બાકીના સંતોને ગુરુકૃપા અને ભકિતના રંગે આ સહજ–સાધના યોગ સુધી લઇ ગઇ હોય તેમ લાગે છે. તેઓની યોગવાણીના શબ્દો સ્પષ્ટ કરી જાય છે કે આ ભકતો યોગના જાણકાર હતા.

યોગ અને રહસ્ય ગુરુ વગર પામી શકાય નહીં. આ સંતપરંપરામાં મહામાર્ગ–નિરજારપંથ એ ગુપ્ત પરંપરા છે. તેમાં યોગ અને રહસ્ય છે. તેના પાર પામેલા ગુરુ વગર તેનું જ્ઞાન મેળવી શકાય નહીં. કેટલાક ગુપ્ત ભેદ એ ગુરુ જ સમજાવી શકે છે, તેથી ગુરુમાહાત્મ્ય છે. આ સંતપરંપરામાં "ગુરુ એ જ ગોવિંદ" એમ સ્વીકાર્યું છે.

"મારા ગુરુજીની બલિહારી, મેં સત્યનામ પર વારી,
વચન–ભેદ સારા ગુરુએ બતાવ્યો, જોયું તત્ત્વ વિચારી." –દાસી જીવણ

વચનભેદ અને સતનામ એ ગુરુ વગર પ્રાપ્ત થાય નહીં. અહીં તો ગુરુનો અભિમંત્રિત પ્યાલો પીધા વગર અજ્ઞાન–અંધારું ટળતું નથી. સતગુરુની કૃપાએ જ ભીતરના ગુરુનાં દર્શન થાય છે અને આ દર્શન થયા પછી આત્મવાણી જાગે છે. આ ભકતકવિઓએ તેના પ્રમાણરૂપે નામાચરણમાં ગુરુકૃપાનો ઉલ્લેખ કર્યો છે.

આ ભકતકવિઓની વાણીમાં વેદ અને કબીરનો રહસ્યવાદ, ગોરખનો યોગમાર્ગ, સંતોની ગુરુભક્તિ અને સૂફીઓનો મસ્તરાગ પણ જોવા મળે છે દાસી જીવણની પ્રેમલક્ષણા ભક્તિ ચૈતન્ય મહાપ્રભુ અને મીરાંની યાદ આપી જાય છે. દાસી જીવણનું નરસિંહ મહેતાની માફક "પુરુષ પુરુષોતન લીન થયું" લાગે છે. પોતાની જાતને તેઓ દાસી તરીકે ઓળખાવે છે.

"જીવણ જગમાં જાગિયા, નરમાંથી થિયા નાર,
દાસી નામ દરસાવિયું, એ રાધાના અવતાર."

સંત-સમાજમાં દાસી જીવણ રાધાજીના અવતાર તરીકે ઓળખાય છે. દાસી જીવણનાં પદોમાં રાધા અને કૃષ્ણનો પ્રણય, વિરહ, તલસાટ, મિલન, મીઠી વઢછટ, મોરલી-બંસરીની ધૂન જોવા મળે છે. તેમાં ભકતનો પ્રભુ તરફનો, આત્માનો પરમાત્મા તરફનો મિલન માટેનો તલસાટ બહુ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. સંતો પ્રેમની કટારી લાગ્યાનું જણાવે છે :

"પ્રેમની પ્રેમની પ્રેમની રે,
વાલે મારે, મને મારી કટારી પ્રેમની રે."

પ્રેમ-કટારી વા'લે મારે મંત્ર ભણીને એવી તો મારી છે કે તેમાં કોઈ ઔષધ કામ આવે તેમ નથી. છતાં આ પ્રેમની કટારી, સ્નેહની કટારી વહાલી લાગે છે. કનૈયાનું કામણ ગમે છે. તેથી તો "મેરમને મનાવીને મોલે" લાવવાનું કહે છે. આ પ્રેમલક્ષણા ભક્તિનો રંગ ત્રિકમસાહેબમાં પણ જોવા મળે છે, જ્યારે મેઘ જીવાની સગુણ ભક્તિ માત્ર રામ સાથે કેન્દ્રિત થયેલી જોવા મળે છે.

જ્ઞાન, યોગ અને ભક્તિની સાથે આ સતોની વાણીએ સંસારની માયામાં ન વીંટળાવાનું અને આ દેહ ક્ષણભંગુર છે, મૃત્યુ અનિવાર્ય છે, સંસારના સંબંધો માયાવી છે, તેમાં આસક્ત ન થતાં પરિબ્રહ્મને પામવા માટેનો ઉપદેશ આપ્યો છે. હરિજન-સમાજમાં ચાલતા કુરિવાજો, અંધશ્રદ્ધાઓ તરફ કટાક્ષ કરીને અલખના નામની ધૂન જગાડવાનું જણાવેલ છે. ભીતરના સાંઈને ઓળખી લેવાનું કહીને સામાન્ય જનને પણ સમજી શકાય તેમ એ વસ્તુનું પાલન કરવાનું ભકતકવિઓ જણાવે છે :

"લીધા સરખું નામ હરિનું લઈ શકે તો લે,
દીધા સરખું દાન અન્નનું દઈ શકે તો દે."–દાસી જીવણ

નામસ્મરણ અને અન્નનું દાન (સદાવ્રત) આ સંતોએ પ્રભુભક્તની સાથે પોતાની જગ્યાઓ સ્થાપીને કે પોતાને ઘેર રહીને ચલાવેલ છે. કબીરસાહેબના ઉપદેશમાં પણ આ બાબત જ જોવા મળે છે. "લેવાય તો રામનું નામ લે નહીં તો ભૂખે કું અન્ન દે." સંસારીઓ માટે અન્નદાન જેવું બીજું શ્રેષ્ઠ દાન નથી.

હરિજન સંતસમાજની વાડી એ સમગ્ર સંતસમાજમાં મોટી વાડી તરીકે ઓળખવામાં આવે છે. આજે પણ સવર્ણ સંતોમાં જે નિજારપંથને વરે છે ત્યારે તેમાં એક હરિજન સાધુ હોવો અનિવાર્ય ગણાય છે. શ્રી મકરન્દ દવે નોંધે છે તેમ, "આ ગુપ્ત પરંપરા મહાધર્મનાં મૂળ બહુ ઊંડાં છે. એક રીતે એને હિન્દુધર્મની નાની આવૃત્તિ ગણી શકાય. નિરંજન જ્યોતિસ્વરૂપ, આદ્ય શિવશક્તિ અને છેવટે રામદેવપીરની અવતારપૂજા સુધી મહામાર્ગની ઘટા ફેલાઇ છે." મહામાર્ગમાં પાટ–ઉપાસના હોય છે. પાટના મુખ્ય બે સ્વરૂપો છે: દાસોપાટ અને વીસોપાટ. દાસોપાટ એ ધર્મપ્રેમી સમાજને દર્શન માટે ખુલ્લો રાખવામાં આવે છે, જ્યારે વીસોપાટ એ ગુપ્ત પાટ છે અને તેમાં નિજારપંથી જતિ–સતી સાથે હોય અને તેના બોલકોલના જાણકાર હોય તો જ તેનાં દર્શને જઈ શકાય છે. આ મહામાર્ગનાં મૂળ આદ્ય શિવ–શક્તિ સુધી પહોંચે છે અને આ માર્ગે અનેક સંતો, મહંતો અને રાજવીઓ પાર પહોંચ્યાનું જાણવા મળે છે. આ માર્ગમાં પ્રહ્લાદ–રત્નાવળી, હરિશ્ચંદ્ર–તારામતી, યુધિષ્ઠિર–દ્રૌપદી, બલિરાય–વિંધ્યાવળી એ ચાર યુગના ચાર આગેવાનો સિદ્ધ થયા છે. લાખો–લોયણ, રૂપાંદે–માલદે, જેસલ–તોરલ, રામદેવપીર–ડાળલબાઈ જેવાં સંતો આ માર્ગને વરેલાં હતાં. આ માર્ગ સાથે જ હરિજન ભક્તોની પરંપરા ચાલી છે.

પાટ–ઉપાસના સાથે સંકળાયેલ મંડપ આજે પણ સૌરાષ્ટ્રમાં જોવા મળે છે. વિશેષ કરીને હરિજન ભક્તને ત્યાં જ મંડપ થાય છે. સવર્ણ ભક્ત મંડપ કરે તોપણ ધર્મની દોરી, ધર્મની ધજા અને પાટ હરિજન ભક્તના ઘેર જ રાખવામાં આવે છે. આ બાબત મોટી વાડીનું પ્રમાણ આપે છે. વળી, આ હરિજન સંતોએ મૃત્યુને જાણી તેને જીતી લીધું હોય તેમ લાગે છે. મૃત્યુ પૂર્વે સંતસમાજને બોલાવી, પોતાનો અંતિમ સંદેશ આપી, 'જય સીતારામ' બોલીને સૌ સમાજ દેખતાં આત્માને પરમાત્મા સાથે જોડી દે છે. આ બાબત નાનીસૂની નથી. મૃત્યુની પલ પણ આ સંતોને પરમ આનંદની બની ગઇ છે. નિજારપંથ, પાટ–ઉપાસના, મંડપ અને સમાધિ એ આ સંતોની દિવ્ય ભૂમિકા દર્શાવી છે.

આ સંતોની વાણીના મર્મને આધારે અને નામના અંતે 'સાહેબ' શબ્દ લાગતો હોવાથી સ્પષ્ટ થાય છે કે તેઓ કબીરપંથી હતા. કબીરની વાણીમાં જે યોગ–રહસ્ય જોવા મળે છે તે નાની આવૃત્તિરૂપે આ સંતોની વાણીમાં છે ઉત્તર ભારતની આ કબીરપંથી સંતપરંપરા સૌરાષ્ટ્રમાં ભાણ–સંપ્રદાય દ્વારા ઊતરી આવે છે. ભાણ–સંપ્રદાયના પ્રણેતા ભાણસાહેબને કબીરસાહેબના અવતાર માનવામાં આવે છે. આ ભાણસાહેબના બુંદ–શિષ્ય ખીમસાહેબ રાપરમાં જગ્યા સ્થાપે છે ને ત્યાં ત્રિકમસાહેબના શિષ્ય બનીને ચિત્રોડમાં જગ્યા સ્થાપીને હરિજન સંતપરંપરા શરૂ કરે છે. આ શિષ્યપરંપરા સમગ્ર સૌરાષ્ટ્રમાં ફરી વળે છે. આ સંતપરંપરાની નોંધપાત્ર વિશેષતા એ છે કે, દરેક સંત સંસારી છે. સંસારમાં રહીને પોતાના કુટુંબનું ભરણપોષણ, મજૂરી, વણાટ, ચર્મકામ કરતાં કરતાં સંતસેવા કરીને નામસ્મરણ દ્વારા આત્મવાણી જગાડી છે. આ સંતોમાં ન્યાત–જાત, ઊંચનીચ તથા સ્ત્રી–પુરુષના ભેદ નથી. અતિનવાઈની વાત તો એ છે કે આ સંતપરંપરામાં સ્ત્રીનું સ્થાન મહત્ત્વનું છે, પૂજ્યસ્થાને છે. નિજારપંથમાં તે સતી ગણાય છે. આ માર્ગ એ જતિ–સતીનો, પુરુષ–પ્રકૃતિનો છે. પુરુષ પોતાનો અહમ્ છોડીને સતી સ્ત્રીના ચરણે જાય છે. લાખો લોયણ પાસે, જેસલ તોરલ પાસે, માલદેવ રૂપાંદે પાસે અને રાવત રણસિંહ ડાળલદે પાસે ગયેલ છે. અન્ય ધર્મોમાં સ્ત્રીનું સ્થાન નીચું છે. જ્યારે અહીં પ્રથમ સ્થાન અપાય છે.

હરિજન ભક્તકવિઓની ભજનવાણીમાં યોગ, રહસ્ય, ગુરુમહિમા, પ્રેમલક્ષણા ભક્તિ અને ઉપદેશ મુખ્ય જોવા મળે છે. તેની સાથે ભજનના જુદા જુદા પ્રકારો પણ જોવા મળે છે : કટારી, પ્યાલો, બંગલો, મોર, આંબો, ચૂંદડી, સાવળ, સોહર ભજન, આરાધી ભજન જોવા મળે છે. આ ભજનોને જીવસુખ, શિવસુખ, ગુરુમુખ અને બ્રહ્મસુખ એમ ચાર વિભાગોમાં વહેંચી શકાય તેમ છે. આ ભજનવાણીમાં ભારેખમ સંસ્કૃત શબ્દો નથી, પરંતુ અભણ માણસ પણ સહેલાઈથી સમજી શકે તેવા લોકબોલીના શબ્દો વિશેષ જોવા મળે છે. છતાં ભાવની પરાકાષ્ઠા ભાષાના કારણે ક્યાંય નીચે જતી હોય તેવું બન્યું નથી. વાણીનો મહત્ત્વનો ગુણ ગેયતા તેમાં પ્રચુરતાથી છે. પ્રાસ અને પંક્તિમાં શબ્દો તૂટયા નથી. મહત્ત્વની બાબત તો એ છે કે આ ભક્તોએ કવિલેખે કવિકર્મ કર્યું નથી. આ સંતોને તો જે દિવ્ય અનુભૂતિ થઈ અને ગુરુના પ્યાલાનો રંગ લાગતાં કે પ્રેમની કટારી લાગતાં ભીતરના દરવાજા ખૂલી ગયા ને આત્મવાણી સહજભાવે સરકવા લાગી. આ દરેક કવિ પહેલાં ભક્ત છે, સંત છે, પછી કવિ છે. તેથી તો આપણે તેને 'ભક્તકવિ' તરીકે ઓળખીએ છીએ. તેમના જીવનમાં ભક્તિ પહેલાં છે, પછી

કવિતા છે. આ ભકતોએ મોક્ષપ્રાપ્તિને અંતિમ ધ્યેય ગણેલ છે, રિદ્ધિસિદ્ધિને નહીં. છતાં આ કવિઓમાં આધ્યાત્મિક અનુભૂતિ અને અંતર્યામીની પ્રેરણાથી રચાયેલી એમની કવિતા અકૃત્રિમ છે. તેઓની વાણીમાં વૈરાગ્ય, ગુરુમહિમા, પ્રભુવિરહ અને પ્રેમભકિત તાજગી અર્પે છે. ભજનનો ભાવ અને તેનો નાદ આનંદસમાધિ સુધી લઇ જાય છે.

સૌરાષ્ટ્રના હરિજન ભકતકવિઓમાં આજ સુધીના સ્વર્ગસ્થ થયેલા ભકતકવિઓને સમાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં બારમતિ સંપ્રદાય 'આગમવાણી' ડાડાના વેદ તરીકે ઓળખાય છે તેનો સમાવેશ કર્યો નથી, કારણકે આ વિષય અલગ છે અને તે મહાનિબંધના અલગ વિષયની કક્ષા ધરાવે છે. સૌરાષ્ટ્રમાં હરિજન-સમાજમાં ધર્મને નામે અનેક વાડાબંધી અને પંથો જોવા મળે છે. તેમાં નિશાંત સંપ્રદાય મુખ્ય છે. આ સંપ્રદાયના સ્થાપક શ્રીપુરુષોત્તમ મહારાજ માલસણા (જિ. મહેસાણા) ગામના છે. આ સંપ્રદાય સૌરાષ્ટ્રમાં જયદેવભાઇ સોંદરવા દ્વારા સ્થપાય છે તેઓ જીવંત છે. પદરચનાઓ કરી સમાજસુધારણા તથા ધર્મપ્રચારનું કાર્ય કરે છે. આ સંપ્રદાયના અનુયાયીઓ નિજારપંથથી જુદા પડે છે. વ્યકિતકેન્દ્રી બનેલો આ સંપ્રદાય સૌરાષ્ટ્રના થેડ વિસ્તારમાં જોવા મળે છે.

મારા આ સંશોધનકાર્યમાં બની શકે કે હજુ પણ કોઈ અજ્ઞાત ભકતકવિ રહી જવા પામ્યા હોય. તેમને વિશે અને આ વિષયમાં હજુ પણ વિશેષ કાર્ય થાય તો તેથી હું આનંદ અનુભવીશ.



## ભક્તકવિઓની વાણી

આ મહાનિબંધમાં જે કવિઓને આવરી લેવાયા છે તેમાંથી માત્ર દાસી જીવણ, ત્રિકમસાહેબ અને ભીમસાહેબનાં પદો જ પ્રગટ થયેલાં છે. તે સિવાયના કવિઓનાં પદો વ્યવસ્થિત રીતે પ્રગટ થયાં નથી. અહીં આ સર્વ કવિઓનાં પદોની વાચના મૂકવામાં આવી છે તે છાપેલી પ્રતોને આધારે નહીં, પરંતુ આ સંપ્રદાયને વરેલા ભજનિકો પાસેથી સાંભળીને લેવામાં આવી છે.

### ૧ : રોહીદાસની વાણી

૧

આવો આવો મારા આતમના આધાર,
માધવચરણે દાસ છું તમારો.

હે ગુરુ મારા માધવ ફૂલ ગુલાબકો કર્મે કરણીના હીણા,
સહસ્રવેલે અમરફળ લાગ્યાં એ તો નીપજી ગયા છે હીરા.

ઉંચ ગલીને નીચ પાણી, એમાં માતા શારદા સમાણી,
ચરણકમલકો અઠકો મહિમા, નીર તો ગંગાજી ઠેરાણાં.

અમો એરડા તમે ચંદન, સર્વે વાસના તમારી,
એરડા હતાને અમને ચંદન કરી લાંવ્યા,
તો વાસના સર્વે તમારી.

ગંગા, જમના ને સરસ્વતી, મૂળ કમળનો અધિક છે મહિમા,
નીર ગંગાજળ ઠેરાણું.

જાત ઓછી, પાતર ઓછાં, ઓછા જન્મ અમારા,
પ્રભુના ભજન વિના પાર નહીં પહોંચ્યો તેમ
બોલ્યા રોહીદાસ ચમાર, માધવ-ચરણે દાસ છું તમારો.

હંસલા લે રામનામ, છેતર જાતિ એ કાયા,
ભજ લે સુહાગી નીજનામ, છેતર જાતિ એ કાયા.

સગો નથી સંસાર, કાયા તારી છે કાચી,
માટી કેરી નાર, ઘાઘરી ઘુમ જાતિ હૈ.

પેલી હુલર ને હાર શેરમેં રમ જાતિ હૈ,
સત્ મેરી મા ને બાપ, ધરમ મેરા સંગ ચાલે,
સૌ ગતદેવ આદરભાવ, બેસણું ગત પાળે.

જાતકા ચમાર બોલ્યા રોહીદાસ જેના ગુરુ,
મળ્યા પૂરણ પ્રેમ ગતકા હૈ વાસી.

૩

મીરાં તમે મારી સેવાના માનેલ શાલિગ્રામ,
મીરાં તમે પાછાં ઘેર જાઓને....

તમે છો મીરાંબાઇ રાજની કુંવરી, અમે છીએ જાતના ચમાર,
હે મીરાં મેવાડના લોકો તમને મારશે,
રોષે ભરાશે રાણો રાય.

હે મીરાં નગરના લોક સર્વે નિંદા કરશે,
એ પાપીને પહોંચે ભગવાન.

રામાનંદ ચરણે રોહીદાસ બોલ્યા,
હેતે ભજો તમે ભગવાન.

૪

રોહીદાસ અરજ કરે, વારે વેલા આવજો,
પ્રથમ પ્રહ્‌લાદને પીલિયા, હરિ હરણાકંસને મારિયા,
તમે થંભ દીધો ઠારી, વારે વેલા આવજો રે.
પાંચ પાંડવે પૂરા પૂજ્યા, વાલા વ્રજના વેપારી રે,
કુરુક્ષેત્રમાં કર્ણને બાળ્યો, ભીમ કુંવારી રે.
નગરમાંથી નીકળ્યા, વાલા મારા નર ને નારી,
રોહીદાસ જપે રામને, તમે ધરમના છો ધારી.

૫

હાં રે તેં તો મનુષ્ય જન્મ ગુમાવ્યો, તેં તો ફોગટ ફેરો ખાધો રે.
નર નામ ન જાણ્યું તેં રામનું, સૂઇ સૂઇ સારી રૈન ગુમાયો.
દિવસ ગુમાવ્યો સારો ખાય, હીરલા સરીખો જન્મ ગુમાવ્યો રે,
હીરો કોડીને બદલે જાય, નર નામ નવ જાણ્યું રામનું રે.
સુખીયા મરે સુખ ભોગવી, દુ:ખીયા મરે દુ:ખ રોઇ રે,
જન્મ સ્નેહી છે નેડો રામનો, તેણે સુખદુ:ખ સહ્યા સોઇ રે.

સુખ દેખી મત રાચીએ, વિપત્ પડે મત રોઇ રે,
સંપત-વિપત દોનું એક છે, કિરતાર કરે સો હોઇ રે.
ઉગ્યો તે તો આથમે, ફૂલ્યાં સો કરમાય રે,
ચડે-પડે, દાડો નમે, લખ્યું મિથ્યા નવ થાય રે.
માતા મન જેમ ઓલશા, મીન તણું જળ માંય રે,
ઘડી એક વીલો પડે તો, તલપીને જીવ જાય રે.
અનલપંખીને આશરો, ઉડીને આકાશે જાય રે,
દષ્ટિ થકી ફળ નીપજે, એનો સાર કહ્યો નવ જાય રે.
જૈસો રંગ પતંગનો, ઐસો હે સંસાર રે,
રામનામ રંગ એક છે, રોહીદાસનો પ્રાણ-આધાર રે.

૨

હંસલા લે રામનામ, છેતર જાતિ એ કાયા,
ભજ લે સુહાગી નીજનામ, છેતર જાતિ એ કાયા.

સગો નથી સંસાર, કાયા તારી છે કાચી,
માટી કેરી નાર, ઘાઘરી ઘુમ જાતિ હૈ.

પેલી હુલર ને હાર શેરમેં રમ જાતિ હૈ,
સત્ મેરી મા ને બાપ, ધરમ મેરા સંગ ચાલે,
સૌ ગતદેવ આદરભાવ, બેસણું ગત પાળે.

જાતકા ચમાર બોલ્યા રોહીદાસ જેના ગુરુ,
મળ્યા પૂરણ પ્રેમ ગતકા હે વાસી.

૩

મીરાં તમે મારી સેવાના માનેલ શાલિગ્રામ,
મીરાં તમે પાછાં ઘેર જાઓને....

તમે છો મીરાંબાઇ રાજની કુંવરી, અમે છીએ જાતના ચમાર,
હે મીરાં મેવાડના લોકો તમને મારશે,
રોષે ભરાશે રાણો રાય.

હે મીરાં નગરના લોક સર્વે નિંદા કરશે,
એ પાપીને પહોંચે ભગવાન.

રામાનંદ ચરણે રોહીદાસ બોલ્યા,
હેતે ભજો તમે ભગવાન.

રોહીદાસ અરજ કરે, વારે વેલા આવજો,
પ્રથમ પ્રહ્લાદને પીલિયા, હરિ હરણાકંસને મારિયા,
તમે થંભ દીધો ઠારી, વારે વેલા આવજો રે.
પાંચ પાંડવે પૂરા પૂજ્યા, વાલા વ્રજના વેપારી રે,
કુરુક્ષેત્રમાં કર્ણને બાળ્યો, ભીમ કુંવારી રે.
નગરમાંથી નીકળ્યા, વાલા મારા નર ને નારી,
રોહીદાસ જપે રામને, તમે ધરમના છો ધારી.

૫

હાં રે તેં તો મનુષ્ય જન્મ ગુમાવ્યો, તેં તો ફોગટ ફેરો ખાયો રે.
નર નામ ન જાણ્યું તેં રામનું, સૂઈ સૂઈ સારી રૈન ગુમાયો.
દિવસ ગુમાવ્યો સારો ખાય, હીરલા સરીખો જન્મ ગુમાવ્યો રે,
હીરો કોડીને બદલે જાય, નર નામ નવ જાણ્યું રામનું રે.
સુખીયા મરે સુખ ભોગવી, દુઃખીયા મરે દુઃખ રોઈ રે,
જન્મ સ્નેહી છે નેડો રામનો, તેણે સુખદુઃખ સહ્યા સોઇ રે,

સુખ દેખી મત રાચીએ, વિપત પડે મત રોઇ રે,
સંપત-વિપત દોનું એક છે, કિરતાર કરે સો હોઇ રે.
ઉગ્યો તે તો આથમે, ફૂલ્યાં સો કરમાય રે,
ચડે-પડે, દાડો નમે, લખ્યું મિથ્યા નવ થાય રે.
માતા મન જેમ ઓલશા, મીન તણું જળ માંય રે,
ઘડી એક વીલો પડે તો, તલપીને જીવ જાય રે.
અનલપંખીને આશરો, ઉડીને આકાશે જાય રે,
દષ્ટિ થકી ફળ નીપજે, એનો સાર કહ્યો નવ જાય રે.
જૈસો રંગ પતંગનો, ઐસો હે સંસાર રે,
રામનામ રંગ એક છે, રોહીદાસનો પ્રાણ-આધાર રે.

# ૨ : રતનીબાઇની વાણી

## ૧

આધાર ને હું તો હરિ મને તાહરો, હું અબળા મેઘવાળ નાર,
પ્રીતલડી ને હું તીરે પેલા ભવતણી રે, ત્રિકમજી મેલી કેમ રે વિસાર.

પટકૂળ પ્રેમદાનાં રે પ્રીતે પૂરિયાં રે, રાખી દુષ્ટ સભામાં લાજ,
દીન જાતિને રે અમને કયાં કરો રે, મહેતાજીને મુકાવો મહારાજ.

ગ્રાહ થકી રે ગજ મુકાવિયો રે, વારે તમે ધાયા અડવાણે ચરણે,
દાસનાં ટોપલાં રે તમે સહી નવ શકો રે, શું સૂતા છો અશરણશરણ.

સોરઠને સધરું રે હરજી હસાવિયું રે, હારને ઘણી લાગી વાર,
હળવાં રે પડયાં રે સહુ હરખે ભર્યાં રે, વારુ નહીં કીધું નંદકુમાર.

ગુણલા સાંભળીને રે પ્રભુ સહી નવ શકો રે, એકલા શો કરશો રે વિશ્વાસ,
દીન જાણીને રે અમને દયા કરો રે, પૂરો અબળા કેરી આસ.

વિનતી અમારી રે સ્વામી તમે સાંભળો રે, ભક્તવત્સલ ભગવાન,
કર જોડીને રે કરે છે વિનંતી રે, રતનીબાઇ માગે છે રે માન.

## ૨

શામળિયા સ્નેહી રે અમ ઘેર આવજો રે, કહું મારા મનડા કેરી વાત,
મોગરાની માળા રે લટકતી લાવજો રે, રાણિયા જુઓ વીતી ગઇ રાત.

કોડ તો કૃષ્ણજી રે કામનીના પૂરવા રે, આવોજી સભા મધ્યે મહારાજ,
મહેતાજીને રે માંડલિક મારશે રે, લક્ષ્મીવર, જાશે તમારી લાજ.

હાર ન આવ્યો રે અતિ હળવાં પડયાં રે, તમને કેમ ગમે નાથ,
વિનતી કરીને રે કાં ન તમને કહું રે, બૂડતાંનો આવી આલો હાથ.

પ્રિતલડી બંધાણી રે પ્રભુ તમથી ઘણી રે, બીજા કોની કરીએ આસ,
વેળા તો વીતી રે, જાગી જુઓ જાદવા રે, આસનથી ઉઠો અવિનાશ.

વિલંબ કર્યાથી વાત વણસી જશે રે, પ્રીતમજી પધારોને આ વાર,
રતનીબાઇ કહે છે રે મોહનજી માનીએ રે, હરિ નોધારાના આધાર.

३

મારા જદુપતિ જાદવા રે, વિનંતી સુણોને વિશ્વાધાર,
શરણુ તમારે હું છું શામળા રે, તો વાલા કેમ નહીં કરો વાર.
મારા જદુપતિ જાદવા રે.

સભા સહુ દેખતાં હાર આપીએ રે, બરદ બાળોને પોતાનું શ્યામ,
સહાય સેવકની કીજીએ રે, મહેતાજીના મનમાં પૂરો હામ.

ગોકુળમાં ગિરધારી રે રક્ષા કરી ગોપીઓની, ઘણાં લડાવ્યાં લાડ,
તેમ મહેતાજીની આશા પૂરો રે, અબળા માનું તમારો રે પાડ.

જગમાં જનમીને જી રે અમો ભૂલાં પડયાં રે, નીચ ભક્તિ કરી પામ્યાં ઠામ,
બાંહ્ય ગ્રહ્યાની લાજ બધી નાથની રે, પ્રીત કરી તમશું સુંદર શ્યામ.

તમારે જગતમાં ભકતો અનેક છે રે, અમારે તો એક તમે ભગવાન,
રતનીબાઇ કહે છે રે પ્રભુ પધારીએ રે, વ્હાલા હાર આપીને રાખો માન.
મારા જદુપતિ જાદવા રે.

૪

શ્રીજી મારી વિનંતી રે, તમે સાંભળો સારંગપાણિ રે,
સંકટ તમને શું કહું, વાલા ? તમે છો અંતરજામી રે.
શ્રીજી મારી વિનંતી રે.

દાસીને દુઃખ છે દોહ્યલાં, તે કેમ સહો છો, મહારાજ રે,
વિલંબ નકકી જે વિઠ્ઠલા, હવે ગઇ સેવકની લાજ રે.

અમો હળવાં પડયાં દામોદરા, તારા ગુણલા કોણ ગાશે રે,
બરદ ન પાળો ભૂધરા તો, હવે અમથી કેમ જિવાશે રે?

સેજ સાન કરો, શામળા, તમો ભાવઠ ભાંગો આજ રે,
હાર આપો હરિદાસને, જેથી જાય માંડલિકની લાજ રે.

અમ વિના તમે એકલા, સ્વામી શો કરશો વિલાસ રે,
પરસ્પર છે કાનજી, અમને તમારી આસ રે.

સ્વામી શું નથી જાણતા ? મન ઉતારોને રીસ રે,
અપરાધ અમારો ક્ષમા કરો, નામે રતનીબાઇ શીશ રે.
હું અબળા તમને નમું, અમને કરો સહાય રે,
નરસૈયાને ઉગારી લેજો, ત્યારે શોભશો વૈકુંઠરાય રે.
રતનીબાઇની વિનંતી રે, સાંભળી દામોદરરાય રે,
આસનથી હરિ ઉઠિયા ને, દાસીને ચાંપી રુદિયા માંય રે.
શ્રીજી મારી વિનંતી રે.

## ૩ : ખીમડિયા કોટવાળની વાણી

૧

ગઢઢેલડી મોઝાર ખીમરાની તરિયા પાણી સંચર્યા હે જી,
રણશી ઘોડાં પાવા જાય, અવળાસવળા રેવત ખેલવે હે જી....
સતી તમે કેના ઘરની નાર, કિયા તે અમીર ઘરની નારી હે જી....
અમે છીએ જાતના મેઘવાળ, ગૂંથી ધાગા કરીયે વણાટ જી,
છેડલો અડયો સતીને ખેડલે, રાજા મારા અંગ અભડાય,
તારી રે અમે છીએ રૈયત, તારી કહેવાઇએ દીકરી હે જી....
રૈયર સાંભળ મારી વાત, સદેશો કે'જે કોટવાળને હે જી,
ખીમરા વ્હેલી કરજે વાર, સમાધિ લેવી અમારે સાચની હે જી....
ખીમરા સમાધિ ગળાવ, નુગરા માણસનો છેડલો અડયો હે જી.
સતી તમે મેલો હઠ ને વાદ, રણશી ઉતારે અંગનાં ચામડાં હે જી.
શેરમાં વાતું રે વંચાય, ફરતી તે વાતું રણશી સાંભળે હે જી.
ખીમરા શાની ગાળી ખાડ, શેને રે કારણે કુવો ગાળિયો હે જી.
શેરમાં રહ્યાનું ના કામ, નુગરા માણસનો છેડો અડયો હો જી.
શેરમાં નુગરો ન કોય, નુગરા માણસને ઘાણીએ ઘાલું હે જી.
નુગરા તમે છો રે રાય, અવર માણસને દોષ નવ દીજીએ હે જી.
ખીમરા અમોને પરમોદ, કાયા રે પાડું હું તારે આંગણે હે જી.

ઘોડલાં ખડ નવ ખાય, અન્ન ને પાણીની મારે આખડી હે જી.
રણુશી બળનું નવ કામ, ગત રે ગંગાને અમે પૂછીએ હે જી.
મળ્યા વરણુ અઢાર, ધણીને જુમેયો ત્યાં રચાવિયો હે જી.
બીજ દન થાવર વાર, ખીમરે રણુશીને પરમોદિયો હે જી.

૨

ઢેલડીનગર મોઝાર, સતી રે દાડલદે પાણી સંચર્યાં,
રાજા સજે શણગાર, રાવત રણસિંહ ઘોડા ખેલવે.

રાજાનો ઉડયો રૂમાલ, આવી ભરાણો દાડલદે બેડલે,
બેડલું ફરે રે આકાશ, નુગરા માણસનો પાલવ અડયો.

ખીમરા સમાધી ગળાવ, સમાધી ગળોવો આપણા સાચની,
સતી કર્યો રે અપરાધ, શા રે અપરાધે સમાધી લીજીયે ?

પાણી ગયાં'તાં તળાવ, નુગરા માણસની નજરું પડી,
શેરમાં ચર્ચાયું થાય, સતી રે દાડલદે નહિ જીવે.

ખબરું રણુશીને થાય, આવી રે ઊભા ખીમરાને આંગણે,
શેરમાં નુગરું કોણુ ? નુગરા માણસને ઘાણીએ પીલીએ.

નુગરા રાજા કે'વાય, અવરને દોષ નવ દિજિયે,
સતી મને રે પરમોદ, નહિ તો પ્રાણુ રે તજું તારે આંગણે.

રાજા મેલો તમે હઠ, ગત રે ગંગાને આપણે પૂછીએ,
તેડાવ્યા હનમો કોટવાળ, ગત રે ગંગાને વાયક મોકલે.

વાયક રણુંજાએ જાય, સતી નેતલદે રામોપીર આવીયાં,
વાયક ઇંદોર ગઢ જાય, સતી લીરલબાઇ કુભોરાણા આવીયાં.

વાયક મેવાસે જાય, સતી રૂપાંદે રાહોળમાલો આવીયાં,
વાયક અંજારે જાય, સતી તોળલદે જેસલપીર આવીયા.

વાયક કોળાંબે જાય, સતી ઠલુમલુ સાલો સૂરો આવીયાં,
વાયક તળાજે જાય, સતી સોનાંદે પ્રાગો ધનવીર આવીયાં.

વાયક મજેવડી જાય, સતી લીળલબાઇ દેવતણખી આવીયાં.
વાયક બીલેસર જાય, સતી દેવળદે દેવાયત પંડિત આવીયાં.
વાયક બીલખે જાય, બીલખાથી નૂરસતાગર બાવો આવીયાં.
વાયક જૂનાણે જાય, ગિરનારથી સિદ્ધ ચોર્યાશી આવીયાં.
ગતગંગા ભેળી થાય, એમાં રણશીને કાંકણ ખીમડે બાંધ્યા.
ગતગંગા દીએ પ્રમાણ, રણશીને રામાપીરે પરમોદિયો.
બોલ્યા ખીમડિયો કોટવાળ, કળજુગના સાધુ કષ્ટ નહિ ખમે.

**નોંધ :** ઉપર્યુક્ત બન્ને પદોની શરૂઆત એક છે, છતાં અંતમાં જુદા ભાવો છે. બે પદ હોઇ શકે અથવા કોઈ એક પદ પાછળથી ઉમેરાયું હશે.

## ૩

સાચા ઠાકોર સેવીએ, જપીએ દેવમોરાર,
બીજ ખેતર વાવિયો, ધરણી પાયો ધાર,
ધરણી માથે વરખ મોર્યો, ધરણી પાયો ધાર,
ચેતન નગરી ને પ્રેમ રાજા, બેઠા સુરિજન ચાર.

સુરિજન! શ્યામને સમરીએ, તારે તારણહાર,
જી રે રાણી! પ્રથમ હતો માના પેટને ગરણદ્વાર,
હે જી જપીએ દેવ મોરારજી.

જેટલાં તીરથ કીજિયે, તીરથ શરણાં હોય,
તીરથ ગંગા ગોદાવરી, જેનાં નરમળાં નીર હોય,

બારા તણાં બાર પૂજો, નૂરત સાંધો સૂરત,
નુરત માળા, સૂરત સમરો સુખમનાને ઘાટ,
કાયાવાડી હંસ ભમરો ખેલે ગઢ મોઝાર,
જી રે રાણી! તીરથરો આ જીવ છે મેમાન,
હે જી જપીએ દેવ મોરારજી.

શિવ શકિત આદિ ઉપન્યાં, કાંકણ ભરિયાં ચાર,
પેલા કાંકણ મેર (મેરુ) માંડયો, ધરણીને અંકાશ.
બીજે કાંકણ પવન પાણી વનસપતી અઢાર,
ત્રીજે કાંકણ ચાંદો સૂરજ મેલ્યા મેઘ મલાર.

ચોથે કાંકણ ધરમ છાંયો, શિવશકિત ઘેર વાસ,
જી રે રાણી દુરિજન હૈયામાંથી મેલ્ય,
હે જી જપીએ દેવ મોરારજી.

સુરિજન મેળા મેં સુણ્યા, ગાયા અપરંપાર,
પાનાં ફળિયાં, ચોક પૂર્યા, બેઠા રણુશીરાય,
ધરા જાજમ, અંકાશ તંબૂ, બેઠા નકળંક પાટ,
રંભા નાચે, વેદ વાંચે, હુવો જેજેકાર.

કર જોડી ખીમડિયો બોલ્યા, સિદ્ધા સુરિજન ચાર,
જી રે રાણી પ્રાપત હોય તો પામીએ જી,
હે જી જપીએ દેવ મોરારજી.

૪

કૈશો કૈશો નુગરા નરથી નેણલો,
એવો નુગરે ઝાલ્યો રે સતીનો છેડલો રે....જી.

વાવ્યાં વાવ્યાં આંબલિયાનાં બીજ
મારે કર્મે બાવળિયો કયાંથી ઉગીયો રે....જી.

તૂટયો તૂટયો મારો નવસેરો હાર,
એવાં મોતીડાં વેરાણાં માણેકચોકમાં રે....જી.

વિણ્યા વિણ્યા લખ કે બે લાખ,
મારાં મનનાં માનેલાં મોતીડાં નો મળ્યાં રે....જી.

સંતો જાજો દેશ રે પરદેશ.... એ સાધુડા,
મારા મનનાં માનેલાં મોતીડાં લાવજો રે....જી.

મંગાવો મંગાવો કવલી ગાયનાં દૂધ,
દૂધરે બગડયાં ને સાધુ નહીં રે જમે....રે જી.
બોલ્યાં બોલ્યાં કાંઇ ખીમડિયો કોટવાળ,
મારા સાધુડા અમરાપર માલશે રે જી.

૫

ગળતી માઝમરાત, જાડેજા ગળતી માઝમ રાત રે,
ગણેશ ખાતરિયો લીધો હાથ જાડેજા (૨)
એવા સામે રે મંદિરીયે ખાતર દઇ વારે
તમો ચંપો ને અમે કેળ જાડેજા (૨)
એવા એક રે કયારીમાં દોનો રોપિયા રે... જી.
અમો સરોવર તમે પાળ જાડેજા (૨)
એવા એક રે સરોવરમાં માલતા હો... જી.
તમે પુરુષ અને અમે નાર જાડેજા (૨)
એવા એક રે ભાણામાં દોનું જમતાં રે....જી.
તમે હીરા ને અમે લાલ જાડેજા (૨)
એવા એક રે ધાગામાં દોનું પરોવિયાં હો જી.
બોલ્યા ખીમડિયો કોડવાળ જાડેજા (૨)
એવા મારા સંતો રે અમરાપરમાં માલશે હો જી....

૬

કયા પુરુષે આંબલિયાનું બી, કયા પુરુષે આંબો રોપ્યો રે,
રણશી રાવત લાવ્યો આંબલિયાનું બી,
ખીમડિયો કોટવાળે આંબો રોપ્યો.
મંગાવો કવલી ગાયનાં દૂધ, ઇ દૂધેથી આંબાને સીંચિયો રે,
ઇ રે આંબાનું પાળું (મૂળ) ગયું પીયાળ,
ચોરાશી જોજનમાં આંબો ફાલ્યો.

કયા પુરુષે વાળી આંબલિયાની ડાળ, કયા પુરુષે આંબો વેડચો,
રણુશી રાવતે વાળી આંબલિયાની ડાળ,
ખીમડિયે કોટવાળે આંબો વેડચો.

ઇ રે આંબાનાં રૂપલા વરણાં છે પાન, (સાંખ) સોના સરખી કેરી લાગી રે,
મંગાવો સતધરમના દોર,
ઇ દોરેથી આંબો વેડિયો.

પ્રથમ કેરી આબુ ને ગિરનાર, બીજી કેરી સીંગલદ્વીપ(હસ્તિનાપુર) મોજાર,
ત્રીજી કેરી મારા દેવતણે દુવાર,
ચોથી કેરી ગતમાં વાપરી રે.
બોલ્યા છે ખીમડિયો કોટવાળ, દેજો અમને સંતચરણમાં વાસ.

## પાઠફેર-સરખામણી

ખીમડિયે કોટવાળે આંબો રોપીયો જી.
લાગ્યો લાગ્યો આંબલિયાની ડાળી,
ઇ આંબલિયાનાં મૂળ ગયાં પાતાળ,
ચોરાશી જોજનમાં આંબો સંચર્યો.

ઇ આંબલિયામાં કંકુવણો મોર, સોનાવણીં સાખું લાગી રે,
મંગાવો મંગાવો નૂરત–સૂરતના દોર,
ઇ દોરેથી આંબો વેડીયે જી.

એક કેરી ગઢ આબુ ગિરનાર, બીજી કેરી સીંગલદ્વીપ મોજાર,
ત્રીજી કેરી દેવતણે દુવાર, ચોથી કેરી સાધુમુખે વાપરી રે જી.
એવું બોલ્યા બોલ્યા ખીમડિયો કોટવાળ –આંબો રોપીયો જી.

## ૪ : ત્રિકમસાહેબની વાણી

"જે દિ રામ લંક પર સંચર્યા, છપ્પન કરોડ દળ પાસ,
તે દિ સૈન્યમાં હું છડીદાર, એમ બોલ્યા ત્રિકમદાસ."

૧

હે જી.. ધરતી રચાણી માણસે, મેઘ મંડાણા મલ્હાર,
તેણામાં નિરખું નાથને, રોમરોમ રણુંકાર.

હે જી.... આજ મારે વાલાથી વજવો દુ:ખ સહ્યાં ન જાય,
મળીએ આનંદથી એગલા, જનમોજનમનાં દુ:ખ જાય.

હે જી... દુખ મટીને સુખ ઉપજે, ગુરુઆ ગુણ ગાય,
દરસન કરીએ દેવનાં, તો આવાગમન મટી જાય.

હે જી.... અજ્ઞાન-અંધારું આથમે, પ્રેમ ઉગે પ્રભાત,
ધન ધન ધરણી હરિનો જાયો, ધન ધન એની માત.

હે જી.... ધન ધન સંગત સાધની, રંગે વેરાઇ ગઇ રાત,
સ્વીકારો ગુરુજી શરણે મને, ન પૂછો મારી જાત.

હે જી.... રામગુરુના આદેશે આવીયો, અંચળો લાવ્યો છું મોરાર,
ભણે 'ત્રીકમ' રામગુરુને ચરણે,
તમો છો નોધારાના આધાર.

૨

પ્રેમની પ્રેમની પ્રેમની રે,
વાલે મારે, મને મારી કટારી પ્રેમની રે.
સોના ઇંઢોણી ને રૂપા બેરલું,
શિર પર છે ગાગર હેમની રે,
મને મારી કટારી પ્રેમની રે.

ઓલી કોર ગંગા, આની કોર જમના,
ત્યાંથી જાવું મારે કેમની ?
મને મારી કટારી પ્રેમની રે.

પેરણ પીતામ્બર, શિર પર છત્ર,
હાથે પેરણ વીંટી હેમની—
મને મારી કટારી પ્રેમની રે.

કહે ત્રિકમ ખીમ કેરા ચરણે,
વાત પૂછું છું હેમખેમની રે–
મને મારી કટારી પ્રેમની રે.

૩

સતગુરુ મળીયા મારા સંસા ટળીયા ને, મારી ભે ભરમણા ભાગી,
જી હો લેરું લાગી રે....જી.
નાભિકમલમાં નાવ ચલત હૈ– માંઇ જળહળ જોતું જાગી,
બુદ્ધિની બંદૂકડી ને, પ્રેમના પલીતા, જ્ઞાનની ગોળી વાગી–
જી હો લેરું લાગી રે....જી.
જ્ઞાનના ગભરુ મેં કોઇ ન જાણ્યું–સતગુરુ મળ્યા સુહાગી,
કહે ત્રિકમ ગુરું ખીમને ચરણે, ચરણકમલમાં લેર લાગી,
જી હો લેરું લાગી– મારો મનવો વેરાગી....જી.

૪

પ્રેમે વિંધાણા મારા પ્રાણ, સતગુરુએ માર્યાં શબ્દોનાં બાણ.
માનસરોવર મુક્તા–મોતી, મરજીવો ચડે મેરાણ–
હે જી, સતગુરુએ માર્યાં શબ્દોનાં બાણ.
બાવન અક્ષરથી બારો બોલે, નહીં પોથી કે પુરાણ,
ઓહંગ સોહંગ પર અલખ બિરાજે, ભીતર પ્રગટયા રવિ–ભાણ.
હે જી, સતગુરુએ માર્યાં શબ્દોનાં બાણ.
"ત્રિકમસાહેબ" ગુરુ ખીમને ચરણે, નેનુંમાં ગગડે છે નિશાન,
એ નિશાને મરજીવા ચડે મેરાણ,
હે જી, સતગુરુએ માર્યાં શબ્દોનાં બાણ.

૫

હેજી.... અનસુખ નેડા રે, સતગુરુ મેરા રે–
સબ ઘટમેં સુજત નાર, ગુરુ બીન અંધેરા રે,
એવા અનસુખ નેડા રે.

આ સંસાર સપનોકી બાજી, એમાં ચેતે નર સવેરા રે,
આયાગમનકા ફેરા મિટાવી દે, નામથી કર લે નીવેડા રે.
એવા અનસુખ નેડા રે.

'ત્રિકમસાહેબ' ખીમને ચરણે, ગુરુએ મેલ્યા જંજીરા રે,
સબ ઘટમેં સુજત નાર, ગુરુ બીન ઘોર અંધેરા રે.
એવા સનસુખ નેડા રે.

૬

સદાય રેવે ગુલતાની બાવા, લાગી પ્રિત્યું નઇ રેય અછાની....ટેક

અનહદ નાદ ગગન ધુન ગાજે, ઝાલરી વાગે ઝીણી ઝીણી.
આદ હુવા તે અબ પાયા, પૂછ્છા વાત પ્રીછાની....ટેક

ખીમ ને ભાણુ રવિ રમતા છે, રામા, મીટ જાવે કુરબાની.
અગમ વાત અવાકુ અબુઝે, નીગમ ભરે જલ પાની....ટેક

કુટુંબકબીલાની કુડી છે માયા, છોડ દે કુલ કેરી કાની.
'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે, વારે વારે જાઉં કુરબાની... ટેક

૭

લિખ દિયા પરવાના, મેરા સતગુરુએ લિખ દિયા પરવાનાજી.

તેરા અગમપંથ નિરવાણા, મેરા સતગુરુએ લિખ દિયા પરવાનાજી.

નાભિકમલથી ઉલટયો આવે, ગગન ધુન ગરજાના,
ઇંગલા પિંગલા સુષુમણા સાંધી, ત્રિવેણી તાર ગીલાના,
લિખ દિયા પરવાના.

નામ નિરંજન તેજ અપારા, ટીકા ત્યાં ઠેરાના,
ખીમ-ભાણ-રવિ રમતા રાસ, અરસપરસ દરશાણા,
લિખ દિયા પરવાના.
'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે, સે'જે સુનમાં સમાણા,
લિખ દિયા પરવાના, સતગુરુએ લિખ દિયા પરવાના.

૮

હે જી.... ગુરુજી કાળીંગાને વારો, જગમાં જુલમ કરે,
જુલમ કરે ને કાળો કેર કરે, જગમાં જુલમ કરે.
હે જી.... નાહીધોઇને સંતો ધ્યાન લગાવે,
તોય મનડાં ભમતાં ફરે, જગમાં જુલમ કરે.
હે જી.... ભકિતનાં બા'ને, સેલા મંત્રો સાધે,
વૈકુંઠ જાતાં જમડા આડા ફરે, જગમાં જુલમ કરે.
હે જી.... સંત શબ્દ એણે દિલમાં ન ધર્યો,
ચોરાશીના ફેરા કેમ ટળે? જગમાં જુલમ કરે.
હે જી.... 'ત્રિકમસાહેબ' સંતો ખીમ કેરે ચરણે,
સંતને સેવ્યે ચોર્યાસી ટળે, ગુરુજી કાળીંગાને વારો,
જગમાં જુલમ કરે.

૯

દાસી જાણીને દરસન દેજો,
સદગુરુજી મારા નયના આગળ રે'જો.
મેં અપરાધી બાવા દાસી તુમ્હારી,
ગુણ-અવગુણ મારા સ્હેજો.
સદગુરુજી મારા નયના આગળ રે'જો.
કુટુંબ-કબીલાની કૂડી છે માયા, નઈ બાર ને નઇ ખેદો,
સદગુરુજી મારા નયના આગળ રે'જો.

ખીમ ને ભાણુ રવિ રમતા છે, રામા, અલખપુરુષ લા'વ લેજો,
સદ્‌ગુરુજી મારા નયના આગળ રે'જો.

'ત્રિકમસાહેબ' ખીમ કેરા ચરણે, અંતકાળે અળગા ન રહેજો,
સદ્‌ગુરુજી મારા નયના આગળ રે'જો.

૧૦

અમર જોગી ઉલટયા આવે, રંગોરંગ ખોલે તાતી,
લીધો સહિરીયો ગોતી, અવનસ વરૂમેં ગોતી.

ઈંગલા–પિંગલા! સુષુમણા લાધી, ઝળહળ ઝળકે જોતી,
હે જી સંતો અવનસ વરસે મોતી.

માનસરોવર મરજીવા ઝીલે, પેરી પ્રેમજળ મોતી,
હે જી સંતો અવનસ વરસે મોતી.

'ત્રિકમસાહેબ' ગુરુ ખીમના ચરણે, મિટ ગઈ કુલ વરણ ભ્રાંતિ,
હે જી સંતો અવનસ વરસે મોતી.

૧૧

નીત–નીત વર્ષે નુરા, શિખર પર પહોંચે વીરલા પૂરા,
નટડી ખેલે, પાવજ મેલે, ન ડગે સુરતા, ન ડગે દોરા.
ઉંચી ચડું તો પ્રેમરસ લાગે, પડું તો ચકમાચુરા,
શિખર પર પહોંચે વીરલા પૂરા.

ઝાંઝ–પખાજ વીણા–જંત્ર વાગે, મોરલી કરે છે મલારા,
શબ્દ શીંગી વાગે સુનમાં, ગાજી રહ્યા માંય તુરા
શિખર પર પહોંચે વીરલા પૂરા.

તન કર તરવારૂ, મન કર ઢાલ–જ્ઞાનકામઠી ચડાવેલ સૂરી,
મન મસ્તાનો માંઇ મારે મરઘલો, હરદમ હાલે હજૂરી.
શિખર પર પહોંચે વીરલા પૂરા.

સાચા સતગુરુ સનમુખ મળીયા, અગમ પર વર્ષે નુરા,
'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે, હરદમ હાલે હજુરા.
શિખર પર પહોંચે વીરલા પૂરા.

૧૨

સાધુ તારો સંગડો ન છોડું મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી.....સાધુ તારો સંગડો.

કપડા બી ધોયા સંતો, અચલા બી ધોયા,
જબ લગી મનવો ન ધોયો મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી.... સાધુ તારો સંગડો.

દિલમાં લાગી સંતો, જોયું મેં જાગી હે જી
ખેલતાં માળે ઘેરી, ગગન ગાજે મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી.... સાધુ તારો સંગડો.

વસ્તીમાં રેના સંતો, માંગીને ખાના જી
ટુકડે મેં એ ટુકડા કરી દેના મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી.... સાધુ તારો સંગડો.

હે... જી કુડી રે આ કાયા સંતો, એમાં
માનસરોવર હંસો ઝીલન આયો લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી.... સાધુ તારો સંગડો.

'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે,
હે....જી સંત મળ્યા છે સોહાગી મેરે લાલ,
લાલ મારા દિલમાં લાગી વેરાગી જી.... સાધુ તારો સંગડો

૧૩

દિલ-દરિયામાં નિરંજનદેવ છે, ચેતન ચાલ્યા હરદે આવે.
પ્રેમભક્તિ કોઇ પૂરા નર પાવે, સાંભળ, સતગુરુ શું કહે છે?

અનહદ નાદ ગગનમાં ગાજે, નુરત સુરત કરી લેર લાવે.
અણી અગર પર અધર દલિસા, રમતા રામ મારી નજરે આવે.

અંતરમાં એક દેવ નિરંતર ન્યારા, હરદમ ગુરુસે હેત લાવે.
પર આતમ જેણે પ્રગટ ચીન્યા, સમદષ્ટિએ સોય સંત રે'વે.

જ્ઞાન-ગરીબી જેણે સતગુરુ સેવ્યા, વે'લા વૈકુંઠ સેઇ નર જાવે.
આથા ગેમન એને કલુ ન લોપે, સેજે સુનમેં સમાવે.

સુરા સાધુ સનમુખ રે'વે-કાયર ભાગી ભાગી વન જાયે.
સતગુરુના જેણે શબ્દ ન માન્યા, ગાફીલ ગોથાં ખાવે.

ખીમ ને ભાણ, રવિ રમતા રામ અરસપરસ ગુરુ કહાવે-
પાંચ તત્ત્વમાં પરગટ બોલે, આંખે બોલે ને બોલાવે.

આદિતસો અબ મેં પાયા, અબ મેરો મનવો કાંહી નઇ જાવે,
'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે, ઠીક કરીને ગુરુજી ઠેરાવે.

૧૪

ખેલીયા, ખેલીયા, ખેલીયા રે, મારા સદ્દગુરુએ ચોપાટ ખેલીયા,
'સુન' મંડલમાં ચોપાટ ઢાળી
મેં સદ્દગુરુ સાથે ખેલીયા....રે, મેરા સદ્દગુરુ ચોપાટ ખેલીયા,
અહર્નિસ છે ગુરુ આનંદ
મેલ મનના મેલીયા....રે, મેરા સદ્દગુરુ ચોપાટ ખેલીયા.
વનરાવનની કુંજગલીમેં મેરા સદ્દગુરુએ રાસ ખેલીયા,
કહે 'ત્રીકમ' ગુરુ ખીમને ચરણે, ઠાઠ ઠગાઇને ઠેલીયા....રે
મેરા સદ્દગુરુ ચોપાટ ખેલીયા રે.

૧૫

અબ તો બુઢાપણ આયો – એ સજની મોરી રે....
અબ તો બુઢાપણ આયો.

ગર્ભવાસમાં તેં ભક્તિ કબૂલી, બહાર આવીને લલચાયો,
એ સજની મોરી રે, અબ તો બુઢાપણ આયો.

બાલાપણમાં તું બહુ સુખ પામ્યો, બંદો હાલરડે હુલાયો,
એ સજની મોરી રે... અબ તો બુઢાપણ આયો.

જુવાનીમાં તું કામ ફસાયો, બંદો ભામિની સાથે ભરમાયો,
એ સજની મોરી રે ...અબ તો બુઢાપણ આયો.

ખખડી તારી આ કાયા ને મુખડાનું નૂર કરમાયો,
એ સજની મોરી રે... અબ તો બુઢાપણ આયો.
'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે, સમજી–સમજીને ઓળખાયો
એ સજની મોરી રે... અબ તો બુઢાપણ આયો.

૧૬

કાયા બેઠી મારી કણકવાને લાગી રે,

ગુરુજી તમે મને પાર ઉતારો.

સ્થાવર જંગમાં, જલ–થલમાં છે, સાગર સુંભર ભરિયો,
કરતા–હરતા આપ હરિ તમે છો, ગુરુજી રાંકથી રે'શો ન ન્યારા,
કાયા બેઠી મારી કણકવાને લાગી રે.

ઠાલાં ભરોને, ભર્યાં તમે ઢોળો, ગુરુજી એવી અકળ મતિ છે તમારી.
હૃદયકમળથી અધર છે આતમા, મહારાજા મારે મે'લે પધારો,
કાયા બેઠી મારી કણકવાને લાગી રે.

ગુરુમાં ગોવિંદ, ગોવિંદમાં ગુરુ, અલખ પુરુષ એક તારા,
શબ્દસ્વરૂપી શ્યામ હમારા, બોલે બોલાવનહારા.
કાયા બેઠી મારી કણકવાને લાગી રે.

કામ ક્રોધ માંઇ બહુ જોર કરે છે, એ કાળીંગાને ગુરુ વારો રે,
પતિતના પાલનહાર આપ છો, ગુરુજી, સતવચન છે તમારું રે.
કાયા બેડી મારી કણકવાને લાગી રે.

પવન-પાણીસાં તમે પરમેશ્વર, સાચા છો સરજનહાર રે.
ખીમ-ભાણ-રવિ રમતા રામ, ગુરુજી, મારે બાનું-બરદ તમારું રે,
કાયા બેડી મારી કણકવાને લાગી રે.

આદિ પુરુષ તમે છો અવિનાશી, મારે રોમ રોમ હોજો રણુકાર રે,
હેત કરીને ઉપન્યા-'ત્રિકમ' ને લેજો ચરણુ મોઝાર રે,
કાયા બેડી મારી કણકવાને લાગી.

## ૧૭

કાયા બેડી જાજરી, ભરિયા ભાર સંભાર,
તેના તારૂડા સંત છે, તારી ઉતારે ભવપાર,
માની લે ઘેલા, તારો સગો નથી સંસાર,
કાયા બેડી જાજરી.

મોટા છત્રપતિ રાજીયા, છે સર્વે ધુંવાના કોઠાર,
વાદળ છાયા વળી જાશે, તેને વળતાં નહિ લાગે વાર.
કાયા બેડી જાજરી.

તું નથી કોઇનો, તારું નથી કોઇ, છે તુંહી તુંહી ઓંકાર,
અનભે વખતે આગળ મોરલિયું, કરે છે મલાર,
કાયા બેડી જાજરી.

ખીમ-ભાણ-રવિ રમતા રામ, જીવનપ્રાણ આધાર,
'ત્રિકમસાહેબ' ખીમને ચરણે, શરણે લેજો જુગદાધાર,
કાયા બેડી જાજરી.

## ૧૮

પાન પરવાના પ્રેમકા, મેરે સતગુરુ દીયા શીખાઈ,
સુરત શબ્દ મેં ડુલા, તનકો લેખ લખાઈ,
મેરે સતગુરુ દીયા શીખાઇ.

મતવાલા અટકી રહ્યા, દુનિયા દૈત દીખાઇ,
રામ-રતનથી ઉતરી, એ ચોરાશીમાં જાઈ,
મેરે સતગુરુ દીયા શીખાઈ.

અનહદ વાજાં વાગિયાં, તખતે તાર મીલાઇ,
આણી આગર પે એક હૈ, અવિનાશી આઇ,
મેરે સતગુરુ દીયા શીખાઇ.

મન-પવનકા મેળા હુવા, સુરતી નીજ ઘર પાઈ,
સોહી બ્રહ્મ સતનામ હૈ, નહીં ધૂપ છાંઈ વરતાઇ,
મેરે સતગુરુ દીયા શીખાઇ.

અજર હંસ અમુલખ હૈ, કરતા કબીર કમાઈ,
જે કોઈ સમજ્યા શાનમાં તેને, દૂજા નહિ દરસાઈ,
મેરે સતગુરુ દીયા શીખાઇ.

આગે હતાં વો અબ મીલા, અબકે સાંસે નાંઈ,
કહે 'ત્રિકમ' ગુરુ ખીમને ચરણે, હંસા-હંસ મીલાઈ,
મેરે સતગુરુ દીયા શીખાઈ,

## ૧૯

મનવો મારો વેરાગી, મારી લે ભરમણા ભાગી,
હે જી મનવો મારો વેરાગી.

કુટુંબ-કબિલાની કૂડી છે માયા સતગુરુ મળ્યા સુહાગી,
હે જી મનવો મારો વેરાગી.

ઇંગલા પિંગલા સુષુમણા સાધી, માંઇ જળહુળ જોતું જાગી,
હે જી મનવો મારો વેરાગી.

ત્રિવેણી ઉપર તાર મેળવ્યા, અનહદ નોબત ત્યાં વાગી,
હે જી મનવો મારો વેરાગી.

'ત્રિકમસાહેબ' ગુરુ ખીમને ચરણે,
ઘટડામાં જોયું મેં જાગી,
હે જી....મનવો મારો વેરાગી.

૨૦

ત્રિવેણીના તીરે સંતો મોતીડાની હાર છે,
સાધુજન નીજ હંસની હારો,
જેને હીરાનો આહાર છે,
સંતો મોતીડાની હાર છે.

સુરતા–સિંહાસન, પ્રેમ–પાથરણાં,
અવલ ઓશીકાં સાર–
તા પર મારા સદગુરુ બેઠા,
નીરખીને થઇ છું ન્યાલ,
સંતો મોતીડાની હાર છે.

બ્રેહમંડલમાં રાસ રચ્યો છે,

## ૨૧

દેખો ખાવીંદકા ખેલ, દર્શન મૈં તો દેખ્યા રે,
બાહીર દેખ્યા ઓર ભીતર દેખ્યા,
દેખ્યા અગમ અમારા રે,
દર્શન મૈં તો દેખ્યા રે.

સાંયાથી ન્યારા મારા સતગુરુ દેખ્યા,
પલપલ આવે પ્રકાશા રે,
નાભીકમલસે આવે ને જાવે,
અંતરમાં હુવા ઉજાસા રે,
દર્શન મૈં તો દેખ્યા રે.

રણુંકાર-ઝણુંકાર હોઈ રહ્યા,
ઉનકા નામ અવાજા રે,
દેખો ખાવીંદકા ખેલ,
દર્શન મૈં તો દેખ્યા રે.

ઘેરી નોબત ગડગડે, ધીરપ રાખો ધ્યાન,
સુરતા ધરીને સાંભળો, સત વચન સુલતાન.
દેખો ખાવીંદકા ખેલ,
દર્શન મૈં તો દેખ્યા રે.

ખસૈયા તણા નેન ખોડયા, નામ તણાં નિશાન,
કહે 'ત્રિકમ' ગુરુ ખીમને ચરણે,
ગુરુજીએ બતાવ્યાં જ્ઞાન,
દર્શન મૈં તો દેખ્યા રે.
દેખો ખાવીંદકા ખેલ,
દર્શન મૈં તો દેખ્યા રે.

૨૨

જેની સુરતા નામસે લાગી,
કોઇ વીરલા સાચા વૈરાગી. (૨)

કામ, ક્રોધ, ને મોહ, મદ, મમતા,
સોળ મળ્યા બડભાગી,
નુરત સુરતનાં નિશાન ફરકે,
અનહદ નોબત વાગી–કોઇ.

અણી અગર પર આસન કીના,
અગમ ખેલ હૈ આગે,
ઝલમલ જ્યોત ઝરખે દીસે,
સતગુરુ મળ્યા સોહાગી–કોઇ.

ખીમ–ભાણ–રવિ રમતારામ,
આદિ સંતના સંગી,
આદિ અનાદિ એ જૂના જોગી,
શબદ રૂપ સવરૂપી–કોઇ.

આવું ન જાવું, મરું ન જીવું,
રણુંકારના રાગી,
કહે 'ત્રિકમ' ગુરુ ખીમને ચરણે,
ચરણકમલસે લે લાગી,
કોઇ વીરલા સાચા વૈરાગી.

૨૩

નિજ ભક્તિ કોઇ વીરલા જાણે,
સબ જગ કરે કમાઇ,
અબ મન ચેત લે મેરા ભાઇ.

જપ તપ તીરથ જોગ જુગતે,
કરણી કયાં લગી જાય,
તીન દેવ ને દસ અવતારા,
વાકી ખબર ન પાઇ,
અબ મન ચેત લે મેરા ભાઇ.

જલ ખંડ, બ્રેમંડ, ઇંડ લગી આયા,
પાંચ તીનકી માંઇ,
અધર-ઉધર વસે રૂપ વચનકા,
સાસ-ઉસાસ સમાઇ,
અબ મન ચેત લે મેરા ભાઇ.

પેલા પદ સબ કોઇ જાણે,
દૂજો વૈકુંઠ બતલાઇ,
તીસરા પદ પર જ્યોત જલત હૈ,
વહાં લગી નરલે નાઇ,
અબ મન ચેત લે મેરા ભાઇ.

અલખ, અખંડિત, અકકડ અરૂપી,
અજર અમર ઘર પાઇ,
મન વચન એ ન્યારા ખેલે,
દુરમતિ દૂર હટાઇ,
અબ મન ચેત લે મેરા ભાઇ.

સતસંગ કરલે સતગુરુકા,
મન ચિત ચરણે લગાઇ,
કહે 'ત્રિકમ' ગુરુ ખીમને ચરણે,
ગ્રહી છે ટેક ગમ ખાઇ,
અબ મન ચેત લે મેરા ભાઇ.

## ૨૪

એ મન તું માની લે, તારો સગો નથી આ સંસાર,
ભજનમાં ભીના ભીના રેજો, ઉતરશો ભવપાર,
તારો સગો નથી આ સંસાર.

કાયા બેડી કાગઝકી, માંઇ સતગુરુ ખેવનહાર,
તેના તારૂડા સંત છે, તારી ઉતારશે ભવપાર–તારો.

રાણો, રાજા ને છત્રપતિ ઇ છે ઘુમારિયો ઠાર,
વાદળ છાયા વહી જાશે, તેને કેટલી લાગશે વાર ?–તારો.

કુટુંબ–કબીલાની કૂડી છે માયા, એ તો ભવ કેરો ભાર,
એમાં મનવા શું મોટી રહ્યો, ખાઇશ જમનો માર–તારો.

આતમ–સાધન સાધતાં, મારા અંતરે પ્રગટયો પ્યાર,
ભવસાગરમાં બૂડતાં, એક સતગુરુ તારણહાર–તારો.

વેદવેદાન્તનું કામ ન મારે, રોમરોમ રણુકાર,
અનહદ વાજાં વાગીયાં, માંઇ મોરલી કરે રે મલાર–તારો.

હુનકી–તુનકી તે નહિ, છે તૂંહી....તૂંહી....કિરતાર,
ગોતતાં–ગોતતાં ગમ પડી, અસતો રહ્યો ન એક તાર–તારો.

ખીમ–ભાણુ–રવિ રમતારામ, જીવનપ્રાણ–આધાર,
કહે 'ત્રિકમ' ગુરુ ખીમને ચરણે, ડગલેપગલે બલિહાર–તારો.

## ૨૫.

પિયાલો હૂજો કોણ પીયે
મારા સતગુરુએ પાયો અગાધ,
પિયાલો હૂજો કોણ પીયે રે.

સતની કુંચી, શબદ લીલાગર
તુંહી મારો ગુરુ ઘડણહાર....પિયાલો.

શ્રવણે રેડયો, મારો હરદે ઠેરાણો
સારા દેહમાં હુવો રણુંકાર....પિયાલો.

ચડતા પિયાલે, સંતો, ગગન દરસાણું
એક તુંહી જમીન–આસમાન....પિયાલો.

એક નામ છે ગુરુના રૂપમાં,
તુંહી....તુંહી બોલ્યા ત્રિકમદાસ,
પિયાલો દૂજો કોણ પીયે રે.

કોણ નર ભરતા દાતાર, કોણ ઉઠાતા હૈ
કોણ નિશાના ઠરાતા હૈ
ધર રે અધર પર આવાજ કૈસા હોતા હૈ ?

ઓહંગ નર ભરતા, સોહંગ ઉઠતા,
સતગુરુ નિશાના ઠેરાતા હૈ.

ધર રે અધર પર આવાજ કૈસા હોતા હૈ ?
નહિ રે બંદૂક દાતાર, નહિ રે ગજ દારૂ
બિના ગોળીએ નિશાન લેતા હૈ
ધર રે અધર પર આવાજ કૈસા હોતા હૈ ?

ઇરે આવાજ કોઇ જ્ઞાની નર સૂનતા
સમજ સમજ મુસકાતા હૈ,
ધર રે અધર પર આવાજ કૈસા હોતા હૈ ?
કહે 'ત્રિકમ' ગુરુ ભીમને ચરણે
અનુભવી વહાં ઓળખાતા હૈ
ધર રે અધર પર આવાજ કૈસા હોતા હૈ ?

## ૨૭

નેચર પરચો ગુરુ નામ તમારો, અમે વિશ્વાસે વેંચાયા,
ખીમ ભાણુ રવિ સાંયા, આઉ તોજી ગોલી બાની આયા,
અમે વિશ્વાસે વેંચાયા જી.

સતગુરુ સ્વામી સામા પધારો, પલ પલ દર્શન પાયા,
ખીમ ભાણુ રવિ સાંયા, આઉ તોજી ગોલી બાની આયા,
અમે વિશ્વાસે વેંચાયા જી.

અધર તખત પર આપ બીરાજે, અમે ચરણરજ પાયા,
ખીમ ભાણુ રવિ સાંયા, આઉ તોજી ગોલી બાની આયા,
અમે વિશ્વાસે વેંચાયા જી.

'ત્રિકમસાહેબ' ખીમ કેરા ચરણે, હેતે હરિગુણ ગાયા,
ખીમ–ભાણુ–રવિ સાંયા, આઉ તોજી ગોલી બાની આયા,
અમે વિશ્વાસે વેંચાયા જી.

## ૨૮

એવા એવા સંતને વારણે, હું ઘોળી જાઉં રે....ટેક

સુરતસુરતની સાન ઠેરાણી રે, બેઠા છે બે હદને બારણે....
કાળ ક્રોધ મમતા ને મારો તો, ઉનમુખી ધીરપ ધારણે ...
અધર તખત પર આસન કીનારે, ઝૂલે છે સોના કેરે પારણે....
'ત્રિકમસાહેબ' સતખીમને ચરણે રે, આ સંસારીઓ છે ધારણે.

## ૨૯

શબ્દોનાં તીર ગુરુ અનહદ લાગ્યાં, કલહી કાલીંગા કો મારુંગા,
મેં એક નુરીજન ધારુંગા એ જી....

ગંગા ન નાવું દાતા, જમના ન નાવું, જલકો કભી ન સતાઉં,
અડસઠ તીરથ બનાયો ઘટ ભીતરમેં, નીત ઉઠ કર નહાઉંગા.
દાતા એક નુરીજન ધારુંગા....

જળ ન બાંધું બુટી ન ખાઉં, નાડી વૈદ ન દિખલાઉંગા,
પૂરણ વૈદ મિલા સતગુરુ મેં નિત ઉઠકર દિખલાઉંગા,
દાતા એક નુરીજન ધારુંગા.

ઝોલી ન બાંધું દાતા, ભીક્ષા ન માગું, સુતે બેઠે ખાઉંગા,
પાઉંભર પંથ કબુ ન કાયુ ઘર બેઠે રિદ્ધ લાઉંગા,
દાતા એક નુરીજન ધારુંગા.

પાંચકો મારું પચીસકો પકડું, એકકો આંચ ન લાઉંગા,
ખીમ કેરા ચેલા 'ત્રિકમદાસ' બોલ્યા, નિત નિત તેરા ગુણ ગાઉંગા,
દાતા એક નુરીજન ધારુંગા.

૩૦

મોતીડાં ચરે રે હંસલો (૨)
હે સુખ રે સાગરમાં હંસો મોતીડાં ચરે.

અમુલખ મોતી મારે હુવા અજવાળાં રે,
માલમાં મળે તો તેનાં મૂલ તો કરે.

ગરીબ અરજી કરે તેને ખોટ નવ આવે રે,
પૂરા રે હોય તે તો વણજું કરે.

છ રે મોતીડામાં ચૌદ લોક સમાણા રે,
અરે બ્રહ્મા ને વિષ્ણુ તેનાં રટણ કરે.

કહે રે 'ત્રિકમસાહેબ' ખીમને પ્રતાપે રે,
મરજીવા હોય તે તો મૂલ કરે.

## ૫ : ભીમસાહેબની વાણી

### ૧. "આરતી"

ઉઠત રણુંકારા અપરમપારા
અખંડ આરતી બજે ઝણુકારા,
બજે ઝણુકારા.

આપ નર ને આપે નારી
આપે બાજી પર વારી
ઉઠત રણુકારા અપરમપારા.

ઝલમલ જ્યોતિ અખંડ ઉજિયારા
નૂર નિરંતર તેજ અપારા
ઉઠત રણુકારા અપરમપારા.

સોળ વાલ પર એક રતી સરદારા
ચૌદિસે બોલે વચન ચોધારા
ઉઠત રણુકારા અપરમપારા.

સતગુરુ ત્રિકમસાહેબ અમારા
આપે બોલે ગુરુ બોલનહારા
ઉઠત રણુકારા અપરમપારા.

કહે 'ભીમદાસ' બ્રમ સિન્ધુ સારા
બ્રહ્મજલ ભરિયા ભીતરવારા
ઉઠત રણુકારા અપરમપારા.

૨

સુન લે સુષુમણા નારી, મૈં અજબ નામ પર વારી,
અજબ નામ હૈ સબસે ન્યારા, ખોજ ખોજ સંસારી,
મૈં અજબ નામ પર વારી.

પરાપારમેં અપરમ દેખ્યા, ઐસા હૈ ગિરધારી,
આકડ ભોમ પર, સકડ સોમ હૈ, ગજગુણીકા ઉગારી,
મૈં અજબ નામ પર વારી.

ગરજે ગગના પ્રેમતત્વસું, પ્રેમ હેત કર પ્યારી,
ધ્યાન ધર કર સતગુરુનું શબ્દે હદ, બે હદે બીચારી.
મૈં અજબ નામ પર વારી.

સુરતી કર લે ચૌદ લોક મેં, આર પાર ધૂન ન્યારી,
સેજ સુનમેં, ત્રિકોટી ધૂનમેં, અખંડ જ્યોત ગ્રહે સારી,
મૈં અજબ નામ પર વારી.

કહે 'ભીમદાસ' ત્રિકમને ચરણે, વારી વારી જાઉં બલહારી,
શરણમાં રાખો તુમ્હારી, મૈં અજબ નામ પર વારી,
મૈં અજબ નામ પર વારી.

૩

જીવણ જીવને જ્યાં રાખીયે, વાગે અનહદ તુરા,
જ્યોતિ અખંડ ત્યાં જળહળે, વરસે નરમર નુરા ...જીવણ

પાંચ તત્ત્વ ત્રણ ગુણસે, પચ્ચીસ જોજો વિચારી,
મથન કરો એનાં મૂળનું તત્ત્વ લેજો તારી....જીવણ

તખત ત્રિવેણી અલોપ છે, ગંગાજમનાને ઘાટે,
સુષુમણામાં જીવણ સાધજો, વળી જાજો ઇ વાટે....જીવણ

અખંડ રણુકાર હોઈ રહ્યા, કર બીન વાજાં વાગે,
સુરતા રાખી જીવણ સાંભળો, ધૂન ગગનમાં ગાજે....જીવણ

અણી અગર પર એક છે, રમતા રહેશે રામા,
નિત નિત નિરખો તનડામાં, સતગુરુ ઉભા છે સામા....જીવણ

નુરતસુરતની સાધના, પ્રેમ વિના નહિ પાવે,
અંધારું ટળે અંતરનું તો, નુર નજરુંમાં આવે....જીવણ

સંદેશડો આ સત તણો, 'ભીમસાહેબ' ભેજ્યો,
પત્ર લખીયો પ્રેમનો, વિધિયે લગનડાં લેજો.
જીવણ જીવને ત્યાં રાખીયે.

## સાખીઓ

(૧) ત્રિકમ તનમાં પ્રગટિયા, અખંડ હુઆ અજવાસ,
તમીર હતાં તે ટળી ગયાં, ભાવે કહે ભીમદાસ.

(૨) બાના હમારા બાપ હૈ, ત્રિકમ તારણહાર,
અબ ના દૂજે આથડું, મૈં લગી તેરે લાટ.

(૩) હુકમ વિના હાલે નહિ, પૃથ્વી ઉપર પાન,
ભૂલેલ મનુષ્ય ભાન, ભીમકે કાલી પરે મન હામ.

(૪) કાયા વચ્ચે ગુંખડું, ઓસડ એનું છે અન્ન,
ભર્યાં પછી ભીમદાસ કે, મોજું કરે છે મન.

૪

સંતની સેવા ગુરુની ભક્તિ, અવિચળ રૂડો ઉપાય,
આધીનતા રાખો અંતરમાં, તાકું કાળ ન ખાય.
બ્રહ્મનો ભેદ 'ભીમે' આપ્યો, સ્મરણ સાચું ભાઈ,
સત વચનમાં રાખો સુરતા, તાકું કાળ ન ખાય.
સતગુરુએ કરુણા કરી, કુતાસી ચાલ્યાં મોંઘીમાઈ,
નામવચનની ફેરવતાં માળા, ભવપાર ઉતરી જાઈ.

૫

સહુ નગરમાં વણજે મળ્યા, થોકે ભેળા થાય,
ભરાણી ગુજરી, 'ભીમ' કહે, આવ્યા તેવા જાય.
વેલેથી વછૂટયું પાંદડું, ફરી વેલે ન સંધાય,
કાયાવેલો પવનપાંદડું, ભાંગ્યો ભવ ન સંધાય.
હુકમ વિના હાલે નહીં, પૃથ્વી ઉપરનાં પાન,
ભૂલેલ મન 'ભીમ' ખાલી હૈયાંની ભરે હામ.
ચેત મન, ભાઈ, ચેત મન, માથે આવશે મોત,
એક દિ થાશે ઉઠાંતરી, જાશે ગોફણ ગોળા સોત.

'ભીમ' કહે ભડકો થયો, ત્રણ ભવનમાં લાગી લાહ્ય,
પૂરવજનમમાં પુણ્ય મળે તો, લાગી લાહ્ય બુઝાય.

૬

## સંદેશો

જીવણ, જીવને જયાં રાખીએ
વાગે અનહદ તૂરા રે,
ઝિલમિલ જયોતું ઝળહળે,
વરસે નિરમળ નૂરા રે.

પાંચ તત્ત્વ ને તીન ગુણ છે, પચવીસાં લિયો વિચારી રે,
મથન ગોતો ને મૂળનાં તત્ત્ર લેજો એક તારી રે.
ગંગા, જમુના, સરસ્વતી, તરવેણીને ઘાટે રે,
સુખમન સુરતા રાખીએ, વળગી રહયે ઇ વાટે રે.
અણી અગર પર એક છે, હેરો રમતા રામા રે,
નિસદિન નિરખો નેનમાં, સતપુરુષ સામા રે.
અઘર અણુકારા હોઇ રિયા, કર બિન વાજાં વાગે રે,
સુરતા ધરીને તમે સાંભળો, ધૂન ગગનમાં ગાજે રે.
નુરત–સુરતની સાધના, પ્રેમી જન કોઇ પાવે રે,
અંધારું ટળે એની આંખનું, નૂર નજરે આવે રે.
આ રે સંદેશો સતલોકનો, ભીમસાહેબે ભેજયો રે,
પત્ર લખ્યો ગુરુએ પ્રેમનો, જીવણ લગનેથી લેજો રે.
જીવણ જીવને જિયાં રાખીએ.

## ૬ : નથુરામની વાણી

૧

અલખનામની ધૂન લાગી, ગગનમેં મગન ભયા મન મેરા,
આસન વાળી સુરતાથી, દઢ કીયા, હિયા અગમ પર ડેરા,
ઇંગલા પિંગલા દોનું સાંધકે, સુખમણાં ચિત દઢ ધાર્યા.

જે નર કરે અમીના, પાણીકા હે પરપોટા,
તિન તક્ષપ સે નામ નિરખ લે, સેરમ ધણી હે મોટા.
જહાં તંત અનહદ કે આગે, અહોનિશ નાદ ઝણકારા,
અનહદ હોત ગર્જના, અહોનિશ અમૃત ઝરના.
સતગુરુએ મંત્ર સુનાવ્યો, મોરલી મધુરી વાગી,
નથુરામ કહે ત્રિકમ ચરણાં, તો અલખ દીયા દિદારા.

૨

જૂઠડી કાયા રાણી, જૂઠડું શું બોલે ?
વઢશે તુંને તારો ઘડનારો.
જૂઠડી કાયા રાણી, જૂઠડી માયા,
જૂઠડા જગ ભરમાયા રે.
અંતકાળે જીવને જાવું રે એકલું,
મરમ કોઇએ નવ પાયા.
આ રે જગતમાં વેલા આવશું,
આવી ભરતમાં ભરાણા.
સગા કુટુંબની લાલચ લાગી,
પ્રિયાના બોલે બંધાણા.
અહીં પદારથ મોટું પામ્યા,
ભજન કરી લે ગુરુદેવના.
દૂધ પૂત ને અન્ન લક્ષ્મી,
એ ફળ છે તારી સેવાનાં.

આ રે જગતમાં કંઇ નર વહી ગયા,
હાથી–ઘોડાના ચડનારા.

ઘટ ભીતર ગુણ ગાવે નથુરામ,
અહીંયાં કોઇ નથી રહેનારા.

## ૭ : લક્ષ્મીસાહેબની વાણી

૧

બેની મુને ભીતર સતગુરુ મળિયા,
આજ તો વરતાણી છે આનંદની લીલા,
મારી બેની મુને ભીતર સતગુરુ મળિયા.
ભીતર સતગુરુ મળિયા.

અખંડિત ભાણ ઉગિયા ઘટમાં
સત ભોમકા દરસાણી.

દસમા દુવારે મારા સતગુરુ બેઠા
દિલડામાં લાગી તાળી,
ભીતર સતગુરુ મળિયા.

બાવન બજારૂં ને ચોરાશી ચોવટા
કંચનના મોલ નજરે કીધા
જલમલ જલમલ જ્યોત જલત હૈ
દલડામાં દિદાર દીધા....ભીતર.

ઘડી ઘડીનાં માથે ઘડિયાળાં વાગે,
માંઇ છત્રીસ રાગ રાગે ઝીણી
અજબ ધડાકા માંઇ અનહદ વાગે
ઝાલરી વાગે ઝીણી ઝીણી....ભીતર૦

સતવચનનો સતાર બનાવ્યો,

ત્રણ વખત પચ બેસીને ગાયો

લક્ષ્મીદાસને ગુરુ ત્રિકમ મળિયા

ગુરુજીએ ગુપ્ત પિયાલો પાયો

ભીતર સતગુરુ મળિયા.

૨

મનખાની દેય મોટા દેવતા માગે

આઠે પોર આરાધે રે,

ભવોભવ ભક્તિ રે કીધી

સંત ચરણોનો સાથ રે....આઠે૦

આવાં પદ પામીને મનખા

એળે મત ગુમાવીશ રે....આઠે૦

સાધુ–સંતનો સાથ ગ્રહીને

રેન–દિવસ રે જાગી રે....આઠે૦

ધ્રુવ, પ્રહ્લાદ, અંબરીષને ઉગાર્યા

તે પણ રહ્યા છે ત્યાગી રે....આઠે૦

જે કરો તે બંદા અહીંયાં થાશે

ગોકલીયા છે મા'રાજે રે....આઠે૦

આવો અવસર ફેર નહિ આવે

પરમારથને કાજે રે....આઠે૦

કીધી ભક્તિ ભક્ત ધ્રુવજીએ

ઠીક કરીને ઠેરાયો રે....આઠે૦

બાઇ મીરાંએ વખડાં ઘોળ્યાં

અસલ આરાધે આયો રે....આઠે૦

જ્ઞાન ગભરૂ કોઇ ન જાણે
પ્રીત પિયુની પરમાણે રે....આઠે૦
'લક્ષ્મીસાહેબ' ગુરુ ત્રિકમ ચરણે
ફેરો સમજીને ફાવે રે.
આઠે પોર આરાધે રે.

૩

મુને મતવાલો પિયાલો પાયો, પીધે પ્રેમ હુદો,
જરણ મરણ વાકો નહિ, સદ્દગુરુ વચને સુધો,
મુને મતવાલો પિયાલો પાયો.
બંક નાડેથી દમ ચાલીયો, બ્રહ્મ મધ્યે પર વારી,
ઈંગલા પિંગલા અને સુષુમણા, ત્રિકોટીમાં લાગી તાળી,
મુને મતવાલો પિયાલો પાયો.
વિના દીવેટ વિના કોડિયે, દ્રથ વિના જાગે છે જ્યોતું,
વિના વાદળ વિના વીજળી, ધમકે મેઘાડમ્બર સોતું,
મુને મતવાલો પિયાલો પાયો.
ગગનમંડળમાં ભઠ્ઠી જલે, વર્ષે અમીરસ ધારા,
ચંદા સૂરજ દોનું સાખિયા, સદ્દગુરુ ઉતારે પારા,
મુને મતવાલો પિયાલો પાયો.
સોહમ નાદે સૂનાકાર હોવે, ધીરા હોવે શ્વાસા,
બ્રેહમંડલસે ધારા વરસે, એમ બોલ્યા 'લક્ષ્મીદાસ',
મુને મતવાલો પિયાલો પાયો.

૪

એમાં જૂઠડો નથી રે લગાર, ધાર્યો મેં ધુન ધણી સરદાર,
પાપના ભારા બડકીને બાંધો, ભાર થશે અપરમપાર,
તજ જેટલી માંહી તણખી નાખો તો, જલીને થાશે અંગાર.
ધાર્યો મેં ધુન ધણી સરદાર.

અસુરપણામાં હાલે આથડતો, મુરખ મૂઢ ગમાર,
આગળ જીવને ખોટ પડશે, ખાસે જમડાનો માર.
ધાર્યો મેં ધુન ધણી સરદાર.

ખોટાં સોતી ખે થાશે, ફૂટશે ફેટકીયાં હજાર,
ઘણ તણા માથે ઘા પડશે, તો નીકળશે એરણ બાર.
ધાર્યો મેં ધુન ધણી સરદાર.

તારા બાનાની તમે પત રાખજો, તમો છો તારણહાર,
'લક્ષ્મીસાહેબ' ત્રિકમને ચરણે, પકડી કાઢો મુને બહાર.
ધાર્યો ધુન ધણી સરદાર જી.

૫

ગણેશ ગાઇએ સદા સુખ પાઇએ, ગુરુ મલ્યા છે જ્ઞાની રે,
કરો શીઘ કામ, વીઘન હરો વીરા, ક્રોડ તેત્રીસ દેવ આગેવાન,
સંતો ભાઈ પીઓને પ્રેમરસ પાણી રે જી.

સતગુરુએ હાથ ધર્યો શીર પર, દેહીઓમાં જોતું દરસાણી રે,
ઉપન્યા ભાવ પ્રેમ કેરી ભકિત, હરિજન હીરલે સોજું માણી રે,
સંતો ભાઇ પીઓને પ્રેમરસ પાણી રે જી.

ત્રિવેણી મોલમાં જોવો તપાસી ક્રોડ તેત્રીસ છે કયારી રે,
ખોલ દીયા તાળા, ભયા અજવાળા, જળહળ જોતું દરસાણી રે,
સંતો ભાઇ પીઓને પ્રેમરસ પાણી રે જી.

ભૂલ્યો ભમરો હાલે ભટકતો, બોલે છે બ્રહ્મરસ વાણી રે,
લક્ષ્મીસાહેબ ત્રિકમના ચરણે, આગળની છે ઓળખાણી રે,
સંતો ભાઇ પીઓને પ્રેમરસ પાણી રે જી.

# ૮ : દાસી જીવણની વાણી

## આત્મજ્ઞાનનાં પદો

### ૧

અરે તું તો આવડાં રૂપ કયાંથી લાવ્યો રે,
મોરલો મરતલોકમાં રે આયોજી. (ટેક)

નહીં એ નાદનો ને નહીં એ બુંદનો, આપે આપ બની આયો,
પાંચ તત્ત્વ ને તીન ગુનથી ન્યારો, વેદપુરાણે નહીં પાયો રે...મોરલો.

નાભિકમળથી ચાલિયોને રે, બંકનાળે ઉલટાયો,
ત્રિવેણીનાં તીરમાં નીરત કરે ને, વિના પાંખે ઉડી ધાયો રે...મોરલો.

લીલો ને પીળો કાચામાં ના'વે, અનેક રંગ ભરી લાવ્યો,
દેખ્યો હોય તો કહી સમજાવો, સેર અખંડ કહ્યો રે...મોરલો.

મેર ભાઇ મહારાજની ને, અમર પિયાલો પાયો,
દાસી જીવણ સત ભીમનાં ચરણે, અરસપરસ દરસાયો...મોરલો.

**નોંધ :** ઉપરોકત પદ પાઠાંતરે અને સરખામણી માટે 'સોરઠી સંતવાણી' : મેઘાણી : પાના નં. ૧૨૭ માં નીચે મુજબનું જોવા મળે છે. તેમાં નામાચરણ નથી.

મોર તું તો આવડાં તે રૂપ કયાંથી લાવ્યો રે,
મોરલો મરતલોકમાં આવ્યો.

લાલ ને પીળો મોરલો અજબ રંગીલો,
વર થકી આવે વેલો,
સતી રે સુહાગણ સુંદરી રે,
સૂતો તારો શેર જગાયો રે.
મોરલો મરતલોકમાં આવ્યો—મોરલો.

ઈંગલા ને પિંગલા મેરી અરજુ કરે છે રે,
હજી નાથજી કેમ નાવ્યો,
કાં તો શામળીએ છેતર્યો ને કાં તો,
ઘર રે ધંધામાં ઘેરાયો રે,
મોરલો મરતલોકમાં આવ્યો–મોરલો.

"મોરલો મરતલોકમાં આવ્યો" એ પદ માટે મકરંદભાઇ દવે (ઊર્મિ-નવરચના અંક ૬૦૪, જુલાઈ–૧૯૮૦, પૃષ્ઠ ૨૨૦) જણાવે છે કે "મોરલો મરતલોકમાં આવ્યો" એ પદનું નામચરણ મેઘાણીભાઈએ આપ્યું નથી, પણ દાસી જીવણનું આ પદ જણાવ્યું છે. "શ્રી ભજનસાગર"માં (પાનું ૪૦૪) આ ભજનને છેડે "ઉગમ ચરણે ભણે નારણ બાવો" એમ જણાવ્યું છે. પરંતુ આ નારણબાવાનાં અન્ય પદોમાં "લાલગુરુ શરણે બોલ્યા નારણદાસ" એમ છે. આ પદમાં "ઉગમ શરણે" એમ શા માટે છે? તે સાચી હકીકત જાણવા મળી નથી. કદાચ તે નારણદાસજી બીજા સંત હશે. તેથી આ "મોર તું આવડું તે રૂપ ક્યાંથી લાવ્યો" તે બીજા નારણદાસનું હોવા સંભવ છે. મેઘાણીભાઈના ભજનની પંક્તિમાં પ્રાસ તૂટે છે, ત્યારે કુંભારભગતની નોંધમાંથી મળેલી પંક્તિઓમાં લખ્યું છે કે :

"લીલો ને પીળો મોરલો અજબ રંગીલો રે,
વરણ થકી વરતાયો....
એ જી રે કાચી રે કાયાનો ન કર ભરુંસો,
જેનો પૃથ્વી માથે નથી પાયો....
ઉગમ ચરણે ભજ્યા રે નારણદાસ,
ધન ધન જનેતાનો જાયો રે."

મેઘાણીભાઇએ "સોરઠી સંતવાણી"માં પ્રગટ કરેલું પદ અને કુંભારભગતની નોંધમાંથી મળતું નારણદાસનું પદ દાસી જીવણની વાણીમાં પ્રગટ થયેલું પદ "મોરલો મરત લોકમાં રે" એ જુદું જણાય છે. મોર (જીવ)ને પ્રતીક બનાવી લખેલાં પદ કવિનું આ મૌલિક પદ જણાય છે, જે આ સાથેના પદથી સરખામણી થઈ શકે છે.

૨

એ જી એ તો જીવણની, નજરમાં આયો રે,
મોરલો ગગનમંડળ ઘર આયોજી. (ટેક)

ઉંચો જોયો આસમાનસે, ચોડો જોયો સવાયો,
માય કરું તો માયામાં નાવે, નેનકમળમાં સમાયો... મોરલો.

કાયા નગરમાં ડોલતો ને, વિના પાંવ ચલાયો,
ગ્યાન કરીને ગોત્યો ત્યારે, આપસેં આપ દરસાયો....મોરલો.

સુખમનાને ઘર ચારો ચુગિયો ને, ત્રિવેણીમાં જલ પાયો,
ઓહં સોહંમાં ઉઠત બેસત, વિના મુખે રે બોલાયો....મોરલો.

મેર ભઇ જબ મારાજની રે, ઓઘટ પિયાલો મુને પાયો,
દાસી જીવણ સત ભીમના ચરણે, અરસપરસ દરસાયો....મોરલો.

૩

અજો ગગનથી લહેરું આવે, ઝર ઝર નૈણાં અમર ઝરે રે
ઝીણાં ઝીણાં મોતીડાં વરસે, ધ્યાન અખંડી જો ધરે રે જીવો સાધુજી-ટેક

ચહુદીશ ફોર વાસના વ્યાપી, બીજ રૂપિયો નહિ બળે રે,
લાગુ લુંબ ગગનમાં મોરી, ઇ આંબલીયો સુફળ ફળે રે....અજો.

મરજીવા નર ચડે મેદાને, વીણી મોતી સોઇ વળે રે,
પારસમણિનાં એજ પારખાં, નિપજ આવે ખૂબ ખળે રે....અજો.

ઓહં સોહંકી ઝલમલ જયોતિ, ચાંદો સૂરજ માંઇ દીપક ઝરે રે,
પૂરવી ગંગા પછમ અકાશી, ગગન ગુફામેં ગવન કરે રે....અજો.

ત્રિકુટી મોહોલ મેં કર લે તકીયા, સુખમન સાંધે અરથ સરે રે,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, કિમ્મતવાળા દેશ ઠળે રે.... અજો.

૪

અબધુ હિયા તખત પર ડંકા રે, સો ઘર સેજે પાયા રે જી (ટેક)

નાભિકમલથી નટવર ચડીયા, પવનપુરુષ પલટાયા રે જી,
વંકનાળકી ખડકી ખોલી, ઉલટા રાહ ચલાયા રે....સો ઘર૦

જો ઝાલર વાગે બીન હાથે, બીન મોઘરે બજાયા રે જી,
અટલ મોહોલમાં પુરુષ અભંગી, બંનગી કરી બોલાયા રે... સો ઘર૦

નરતે સુરતે સુહાગણ ખેલે, રંગભર રાશ રમાયા રે જી,
પ્રેમે પ્રેમે પ્રેમે રસ પાયા, અમ્બર ચીર ઓઢાયા રે....સો ઘર૦

દેવળ તો એક દેહીમાં જ દેખ્યા, ભીમે ભેદ બતાયા રે જી,
દાસી જીવણ ગાઇ ગુલતાના, ઐસા ઘરા સુખ આયા રે....સો ઘર૦

૫

અબધુ રણ રણ રણ રણ વાગે રે, ગગનમંડળ વર માંઇ રે જી. (ટેક)

અનભે નાદ અખંડ ધૂન ગાજે, ઝલમલ જ્યોતિ ઝાંઇ રે જી,
ધનન ધનન ધન હુવા ધનકારા, તકીયા તિયાં ટકાઇ રે....ગગન૦

એક જોગેશ્વર વા ઘર બેઠા, ઉનસે કર ઓળખાઇ રે જી,
અટળ અભંગી તો પદ પાવે, સૂરતા તીયાં ચડાઇ રે....ગગન૦

મુક્તાફળ પ્રેમકા મેવા, વિણુ વાદળ વરસાઈ રે જી,
ચાર સરોવર સુભર ભરીયાં, નિતનિત અબધુ નાઇ રે....ગગન૦

ભેટયા ભીમ ભરમના ભાંગી, ઓ ઘર દીયા ઓળખાઇ રે જી,
દાસી જીવણ સત ભીમકા ચરણાં, ગુરુ મળ્યા ગુસાંઇ રે....ગગન૦

૬

આ જોને ગગનમાં રે, ગોટકા ખેલે છે જ્ઞાની,
આ જોને ગગનમાં રે. (ટેક)

અટળ અભંગી એવા, પુરુષ અલંગી વાલા,
દશમે દ્વારે મેં તો, દેખ્યા રે દીવાની જ્ઞાની....આ જોને૦

ઇંગલા ને પિંગલા રે, સુગમનાં સાંધી લે,
જાલમ જોગશ્વરને તું, જોવાને જાને રે જોની....આ જોને૦

અગમ ઘરકી ખડકી ખોલી, જોને અસમાને,
ઉલટા આકાશે ચડી લેને તું, પીછાની જ્ઞાની....આ જોને૦

દાસી જીવણ સંતો, ભીમ કેરા ચરણાં,
માલમ જોગશ્વર મળ્યા, મજરા તો લીધા છે માંની....આ જોને૦

૭

કોઇ જાગંદા આ દિલમાંય, અણંક ઝાલરી વાગી. (ટેક)

નાભિકમળથી ચલી મેરી ઝાલરી, નિરાધાર ઠેરાઇ,
ઇંગલા પિંગલા સુખમણા સાધી, ત્રિવેણી મોલમેં આઇ....કોઇ૦

જ્યોતિ રૂપે સબ ઝબકી એ ઝાલરી, ગગન સંડળમેં ગાજી,
ઓહં સોહંમાં ઉલટ સમાણી, અજંપા જાપે લાગી....કોઇ૦

જાગ્રત સ્વપ્ન સુશોપતિ તુરીયાણુ ઉનમુનિ મુંદ્રા લાગી,
અક્ષરાતીત આપે નર ઓળખ્યા, તેની બે ભરમનાં ભાંગી....કોઇ૦

હું નહિ તું નહિ તે પણ નાહિં, પરપંચ લીધા ત્યાગી,
દાસી જીવણ સત ભીમને ચરણે, લેહ ગગનમાં લાગી....કોઇ૦

૮

કોઇ રૂપરંગસે ન્યારા, ઉસમેં કયા જાને સંસારા રે જી. (ટેક)

ઓહં–સોહંની ઉપર નીરખો બાર આંગલ છે બારા,
ગુરુ, બાર આંગલ છે બારા,
મતિ મૂરતિ નેણે નીરખો, નીજ નામ છે ન્યારા....ઉસમેં.

ચંદ્ર–સૂરજકી ઉપરે કાંઇ જલમલ જલકે તારા,
ગુરુ, જલમલ જલકે તારા,
શિવ–શકિતકી ઉપરે, ત્યાં અણઘડકા રણકારા....ઉસમેં.

અણઘડ કેરી ઉપરે એક અમર લોક નિરધારા,
ગુરુ, અમર લોક નિરધારા,
વૈરાટ કેરી ઉપરે, ત્યાં સતગુરુ હે હમારા....ઉસમેં.

ચૌદ લોક તો તેના ચાકર સતગુરુ હે સરદારા,
ગુરુ, સતગુરુ હે સરદારા,

જીવણદાસ તો ઉન ઘર પોંચ્યા,
દેહી બાહેર દીદારા....ઉસમેં.

૯

ગગનમંડળમાં ગડગડ અનહદ વાગે રે જી,
દેખો જોગેશ્વર જનન જનન જન વાગે રે, અબધુ. (ટેક)

નૂર નિરંતર નજરે નિરખ્યા, સતગુરુ બેઠા છાજે રે જી,
બહુરંગી માંઇ વાજાં વાગે, વાવા મોરલી વાજે—વાજે રે....અબધુ.

નટવા હો કે નાચ નચાઇ લે, દોર બાંસ બીન બાજે રે જી,
ત્રગડે ચોટ સાંધ લે સાચી, નીરખે ગુરુ નીવાજે—નીવાજે....અબધુ.

મન પવનાંકા તાક ચીલાઇ લે, દેખો ઓ દરવાજે રે જી,
અખંડ જોગી અણઘડ બોલે, બંગલે સોઇ બીરાજે—બીરાજે....અબધુ.

ઓહં—સોહંકી ઓળખ કરલે, પાળ બાંધ લે છાજે રે જી,
દાસી જીવણ સત ભીમકા ચરણાં,
ભય ભરમના ભાંજે ભાંજે રે....અબધુ.

૧૦

ઘૂઘરી ઘૂઘરી ઘૂઘરી રે,
માંઇ તો ઘનનનન વાગે છે ઘૂઘરી. (ટેક)

પિયુજી પિછાન્યા વિના સાખી કેસે કાંવે,
ઇ તો ઓળખ વિના રઇ છે ઉગરી....ઘન.

વંકનાળમાં જુવોને વિચારી,
ત્યાં તો ડુંગર ઉપર એક દીસે ડુંગરી....ધન.

અજબ ઝરૂખે મારા શાંમ બિરાજે,
ત્યાં ઝલમલ ઝલમલ જ્યોતિ જો ધરી... ધન.

દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં,
ત્યાં સીંગી ને નોબત વાગે છે ચોધરી....ધન.

૧૧

ઝાલરી ઝાલરી ઝાલરી ઝાલરી રે,
ઝણણ ઝણણ વાગે છે ઝાલરી. (ટેક)

ઈંગલા પિંગલા સુખમણાં સાધી લે,
માંઈ મેરમ સરખા દીસે છે માલરી....ઝણ.

વિના દીપક એક જ્યોતિ જલત હે,
માંઇ ખન ખન ખૂબી દીસે છે ખ્યારી....ઝણ.

ઝીણું ઝીણેશ્વર ત્યાં જલમલ જ્યોતિ,
માંઇ તનનન વાગે છે ઝીણી હો તાલરી....ઝણ.

દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં,
નાથજીને નેડલે થઇ છું ન્યાલરી... ઝણ.

૧૨

જા સોહાગણ જા રે, ગગનામાં જ્યોત ઝલત હે જા. (ટેક)

જા સોહાગણ જા સોહાગણ, ઓ ઘર કર લે વાસા,
સુગરા હોય સો ભર ભર પીવે, નૂગરા જાય પીયાસા રે....ગગના.

કોટીક ચંદા ઝગમગે, માંય કોટીક ઉગ્યા સૂર,
કોટિક દીપક દેખીયા ને, સતગુરુ પાયા હજૂર રે....ગગના.

અનહદ વાજાંઓ ઘર વાગે, શોભા બની છે સારી,
નૂરતે સુરતે આ ઘર ન્યાળો, ત્રિવેણી એક તારી રે....ગગના.

એકસે આયા દૂજે સમાયા, તિસરા ઘરકુ પાયા,
દાસી જીવણ સત ભીમકા ચરણાં, ગુરુમુખ ભેદ બતાયા રે....ગગના.

૧૩

જુગના જીવન વે'લા આવો રે, મારા પ્રાણ પાતળિયા વે'લા આવો રે,
હો તમ વિના મારે અંતરે અંધારુ....(ટેક)

નાભિકમળ ઉપર સૂતા શામળિયા,
અધર તખ્ત પર મારો નાથ બીરાજે,
સુખમણા નારી જો સેજું બીછાવે,
ત્યારે રાહ રચ્યા રંગ ભીના....હો તમ.

સાવ સોનાના હરી વાઘા શામળીયા,
પાનેતરમાં રંગ ભીના ભીના સોહયે રે,
વીલા વીદેખી વરવાને બેઠા,
ત્યારે વીટાણા સો વરમાળા રે....હો તમ.

મધુરી શી મોરલી વાગી શામળીયા,
સુતા મંદિરિયે રાણી રાધાજી જાગ્યાં,
જાદવ કુળને એટલું કે એ,
બે ચાર દહાડા વે'લા આવો....હો તમ.

કોરા કાગળનો કટકો શામળિયા,
મસ મોંઘી લેખાણુ નો'તી,
કુંવરબાઇનાં મામેરાં પૂર્યાં,
તે છાણું ભરીને વે'લા આવ્યા....હો તમ.

સાચું ઘરેણું તમ શામળિયા,
અલર ઘરેણું મારી નજરમાં ન આવે,
દાસી જીવણ સંતો ભીમને ચરણે... હો તમ.

૧૪

દેખંદા કોઈ આ દિલમાંય, ઝણુણુણ ઝણુણુણ ઝણુ ઝાલર વાગે...(ટેક)

બોલે બોલાવે સબ ઘટ બોલે, સબ ઘટમાં તો રહ્યો સમાય,
જીયાં જુવો તીયાં તેવો, થીર કરી થાણા દીયા ઠેરાય. ઝણુણુણ.

નવે દરવાજા નવી રમતકા, દશમે મોહોલે ઓ દેખાય,
ઓઇ મેહેલમાં મેરમ બોલે, આપું ત્યાગે ઓ ઘર જાય ...ઝણુણુણ.

તાંત તાંત વિણ તુંબે, વિના મુખે મોરલી રે બજાય,
વિના દાંડીયે નોબત વાગે, એસા હે કોઈ વા ઘર જાય.... ઝણુણુણ.

ઓઈ દુકાને દડ દડ વાગે, કર બીન વાજાં અહોનિશ વાય,
વિનાં આરીસે આપાં સૂજે, વિના દીપકે જયોત જલાય... ઝણુણુણ.

જાપ અજંપા સો ઘર નાંય, ચંદ સૂર ત્યાં પોંચત નાંય,
સૂક્ષમ ટેકથી સો ઘર જાય, આપ આપને દીયે ઓળખાય....ઝણુણુણ.

અખર અજીતા અરજ સુણજો, અરજ સુણજો એક અવાજ,
દાસી જીવણ ભીમને ચરણે, મજરો માનો ગરીબ-નિવાજ....ઝણુણુણ.

૧૫

ન જાણું નીજ પંથી રાજા, રામ કેડી વીધ રોજસાં. (ટેક)

આકાશ તંબુ ધરા જાજમ, દશ તણી દિગપાલજી,
એકવીસ બ્રેમંડ મોલ ઉંચા, શોભા અગમ અપારજી,
ત્યાં મેળ માટીનો કરી, તારી થાપના કેડી કીજસાં .. ન જાણું

સાત સાયર અનંત નદીયું, રેંટ વાયુ વેગજી,
કેતા કહું મે કુંપ સરોવર, મોર્યા બારે મેઘજી,
ત્યાં હેકણુ જારી હાથ લઇ, તારો મંજણુ કેડો અમે કી જસાં...ન જાણું

અખંડ વાજાં અંદર વાગે, નિત્ય ઓચ્છવ થાય જી,
નારદ શારદ શેષ ગાવે, તારી ઓળંગે આલમરાય જી,
ત્યાં હેકણુ તંતને હેકણુ જીભ્યા, તારી કીરતી કેડી અમે કીંજસા...ન જાણું

હેતે પ્રીતે જે નર હાલે. તે નર નાવ લીજસાં,
પાણીમાં પ્રતિબિંબ દીસે, શોભા કેડી અમે કીજસાં,
જીવણ જપે હાથ જોડી, દેવે દરશન દીજસાં....ન જાણું

૧૬

નામનો ફરે પંખી નામનો ફરે,
પગ પાંખ વિનાનો પંખી નામનો. (ટેક)

ઝીણો ઝીણો જગતો લાટે, ડરાવ્યો ન ડરે રે,
બોલાવું ત્યાં બોલ દિયે, કહું તે કામ કરે રે....પગ પાંખ.

નગીનો થઇને નાચે, છળે છેતરે રે,
ધરણીથી આકાશે ઠૂંકે, પલમાં જઇ વળે રે....પગ પાંખ.

હેતે પ્રીતે હાથ આવે, વાલપે વરે રે,
આ ગોકુળમાં એવું દીઠું, ભર્યામાં ભરે રે....પગ પાંખ.

દાસી જીવણ ભીમ પ્રતાપે, ઠીક એ ઠરે રે,
ભજયા તે નર અનભે ભયા, વાણી એમ ઓધરે રે....પગ પાંખ.

૧૭

રામ રમે છે રંગારો રે,
ગગનિયામાં રામ રમે છે રંગારો. (ટેક)

આ રે કાયામાં વાજાં વાજત હે,
ઝાલરીનો ઝણકારો રે....ગગનિયા.

આ રે કાયામાં રે જયોતું જલત હે,
અનુભવ હુવે ઉજીયારો રે....ગગનિયા.

સતગુરુ સાહિબ સોનું બતાવે,
મટીયો ચોરાશીનો ફેરો રે....ગગનિયા.

દાસી જીવણ સત ભીમકા ચરણાં,
અગમ તીરથ કેણે ભાળ્યો રે....ગગનિયા.

૧૮

વાડી રે વેડીશ મા હેઃ !
મારી રે વાડીના ભમરલા ! વાડી વેડીશ મા !

મારી રે વાડીમાં માનસરોવર,
ના'જે ધોજે પણ પાણીડાં ડોળીશ મા....મારી.

મારી રે વાડીમાં ચંપો ને મરવો,
ફોરમું લેજે પણ કળિયું તોડીશ મા....મારી.

દાસી જીવણ કે' સંતો ભીમ કેરે ચરણે,
સરખા સરખી જોડી રે તોડીશ મા....મારી.

૧૯

સતગુરુએ મુને ચોરી શિખવાડી
તે જ્ઞાન ગણેશિયો વડાયો રે,

પવનરૂપી ઘોડો પલાણ્યો, ઉલટી ચાલ ચલાયો રે,
ગંગા-જમનાના ઘાટ ઉલંઘી, જઇને અલખ ઘરે ધાયો રે....

ધમણ ધસુંકે તિયાં વીજું ચસુંકે, અનહદ નોબત વાગે રે,
ઠારોઠાર ન્યાં જયોતું જલત હે, ચેતન ચોકી માંઇ જાગે રે....

સાંકડી શેરી ન્યાં વાટું વસમી, વાલમીએ મુંને મૂકયો રે,
નામની તો નીસરણી કીધી, જઇને ધણીને મો'લે ઢૂકયો રે....

શીલ સંતોષનાં ખાતર દીધાં, પ્રેમે પેસારો કીધો રે,
પેસતાંને પારસમણિ લાધી, માલ મુગતિ લીધો રે....

આ રે વેળાએ હું ઘણું જ ખાટયો, માલ પૂરણ પાયો રે,
દાસી જીવણ સત ભીમને ચરણે, મારો ફેરો ફાવ્યો રે....
સતગુરુએ મુને ચોરી શિખવાડી.

૨૦

ઓ જોગી જાવે, ગગનમંડળ ઘર સાંય. (ટેક)

ઈંગલા પિંગલા સુખમન સાધી, ઉલટા પવન ચડાય,
આશન વાળી બેઠા અબધુ, તકીયા તીયાં ટકાય....સો જોગી.

સબ ઘટમેં એક સાયબ દેખ્યા, નજર ભરમના નાંય,
હરખ શોક વ્યાપે નહિ તનમાં, એસી અદલ ચલાય....સો જોગી.

અખંડ વીલા ખંડિત નહીં, ખંડમોં, પ્રેમે પ્રીત લગાય,
આઠ પ્રહરકા હુવા આનંદા, કાળ કણુ નહિ ખાય....સો જોગી.

સોહં ઘર જાવે સંત સુભાગી, બીક કછુએ નાંય,
દાસી જીવણ સત ભીમકા ચરણાં, અટળ અભેપદ પાય....સો જોગી.

૨૧

જ્ઞાની તું લે ને ગગનિયાસાં ગોતી રે,
તકીયામાં ઝલમલ ઝલકે જ્યોતિ

નાભિકમળસે નાવ ચલત હે,
જી રે તીયાં તપીયો બેઠો એક તંતી રે.

ઇંગલા ને પિંગલા સુખમન ઉપરે,
અખંડ આરતી પણ હોતી રે.

ઈ ગંમ તો કોઇ વીરલા જાણે,
ત્યાં આવી મળ્યા છે અજાતી રે.

દાસી જીવણ ભીમ કેરાં ચરણાં,
મેરમ મળીયા સાચું મોતી રે.

## પ્રેમલક્ષણા ભકિતનાં પદો

૧

આજ તો મારે પડીયા છે, તાઇલાં કામ હે કાનુડા તમ સાથે. (ટેક)

થર થર થંભ ધગાવીઓ, હરણાકંશનાં કામ,
પત રાખી પ્રહ્‌લાદની, ધરીયા'તાં નરસિંહ નામ રે....કાનુડા.

રામે સેન હંકારીયું, જે દી પથરેણ બાંધી પાજ,
મહા યોધ્ધાને મારીયો, રોળ્યાં'તાં રાવણનાં રાજ રે....કાનુડા.

પાંડવ પૂર્યા પ્રજમાં, જે દી હાર્યા હસ્તીનાપુર ગામ.
કઠીયો થઇ આવ્યા કાનજી, તે દી તમને શું બેઠા દામ રે....કાનુડા.

પૂરવ જનમની પ્રીતડી, કેમ છોડો, મારા શામ?
દાસી જીવણ ભજે ભીમને, મારા હૈડામાં ધણીયલ હામ રે... કાનુડા.

૨

આવજો આવજો આવજો રે,
હે મીઠાજી મારે મોલે આવજો. (ટેક)

મજમાં એલનકું, ગોપીયે બોલાવ્યો રે,
લાલન લટકું તમે સોઇ પણ લાવજો....

કૂડ કપટ છળ પરાં કરીને, કૃષ્ણ!
સંદેશો મારો ક્રિયાનો કહાવજો....

વલ્લભ વિલાસીવાલે એવાં સુખ દઇને ઇ રે,
મીટે ચડયો મીઠાબોલો માવજો...

દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં રે,
પ્રીતમ પ્રેમના રસ ભરી ભરી પાવજો....

૩

–આવો વાલા કરીએ વાતું,
તમ વિણ નથી રે'વાતું,
આવી છે એકાંતુ રે – કે'જે તારા કાનુડાને.
માતાજી મોહનને રે – કે'જે તારા કાનુડાને.
જોઇ જોઇ વોરીયે જાત્યું,
બીબાં વિણ ન પડે ભાત્યું,
ઝાલે બાર બીત્યું રે – કે'જે તારા કાનુડાને.

બીમ સતગુરુએ દીધી હાત્યું,
વરસી છે ઇ સ્વાંત્યુ રે – કે'જે તારા કાનુડાને.

૪

એ જી કામણિયાં કીધેલ કોય,
આંયાં કણે આવીને,

એમાં નંઇ રે જડીનું કાંઇ જોર,
શું કરીએ અમે ચાવીને.

મારે નથી બીજાનું કામ, કામ છે તમારું રે,
તમ આવ્યે દીનાનાથ, સરવે મારે સારું રે.

મારી ખબરેં આવોને ઓધાર, દુખડાં પામે દાસી રે,
તમ વિના ના'વે કોઇ, નાથ, સરવે વાત કાચી રે.

રખે લોભાણા નંદલાલ, દાસીને દરસન દેતાં રે,
મારે છે રે તમારો વિશ્વાસ, બનાની પત નંઈ ખોતા રે.

વે'લા વે'લા વૈકુંઠનાથ, વે'લા હરિ આ ઘડિયે રે,
એમ કંહ છે રે દાસી જીવણ, વાલા, અમે તમ વડિયે રે.

એ જી કામણિયાં કીધેલ હોય,
આંયાં કણે આવીને.

૫

એવાં કામણિયાં ઓલ્યો કાનુડો જાણે,
દૂજાં કામણિયાં મારી નજરે ના'વે.

ચૌદ રે વિદ્યા મારો સતગુરુ જાણે,
કૂડિયું વિદ્યાયું કે'ની કામ ન આવે.

સંસારસાગર મહાજળ ભરિયો,
જળમાં મછલિયાં કયા ખાવે.

આ રે સંસારિયાની કૂડી છે માયા,
ગોઠ વિદ્યામાં ગોથાં કયા ખાવે.

ગિરધારી, તારી અકળ છે ગતિ,
ઇંડામાં જીવ કયોને કયાંથી આવે.

લખી દિયો રે મુને કટકો કાગળિયો,
મોહન વર મારે સો'લે આવે.

દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
દાસી તમારી દુઃખ બઉ પાવે,
એવાં કામણિયાં ઓલ્યો કાનુડો જાણે.

૬

કામણિયાં કીધેલ હોય, આંયાં કેણે આવીને રે,
એમાં નહીં રે જડીનું કાંઇ જોર,
શું કરીએ ચાવીને રે....કામણિયાં (ટેક)

મારે નથી બીજાનું કામ, કામ તમારું છે રે,
તમ આવ્યે રે, દીનાનાથ, સર્વે મારે સારું છે રે....કામણિયાં.

મારી ખબરે આવોને આધાર, દુખડાં પામે દાસી રે,
તમ વિના નાવે કોઇ નાથ, સરવે વાત કાચી રે....કામણિયાં.

રખે લોભાણા નંદલાલ દાસીને દરશન દેતાં રે,
મારે છે રે તમારો વિશ્વાસ,
જો બાનાની પત ખોતાં રે, કામણિયાં.

વેલા વેલા વૈકુંઠનાથ, વેલા હરી આ ઘડીએ રે.
એમ કહે છે રે દાસી જીવણ,
વાલા અમે તમ વડીએ રે....કામણિયાં.

૭

ઘણા રંગ લાવે રે, મારે મો'લે માવો આવે,
મારે મો'લે માવો આવે, લૂંટી લૂંટી માખણ ખાવે,
દાસીને ફુલાવે રે–મારે૦

સામળો સંદેશા લાવે, ઘડી અળગો ન જાવે,
શબ્દ સુણાવે રે–મારે૦

વા'લો મારો વેણુ બજાવે, રાસ રંગ ઘણા લાવે,
લાડમાં લડાવે રે.–મારે૦

ભીમ ભજવે બહુ સુખ થાવે, દાસી જીવણ ગુણ તો ગાવે,
પ્રેમરસ પચવે રે–મારે૦

૮

ઘણું ભાવે રે, માડી મુંને મીઠુડો મોહનજી....(ટેક)
પ્રેમને વચને બાંધ્યો હરિ કેમ ના'વે રે,
વણતેડયો મારે મોલે આવે રે....માડી.

બહુ સુખ દીધાં મુને શામળે વાલે રે,
પછી ગુલતાન કરીને ગવરાવે રે....માડી.

નંદજીને લાલે મુને ખૂબ નવાજી રે,
પછી લાલન રંગ ઘણા લાવે રે....માડી.

ભીમ ભેટયે મારાં ભવદુઃખ ભાંગ્યાં રે,
દાસી જીવણ ગુણ ગાવે રે....માડી.

૯

ઘણું સુખિયા રે, મારે મનડે વસ્યા,
અહીંયાં રો'ને, વાલમ, ઘણું સુખિયા.

તંબૂ ડેરા, વા'લા, મથુરામાં દિયા રે,
પ્રેમના કટારા તે પર કસિયા–અહીંયાં.

કહીકહીને થાકી, મારાં કૈ'ણ ન માને,
રંગરાગના બહુ રસિયા – અહીંયાં.
રાણી રુખમણીનાં મંદિર તજીને,
કુબજાને મો'લે જઇ વસિયા – અહીંયાં.
દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં,
તમને નીરખીને નેણાં – હસિયાં.
અહીંયાં રો'ને, વાલમ, ઘણું – સુખિયા.

૧૦

ચરણું કી દાસી મેં તેરી હે મેરમ,
જલદી ખબર લ્યો, મેરી રે.
જા દિનસે પિયા, વિછડો પડયો, હે વા'લા,
અબ તો રાખો મોઇ નેરી....મેરમ.
ચકોરકું જેમ ચંદા, વા'લા,
ને ઓર અમૃત સબ વેરી....મેરમ.
જળ વિના જેમ મીન ન જીવે, વા'લા,
ઇ તો આકળ હુંદા સબ ઝેરી....મેરમ.
દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં, વા'લા,
મારી વરત તો તુમ પર ઠેરી,
મેરમ, જલદી ખબર લ્યો મેરી.

૧૧

જન્મોજન્મની પ્રીતું રે, મીઠા મોહોલે આવજો રે. (ટેક)
જોઇ-જોઇ વોરીયે જાતું, બીબાં વિનાં ન પડે ભાતું,
ભાર જાલે ભીતું....મીઠા૦
દિલડાંમાં દીસે ક્રાંતું, મેલી દિયો મનની ભ્રાંતું,
ખોળી જુઓ ખાતું રે....મીઠા૦

તમ વિના નથી રે'વાતું, ઓરા આવો કરીયે વાતું,
આવો તો એકાંતું રે....મીઠા૦

ભીમસાહેબે દીધિયું દાંતું, ભાંગીયું જીવણની ભ્રાંતું,
વરસિયું શ્યાંતું રે... મીઠા૦

૧૨

જશોદાજી માડી રે વારે તારા વિઠલાને,
શાનમાં સમજાવી કે'જે તારા કાનજીને
ફૂલ વીણવા હું ગઇ ફૂલવાડી, આડા આવી કીધી આડી.
પ્રીતે લીધાં પાડી રે....વારે૦

સેજે હું સૂતી'તી માડી, આવી નીંદરમાંથી જગાડી
તે પર નાખી તાડી રે....વારે૦

મહીડાં મારાં લૂંટે માડી, દૂધ પીએ દાડી-દાડી,
આવડો અનાડી રે....વારે૦

દાસી જીવણ ભીમને ભાળી, વારણાં લઉં વારી-વારી,
દાસુંને દીવાળી રે....વારે૦

## પાઠફેર

ઓ જશોદાજી માડી રે કહેજે તારા કાનુડાને
સાનમાં સમજાવી રે હે વારે ત્હારા વિઠ્ઠલાને....(ટેક)
ફૂલ વીણવા ગઇ'તી વાડી, આડો આવી કીધી આડી
પુષ્પ નાખ્યાં પાડી રે....હે કહેજે તારા કાનુડાને
સહેજે હું સૂતી'તી માડી, આવી નિંદરમાંથી જગાડી
ભૂધર ગયો ભગાડી રે....હે કહેજે તારા કાનુડાને.
મહીડાં મારાં લૂંટે માડી, દૂધ પીએ દાડી-દાડી
આવડો અનાડી રે....હે કહેજે તારા કાનુડાને.

દાસી જીવણ ભીમને ભાળી, વારણાં લઉં વારી–વારી
દાસીને દિવાળી રે....હે કહેજે તારા કાનુડાને.

૧૩

તારી સૂરત પર જાઉં વારી રે, મેરમજીની શોભા પર વારી જાઉં,
હે....જી વારી જાઉં રે વારી જાઉં, લાલનકું મેં લડાઉં રે લડાઉં રે
મેરમજી. (ટેક)

સાખી: પ્રભુજી નીપાની પૃથ્વી, બીજે પાળી પંદરે તથ,
ત્રીજે પાંડવોની પ્રતિજ્ઞા પાળવા, તમે રાઘવ બેઠા રથ,
જોતાં જુગના જીવનસે, જોર ન ચાલે તે કઉં,
મેહેર કરીને મું મથે, ગરીબ થઇને ગુણ ગાઉં રે...
મેરમજી૦

સાખી: ગિરધારી ગોપી સંગે, રાઘવ રમ્યા'તા રાસ,
એક ગોપીને એક કાન પિયા, પૂરો અમારી આશ,
ગંગાજળ જમુનાં તણાં, મેરમ ભરી અંગાઉ,
પ્રભુજી પ્યાલા પ્રેમના, પ્રિતમને ભરી પાઉ રે....
મેરમજી૦

સાખી: વેણુ વાવી વિઠ્ઠલ પણે, વાલો રાખ્યો વિશ્વાસ,
મહેતો ઉગાર્યો માગતાં, પ્રભુજી આવ્યા પાસ,
તે દહાડાનું ત્રિકમ તમારું સરમીંડે જડયું સાથ,
શામળા વાલા સંભાળજો, એક દુર્બલ તમારો દાસ,
શીયે જોરે સખી મેં, બહુનામી કું બોલાઉં,
એવડી શી મરજાદ હમારી, જાદવ લગી ચલી જાઉં રે....
મેરમજી૦

સાખી: પ્રભુજી પ્રીતું પાળવા, નશાં આવો મારા નાથ,
દૂધ કટોરા દેવતાં, હરીયે લીધા હાથોહાથ,
કૃષ્ણ વીના કેને કહું, છોડયો સંસારીનો સાથ,

દાસી ઉપર દયા કરો, રાવ સાંભળો હે રૂગનાથ,
મીઠાબોલા માવજી, આવો મનકી બાત બતાઉં,
તમ વીના કોણ ટાળશે, રાજેન્દ્ર પંડડાની રાવું રે....
મેરમજી૦

સાખીઃ ત્રિકમ તેં લીલા તણો, વર્ણંવ્યો ન જાય વિવેક,
સમજ્યા હોય તે સમજસે, જાકું અંતરજામી એક,
નાવે વરણા વરણમાં, નાવે રૂપમાં રેખ,
સ્યાં વખાણ કરું વિઠલા, અરજું કરું અલેખ,
જપું-જપું જગદીશને, અનંત-અનંત લે લાઉં,
શામળા કારણ સ્વાંગ ધરી, અતિસે અતિ તણ હવે થાઉં રે....
મેરમજી૦

સાખીઃ ભજતાં સુખદુઃખ શું કહું, અચરત ઘરનીય આળ,
શીયો ગુનો સગાળ શેઠનો, બહુનામી વેધ્યું બાળ,
ત્રિકમ, તારાદે ઉપરે, ઉંઇ ચડાવ્યું મડદાનું આળ,
સમરતાં સંકટ દઇ, હરીયે ન કટયો હાંય,
એતેકું તે શું કર્યા, મેરે પણ ઘોખા તેરા નાંઇ રે....
મેરમજી૦

સાખીઃ સાંસો છોડી દે શામળા, ભકત કારણ ઉપાડી ભારી,
ગજા અજા સજના સહીત, તમે અધમ જાત ઉધારી,
જુઠાં બોર શવરી તણાં, શામ લીધાં સુધારી,
દીનાનાથે દયા કરી, તરત ગુણીકાને તારી,
બહુનામીના બોલમાં, ખમીયા કરીને ખાઉં,
દાસી જીવણ ભજે ભીમને, ઠીક કરીને લઇ ઠેરાઉં રે....
મેરમજી૦

## ૧૪

દાસી જાણીને મુને દરસન દે,
સંત આધારણ ધીરે આવો શામળિયા રે. (ટેક)
વિખે ભર્યાં વગડાનાં જનાવર,
અવધિનાં બાંધ્યાં આવી ઉભાં રે....સંત૦
આગુના સંતને આરાધે હરિ આવતા રે,
સાદ ભેળો મુને સાદ જ દેજે રે....સંત૦
પ્રાણ ઘાતું અમેં કરશું પુરુષોત્તમ,
તેની હત્યાઉં હરિ તમને છે રે....સંત૦
થોડાક સારું હરિ શું લોભાણા રે,
આગળ વાતું હરિ લાંબીયું છે રે....સંત૦
ભીમ ભેટયે મારાં ભવ-દુઃખ ભાંગ્યાં રે,
કર જોડીને દાસી જીવણ કે રે....સંત૦

## ૧૫

દાસીને તેડી રે જાજો તમારા દેશમાં
ધોળુંડાં વસ્તર મારે અંગડે વિરાજે
મારે ફરવું કાપડીઓના
વેશમાં-વેશમાં રે વેશમાં....દાસીને૦
ખલકો ને ટોપી માને અંગડે વિરાજે
મારે ફરવું અતીતોનાં વેશમાં ...દાસીને૦
લીલુડાં વસ્તર મારે અંગડે વિરાજે
મારે ફરવું ફકીરોના વેશમાં .. દાસીને૦
અપરાધી જીવડો તારે આશરે આવ્યો છે
લાખો ગુન્હા સામું જોશ મા....દાસીને૦
દાસી જીવણ કે સંત ભીમ કેરાં શરણાં
મારે રે'વું સદા બાળા વેશમાં....દાસીને૦

## ૧૬

નેડલે નેડલે નેડલે રે, હે નટવરજી, સાથે મોહી છું નેડલે. (ટેક)

શામળા વિના મારે ઘડીએ ન ચાલે,
હસી હરખી રહી છું હરિને હેડલે....હે નટ૦
કાં તો મોહનજી મારે મંદિર પધારે,
કૃષ્ણજી ચાલે ત્યાં ચાલું કેડલે....હે નટ૦
વનરાવનકી કુંજ–ગલનમેં,
તકક હુઇ તબ આવી હરિને તેડલે....હે નટ૦
દાસી જીવણ સતભીમકે ચરણાં,
ખરી વટ લગી હું તો તારે છેડલે....હે નટ૦

## ૧૭

પાર છો અપાર છો શામ સેવકના સરદાર છો,
આ વેળાએ આસ બન્યું, પાર છો આપાર છો. (ટેક)
આહીં આવી ખબર નો'તી, ઉંડેરા ઉતારશો,
દીનાનથ દગો કરાવી, મોત વિના મરાવશો.
આગળથી ઉપાધિ કરી, પછે પ્રીત પાળશો,
પથ્થરમાંથી પાણી વ.ળી, વે'તે ગંગા વાળશો.
અનેકને ઉધ્ધાર્યા આગે, દાસીનાં દુઃખ ટાળશો,
કૃષ્ણ વિના કેને કહિયે, અધમના આધાર છો.
પ્રાણ થકી છો પ્યારા પ્રભુ, હૈડા કેરા હારજો,
દાસી જીવણ ભીમ પ્રતાપે, અંતે તો ઉગારજો.

## ૧૮

પ્રીતમ લાગે મુંને પ્યારી રે, તેરી બંસરી રે વાગે....પ્રીતમ (ટેક)
બંસી સુન કર ભઇ મેં ઠાડી રે, એસી દૃષ્ટિ ડારે... પ્રીતમ.
બંસી બજાવે મીઠુડો માવો રે, મોહી છે વ્રજ કેરી નારી રે... પ્રીતમ.

સાનં કરીને શામળે વાલે રે, મીઠું ભરીને મુંની મારી રે....પ્રીતમ.
કામને કાજ મુને કાંઈ ન સૂઝે રે, વાલો થીયા છે વીજારીરે....પ્રીતમ.
દાસી જીવણ સત ભીમને ચરણે રે, શામરી સૂરત પર વારી રે....પ્રીતમ.

૧૯

બંસી વાઇ એસી બંસી વાઇ, મેરે મંદિરીએ આઇ બંસરી રે બજાઇ,
મેરે મંદિર આઇ સ્વપ્નામાં સુતાં મુને, નીંદરમાં જગાઇ. (ટેક)

સાખી: નટવરજીયે નાટક કીયો, પાયો પ્યાલો પૂર,
ઓધાર વિનાનું અધઘડી, નથી રહેવાતું દૂર,
શામળે બંસીમાં સ્વર કર્યો, આધી રેનકું આઇ,
એમાંથી હું આમ થઇ, લાલજીસે પ્રીત લગાઇ....બંસી.

સાખી: જંતર મંતર ઓખદ લૂંટી, કાં સુટકો કાં સાથ,
કામણ મોહન કૃષ્ણ કને, લઇ બાંધ્યા પ્રેમને પાસ,
એસો બંસીમાં વિચાર કરું, બહુ નામી બોલાઇ,
મીઠુડો મોહન મોલ પધાર્યા, શામળે નેણુમાં સમજાઇ.... બંસી.

સાખી: જાદુગારી બંસીએ જાદુ કર્યો, તેમાં કેની ન લાગે કારી,
શું કરે સંસારી રૂપી ભુવો, તેમાં શું કરે વૈદ વિચારી,
એસી બંસી વાઇ વનરાવનમાં, વૈતી જમુના ઠેરાઈ,
ઝાડ બીડ સબ જપ ગીયાં, ગઉમુખે ચરણ ન ચરાઇ....બંસી.

સાખી: ગ્વાલન કહે ગિરધારી, પૂરી મારા હૈડાની હામ,
અરજ સૂણો હમારી, સદા અવીચળ સંતો અંગે શાન,
કામણગારી બંસીએ કામણ કર્યા, મુને મ કેંજે માઇ,
દાસી જીવણ ભજે ભીમને, શામળાસે સાચી થઇ સગાઇ... બંસી.

## ૨૦

મજરો મારો માની લિયો, હું નોકર તારા નામની.
ઓળે આવી ઉગારી લેજો, વ્હાલન ગોકુળ ગામની
સંત ઓધારણ સામળા વા'લા, કર જોડી કહું કામની....મજરો૦
નાચ નાચું મારા નાથજી આગે, રમતું મારા રામની,
લાલજી આગે લટકે ખેલું, શોભા વખાણું શામની....મજરો૦
આઠે પહોર રામ આરાધું, નિત નિત ખૂબી ખેમની,
સાચી જૂઠી તારે ચરણે આવી, હવે કરી લ્યો હેમની... મજરો૦
દાસી જીવણ ભીમ પ્રતાપે, જેમ કહાવો તેમની,
સામું જુઓ સામળા વા'લા, આંખ ઉઘાડો આમની....મજરો૦

## ૨૧

મન હેરી લીધા રે, માડી, મારા લાલનને લોચનીયે. (ટેક)

કાં તો નેણાંની મુંને કાંઇક ચોટ નાખી રે,
મનડું વિંધ્યાનાં કામણ કીધાં રે....માડી૦

મરમાળી મીંટે બાઇ મુંને મારી રે,
કામણ નજરે આવી કીધાં રે....માડી૦

મંત્ર પઢી કાંઇક અમ પર મેલ્યાં રે,
પ્રેહને બાણે દિલ વિંધ્યાં રે....માડી૦

દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં રે,
પ્રીતે ગોરસ આવી પીધાં રે....માડી૦

## ૨૨

મનાવીને મો'લે લાવ રે, મેરમને કોઇ મનાવો.
ચોળ મજીઠી ચૂંદડી, માંઇ કસુંબી રંગ,
અળગા રઇ વાતું કરો, અભડાશે માંઇલાં અંગ રે....મેરમ.

રાધા હાલે તલખતાં, નેણે નીર ન માય,
નંદબાવાનો બેટડો, રિસાવીને ચાલ્યો જાય રે....મેરમ
સામળા કારણ સ્વાંગ ધરી, પેરું ભગવો વેશ,
એમ કરતાં હરિ નંઇ માનો તો, વેરાગણ થઇ ત્યાગું દેશ રે....મેરમ
અરધી રાતનાં જગાડિયા, પ્રભુજી આવ્યા પાસ,
દાસીજીવણ ભજે ભીમને, પૂરો મારા અંતરની આસ રે....મેરમ

૨૩

મારા નાથનાં નેણાં ઉપરે, હું તો ઘડીયે ઘોળી જાઉં,
શીદ કરું એકાદશી, શીદ ત્રીજે ટંક ખાઉં,
નાથજીનાં નેણાં નીરખી, ભાવનાં ભોજન પાઉં....મારા૦
આંગણે ગંગા–ગોમતી, હું શીદ રેવાજી જાઉં,
અડસઠ તીરથ આંગણે, હું તો નિત્ય ત્રવેણી જાઉં....મારા૦
સામળા કારણ સાજ બિછાવું, વ્રજ થકી બોલાવું,
મેરમજી મારે મંદિર પધારે, પ્રેમ થકી પધરાવું....મારા૦
દાસી જીવણ ભીમ પ્રતાપે, હેતે હરિગુણ ગાઉં,
સતગુરુને ચરણે જાતાં, પ્રેમે પાવન થાઉં....મારા૦

૨૪

મારા સમ છે મીઠાજી પધારો ને મોહોલ માંઇ,
તમ સાથે સનેડો કરતાં ડરું નહિ દિલમાં તુંઇ તુંઇ,
થનારી હોય તે મર થાય–મારા
રાજ વિનાનું ઘડી નથી રહેવાતું તુંઇ તુંઇ,
અમ થકી ડગ ન દેવાય....મારા૦
વ્રેહના દાદામાં વ્યાકુળ થઇ છું, તુંઇ તુંઇ,
અધઘડી અળગું ન રેવાય....મારા૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, તુંઇ તુંઇ,
પ્રીતમ પ્રેમના રસ પાય....મારા૦

૨૫

માડી મુને શામળિયે લઇ કીધી ચકચુર. (ટેક)
કોક વિલ્યાતી મુજ પર કેફ કરાયો તુંઇ, તુંઇ
ફરું છું હું તો ઘેલીતુર....માડી.

સામું જોતાં મારી સુધબુધ ભૂલી તુંઇ તુંઇ,
રાખી છે મુને ઉરાઉર....માડી.

મંત્ર પઢીને કાંઇક અમ પર મેલ્યાં તુંઇ તુંઇ,
ઘડીએ રહેવાતું નથી દૂર....માડી.

દાસી જીવણ સત ભીમનાં ચરણાં તુંઇ તુંઇ,
ધણી આગે ખડી છઉં હજૂર....માડી.

૨૬

માર્યા પ્રિતમ બાણ અમને માર્યાં મોહન બાણ, શામળા, તારી શોભાનાં રે,

પાંચ તત્વ ને તીન ગુણનું મારે વાલે બનાવ્યું જહાજ,
માલમી થઇ માંહી બેઠા તો મારા હરિએ હાંકાર્યાં હુંડી વાણ રે. વાલીડા.

સઠ ચડું ને સુખ નહીં ત્યાં આવી પોંચા અહરાણ રે,
વાંભુ ભરી વાલે ઘાવ કર્યો ત્યાં જળહળ ઉગ્યા રવિ ભાણ રે....વાલીડા.
ગુરુને કાયામાં ગોતજો રે અમને દાસી જાણીને દેજો દિદાર,
દશમા મહોલમાં ડેરી બીરાજે રાખજો ધોળી ધજાના પ્રમાણ રે ...વાલીડા.
ભીમ ભેટયા ને ભાંગી ભ્રમણા મારે મટી ગઇ તાણાં ને વાણ,
દાસી જીવણ ભજો ભીમને અમને પીયાલા પાયાના પ્રમાણ રે....વાલીડા.

૨૭

મારી ભગવી ચાદરના ભગવાન આવોને હરિ આ ઘડિયે રે,
મારે પડયાં છે તમારા જેવાં કામ, આવોને હરિ આ ઘડિયે રે....ટેક

જીવણ કે કારણ કરી ગયો કોઇ, અહીંયાં હરિ આવીને રે,
અહીં ન આવે જડીયુના જોર, શું કરીએ ચાવીને રે (જડીબુટ્ટી ચાવીને)
આવોને મોલુંની માય ચોખલિયા હરિ ચોડીયે રે,
પછી દુશ્મન ભલે કરે હાય, મુખલડા મરડીને રે.
જીવણ કે' રસોઇ બનાવું મારા નાથ, સાકરના સેરા છે,
પણ ઘરાકું નથી મારે ઘી, ઘી તો એવાં છે રે,
જીવણ કે પલંગ બિછાવું મારા નાથ સેજુના, છો તમે સુહાગીરે,
એમ કહી બોલ્યા જીવણ દાસી, દાસી છું તમારી રે.

૨૮

મારે કરવી વાલમ સાથે વત, મેરમજીને માણવા રે,
સખી, સનેડો કરતાં નંદલાલસે રે, મારા ચિતડામાં હતી ઘણી ચાત્ય....મેરમ.
હરિને પકડી લાવો મારા હાથમાં રે, એને હેમની ઢળાવી દઉં ખાટ....મેરમ.
હવે સોકલડી મુંને શું કરે રે, મેં તો હરિને કરી લીધા હાથ....મેરમ.
સખી, દાસી જીવણ ચરણ ભીમનાં રે, એવી પડેલ પટોળે ભાત....મેરમ.

૨૯

મારે કોણ બોલે રે કોણ બોલે ?
કપટીડા કાના સાથે કોણ બોલે ?

છળ તો કરીને વા'લો સંગ ચલાવે ને,
કપટ ઘૂંઘટ નવ ખોલે રે....કપટીડ.૦

તમ જેવા ઘણી તેને બીજું કોણ બોલે રે,
અમે તો તણખલાં ને તોલે રે....કપટીડા૦

દાસીને સાથે દાવો શેનો, હે ઓધાજી,
ખેધીલાની વાદે શીદ ડોલે રે....કપટીડા૦

દાસી જીવણ સંત ભીમ કેરાં ચરણાં રે,
ઘાયલ ઘા કેમ ભૂલે રે,
કપટીડા કાના સાથે કોણ બોલે ?

૩૦

મારે મોલે આજ તો તમે, આવોને મીઠુડા માવા. (ટેક)
અનાડી મં થાવ, પ્રભુ ઓરેરા પધારો વાલા,
હૈડામાં લખ્યા તે હવે, નહિ દઉં જાવાને માવા....મારે.

પિયુજી વિના મુને, પાણીડાં ન ભાવે, વાલા,
હવે તો ભોજનના મારે, થીયા છે અભાવા, માવા....મારે.

અરધે લવે મુને, સ્વજમાં બોલાવે, વાલા,
હવે તો હસ્યાના મારે, થીયા છે હવા રે, માવા....મારે.

ચકવાને સુખ જેવું, રેંન નેં સમે વાલા,
તમ વિનાં દિન તો મારા, જાય છે એવા રે, માવા....મારે.

દાસી જીવણ સંતો, ભીમનાં ચરણાં, વાલા,
સન્મુખ દરશન મુને, આવજો દેવાને, માવા....મારે.

૩૧

મીઠા મારે તમ સરીખાં ઠામજી રે,
ઓધા મંદિરયે મારે આવજો. (ટેક)

ભજન કરવું મારે તારે ભરોસે, નિશ્ચય લેવું તારું નામ,
સંતોના બેલી તમે છો રે શામળિયા,
મારા શંકુના નિવારણ રામજી રે....ઓધા.

જ્યાંને જોઉં ત્યાં સભર ભરિયો, તેમાં ઠાલું નથી કોઇ ઠામ,
અધમ–ઉધારણ ઓધા ધીરે આવો,
મારી વસમી વેળાના વિશ્રામ રે....ઓધા.

આરે કળજુગમાં તમે કે ન આવો,
મારા સાચ ધણી તમે શામ,

વાલા જગતના વેવાર પાળો,
મારે પડિયાં તમારાં કામજી રે....ઓધા.

દીનાનાથ તમને દયા કરતાં, શું બેસે છે દામ,
દાસી જીવણ સત ભીમને ચરણે,
મારી ભેળા વસોને ભગવાનજી રે....ઓધા.

૩૨

મીઠાજી, મેં જાણ્યો ઈ તારો મરમ, હે મારે મો'લે માવા પધારો.
તારે મારે છે એમાં સૌ જગ જાણે વા'લા, શેની રાખો શરમ ?
બીજાની બોલાવી બોલું નહીં, મારા નાથજી આગળ નરમ....મારે.
બકી ને બોલું તો ભ્રમ જાય તારી વા'લા, ભર્યો રાખું છું ભરમ,
પર–ઘર પાણીડાં નંઇ ભરે રે, પાદશા કેરી હુકમ....મારે.
ખોત ગુના મારા બક્ષો બેહુનામી વા'લા, ઓળે આવી અધરમ,
વડાને વિકાર કણુયે ન વ્યાપે, ગિરધર નોય કે'દી ગરમ....મારે.
સમજાવી કે'જો કોઈ શામળા વાલાને, અકળ રૂપ અપરમ,
દાસી જીવણ સત ભીમ કેરે ચરણે, છૂટી કલપના કરમ....મારે.

૩૩

મેં પણ દાસી રે તોરી દાસી, હે પીયા તમારા ચરણકી,
મેં પણ તોરી રે દાસી, તોરે રંગ રાચી દીન બંધુ દેવા,
આવો હે વાલા ગોકુળિયાના વાસી. (ટેક)

સાખી : મેં કળીયુગકી કથા કહું, તમે સંત-ઉધારણ શામ,
વિખના પ્યાલા અમૃત કર્યા, કેશવ તમારાં કામ,
રઢ રાખી રાણા તણી, બાઇ હતાં પ્રેમના પ્યાસી
એને વીખે મીરાં મૂઈ હોત તો, હોત જગતમાં
ખોત હાંસી....મેં પણ.

સાખી : શ્રીબાઇના બોલ સાંભળી, સૂરતા રાખી શામ,
બળતામાંથી બાળ ઉગાર્યાં, રાખી પ્રતિજ્ઞા રામ,
પ્રેહલાદ કારણ પ્રભુજી પધાર્યા, પેની ન ધરી પાછી,
થંભ ધગાવી તરત ઠાર્યો, વાત કહું કઇ કાચી... મેં પણ.

સાખી : શિવ સનકાદિક મુનિ સરખાં, શુકજી બ્રહ્મા જેવા ચાર,
ગરૂડ હનુમાન લક્ષ્મણ જેવા હઠાવીયા,
કળીયુગકી કથા કહું કીરતાર,
શીવરી માનધાતા જેવા સતવંતી, તનડા ઓઢડાં તાસી.
જોર કર્યા ઇ કંઇ ન જીત્યા, આધીન પ્રેમના
અભીયાસી....મેં પણ.

સાખી : મીરાં રૂપાંદે તોળી રાણી, જેણે પ્રેમ ભકિત પિછાણી,
સાચી ભકિત તારાદેની, વાડે નીચે જઇ વેચાણી,
મેહતો નરશી માન તજી, થીયાં દીનબંધુની દાસી,
ઇ માઇલા કામ ન ઉકલે, શામળો કરે તે વાત
સાચી....મેં પણ.

સાખી : ગજે કહ્યો હે ગિરધારી, અંતરજામી સુણી આરદાસ,
મહા જળમાંથી મુકાવ્યો, પ્રભુ, આવ્યા પાસ.
ઝૂડ કાપી જુદો કર્યો, ફેટ મટાડી ફાંસી,
આ વેળાયે વેલા આવજો, વનરાવનના વાસી....મેં પણ.

સાખી : અધમ ઓધારણ અંતરજામી, સંભાળો સેવકની આર,
મહારાજ ગુના માફ કરો, જાણી દીયો દીદાર,
સદા અવિચળ સંતો સંગે શામળો,
શાસ્ત્ર વેદ વાત કહે તે સાચી,
દાસી જીવણ ભજે ભીમને, રંગે તમારે હું રાચી....સં પણ.

## ૩૪

મોકે ડરસન ડે મુજા વલા રે, મુજ પર મહેરું કરે,
આંઉ તોજે પલડે પિયાજી રે, મોકે ડરસન ડે. (ટેક)

ધૂન રે ધણી મુજ ધણપત કરજા,
તમ જોગ ટાણાં છે....આંઉ તોજે.

સરવે ગુના મુજા માફે કરજા,
લાલન ખબરું લે....આંઉ તોજે.

સંસાર સાગર મહાજળ ભરિયો,
તેમાંથી તારી લે....આંઉ તોજે.

સગા રે કુટમજી છોડી રે મરજાદા,
ચરણો તોજો છે....આંઉ તોજે.

દાસી જીવણ સત ભીમકે ચરણાં,
કર જોડી અરજું છે....આંઉ તોજે.

## ૩૫

રંગમાં રમાડી મુને હેતમાં હુલાવી,
આજ સખી શામળોજી આયા માડી મુને રંગમાં....

કુડા કુડા સ્નેહ છોડાવ્યા, એવી કીધી આડી,
કસમતવાળે કાનુડે મારાં, પ્રીતે લીધાં પાડી....આજ સખી.

સ્વપનના સુખમાં હું સૂતી'તી, નંદરથી જગાડી,
પિયાજીની પ્રેમ પટોળી મારા, અંગ પર ઓઢાડી....આજ સખી.

આધી રે ને હું રે જાગી, વાલાજીની વેણ વાગી રે,
ગગન મોતીડે વાલોજી જાગ્યા, ફોરી ફુલવાડી....આજ સખી.

દાસી જીવણ કે ભીમ પ્રતાપે, દરશન દીયોને દાડી રે,
વાલાજીનાં વદન નીરખી, ઠરે મારી નાડી....આજ સખી.

૩૬

લઇને ગાળી રે માડી મુંને,
માવાની મહોબતમાં રે મહોબતમાં.

સુરછા લગાડી મારાં મન હેરી લીધાં, વાલા,
આંખલડી કામણગારી....માડી.

મોહની બાણુમાં મારી દેહી ગઇ દાઝી, વાલા,
પંડડું દીધું છે પરજાળી....માડી.

સંસારિયાનો મને સ્નેહ છોડાવ્યો, વા'લા,
બહુનામી થકી છઉં બાંચાળી....માડી૦

દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં, વા'લા,
વાલો લાગે છે વનમાળી....માડી૦

૩૭

લોચને લોભાણી રે, માવા, તારી મીટડિયે,
જેનો આવ્યા આજે જાણી,
સરોવર ગઇ'તી પાણી, બોલડે બંધાણી રે....માવા૦
જેણે રસ પીધા જાણી.
પિયુજીની છે પટરાણી, ઠીક તો ઠેરાણી રે... માવા૦
સાંભળો, સૈયર સયાણી,
સરસજીને લીધા માણી, વાલી લાગે વાણી રે....માવા૦
ભીમ ભેટ્યા ઇ એંધાણી,
દાસી જીવણ જેપે જાણી, ગરીબી ગવાણી રે....માવા૦

વ્રજમાં વ્રજમાં વ્રજમાં રે,
હે બહુનામીરે, ખેલન આવો રે, વ્રજમાં ...(ટેક)

રીત તમારી તમે પાળો હે રાજનજી,
ગોપીથી મંજાવ એમ કહે છે વ્રજમાં....હે૦

અહલ્યા ઓધારી એવા અંતરજામી,
પ્રભુજી પધાર્યા'તા ચરણુંની રજમાં....હે૦

ગોકુળથી ગોપી ઉગારી મારી વાલે,
ગોવર્ધન તોળ્યો તો રે, કુંજમાં....હે૦

દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં,
આધીન થઇને એમ કહું છું અર્જમાં....હે૦

૩૯

વાલા વિનાં મંદિર ખાવા ધાય, ધોખા કેના ધરીયેં રે.
કેની આગળ જઇ કરગરીયેં, કહોને રે કેમ થાય. (ટેક)

વ્હેને બાણે મારું મનડું વીંધાણું રે, કેની આગે ન કેવાય,
તમ વીનાં મારો જીવ બહુ તલખે, ક્ષણું એક નવ રે ખમાય—વાલા૦

નશાંય કામણિયાં કીધાં, નંદજીને લાલે રે જડીબુટીસે નવ જાય,
મીઠુડો મોહન મારે મોલ પધારે તો, તનડામાં ટાઢક થાય—વાલા૦

સમજાવી કેજો કોઇ શામળા વાલાને, દાસી દુઃખી બહુ થાય,
તમારાં મેણાં મારા શિર પર ધરું તો, દોખા ઠરે મર દાય—વાલા૦

વ્રજની નારી ગોકુળ ઘેલી કીધી રે, જપતાં જપ નવ થાય,
માતા જશોદા કુંવર કાનને એલો, નહિ તો મરીયે મહાવીખ ખાય—વાલા૦

ત્રિકમ આવ્યે મારી તૃષ્ણા ટળે ને, પ્રીતમ પ્રેમરસ પાય,
દાસી જીવણ સંત ભીમકા ચરણાં, નાથજી વીના ન નભાય—વાલા૦

વાલે મારે વાંભુ ભરી, ઘા કીધો બળ કરી,
ભીતર લાગ્યો ભારી રે, એમાં મને માવે મારી,
એની પીડા વેદના ભારી, ઘડીક ભીતર ઘડીક બારી,
મીટયું આં મોરારી—એ 'મા' મને માવે મારી.
દલડાનો રોગ દીસે ભારી, ઓસડ કાંઇ સૂઝે નકારી,
વૈદ્ય ગયા છે હારી રે, એ 'મા' મને માવે મારી.
દાસી જીવણ બોલ્યા વાણી, ભેટ્યા ભીમ એ એંધાણી,
ગરીબી મારી ગવાણી રે એ 'મા' મને માવે મારી.

## ૪૧

વાલો લાગે છે વનમાળી રે, માડી મુને વાલો લાગે છે. (ટેક)
વદન સકોમળ મારા એ વાલાનાં રે,
મીટડલી દીસે મરમાળી રે....માડી૦
સમાગમનું વાલે સહી કર્યું છે રે,
તેની ત્રિકમે દીધી છે હાથ તાળી રે....માડી૦
વનરાવનમાં વાલે રાસ રચ્યો છે રે,
પૂરબની પ્રીત સંભાળી રે....માડી૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં રે,
ચરણાં લઉં વાળી વાળી રે....માડી૦

## ૪૨

વાલો સાચનો સંગાથી રે, જેણે હરિશું પ્રીત કીધી
વાલીડા મારા પ્રથમ પ્રીત ધ્રુવે કીધી,
એને અવીચળ પદવી દીધી રે....જેણે૦
વાલીડે મારે બળને બોલાવી વાચા દીધી,
પછે બેમંડ ગ્યા'તા વીંધી રે....જેણે૦

વાલીડા મારા ભાવે વિદુરની ભાજી ખાધી,
એને નામે ગુણીકા સીધી રે....જેણે૦
વાલીડા મારા જળમાં ગજે ધા દીધી,
તેની તરત ખબર લીધી રે... જેણે૦
વાલીડો મારો વૃંદા તે વનનો વાસી,
એમ બોલ્યા જીવણ દાસી રે....જેણે૦

૪૩

શીદને રોકો છો મુને માવા રે,
દીયોને જળ ભરવાને જાવા રે.. શીદને (ટેક)
ગાયું ને ભેંસું મારી તરસે મરે છે,
તેને જાવું છે પાણી પાવા રે . દીયોને૦
જુગના જીવન તારે જોર ઘણેરું,
ખાંતે માંખણીયાં લૂંટી ખાવા રે....દીયોને૦
નિતનિત નિમ મારે નંદજીના લાલા,
જળ જમનામાં જાવું ના'વા રે....દીયોને૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
ગુણ તો ગોવિંદના ગાવા રે....દીયોને૦

૪૪

શું કહીએ શામળા રે વારી જાઉં વીઠલા રે,
તમે મારા મનની જાણો છો મારાજ.
અજાણ્યો હો તો તારી અરજું કરીયે વાલા,
અહોનીશ પૂરો છો અનાજ....શું કહીયે.
સ્વામી સંસારને તમે ચલાવ્યો,
વળી કરાવ્યો વાજ રે,
હળાહળ વિખનો ભર્યો પડયો'તો કૌયર,
તેને ખબર કરીને દીધું ખાજ....શું કહીયે.

પ્રહ્લાદ કારણ આપે પધાર્યા રે,
રાખેલ પંડવોની લાજ રે,
એવડા લોભી તમે થીયા નંદલાલ,
છાયાં નાંમા નાં છાજ....શું કઇયે.

દાસુંને કે તમે દુઃખ ન ખમાય,
વળી પોતે બંધાવી વાલે પાંજ રે,
રાવણ મારી એનું રાજ ઉથાપ્યું,
લીધી લંકાની લાજ.... શું કઇયે.

ઉપર કરીને આશારો આપ્યો,
રાખો બાનાની લાજ રે,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
અવસર વેલા હરિ આજ....શું કઇયે.

૪૫

ના'વ્યાં ના'વ્યાં હજીતાં દિનોનાથ, આશા અમને દઇને રે,
એવા અબોલે ગયા છે દિનોનાથ, અંતુરની અમને કહીને રે૦

હું જોતી, વા'લા, તારી વાટ, વેરાગણ થઇને રે,
જેના પિયુ ગયા છે પરદેશ, અંતરની અમને કહીને રે૦

મારાં કયાં છે આશા ગોરી રાગ, મધુરી બંસી લઇને રે,
હવે વનમાં ફરું છું ઉદાસ, હાથમાં જંતર લઇને રે૦

હું ભરી લાવું પાણીડાંની હેલ, જમનાજીમાં જઇને રે,
પછી તમને નવરાવું દિનાનાથ ચરણુંમાં આધિન થઇને રે૦

જીવણ કે શોક તણો સંતાપ, પાડોસણ મેણાં બોલે રે,
નણંદી છે નાના બાળ, સાસુડી સંતાપે રે૦

જીવણ કે દુઃખડાની વાત, મારા વાલા સંભળાવું તમને રે,
તમે ગિરિધર નવ જાણી મારી લાજ, શું ઠબકો દઇએ તમને રે૦

આવીને ઉકેલી જાજો સામળિયા સુધારી જાજો,
કરશન મારું કાજ સુધારો. (ટેક)
સતજુગને દ્વાપરાવારી જુગ, ત્રેતામાં તમે લીધા'તા તારી
હવે આવ્યો કળજુગ એક બુરો, કરશન મારું કાજ સુધારો—૦
ભીડવું પડશે આવવું જોશે, ધણી વિનાનું ઘર કોણ લેશે,
એ રાચાં ગાડાને ઉખેડી જાજો, કરશન મારું કાજ સુધારી જાજો—૦
ખજાનામાં ખોટસું પડી, ક્યાં ગયાં હજારું હાથ,
અમે ભીડમાં ભેરાણાં, કરશન મારું કાજ સુધારી જાજો—૦
દાસી જીવણ ભીમને ચરણે, અને ચરણ ગળામાં તમારો,
ઓરે એને તો ઉગારી લેજો, કરશન મારું કાજ સુધારી જાજો—૦

## કટારી

૧

કલેજા કટારી રે નેહની કટારી રે,
મારી મુને માવજીડે. (ટેક)
વાલે મારે વાંકુ ભરી ઘા કર્યો બળ બહુ કરી,
ભીતર ઘા છે ભારી રે....મારી૦
જડીબુટી ઓખદ મૂળી કેનીએ ન લાગે કારી,
વૈદ ગીયા હારી રે....મારી૦
મોહતણી વેદના ભારી ઘડીક ઘરમાં ઘડીક બારી,
મોઢુંમાં મોરારી રે ....મારી૦
ભેટયા ભીમ બ્રહ્મચારી જીવણ તો છે દાસી તારી,
ખબર લ્યો હમારી રે ....મારી૦

૨

પ્રેમ કટારી આરંપાર નિકસી મેરે નાથકી,
ઓરકી હોય તો ઔષધ કીજે, આ તો હરિ કે હાથકી. (ટેક)

ચોધારીનો ઘાવ ન સૂઝે, જો જોયે કોણ જાતકી,
આંખ મીંચી ઉઘાડી જોયું, વાર નો લાગી વાતકી....પ્રેમ૦

સઈ, જોયું મેં શામળા સામું, નિરખી કળા નાથકી,
મ્હેને બાણે પ્રીત્યે વીંધ્યા, ઘાવેડી બહુ ઘાતકી....પ્રેમ૦

ઔષધ બુટી પ્રેમની સોઇ, જો પીવે એક પાતકી,
રાત દિવસ રંગમાં ખેલે, રમતું ઇ રઘુનાથકી....પ્રેમ૦

દાસી જીવણ ભીમ પ્રતાપે, મટી ગઇ કુળ જાતકી,
ચિતડાં હર્યાં શામળે વાલે, ધરણીધરે ઘાતકી....પ્રેમ૦

૩

મત મારો રે મત મારો, રામ નેણાની કટારી. (ટેક)
એસી કટારી મારાં તનમન વીંધ્યાં,
ઠીક તો કલેજા બીચ ઠેરી રે....રામ૦
જડીબુટીનું તેમાં જોર નવ ચાલે,
ધન્વંત વેદ ગ્યા છે હારી રે....રામ૦
જગના જીવન સાથે જોર નવ ચાલે,
કેનીયે નવ ચાલે કારી રે..રામ૦
દાસી જીવણ સત ભીમકાં ચરણાં,
બોલીયો અળ્યો છે અવતારી રે....રામ૦

૪

યાર બે કટારી પ્રીતમની લાગે પ્યારી,
હો ગિરધારી રે, પણ મ્હેનની તો કટારી.

સાખી : કાં તો કોક કરામત કરી, કાં નરાં જાદુગર જાણ,
કાં તો કોક મંતર પઢી, અમને માર્યા મૂરછાનાં બાણ,
કાં તો ઉંચ પાડાં અમલ આણીયાં, કાં જાદુ વિદ્યાવંત જાણ,

કાં તો કોક કામણ કરી, અમ પર ચલાવ્યાં સારંગ પાણ,
એસી કળા અમ પર કરી, લટકે પ્રીત લગાડી,
બીજું બળ સખી શું કહું, નાથજી આગે થઈ છું નારી.

સાખી : દેખો કળા દેવકી, કૃપા ગોપી સંગ ખેલે કાન,
ખુબ ખ્યાલકો ખેલનો, એસો ત્રિકમ લાયો તાન,
પ્રીતમ પાયો પ્રેમ રસ, આગે હતી અટારી,
મરવાળે લઈ મારી મુને, કનક કલેજા બીચ કટારી.

સાખી : તકક ભઈ તા દિનકી, છૂટી કલપના કામ,
પંપાળ સવે પરહરી, મારે હરદે વાલા રામ,
નેહ લાગ્યો દીનાનાથસેં, ચટક ગઈ ચોધારી,
સાન કરી મુને શામળે, બોલાવી વ્રજથી બારી.

સાખી : નેહ લાગ્યો દીનાનાથસેં, અધ ઘડી રહ્યો ન જાય,
સખી કે'જો મારા શામને, લગારેકમાં શું લોભાય,
પ્રીતમ પાયો પ્રેમરસ, પ્રીતમ પ્રેમે શું બોલાય,
મીઠાજી વીનાં મનવો મારો, તલપ તલપ બહુ થાય,
તલપ તલપ બહુ થાય, વેર વેર જાઉં બલિહારી,
દાસી જીવણ ભજે ભીમને, હરિ જીત્યા ને હું હારી.

## ઉ પ દે શ

### ૧

અવસર બોત ભલો તેરો આયો,
તુંને રસના દઈને રમાયો,
કાં તે પૂરવની પ્રીતે પાયો.

સેવાને સમરણ બંનગી બહુ કીધી, જીભ્યાસે રામ જપાયો હે જી,
તીરથ વ્રત દાન બહુ દીધાં, કાં તું નીર ગંગાજીમાં નાયો.

કાં ભજને, કાં કોક ભાગ્યે, કાં તે જોગ કમાયો હે જી,
કાં તુંને નાથે નવજીને મેલ્યો, કા તેં નિરલે શીશ નમાયો.

આપણે જન્મ્યા સો પણ જાયગા, જાશે આપણો જાયો હે જી,
છેલ્લે નહીં કૂવા કેરી છાયા, એમ સમજ સમજ સમાયો.

આદિ અનાદિ એક રંગ રેણાં, લે શીતળ વનનો છાંયો હે જી,
ભીમ ભેટયે સુંને ઇ ગમ આવી, તેરા દાસી જીવણ ગુણ ગાયો.
અવસર ખોત ભલો તેરો આયો.

## ૨

આ જીવ જાશે તે તો નશાંએ જાણજે,
રૂદે રવિ ઉગે રે મેલી દ્યો તાણમતાણ....આ જીવ. (ટેક)

ભાણને તો ભલો ભેદ લાધ્યો આપે હતો લુવાણો,
જરા મરણનો જોખો મટીયો આપે સાહેબ કે'વાણો,
જેની નશા નાભીએ તેને કેમ થડકે થાણો....આ જીવ.

ખીમ સાહેબને ખરી ખબર છે આપે આપ ખોળાણો,
ત્રિકમસાહેબે તાર આણ્યો ક્યાંય નથી રૂંધાણો,
કબુદ્ધિ સર્વે કાપી રે અક્ષર એક લખાણો....આ જીવ.

રવિસાહેબ તો રંગભર ખેલ્યા, જેનો ઠીક નશાં ઠેરાણો,
ખરા સિપાઇ થઇને ખૂબ ખેલ્યા પટો અમ્મર લખાણો,
જે કોઇ ભૂલ્યા રામને તેનો નથી થિર કે ઠેકાણો....આ જીવ.

ભીમસાહેબ તો બ્રહ્મરસ ભોગી જેને દુજો નહિ દરસાણો
ત્રિકમસાહેબ તનમાં પ્રગટયા તેને અલખ એક ઓળખાણો,
સર્વાંતર સરખો રે રૈયતને રંગ કે રાણો....આ જીવ.

પાપનો ઘડો ભરાણો તેને કરી દીધો કાંણો,
રાખણહારો રાખશે જેમ આંધળામાં ઓરાણો,
દાસી જીવણ કહે છે રે ગુરુજી એમ ચરણે આણો....આ જીવ.

૩

ઉઠી રામકૃષ્ણ મુખ રટ રે,
શું રે નર, સૂઇને રિયો છો રે.
કાયા પાણીનો પરપોટડો, ફૂટી જાશે ફટ,
જમરા આવશે જોરમાં, ગળી જાશે ગટોગટ....ઉઠી.
લાખુંની માયા લાંપડા જેવી, ઘડી જાશે ઘટ,
તલ જેવડો પડશે તિખારો, સળગી થાય ચાવડ ચટ..ઉઠી.
આણુંની કેમાઇ એવી હતી, પાચ્યો હિંડોળા ખટ,
પુન્ય કરશો તો પામશો, રાજા ધરમને હટ....ઉઠી.
જમરા જોરો શું કરે, કુળનો દાવો મેલ્યો કટ,
દાસી જીવણ ભજે ભીમને, બાંધી લાલન સાથે લટ,
ઉઠી રામકૃષ્ણ મુખ રટ રે.

૪

કર મન ભજનનો વેપાર, ધણી તારા નામનો આધાર,
બેડલી ઉતારો ભવપારજી.

સરોવર જ્યારે ભર્યાં હતાં, ત્યાં પહેલી ન બાંધી પાળજી,
આગળ નીર સૂકાઇ ગયાં, ત્યારે હાથ ઘસે શું થાય....કર મન.

શેરી લગણ સુંદરી, ઝાંપા લગી મા-બાપજી,
તીર્થ સુધી બે બંધવા, કોઇ ના'વે તારી સાથે ..કર મન.

હાડ જલે જેમ ગાંસડી ને કેશ જલે જેમ ઘાસજી,
કંચન સરખી કાયા જલશે લાગે નહિ પળવાર... કર મન.

આ રે કાયામાં કોણ સૂવે, કોણ જાગે, કોણ ચોકીદારજી,
સુરત જાગે નૂરત ઉંઘે, ને ચેતન ચોકીદારજી....કર મન.

હું - મારું મૂકી દ્યો ને ખોટો આ સંસારજી,
દાસી જીવણ એણી પેરે બોલ્યા, પૂરો મનનો કામ....કર મન.
['સંતવાણી']

૫

કેમ તરશો તમે કેમ તરશો,
અજ્ઞાની નર અંધારે તમે કેમ તરશો ? (ટેક)

કથા ને કીરતન કેદી શ્રાવણે ન સુણિયાં,
ભાંડ ભવાયા ભેળાં જઇ ભળશો....અજ્ઞાની.

પુન્યને નામે કદી પાઈ ન વાવરી,
પાપ તણાં રે પછે ડગલાં ભરશો....અજ્ઞાની.

ઘરની પ્રિયાનો સંગ તજીને,
પારકી નારીની તમે આશા કરશો....અજ્ઞાની.

દાસી જીવણ કે દિલમાં વિચારો,
કર જોડીને પછે અરજું કરશો....અજ્ઞાની.

૬

ગુણ માથે અવગુણ ફેરે પાણી,
એવી કળીયુગ નિસાણી રે નિસાણી રેજી. (ટેક)

સતગુરુ માતમ મહિમા તરણા ને તોલે,
ગુરુની મરજાદા લજયા નાણી....એવી.

સતગુરુ સેવા છોડી પાખંડ પૂજે, મિથ્યામાં જગત મોરછાણી....એવી.
કરણ ઠગાની બુદ્ધિ બગાની, વૈખરીયે વરવી વાણી....એવી.
ગળા સવાદે ગાવાને શીખે, સમજ્યા વીના ચારે ખાણી....એવી.
ત્રિવિધી તાપમાં ત્રણ લોક તપે, કરી કમાણી ધૂળધાણી....એવી.
દાસી જીવણ સત ભીમને ચરણે, સમરી લે સારંગપાણિ....એવી.

૭

ચેતન, ચેતજો રે, આવ્યો મનુષા જનમ અવતાર,
સમરણ કર, જીવડા રે, પ્રભુને ભજો તો ઉતરો પાર.

હૃદય પુત્રને બાંધવ બેની, ધીરે સકળવંતી નાર,
હરિ ગુઠયાનાં એ ફળ પામ્યો, જમવા આપી આઝી જાર....ચેતન.

સેજ તળાયું ને અવલ ઓશીકાં, માયાનો નહીં પાર,
આંયાનું હશે તારું આંયાં રે'શે, લેવાનું નથી લગાર ...ચેતન
હરિનામનું હાટ જ માંડો ને ભક્તિનો કરોને વેપાર,
વિઠ્ઠલ નામની વસ્તુ વેરોને, તોલાં મેલો ટંકશાળ....ચેતન
ધીરપની તમે ઢાલું બાંધોને, સતની બાંધો તલવાર,
શીલ સંતોષનાં બખ્તર પેરો ને મારીલા કાળિંગાને માર....ચેતન
કાયા કાગળ કેરી કોથળી ને ભરિયો લોહા કેરો ભાર,
ભવ રે સાગરમાં બેડી બૂડવાને લાગી, ગુરુજી ઉતારે ભવપાર....ચેતન

દેવાય તો, ભાઈ, અન્નદાન દીજે ને ભર્યો રહે ગરથ ભંડાર,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, સતવચન સરદાર....ચેતન
ચેતન, ચેતજો રે, આવ્યો મનુષ જન્મ અવતાર.

૮

જીવન મુક્તા જેને સંતો જાણીયે, પ્રીતું ગુરુજીસે પાળે,
શબ્દ વિચારી મહાસંતને સેવીએ તો,
ત્રિગુણી ફાંસી લઈ ટાળે રે... (ટેક)

જાણ્યું જગતમાં જોગીડા જીત્યા રે, જ્ઞાનમાં આપું લઈ ગાળે રે,
શબ્દનું ચસમું તુરત ચડાવીને, ચડે માયલે માળે રે....જીવન

સહુમાં હાલેને સહુમાં માલે રે, ખેલે મર રંગ રસાળે રે,
વળગે નહિ વાંકું કહુવે વિકારા રે, ઘાત હેમની ઢાળે રે... જીવન

આતમદરશી એમ જ ઓળખો રે, એક ભરોસો ભાળે રે,
રેવે દેહીમાં ને ખેલે વિદેહીમાં રે, ખેલ મરજીવા ખાળે રે....જીવન

જીતી જાણે ને મહારસ માણે રે, આઠે પોહોર અજવાળે રે,
દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં રે, પ્રેમ ઠેયાં એક થાળે રે.
જીવન-મુક્તા જેને સંતો જાણીયે.

જોજો રે આ જુગની રેણી, કેસે આધીનતા આવે,
કપટ ભ્રમના દૂર કરો તો, તારી દેહડીમાં રામ દીખાવે. (ટેક)

આધીન હોય તો સેવક સુધ હોવે, ગુરુગમ જ્ઞાન બતાવે,
આધીન હોય તો આશર એઠાં, મોટા મહીપતિ શીષ નમાવે...આધીનતા.

આધીન હોય તો આનંદ સુખ પાવે, ક્રિયા ધરમ ચલાવે,
આધીન હોય તો રામ પણ રાજી, સમજેને સમજાવે રે....આધીનતા.

આધીન હોય તો આવે રે ગરીબી, મનડા લે મટાવે,
હોય બળને નિરબળ રે'વે, પોતે પરિગ્રહ કહાવે....આધીનતા.

આધીન ન હતા રાવણે રાજ ખોયા, દુર્યોધન દુઃખ પાવે,
આધીન હતા ધ્રૂને પ્રેહલાદ એને, ઠીક કરીને ઠેરાવે....આધીનતા.

ગજ રથ તુરંગ કનક દાન દેવે, કોટિક જગન કરાવે,
કાશી ક્ષેત્રમાં જઇ ગોદાન દેવે, તોઇ આધીન હોય તો ભોગપાવે..આધીનતા.

ઘેલાં કહે છે આધીનતા શું છે, અપોચે આધીન બતાવે,
આધીન આધીન શું કરો ઇ તો, અનુભવીયા ભોગ પાવે....આધીનતા.

જેવા આતમ તેવી આધીનતા, તાકો પ્રેમ પૂજાવે,
દાસી જીવણ સતભીમનાં ચરણાં, આધીન લેહેર લીલા રંગ લાવે..આધીનતા.

૧૦

તમે છોડી દિયો અભિમાના રે, નથી જગતમાં કોઇ રેવાના. (ટેક)

માલ ખજીના કેના ભેળાં નહીં ચાલે રે જી, પાણીડાં નથી રે હવે
પીવાનાં....નથી.

અંગનાં વસતર તારાં ઉતારી લેશે રે જી, લાણું મળ્યા તે નથી
લેવાનાં...નથી.

વાડયાં ફરો છો તેનાં લેખાં પણ લેશે રે જી, વારણાં આવ્યાં
છે હવે વીવાનાં....નથી.

સગાં કુટુંબ કેનાં ભેળાં નહિ ચાલેજી. કળીયુગમાં છે કૂડાં કેવાનાં....નથી.
દાસી જીવણ સત ભીમને ચરણે રેજી, સમ્રાણ કરો ગુરુ દેવાનાં....નથી.

૧૧

દો દિના જીવન સારું મરી જાવું, મ ટેર જીવ તારું ને સારું. (ટેક)

ઇ માલ રેઠા ન જાણુશો, જેને વાંસે છે લોઢીયું વારુ,
જમરા આવશે જીવ લેવા, તઈ તાણું નીકળશે તારું....મરી જાવું.
ઉછી-ઉધારાં કરતો ફર્યો, દીલ દીધું નહિ તારું,
નવા ને જૂનાં ભેગાં થયાં હવે સમજાય તો ઘણું સારું....મરી જાવું.
ચોઇ દીશેથી સમજાવી દીધું, તળ તપાસને તારું,
કાઢવું હોય તો કાઢી લેજ્યોં, બળતામાંથી બારું ...મરી જાવું.
ઠાકરના કોરનું ઠીક કરી રાખો, મટે માયલું અંધારું,
દાસી જીવણ સત ભીમને ચરણે, સારો સાયબો કરે ઘણું સારું
...મરી જાવું.

૧૨

દોરંગાની સાથે નવ બેસીએજી,
એમાં પત તો પોતાની જાય રે....(ટેક)

ઘડીમાં ચડેને રંગ ઘડીમાં ઉતરેજી,
ઘડીમાં વેરાગી બની જાય રે....દોરંગાની૦

ઘડીમાં ગુરુ ને ઘડીમાં ચેલકો રે જી,
ઘડીમાં પીર થઇને પૂજાય રે... દોરંગાની૦

કામી કપટી લોભીને લાલચી રે જી,
એતો પરને દુઃખે નહીં દુઃખાય રે....દોરંગાની૦

ગુરુને પ્રતાપે જીવણ બોલીયાજી,
એતો નિશ્ચે ચોરાશીમાં લઇ જાય રે....દોરંગાની૦

જોજો રે આ જુગની રેણી, કેસે આધીનતા આવે,
કપટ ભ્રમના દૂર કરો તો, તારી દેહડીમાં રામ દીખાવે. (ટેક)

આધીન હોય તો સેવક સુધ હોવે, ગુરુગમ જ્ઞાન બતાવે,
આધીન હોય તો આશર બેઠાં, મોટા મહીપતિ શીષ નમાવે...આધીનતા.

આધીન હોય તો આનંદ સુખ પાવે, ક્રિયા ધરમ ચલાવે,
આધીન હોય તો રામ પણ રાજી, સમજેને સમજાવે રે....આધીનતા.

આધીન હોય તો આવે રે ગરીબી, મનડા ભે મટાવે,
હોય બળને નિરબળ રે'વે, પોતે પરિબ્રહ્મ કહાવે....આધીનતા.

આધીન ન હતા રાવણે રાજ ખોયા, દુર્યોધન દુઃખ પાવે,
આધીન હતા ધ્રૂને પ્રેહલાદ એને, ઠીક કરીને ઠેરાવે....આધીનતા.

ગજ રથ તુરંગ કનક દાન દેવે, કોટિક જગન કરાવે,
કાશી ક્ષેત્રમાં જઇ ગોદાન દેવે, તોઇ આધીન હોય તો ભોગપાવે..આધીનતા.

ઘેલાં કહે છે આધીનતા શું છે, અપોચે આધીન બતાવે,
આધીન આધીન શું કરો છો તો, અનુભવીયા ભોગ પાવે....આધીનતા.

જેવા આતમ તેવી આધીનતા, તાકો પ્રેમ પૂજાવે,
દાસી જીવણ સતભીમનાં ચરણાં, આધીન લેહેર લીલા રંગ લાવે..આધીનતા.

૧૦

તમે છોડી દિયો અભિમાના રે, નથી જગતમાં કોઇ રેવાના. (ટેક)

માલ ખજીના કેના ભેળાં નહીં ચાલે રે જી, પાણીડાં નથી રે હવે
પીવાનાં....નથી.

અંગનાં વસતર તારાં ઉતારી લેશે રે જી, લાખું મળ્યા તે નથી
લેવાનાં...નથી.

વાડયાં ફરો છો તેનાં લેખાં પણ લેશે રે જી, વારણાં આવ્યાં
છે હવે વીવાનાં....નથી.

સગાં કુટુંબ કેનાં ભેળાં નહિ ચાલેજી. કળીયુગમાં છે કૂડાં કેવાનાં....નથી.
દાસી જીવણ સત ભીમને ચરણે રેજી, સમ્રાણ કરો ગુરુ દેવાનાં....નથી.

૧૧

દો દિના જીવન સારું મરી જાવું, મ હર જીવ તારું ને મારું. (ટેક)

ઇ માલ રેઢા ન જાણુશો, જેને વાંસે છે લોઢીયું વારું,
જમરા આવશે જીવ લેવા, તઈ તાણું નીકળશે તારું....મરી જાવું.

ઉછી-ઉધારાં કરતો ફર્યો, દીલ દીધું નહિ તારું,
નવા ને જૂનાં ભેગાં થયાં હવે સમજાય તો ઘણું સારું....મરી જાવું.

ચોઇ દીશેથી સમજાવી દીધું, તળ તપાસને તારું,
કાઢવું હોય તો કાઢી લેજ્યોં, બળતામાંથી બારું ...મરી જાવું.

ઠાકરના કોરનું ઠીક કરી રાખો, મટે આગલું અંધારું,
દાસી જીવણ સત ભીમને ચરણે, સારો સાયબો કરે ઘણું સારું
...મરી જાવું.

૧૨

દોરંગાની સાથે નવ બેસીએજી,
એમાં પત તો પોતાની જાય રે....(ટેક)

ઘડીમાં ચડેને રંગ ઘડીમાં ઉતરેજી,
ઘડીમાં વેરાગી બની જાય રે....દોરંગાની૦

ઘડીમાં ગુરુ ને ઘડીમાં ચેલકો રે જી,
ઘડીમાં પીર થઇને પૂજાય રે... દોરંગાની૦

કામી કપટી લોભીને લાલચી રે જી,
એતો પરને દુઃખે નહીં દુઃખાય રે....દોરંગાની૦

ગુરુને પ્રતાપે જીવણ બોલીયાજી,
એતો નિશ્ચયે ચોરાશીમાં લઇ જાય રે....દોરંગાની૦

૧૩

પ્રીતે જેણે પ્રેમરસ પીના, તેણે નામ દૂજા નહિ લીના રે,
સોહં સતગુરુ શબ્દે ચીન્યા. (ટેક)

સદા મગન રહે મતવાલા, તનમન ગુરુજીકું દીના,
જાય અજપાજપે વિશ્વાસુર રે, ભક્તિમાં રહે ભીના. પ્રીતે૦

સઇ કરીને જેણે સમરણ કીના, લાલન ગુરુજીસે લીના,
હરખ શોક દો હરદે ન આણે રે, એમ જળમાં ખેલી મીના....પ્રીતે૦

અભ્યાગતને ઓળે રહીને, દાન સુપાત્રે દીના,
ભક્તિ કરીને જગતમાં જીત્યા રે, ધન્ય ધન્ય જીવન તેના....પ્રીતે૦

નવા-નવા એ નામે નહિ રાચે, રાચે જે આગુંના,
ભરમ ભાંગીને હુવા બ્રહ્મ ભેળા રે,નખસીખ પ્રગટયા નગીના....પ્રીતે૦

નૂરતે સૂરતે સોઇ નર ખેલે, બડાઇ દેખીને બીના,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં રે, રહો આઠે પહોર આધીના....પ્રીતે.

૧૪

ભજહીં મન લાલ લાલ ભજી લે ગોપાલ રે, ભજહીં. (ટેક)

દશમે દ્વારે રતન દીસે, મેરમ મનકી માલ રે,
પારખ વીનાં ખોટું પડે, બુદ્ધિ વડો ખ્યાલ રે....ભજહીં૦

માણેક મોતી રતન અમુલખ, હીરા ઝવેરીને લાલ રે,
રાઈ રેખા પર રતિનો મુડો, સાચું સોળે વાલ રે....ભજહીં૦

આશક બાજી જૂઠી જાણો, જૂઠું આળ જંજાળ રે,
ભજવું હોય તો આજ ભજી લે, કોણે દીઠી કાલ રે....ભજહીં૦

દાસી જીવણ ભીમ પ્રતાપે, કહું છું એમ કંગાલ રે,
સઇ કર્યા તેને શામળો વર્યા, નિશ્ચય પિયા ન્યાલ રે....ભજહીં૦

૧૫

ભલા ભલી પલ રેખો જાય પલ રે,
પ્રભુને ભજો પલ રે વે દૂજાને છોડી દે. (ટેક)

ચારે જુગોના સંત શબ્દ સંભળાવે,
તારી ઉંઠી કાં ગઇ અકલ રે... પ્રભુને૦

અલપ કેક તારો અંત નહિ પોંચે,
કાલે ઉતરી જાશે અસલ રે.... પ્રભુને૦

માન કહ્યું તુને સંત સમજાવે,
તારે હૈડે હોઇ ઘણી હલ રે.... પ્રભુને૦

વેદ કહે છે તમે જુવોને વિચારી,
એમાં ખોટું નથી એક તલ રે.... પ્રભુને૦

દાસી જીવણ સત ભીમકાં ચરણાં ઇ તો,
અનભે વાતું અવલ રે.... પ્રભુને૦

૧૬

ભૂલ્યા ભટકો છો બારે, મારા હંસલા, કેમ ઉતરશો પારે ?

જડી હળદળ ને હાટ જ માંડયું, વધી પડયો વેપારે,
સાવકાર થઇને ચડી ગિયો તું, માયાને એંકારે.... મારા૦

ભેખ લઇને ભગવાં પેર્યાં, ભાર ઉપાડયો ભારે,
ઇમાન વિનાનો ઉપાડી જાશે, લખચોરાશી લારે.... મારા૦

લોભાઇ રિયો ને નજર ન રાખી, શીદ ચડયો'તો શિકારે ?
માર્યો ન મગલો, માંસ ન ભરખ્યો, શું મોહ્યો સંસારે ?.... મારા૦

એંકાર મત કર આતમા, તું જોઇ લે મનને વિચારે,
દાસી જીવણ ભીમને ચરણે, પરગટ કહું પોકારે ...
મારા હંસલા, કેમ ઉતરશો પારે ?

૧૭

મનવા જોર દીવાના મેરા ભાઇ, પલમેં રંક રાજા હોઇ જાઇ,
અવળું બોત કરે અલુરાઇ.

ઘડી એક મન જોર કરી જાવે, ઘડી એક કરે ન કાંઇ,
ઘડી એક મન હુકમી હરાકું, પછી દોઉ દિસ દોડ્યું જાઇ.

ઘડી એક મન ચિતવણીમાં ચાલે, લિયે છત્રપતિની છાંઇ,
ઘડી એક મન ચાકડે ચડિયું, દવ ઘડી એક ઠામ ઠેરાઇ,

ઘડી એક મન દાવો કરે દિલમાં, પછે માલ હરામી ખાઇ,
માન વડાયું મોટપ મેલો, મનવા ખમતા કરી લ્યો એક સાંઇ.

દાસી જીવણ સત ભીમનાં ચરણાં, સમરી લ્યો એક સાંઇ,
મનવા જોર દીવાના મેરા ભાઇ.

૧૮

મળતો જાને મુને મળતો જાને,
મારી દેહીના દલાલી, હંસા રે મુને મળતો જાને.

હંસાની સંગતે મેં તો સાયરિયો સેવ્યો,
મોતીડાનો ચારો હવે ચરતો જાને. મારી૦

નવ નવ મહિના જેણે ઉદરમાં રાખ્યો,
માતપિતાની સેવા કરતો જાને. મારી૦

ધાઇ ધૂતીને ધન ભેળું રે કીધું,
જમણે હાથે પુન્ય કરતો જાને. મારી૦

દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
રામની સભાનો રસ પીતો જાને. મારી૦

મળીયે શામળીયાની સાથે રે સંગતું કરીયે સતગુરુ સાથે,
કૂડાની સંગતે કૂડા કેવાયીં, લાજું ગુમાવીયેં લઈ હાથે રે....(ટેક)

ચોર ને શાહુકાર ચાલ્યા સંગાથે, સમજ ચાલ્યા એક વાટે,
રેન પડી ત્યારે શાહુકાર સૂતો, ધન્ય ચોરાણું એની રીતે રે... સંગતું.

શાહુકાર કહે ભાઇ તેં ધન્ન ચોર્યું ને, બોલાવ્યો ત્યારે આવ્યો બાથે,
ગરથ ગુમાયો ને ઠબકો પાયો, શીદ ચાલ્યો એની સાથે રે....સંગતું.

બાદશાહે લઇ બિલ્લી પરમોદી, દીપક ધર્યો'તો એને માથે,
લવાની સંગતે મુસાને મોકલ્યો, દીપક બુઝાયો એક લાતે રે....સંગતું.

હંસને બગલે હોડ જ કીધા રે, ધારણ બાંધી નાવી ધાતે,
હંસાને સોચે રૂડો મોતીડુંનો ચારો, બગલો ભરાણો ભાંતે રે....સંગતું.

છીપને સમદર જનમ સંઘાતી જેનાં, મનડાં મોયાં છે એકાંતે,
ઉંડા સાયરીયાનો આહાર નહિ એને, નીર પિયે રે શ્વાંતે રે....સંગતું.

પાપ ધરમને જગડો લાગ્યો રે, વાત વખાણી વેદાંતે,
પાપ જાણે હું પરલે કરું, તાં ધરમે આણી દીધું ઘાંતે રે....સંગતું.

સંગત વિનાનું ચાલતું નથી રે, તાલી ન પડે એક હાથે,
દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં, સતગુરુજનમ સંગાથે રે....સંગતું.

૨૦

મારા દિલ દીવાના તું, લે-લે હરિના ગુણ ગાય,
આગુનાં બોલને તું સંભારી લે આતમા, શું રિયો રંગમાં લોભાઇ ?
આયાં રે આવીને બહુ સુખ પામ્યો, ત્યાં અદલ ધણી કેરી આઇ.-

માતા પિતાને મારા કટંબ કબીલા, બેની બાંધવ સુત ભાઇ,
અરધંગા તારી અળગી રે'શે એકલડો જીવ જાઈ.-

સેજ તળાયું ને અવલ ઓસીકાં, અંગ પર ઓઢત રજાઇ,
આ કાયાને કેદી મેલ ન ચડતો, ખૂબ કરીને ખેરાઇ.—

સાસ ઉસાસ દોઉ વસે તારા ઘટમાં, ઉનસેં કરી લે ઓળખાઇ,
એકવીસ હજાર દમ શિકાર ખેલી, રટ રટકે રંગ લાઇ.—

દમ કદમકા દોર પર રેણાં, અટળ અભંગ પદ પાઇ,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, સહુને કહું સમજાઈ.—

મારા દિલ દીવાના તું, લે-લે હરિના ગુણ ગાઇ.

## ૨૧

મારા રામ-રસડાની વાતું, સાધુ ભેદુ વીનાં કેને રે કહીયે ? (ટેક)
ભેદુ હોય તેને ભેદ જ દીજે, ઇ તો અગમનીગમની વાતું લહીયેં. સાધુ૦
ભેદુ ન હોય તેને ભેદ જો દીજે, ઈ તો હાથે લાજું ગુમાઇયેં....સાધુ૦
ઉંડા જળની આણું ન કરીયે, કાંઠડે બેસી જળ નાઇયે. સાધુ૦
ઉંચા ઝાડનો આસીંગો ન કરીયે, પડયાં વનફળ વીણી ખાઇયે....સાધુ૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, સમજી સમજીને રહીયેં....સાધુ૦

## ૨૨

મૂરખે રામભક્તિ નવ જાણી
તેરા દિલમાં દેખ દીવાની, જાને વેદ વિચારી વાણી. (ટેક)

સંગી તારે સંગે નહીં ચાલે, સગું કુટુંબ ધણિયાણી,
માલ-ખજીના મળ્યા નહીં મૂકયા, ધન થાશે ધૂડ-ધાણી....મૂરખે૦

જનમ ધરી જુગદીશ ન જપ્યા, કોક કરમની કાણી,
સ્વપ્ન-બુદ્ધિમાં નર સૂતો રે, પછેં દોહિલા લાગશે દાણી....મૂરખે૦

જનમ્યા ત્યાંથી મરણું જાણો, ઓઢી નશાં નિરવાણિ,
પછી લેશે તુને એક પલકમાં રે, પીવા નહિ દીયે પાણી....મૂરખે૦

હસ્તી ઘોડા સો પણ જાયગા, જાશે રૂપવંતી રાણી,
જાશે જગત હરિની ભકિત રેશે રે, નિરખે નામ નિશાણી....સૂરખે૦

ભણી ગણીને જે નર ભૂલ્યા, સાવ સીખ થીયા બાણી,
પ્રભુના નામની પ્રતીત ન આણી રે, જમરે બાંધ્યા લઇ તાણી....સૂરખે૦

સમરણ કરતો બહુ સુખ આવે, લેને મેરમજીને માણી,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં રે, તમે ભજો એઠ ઘાટાઆણી...સૂરખે૦

## ૨૩

રામ ભજન બિન નહિ નિસ્તારા, જાગ જાગ મન કયું સૂતા,
જાગત નગરી ચોર ન લૂંટે, બબ મારેગા જમદૂતા... (ટેક)

જપ કર તપ કર કોટી જગન કર, કાશી જઇ કરવત લેતા,
મૂવા પછી મુકિત નહિ પામે, અર હોય જોગી અબધૂતા....રામ૦

જોગી હોકર જટા વધારે, અંગ લગાવે વિભૂતા,
દમડી કારણ દેહી જલાવે, જોગી નહિ જગધૂતા....રામ૦

જાકી સૂરતા લગી ગગનમેં, કાળ ક્રોધ ગરદન દેતા,
અગર તખ્ત પર આશન વાળે, સો જોગી હે અબધૂતા....રામ૦

સૂતા સો ચોરાશી જાવે, જાગ્યા સો નર જગ જીત્યા,
દાસી જીવણ સત ભીમકા ચરણાં, અનભે ઓ ઘર જઇ પોત્યા....રામ૦

## ૨૪

રામ ભજવાની રીતું રે, પ્રભુ ભજવાની પ્રીતું રે, ઓધા મંદિર આવજો.

જોઇ–જોઇને ઓરીયે જાતું રે, બીબાં વિના ન પડે ભાતું રે,
ભાર ઝીલે ભીંતું રે, ઓધા મંદિર આવજો.

આવો તો વાલમ કરીએ વાતું, તમ વિના નથી રહેવાતું,
આવી મળ્યું છે એકાંતું, ઓધા મંદિર આવજો.

દાસી સાથે શેનો છે દાવો, મંદિર મારે કેમ ના'વે માવો,
આવડો શેનો અભાવો રે, ઓધા મંદિર આવજો.

દાસી જીવણની ભાંગી ભ્રાંતું, ભીમસાહેબે દીધી હાંહીતું,
ત્યારે વરસી'તી સુવા'તું રે, ઓધા મંદિર આવજો.

૨૫

રામને ભજી લે, સીતારામને ભજી લે,
રામ ભજ્યે તારાં કારજ સરે, અવિચળ પટો છે.

આ કળજુગની કૂડી માયા, સામળો સગો છે,
અંતવેળાનો એ ધણી, ભજ તો ભાંગે ભે.–રામને૦

ધરમના કામમાં ઢીલ ન કરવી, દેવું હોય તો દે,
પછે તારાં દૂર પરિયાણ, લે, બાવાજી, લે.–રામને૦

સંત બોલાવે ત્યાં ચાલતો નથી, કયે છે કામ છે,
માર પડે ત્યારે સોયં ચાલે, વેઠે ભાર વે.–રામને૦

બળ કરીને બોલતો પ્રાણી, મોટી હતી મે,
જમરે આવી ઝાલિયો ત્યારે, હારી દીધી હે.–રામને૦

હાલત ચાલત ઉઠત બેસત કૃષ્ણ કૃષ્ણ કે,
સાંજ સવેરા, ખરા બપોરા જે ગોવિંદા જે.–રામને૦

તું તારું તપાસી જોને, બાર કાં ભાળ બે,
દાસી જીવણ ભીમને ભજો, સબળ સારું છે,
રામને ભજી લે, સીતારામને ભજી લે.

૨૬

સમજ સમજ મન સોઈ નર ઘેલા, આવ્યો તારો વાયદો અડેકડે. (ટેક)
રામનામકી છડીયું ચાલે, સિંચાણા આસમાન ચડે,
પલમાં જીવને પકડી જાસે, જેમ તેતરમાં બાજ પડે.–સમજ૦

સોના સરખી રૂપા સરખી, પર નારીસે પ્રીત કરે,
એવાં દાણીગલ દિલમાં રાખે, અંતે જીવને આડાં ફરે.–સમજ૦

સતગુરુ કેરા શબ્દ ન માને, ધારણ વિના કેમ આવે ઘડે,
ઈ વાતું છે અગમ અગોચર, જુગટીયાને કેમ જડે.–સમજ૦

જગજીવનસે જગડો લાગ્યો, ભૂપ અનેરા જઈ ભડે,
દાસી જીવણ ભીમકા ચરણાં, પ્રભુ ભજે તો પાર પડે.–સમજ૦

૨૭

શાને માટે ભજતો નથી, સેજે સીતારામ. (ટેક)

આ રે કાયામાં શું છે, હાડકા ને ચામ,
તેમાં તું શું મોહિ રીયો, વીખીયાનું ઠામ....શાને૦

ધાઇ ધૂતી ભેળું કીધું, દાટી બેઠો દામ,
બાપ દાદા ચાલ્યા ગિયા, કેને ના'વ્યું કામ....શાને૦

આંયાં તારો હુકમ હાલે, પછે થાઇસ ગુલામ,
બાજીગરનો વાંદર સરજીસ, ભરીસ સલામ....શાને

પાપની તેં પાળું બાંધી, પુન્યનું નહિ નામ,
સંતોની સેવા ન કીધી, હૈયે રેસે હાંમ....શાને૦

હેતે પ્રીતે હરિને ભજો, અખંડ આઠો જામ,
દાસી જીવણ ભીમકા ચરણાં, નથી એક નામ....શાને૦

## ગુ રુ મ હિ મા

૧

અંજવાળું હવે અંજવાળું,
        ગુરુ, આજ તમ આવ્યે રે મારે અંજવાળું.
સતગુરુ શબ્દ જ્યારે શ્રવણે સુણાવ્યો,
        ભેટયા ભીમને ભાંગ્યું ભ્રમનું તાળું....ગુરુ૦

જ્ઞાન ગરીબી, સંતની સેવા,
પ્રેમભક્તિનો સંગ હવે પાળું… ગુરુ૦

ખીમ ને ભાણ રવિ રમતા રામા,
તેજ તત્વમાં, ગુરુ તમને ભાળું…ગુરુ૦

દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
અવર દૂજો ધણી નહીં ધારું… ગુરુ૦

૨

આ જીવ જાસે રે, તે તો તમે નશાંયે જાણો,
રૂદે રવિ ઉગે રે, મેલી દિયો તાણમ તાણો….(ટેક)
ભાણને તો ભલો ભેદ લાધ્યો, આસેં હતા લુહાણો,
જરા મરણનો જોખો મટિયો, આપે સાહેબ કે'વાણો,
જેની નશાં નાંખેરે, તેનો કેમ થડકે થાણો….આ જીવ૦

ખીમસાહેબને ખરી ખબર છે, આપે આપ ખોળાણો,
ત્રિકમસાહેબે તાર આણ્યો, ક્યાંઈ નથી રુંધાણો,
કુબુદ્ધિ સર્વે કાપી રે, આખર એક લખાણો….આ જીવ૦

રવિસાહેબ તો રંગભર ખેલ્યા, જેનો ઠીક નશાં ઠેરાણો,
ખરા સિપાઇ થઇને ખૂબ ખેલ્યા, પટો અસ્મર લખાણો,
જે કોઇ ભૂલ્યા રે, તેનો નથી થિર ને ઠેકાણો….આ જીવ૦

ભીમસાહેબ તો બ્રહ્મરસ ભોગી, જેને દૂજો નહિ દરસાણો,
ત્રિકમસાહેબ તનમાં રે પ્રગટ્યા તેને, અક્ષર એક ઓળખાણો,
સર્વાંતર સરખો રે, રૈયતને રંક રાણો….આ જીવ૦

પાપનો તો ઘડો ભરાણો, તેને કરી દીયો કાણો,
રાખણહારો રાખશે જેમ, આંધળુમાં ઓરાણો,
દાસી જીવણ કહે છે રે, ગુરુજી એમ ચરણે આણો… આ જીવ૦

૩

આવોને ગુરુજી મારા વેલેરા પધારો રે અનંહોહો હોજી રે,
મારી વારું રે કરો વિસ્તારી રે, આવોને ગુરુજી મારા રે....(ટેક)

ઋષિ માતંગને ઘેર પાટ મંડાણો રે, સંતોને વાયક દીધાં રે,
વાયક લઇને સંતો પાટે પધાર્યા રે, આવ્યા છે મુનિવર દેવા રે....આવો૦

રાવળ માલો જેદી ભ્રાંતે ભરાણો એને અંગડે ઓઢી'તી અંધારી રે,
હાડને ગુડના હુવા-બીજોરા અને ફૂલડાંની છાબું ભરાણી રે આવો૦

નિંભાડામાં જે દી બચ્ચાં ખડકાણા રે, બિલ્લી રૂવે નિંભાડા બારી રે,
શ્રીબાઇના તે દી બોલ સંભારી રે, તમે બચ્ચાં ઉગાર્યાં મોરારી રે. આવો૦

જૂનાગઢમાં નાગર નરસી કેવાણું એની હૂંડી હરિએ સ્વીકારી રે.
કુંવરબાઇનાં વાલે મામેરાં પૂર્યાં, તે દી વાલો બન્યા'તા વેપારી. આવો૦

કાલવા ભગત માથે કરૂણા કીધી તે દી મંદિર ફેરવ્યા'તા મોરારી રે,
દાસી જીવણ સંતો ભીમ કેરાં ચરણાં, મને દર્શન દિયારે દીદારી રે. આવો૦

૪

ગુરુના ગુણ ગાવતાં રે પ્રતીત, તુને લેતાં ન આવે પાર રે,
નેચે પરચે અહોનિશ રેવું, આપું તજીને એંકાર....(ટેક)

સાસ ઉસાસે સમ્રણ કરવું, વેલ ન કરવી વાર રે,
સતગુરુને જેણે સાહિબ જાણ્યા, પલમાં ઉતાર્યા પાર....ગુરુના૦

જનક વિદેશી ગુરુ શુકદેવ ચિન્યા, પાયા હરિના દીદાર રે,
ગુરુજીને પરચે ગુણીકા ઉધારી, નજરું કરીને નિહાર....ગુરુના૦

નારદની ચોરાશી છોડાવી, જેના ઢીમ્મર ગુરુ મચ્છીમાર રે,
રાજા અંબરીષનો શ્રાપ ટાળવા, ધરિયા દશ અવતાર....ગુરુના૦

આપું ખોજીને જો તારા આપમાં, જોજે દશમે દ્વાર રે,
ઝલમલ ઝલમલ જ્યોતિ ઝલકે, અધર ખેલ નરાધાર....ગુરુના૦

ગુરુ કરીને જેણે ગુરુજીને નિંદ્યા, તેને કેમ મળે કીરતાર રે,
ચોરાશી કરતાં પાર ન પાવે, માથે જમરાનો માર...ગુરુના૦

ગુરુ ગોવિંદ તમે એક કરી જાણો, તેમાં ફેર નથી રે લગાર રે,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, અધરમના રે આધાર... ગુરુના૦

૫

ગુરુની સેવાએ અલેપદ પામીએ, ગુરુ સેવા વર્ણવી ન જાય,
અનંત મહિમા ગુરુજી તણો, સતગુરુ સમરે કારજ થાય.

પ્રથમ પુરુષ ગુરુ પ્રગટિયા, વિલસીને કર્યો વિસ્તાર,
ઓર જગત સર્વે ગુરુની સ્થાપના, સત્ય ગુરુ સૌના સરદાર...ગુરુ૦

ગુફામાં બેસી મર સાધે ગોટકા પરચા પુરે બાવડપીર થઇ પુજાય,
દિગંબર થઇને બેલે દેશમાં, ગુરુ વિના મુક્તિ નવ થાય....ગુરુ૦

શબ્દ શીખીને કથે સાધના, કથે મર અગમ અપાર,
જપ તપ તીરથ કહે જોગનાં, ગુરુજી છે અધમના આધાર....ગુરુ૦

કર્તા—અકર્તાની ગમ કરે, અક્ષર રચીને સમાધિ ચડાય,
ઓહમ સોહમને નિરંજન જ્યોતિ, ગુરુ વિના ભોગ ન ભરાય....ગુરુ૦

તન મન ધન ગુરુને અરપીએ, આનંદ મંગલ સંત લેહ લાય,
ભીમ ભેટયાં ને ભાંગી ભ્રમણા, દાસી જીવણ તેરા ગુણ ગાય... ગુરુ૦

૬

તમે જાગો કુંવર અવિનાશી,
આ કાયા બની હે કાચી રે જી, (ટેક)
અષ્ટ કમળ ખટ શિખર ઉપર આપ વસે અવિનાશી,
ગુરુ આપ વસે અવિનાશી,
ગુરુ મિલે તો એ ગમ પાવે નીકર જાઇસ નિરાશી....તમે૦
અહીં ગંગાજી અહીં જમનાજી અહીં મથુરા કાશી,
ગુરુ અહીં મથુરાં કાશી.

પૂરા મિલે તો પરખાવે, આતમના અભ્યાસી....તમે૦
અનહદ વાજાં આ ઘર વાગે જાણે શબ્દના પ્યાસી,
ગુરુ જાણે શબ્દના પ્યાસી,
આહીંયાં આવે અહીં સમાવે, પ્રેમ જ્યોતિ પ્રકાશી....તમે૦
એકસે દોઇ દોઇસે તીન હે તીને તીન પિયાસી,
ગુરુ તીને તીન પિયાસી,
ભીમસાહેબે ભેદ બતાયા, બોલ્યા જીવણ દાસી....તમે૦

૭

નહિ જાવે રે નર નહિ જાવે,
જેણે સતગુરુ સંતોને સેવ્યા નર નહિ જાવે. (ટેક)
આવાગમનનું એને કાંઈ નથી અડતું,
સરપ કાંચરડી છોડી દૂજી લાવે....જેણે૦
પ્રેમના પિયાલા જેણે ભરી-ભરી પીધા,
અમૃત છોડી વિખ નહિ ખાવે....જેણે૦
તન મન ધન લઇ ગુરુજીને સોંપ્યાં,
દુબધ્યા છોડી રેવું નિરગુણ દાવે....જેણે૦
ભીમ ભેટયા સારાં ભવદુઃખ ભાંગ્યાં,
દોઇ કર જોડી દાસી જીવણ ગાવે....જેણે૦

૮

મારા ગુરુજીની બલિહારી, મેં સત્યનામ પર વારી. (ટેક)
વચન ભેદ મારા ગુરુએ બતાયો, જોયું તત્ત્વ વિચારી,
ગુરૂ વચન રહ્યો ઘટ ભીતર, ભેદ જડયો મુને ભારી....મારા૦
નેડો લાગ્યો મને નામ તણો, ભેદ ભરમનાં ભાંગી,
ભજ્યા દેવ સતગુરૂ સાહેબને, તનમાં તાલી લાગી....મારા૦

દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
થાકી વેળાનું મારે હરિ તો ઠામ છે....હો૦

૫

તાણીને પ્રીતું શીદ પ્રેડ, હે મારા શામ, તાણીને પ્રીતું....(ટેક)

ભાંગ્યાં છે પઈ ન ચાલે નિસરણી વાલા રે,
ઘર છૂટીને વેલા પ્રોડ રે પ્રોડ. મારા૦
આવું જાણ્યું હોય તો ન કરત નેડો વાલા રે,
નથી મારે ખેતીવાડી ખેડ રે ખેડ....મારા૦
એંસી કોરીમાં શું લોભાણો વાલા રે,
નથી જોતી મારે લાખ ક્રોડ રે ક્રોડ....મારા૦
અલપજીવ તારે આશરે આવ્યો, વાલા રે,
બેડીના બંધીવાળ છોડ રે છોડ....મારા૦
દાસી જીવણ સત ભીમકા ચરણાં વાલા રે,
નામના નેજા લઇ ખોડ રે ખોડ....મારા૦

૬

પડિયાં તમારાં કામ રે, શામળિયા, મારે પડિયાં....(ટેક)
લક્ષ્મીના વર તમે શું રે લોભાણા, વાલા,
દેવા સંતાને હવે દામ રે....શામળિયા૦
તાંજળામાં તમે નવે નિધિ કીધી, વાલા,
રાંકુંના નિવાજણ રામ રે....શામળિયા૦
તમ વિના અમે કેને જઇ કહયેં, વાલા,
નથી ઠેકાણું દૂજે ઠામ રે....શામળિયા૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, વાલા,
પૂરો મારા હેડાની હામ રે....શામળિયા૦

૭

મેં મસ્તાના મસ્તી ખેલું, મેં દીવાના દર્શનકા,
ખમિયા ખડગ હાથ લઈ ખેલું, જીત તણા અબ દઉં ડંકા....મેં૦
રા'અંગનમેં વાસ રોપાવું, ધીરપ ઢોલ બજાઉંગા,
તુરત સુરતકા નટવા ખેલે, અભય મોજ લઇ આવુંગા....મેં૦
પ્રીત પરવાના પટા પ્રેમકા, સંત ચરણરજ મેં રંકા,
કાળ ક્રોધ દુશ્મન કું ડરાવું, સત નામકા દઉં સંકા....મેં૦
ચરણું તણી ચોહટ લઈ ચાલું, હુકમ ગુરુકા હલાવુંગા,
રામનામકા અમલ પિલાવું, રસના નામ રટાવુંગા....મેં૦
બેઠા મોજ લેઉં બંદગીસે, કોટ વસાવું ગુરુ વંકા,
દાસી જીવણ સંત ભીમને ચરણે, મેં સિપાઇ મેરમકા....મેં૦

૮

રામને ભજી લે, સીતારામને ભજી લે,
રામ ભજ્યે તારાં કારજ સરે, અવિચળ પટો છે. (ટેક)
આ કળિયુગની કુડી માયા, રામબો સગો છે,
સંત વેળાનો એ ધણી, ભજ તો ભાંગે ભે ...રામને૦
ધર્મના કામમાં ઢીલ ન કરવી, દેવું હોય તે દે,
પછે તારાં દૂર પરિયાણ, લે બાવાજી લે....રામને૦
સંત બોલાવે ત્યાં ચાલતો નથી, કહે છે કામ છે,
માર પડે ત્યારે મોર ચાલે, વેઠે ભાર વે....રામને૦
બળ કરીને બોલતો પ્રાણી મોટી દીધી મેં,
જમરે આવી ઝાલિયો ત્યારે હારી દીધી હે .. રામને૦
હાલત ચાલત ઉઠત બેઠત કૃષ્ણ કૃષ્ણ કે,
સાંજ સવેરા ખરા બપોરા, જે ગોવિંદા જે .. રામને
તું તારું તપાસી જોને, બાર કાં ભાળ બે,
દાસી જીવણ ભીમને ભજો, સબળ સારું છે... રામને

૯

વહાલા રે સંતને જયજય સીતારામ,
હાં રે મારી હાલતી વેળાના રામે રામ,
હાં હાં રે મારા ગુરુને કહેજો પ્રણામ....વહાલા૦

કયાં થકી આવ્યા ને કયાં તમે જાશો ?
હાં રે તમે કયાં રે કરશો વિશ્રામ....વહાલા૦

સત્સંગ કરવો ભવસાગર તરવો,
હાં રે કાયા પડિયેલ પીપળ પાન....વહાલા૦

રુદિયામાં રાખું ને ઘડી ના વિસારું,
હાં રે મારે જુગના જીવન સાથે કામ....વહાલા૦

સત્સંગમાં એક હંસ બિરાજે,
હાં રે જીવને હોય રે આગળની ઓળખાણ....વહાલા૦

દાસી જીવણ સંતો ભીમ કેરે ચરણે,
હાંરે આપણે જાવું છે વૈકુંઠ ધામ....વહાલા૦

૧૦

શામળા મારી વેલેરી કરજે વાર, જમલો રચિયો છે આણીવાર. (ટેક)
ભામ લીધીને તૂટ પડી, એવી થઇ છે ભા કુંભાને જાણ રે,
કુંભોજી સિપાઇ મોકલે રે, ઓલા જીવણને તેડી લાવો રે....શામળા૦

સવાર પડશે ને રવિ ઉગશે, વળી લોકોમાં થાશે જાણ રે,
જીવણને પગે જડાશે બેડીયું એવી બાંધણ કરે છે મેઘવાળ ...શામળા૦

વાલા તુજ કારણ કુળ દાવો છોડીઓ રે, અમે છોડી કુળની લાજ રે,
પત રાખવા, પ્રભુજી, વેલા, પધારજો, તારે સીતાજી સરીખો છે સાથ.
....શામળા૦

કાં તો ખજાને તારે ખોટ પડી, કાં તો નિરધન થયો દીનોનાથ રે,
એંસી કોરીમાં શું રે લોભાણો....શામળા, મારે નથી જોતી લાખ
બે લાખ....શામળા૦

તુલશી શામનું ટાઢું કરવા, જઈ બેઠો બેટમાં રે.
જીવણ કહે જુગદીશને, તમે દીવાળીયાને ક્યાંય દીઠો....શામળા૦
શેઠ બનીને આવ્યો શામળો, આવ્યા કુંભાજીની કચેરી માંહી રે,
જીવણ ભગતે આપ્યો મુને બેટડો, મારે કરવી છે જીવણને ભેટ
શામળા૦

ભીમ ભેટયાને ભવ દુઃખ ભાંગીયા રે, દાસી જીવણ કરે છે પોકાર રે,
એંસી કોરીને બદલે વાલે આઠસો આપી, તે દી રિઝિયા
નંદકુમાર રે શામળા૦

૧૧

સેજે સાંયાજી, મારું દિલડું ન માટે દુબજાણું,
કહો રે ગુરુજી, મારું મનડું ન માને મમતાણું.
વાળી વાળી મનને હું તો વાડલે, પૂરું, વાલા!
પતળેલ જાય રે પરબારું....સેજે૦

ઘડી એક મન મારું કીડી ને કુંજર વાલા!
ઘડીક ઘોડે ને ઘડી પાણું....સેજે૦

તીરથ જઈને જાણે તપશા રે માંડું, વાલા!
પંચ ધૂણી પરજાળું....સેજે૦

કામ ને કાજ મુંને કાંઈ નવ સૂઝે, વાલા!
ખલક લાગે છે બધું ખારું....સેજે૦

હવે તો ગુરૂજી મારા ઓરડા ચણાવું, વાલા!
રૂડા રામને રિઝાવું....સેજે૦

દાસી જીવણ સંત ભીમ કેરાં ચરણાં, વાલા,
સરજ્યું હશે તો થાશે સારું....સેજે૦

હાટડીયે કેમ રહેવાશે, ભઇ, મારા રામની રજા નંઇ....(ટેક)

બેસવા સારુ હાટડી કીધી, હાટડી ખડી થઇ,
તેડાં આવ્યાં શ્રીરામનાં, ત્યારે હાટડી પડી રઇ....હાટડીયે૦

જમ જરાયલ ઢોલિયો બાંધ્યા, જરા મરણ નંઇ,
દશ મસ્તક ને વીશ ભુજાળો રાવણ ન શક્યો રઇ....હાટડીયે૦

ઉંચી મેડી અજબ ઝરૂખા સુખમાં રહ્યો સૂઇ,
જમરે આવી ઝાલિયો, પછે લાવ ન શક્યો લઇ....હાટડીયે૦

ધર્મના કામમાં ઢીલ ન કરવી, વેળા જાશે વઇ,
દાસી જીવણ સત ભીમ પ્રતાપે, નામની નોબત થઇ....હાટડીયે૦

## પ્રાર્થના

આજ જાણી હરિ અકળ લીલા તમારી....(ટેક)

નિંભાડામાં જે દી બચ્ચાં ખડકાણાં, તે દી મીટે ચડી'તી મંજારી,
ખબરે આવ્યા તમે બાવન મારા, તે દી અગનમાંથી ઉગારી....આજ૦

ચૌદ ચોકડીનું રાજ આપ્યું રે, આગે હતો રે એંકારી,
એક પલકમાં લંક પલટાવી, તે દી ભૂપતિ કર્યો ભિખારી....આજ૦

મીરાંબાઇ માથે જે દી રાણોજી રૂઠયા રે, ઝેરે ભરી'તી ઝારી,
કંઠડે આવતાં અમૃત કીધાં રે, મીઠાં કર્યાં મોરારી....આજ૦

કુંભો ગત છેતરવાને ચારણ આવ્યો રે, નાથે મંગાવેલ નારી,
ટાણે આવીને તમે ઉભા ત્રિકમજી, મંદિર મંદિર મોરારી....આજ૦

તરત ટેકો તમે દીધો, ત્રિકમજી, અધમ હતોને ઓધારી
દાસી જીવણ સત ભીમકા ચરણાં, વેરે વેરે બલિહારી....આજ૦

૨

આજ વેલા હારે આવો સંતોની વારે....(ટેક)
સાચવીને તમે સેવણ કીધી, ઇંડાં તમારે આધારે,
ગજ ચલાવી માથે ઘંટ જ વાગ્યો,
ભાંગ્યાં નોતાં તેને ભારે....આજ૦

રોહીદાસ માથે જે દી બ્રાહ્મણ રુઠયા,
અલકી સાંડી તેને બારે,
શાળીગ્રામને તમે ચલાવ્યા,
તે દી બોલ દીધા આવી બારે....આજ૦

ગરૂડે ચડીને જે દી ગોવિંદ પધાર્યા,
વાલો નરશૈયાની વારે,
ત્રિકમજી તમે કુંવર કેવાણા,
જે દી અજમલ ઘેર અવતારે....આજ૦

અધર્મી સજનાને તમે ઉધાર્યો,
લીધો સંતોની લારે,
કોલવા માથે જે દી કરુણા કીધી તે દી,
મંદિર ફેર્યાં મોરારે....આજ૦

રાણી રૂપાંદે જે દી પાટ પધાર્યાં,
જામો રચ્યો' તો જયારે,
સુવર્ણ–ફૂલડે છાબ ભરાણી તે દી,
કાન દીધેલ કીરતારે....આજ૦

તમ વિનાનું અમે નથી રેવાતું,
જેમ મીન તલખે જલ બારે,
તેની ખબરું તમે લેજો ત્રિકમજી,
નાખી ન દેશો નોધારે....આજ૦

અધમ-ઓધારણ આશરો તારો,
હરિ રાખોને હારે.
દાસી જીવણ સત ભીમકા ચરણાં,
દરશન દિયો દીદારે....આજ૦

૩

નીકર બીજો કોણ જંપે તારો જાપ, બાવન તારા બાનાની પત રાખ....(ટેક)

મહેતા નરશીને રજા મંડલિક મારે, જુવે નાગરી નાત,
ત્રિકમજી તેને ટાણે પધાર્યા, હાર આપ્યો હાથોહાથ....બાવન૦

દુર્યોધન દ્રૌપદીને દુવે, લોપે એની લાજ,
આપે વાલો પોતે પધાર્યા, ચીર પૂર્યાં રે મહારાજ....બાવન૦

ખાંડું લઈને વડા ક્ષત્રી તેં, રોળ્યું રાવણનું રાજ,
વિભીષણને લંકા દીધી, મહેર કરી મહારાજ....બાવન૦

નરસિંહ રૂપ ધર્યું મારે વાલે, દીધો સમરતાં સાદ,
હરણાકંસને હાથે હણીયો, ઉગાર્યો પ્રહ્લાદ....બાવન૦

દાસી જીવણ સત ભીમનાં ચરણાં, છો આતમના ઓધાર,
કોલવાને માથે કરુણા કીધી, દેવળ ફેરવી દીધા દીદાર....બાવન૦

૪

ભજન ધૂન ખૂબ લાગી હોજી રે,
પરમ ગુરુ હરિ મારા રુદિયા માંહી રે,
બોલો ગોવિંદા ધૂન ખૂબ લાગી હોજી રે,
પરમ ગુરુ હરિ મારા રુદિયા માંહી રે જી,
લગી લગી સબ કોઈ કહેવે, લગી કીસીકું નહિ રે જી,
સંત પુરુષકું એસી લગી રે....ભાઇ....(૨)
તનકી શુદ્ધ બિસરાઈ-પરમ ગુરુ હરિ મારા....ભજન૦

ધ્રૂવકું લાગી, પ્રહલાદકું લાગી, લગી અધમ ગુણકાઇ રે જી,
બાઇ મીરાં કું એસી લગી રે ભાઇ (૨)
છોડયાં રાજપાટ સુખદાઇ—પરમ ગુરુ હરિ....મારા૦
રામકું લાગી, લક્ષમણકું લાગી, લાગી સીતા માઈ રે જી,
હનુમાન જતિકું એસી લગી રે, ભાઈ....(૨)
કૂદ પડે જગ માંહી—પરમ ગુરુ હરિ મારા૦
જતિકું લગી, સતીકું લાગી, લાગી ઈ સહસ્ત્ર અઠયાસી રે જી,
વ્રજ વનિતાકું એસી લગી રે ભાઇ....(૨)
તનકી શુદ્ધ બુદ્ધ નાહીં,—પરમ ગુરુ હરિ મારા૦
ભૂપ ભરથરીકું એસી લગી, છોડયાં રાજપાટ સુખદાઇ રે જી,
સોળસે ત્યજી રાજા ગોપીચંદે રે ભાઇ....(૨)
વૈરાગ્યને જાઉં વારી – પરમ ગુરુ હરિ મારા૦
ધનો, પીપો, રોહિદાસ, કૂબો, લગી સેનવા નાઇ રે જી,
દાસી જીવણ સંતો ભીમકે ચરણે....(૨)
આપે મેલ્યા ગોસાંઈ – પરમ ગુરુ હરિ મારા૦

૫

મંદિર પધારો મોરાર રે, હવે કેમ ના'વો....મારે મંદિર. (ટેક)
વારે વારે તમને કેટલું કઇયે, વાલા,
હૈડે માની છે અમે હાર રે....હવે૦
બૂડતાં ગુરુજી બાંયડી ગ્રહજો, વાલા,
નાખી દેશો માં નોધારે રે....હવે૦
દ્રૌપદીનાં ચીર જ પૂર્યાં, વાલા,
આપ્યો નરસૈંયાને હાર રે....હવે૦
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, વાલા,
ભજે તો તમારે શિર ભાર રે....હવે૦

૬

રામનો રે રામનો રામૈયાના નામનો,
અમને ઓળો છે સીતારામનો. (ટેક)

કોઇને ઓળો વાલા સગાં કુટમનો,
કોઇને ઓળો ગઢ ગામનો....અમને૦

ઉડતાં પંખીડાં, વાલા, તમને ભજે છે,
સાચો દાણો તારા નામનો....અમને૦

રાવણ મારી વિભીષણ થાપ્યો,
ગઢડો સોંપ્યો છે લંકા ગામનો....અમને૦

દાસી જીવણ સંતો ભીમનાં ચરણાં,
ચરણો લીધો છે સાચા શામનો....અમને૦

૭

વાલા મારા, પહેલી પ્રીત ધ્રૂવે કીધી,
જેને અવિચળ પદવી દીધી રે,
વાલો સાચનો સંગાથી, જૂઠનો નથી બેલી રે....જી.

વાલા મારા, બડ બોલાવી વાચા લીધી,
બ્રહ્મંડ ગયા પછી વીંધી રે,
વાલો સાચનો સંગાથી, જૂઠનો નથી બેલી રે....જી.

વાલા મારા, ભાવે વિદુર ઘર ભાજી ખાધી,
અધનામે ગનકા સીધી રે....વાલો૦

વાલા મારા જળમાં ગજરાજે ધા દીધી,
તેની તરત ખબરું લીધી રે....વાલો૦

વાલા મારા, તું વનરાવનનો વાસી,
એમ બોલ્યા જીવણ દાસી રે,
વાલો મારો સાચનો સંગાથી,
જૂઠનો નથી બેલી રે....વાલો૦

## અકળ કળા

### ૧

ગોવિંદ કી ગતિ ન્યારી રે, કળ્યારાં કેના નાવે ગોવિંદ....(ટેક)

દોનું હાથવાલે કયા જાણે દિલકી,
હાથ હે જિનકું હજારી રે... કળ્યામાં૦

માનવ જાણે મેં રે કરત હૂં,
કરનહારો કિરતારી રે....કળ્યામાં૦

અકળ કળા તારી અપરંપારી,
ધન્ય ધન્ય તુને છત્રધારી રે....કળ્યામાં૦

દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
ગુલામ દાસી હું તારી રે....કળ્યામાં૦

### ૨

સાચાં તેરી કરામત જાણી, તેરી અકળ કળા ન સમજાણી. (ટેક)

એક પલકમાં પેદા કર્યાં, તમે પૃથ્વી પવન ને પાણી,
બહુનામી તારું બીજું ભારે, અનભે રમત આણી ...સાચાં૦

એક બેરો એક બોબડો, એક દેવો છે દાણી,
એકના શિર પર ચમર ઢળત હે, દૂજો ભરે છે પાણી....સાચાં૦

રાજ લઇ રાવણને સોંપ્યું, જરા જોબન નવ આણી,
એક પલમાં લંકા પલટાવી, કરી કેવાની કાણી....સાચાં૦

શ્રુતિ દઇને વેદ સુનાવે, વચન બોલાવે વાણી,
ભકતોમાં તમે ભેળા વસો છો, આંઇ કેમ બેઠા તાણી....સાચાં૦

ઉંચનીચમાં તમે શું જાણો, આદિ કળા ઓળખાણી,
દાસી જીવણ ભીમને ચરણે, તમારી પ્રીત બંધાણી....સાચાં૦

## પ્યાલો

### ૧

પ્યાલો મેં પીધેલ છે ભરપૂર, દયા કરીને દીધો પ્રેમરસ પીધો,
નેનુંમેં આયા નૂર, પ્યાલો મેં પીધેલ છે ભરપૂર....(ટેક)

નૂરત સૂરતની સાન ઠેરાણી રે, બાજત ગગનામેં તૂર,
રોમે રોમે રંગ લાગી રિયો' તો, નખસીખ પ્રગટયા નૂર....પ્યાલો૦

સ્થાવર જંગમ જળ સ્થળ ભરિયો રે, ઘટમાં ચંદાને સૂર,
ઘટોઘટ માંહી રાસ રમતા બિરાજે, દીલ હીણાથી રીયા દૂર....પ્યાલો૦

ભાવે પ્રીતે જેને નર ભેટીયા રે, વરસત નિરમળ નૂર,
જે સમજયા સતગુરુની સાનમાં, ભર્યા રિયા ભરપૂર....પ્યાલો૦

ભીમ ભેટયાને મારી લે સરવે ભાંગી રે, હરદમ હાલ હજૂર,
દાસી જીવણ સત ભીમનાં ચરણાં, આયો તેને ચકનાચૂર....પ્યાલો૦

## બંગલા

### ૧

બંગલા બેશ બન્યા હદ લેશ, વામેં સાહેબજી બોલે....(ટેક)

પાંચ તત્ત્વકી ઈંટ બનાઇ, તીન ગુનકા ગારા,
પચીસ પ્રકારકી પુરણી પુરાઇ, રેને વાલા ન્યારા....બંગલા૦

આ કાયામાં દશ દરવાજા, બીચ પવનકા થંભા,
આવત જાવત કછુ ન દેખ્યા, મોટી બડા અચંભા....બંગલા૦

ઈંગલા પિંગલા સુખમન નારી, તીનું તાર મિલાયા,
નૂરતેં સૂરતેં ગાવન લાગી, રાગ છતીસે લાયા....બંગલા૦

પૂરા ગુરુ પુરુષોત્તમ મળીઆ, ભીમે ભેદ બતાયા,
દાસી જીવણ કે ભીમનાં ચરણાં, ખોજ ખબર કર પાયા....બંગલા૦

## માયા

કોણે ત્યાગી માયા કોણે ત્યાગી,
આવી ફૂલ ફકીરી માયા કોણે ત્યાગી....(ટેક)

ધોઇ ધૂતીને ભેળું રે કીધું,
નાખે જોળીમાં હાલે ખાતા માગી....આવી૦

જોગી જતી ને તપસી સન્યાસી,
સોઇ તો રહ્યા છે માયામાં લાગી....આવી૦

પ્રેમના પ્યાલા જેણે ભરી ભરી પીધા,
રામ રટણમાં એ તો રહ્યા છે લાગી ...આવી૦

દાસી જીવણ સત ભીમનાં ચરણાં,
અજર અમર વર લીધા માગી....આવી૦

## રામદેવ – વાણી – સાવળ

ધન્ય કુંવર રામદે મેં તો ચરણાગત આયો,
બાપજી ભલો તે પરચો પાયો....ધન્ય....ટેક

ધન્ય તુવરાં ઘેર તિલક લાયો, ધન્ય અજમલરો જાયો,
ભલો તે પરચો પિંગલે પાયો, જુગતે દૂધ જમાયો....ધન્ય૦

મક્કા મદીના દાવલ દરિયા, કાશબ કળા કીલાયો,
પીર હિંદવાનો પરચો લેવા, ઓહી ઓલિયા આયો....ધન્ય૦

રિદ્ધિ નીપાઇ રામ રાજુડી, બાજુ કર બોલાયો,
ફીર ઓલિયા યું કર બોલ્યા, લાખ પતર નહિ લાયો....ધન્ય૦

અધર ધોતિયાં આભ ઉપરે, સોઇ રામ સૂકાયો,
આપે ઇચ્છા ધરી મન માંહી, ગેબે પતર મગાયો....ધન્ય૦

ધન્ય ધન્ય પીરજી પરચા તમારા, આપ દીદારેં આયો,
ઉઠી ઔલિયા ચલ્યા પછમ પર, મેર રાખો પીર માયો....ધન્ય૦

પીર ચોપાટે રમે સોગઠે, સામ સામે દો ભાયો,
સ્નેહ હતો તીરે શાહુકાર સાથે, સહેજે જાજ ચલાયો....ધન્ય૦

એડી ખાતરી ગમ નહિ સુજને, તું અકળ કળા લઇ આયો,
દાસી જીવણ સત ભીમ કેરાં ચરણાં, પીરાં તણો ગુણ ગાયો....ધન્ય૦

## દાસી જીવણનાં અન્ય પદો

### ૧

રહી જાવ હંસા રહી જાવ પવના, રહી આજુની રાતડિયા,
તારા રે દિલની વણજ વિનંતી, કરી લે હંસા વાતડિયા,
બાંધી કમરને ચાલ્યો રે હંસો, કાયા નગર તરછોડી,
એક સંસારના હુવા સંગાથી, આવો રે આપણ દો જોડી,
સંસારનગરીમાં સુંદરી રે રોવે, અમે રે અબળા ટળવળિયા,
ખાયા પિવા ને લાડ લડાવ્યા, ઝાઝા જતન કરી જાળવિયા,
વાલા મારે મોકલ્યા વિચારીને કેની રે સાથે ભળીયા,
રાખો રખોલિયા ટાંપો પાણતીયો, ઉજ્જડ કરી ચાલ્યો ગામડિયા
દાસી જીવણ ગુરુ ભીમને ચરણે, ફેર વસાવ્યા ગામડિયા.

### ૨

સાયાંજીને મળવાને હાલો જાયેં શુનમાં (૨)
સર્વે સાહેલીઓના પહેરી લેને ભગવો ભેખ
સાયાજીને કેજો રે એટલી મારી વિનંતી
પિયુને કેજો રે દાસી તણો સંદેશ રે હાં....સાયાંજી૦

વીતી હોય એ જાણે, પરવીતી શું જાણે પ્રીત,
કુંવારી શું જાણે પિયુ રે તણો વિયોગ રે....સાયાંજી૦

જાઇને કેજો રે દાસી તણો રે સંદેશ,
દાસી છઉં તમારી દર્શન કારણ દુબળી
આ દાસીને દર્શન દોને હંમેશ રે હાં....સાયાંજી૦

ભીમ ગુરુ ચરણે દાસી જીવણ બોલ્યા,
દેજો અમને સંતચરણોમાં વાસ રે....સાયાંજી૦

મત કર દિલ પતિયારો, દિવાની કાયા....મત કર૦
પૂર્વ દિશાથી આવ્યો એક હંસલો, ને ઘર ઘર ફરે કુંવારો રે જી (૨)

ઇ રે હંસલાને મેં ભૂખ્યો ન રાખ્યો, ભાઇ (૨)
ઘર ખવરાવી દિયો સારો, દિવાની કાયા (૨) મત કર૦
અદકું લાવ્યો, ઉછીતું લાવ્યો ને ઘર-ઘર ફિયો ઉધારો રે જી (૨)

ઇ રે હંસલાને મેં ઘણો સંતોષ્યો ભાઈ (૨)
ઘર ખવરાવી દિયો સારો, દિવાની કાયા (૨) મત કર૦
કાયા કહે મેં સદા સોહાગણ, એ છે પિયુજી હમારો રે જી (૨)

તુજ સરીખી મેં ઘણી મેળવી, ભાઈ (૨)
ન જોઇ રાત કે દહાડો, દિવાની કાયા (૨) મત કર૦
કાયા કહે મેં ઠગ જ પકડયો ને, એ છે બડો ઠગારો રે જી (૨)

તુજ સરીખી મેં સૂતી જ મેલી, ભાઈ (૨)
રમી ગયો પિયુજી પ્યારો, દિવાની કાયા (૨) મત કર૦
ઉઠ ગયો કાયાકો કારીગર, બંધ ભયો લલકારો રે જી (૨)

દાસી જીવણ સંતો ભીમકે ચરણે, ભાઈ (૨)
હરિ ભજીને ગુણ ગાયો, દિવાની કાયા (૨) મત કર૦

## સાખીઓ

વણ અક્ષરે અક્ષર લખ્યા, વણ લીયેલી,
જીવણને ભીમ ભેટયા, રાતમાંથી થયો દી.-૧
નાનક સખી સાન લખી, પ્રેમી સાથે પ્રણામ,
જઈ દેજો જીવણદાસીને, ઘોઘાવદર ગામ.-૨
જીવણ જગમાં જાગિયા, થયા નરમાંથી નાર,
દાસીપણું દર્શાવ્યું, રાધિકાનો અવતાર.-૩

ભીમસાહિબ વસ્યા આમરણમાં, એકલશંગીનો અવતાર,
જ્ઞાતિ ગરવા તણી, તમો અધમ–ઓધારણહાર.–૪

જીવણ જ્યોતું જાગિયું, ભીમ પ્રગટયા ભાણ,
દાફડા ઘેર હુવો દીવો, જીવણ પંડે જાણ.–૫

જીવણ જીવણ જગ કહે, જીવણ હંસા પરાણ,
નિરખતાં નૈણાં ઠરે, સતગુરાંની આણ.–૬

દિન આંબલીએ દાયરા, કાસીરા ઠણકા થાય,
તણ પાદશાહી જગા તણા, જીવણ મોહોલ જમાય.–૭

આંબલી તું અણોસરી, તુંને કહું વનરાય,
આ જગમાં જીવણ સમો, મેમાન મળશે નાંય.–૮

રાજા પરજા રાળ કર્યા, આરબને અહરાણ,
ડહાપણ અમે શું દાખીયે, જીવણ પંડે જાણ.–૯

કોડો નર ભકિત કરે, કેહવાસે કઈ,
જગમાંહિ જીવણ તણું, નખતર આવે નંઈ.–૧૦

## ૯: અક્કલદાસની વાણી

૧

ગુરુ બાલકના વચનને પૂજે, દિલની વાતો દેને દઈ દૂજે,
પ્રેમી મળે તો પ્રેમને પૂજે, સાચવાળાને આ માર્ગ સૂજે.

અવિનાશીની જેને સાધના આવે, લાભ લક્ષ્મી ઘેર બેઠાં આવે,
ભક્તિ કરે પ્રેમને ભાવે રે, તો નામ વાળાને કદી તૂટો નાવે.

જુગના જીવનને હું તો હાલું જોતી, જોયા પુસ્તક પાનાં પોથી,
મરજીવે નર લીધા મોતી, આસ કાયામાંથી ગુરુ લીધા ગોતી.

તેત્રીસ માયલો જીવ નહીં દૂટે, કડિયાં જ્ઞાન કાલાં મર ફૂટે,
સંત સેવે તો ચોરાશી છૂટે, ખરા સેવક નહીં ખૂટે.

ગુરુના વચને મને પ્રેમ વ્યાપ્યો, તેજ ધૂણીનો તારો સેવક તાર્યો,
અમર બોલ મારા ગુરુજીએ આપ્યો, થાનમાં દુવારો થાપ્યો.
રામ નામની થઇ છે આનંદ લીલા, મળ્યા સંત મારે નિત્યના મેળા,
સિદ્ધા અકકલદાસ થયા ચેલા, તો સતગુરુ ભીમ વચને રે'જો ભેળા.

૨

ત્રિકમસાહેબને તીરે, વૃક્ષ સૂળનો વધતો વેલો રે,
ઉલટ આણી અંગમાં વસ્યા, દયા કરી દિલમાં વસ્યા,
ત્રિવેણીને રિયે છે તીરે, ખરેખરો ભેખસે ખેલ,
ફળ અમૃત કોકને મળે, સાયર સંત કદીના છલે,
જીત અજીત અખંડ જોગી, બીજા ભેદ વિનાં ભલે ભજે,
ગગનમંડલમાં રહે ગેબી, વહાં હોઠ જીભ્યા નહીં હલે,
દાસી અકકલ ભીમ ત્રિકમ દેખ્યા, પિયુજીને વળગીયે પલે.

૩

મારા રામ પ્રાણિયા રે, મારા પ્રેમ પ્રાણિયા રે, તારો શેઠ નગરમાં છે,
તારો ભવસાગરમાં છે, મારા પ્રેમી પ્રાણિયા રે, તારો ધણી નગરમાં છે,
દશ દરવાજે હાટ હવેલી, ધરું દિપક માંય દરિયા,
નવસો નવાણું નહિં નાળવાં, દિલ ભીતરમાંય દરિયો,
દશ દરવાજા, લાખો ખડકી, પચાસ કરોડ માંય પ્રેમી રે,
અરબત પરબત વસે અવેલિયો, લાખુ છે માંય નીમાચારી રે,
અઢારભાર વનસ્પતિ મોરી, દાડમ લીંબુ એમાં લટકે,
ચંદ્રમાંથી તેજ અપાયા, જળહળ હીરલા જળકે,
તેંત્રીસ કરોડની દેવ કંસારી, સોળ પુરૂપ માંય સાચા રે,
અનહદ હંસો માંય તાલ મિલાવે, નવસો પાતર નાચે રે,
હાથ ગાંધીને હીરલો લાધ્યો, મહાજન મનમાં મોથાં રે,
પારખનારાં રતન પારખું, જોનારાને જડશે રે,
માલ ધન ને ખૂટે મૂડી, વીરા વિપત નહીં વરસે છે,
સિદ્ધા અકકલદાસ ભીમને ચરણે, મથનારાને મળશે રે.

## ૧૦ : કરમણ ભગતની વાણી

૧

ભીતર સતગુરુ મળિયા, બેની ! મુંને ભીતર સતગુરુ મળિયા રે,
વરતાણી આનંદ લીલા : મારી બાયું રે....

કોટિક ભાણુ ઉગિયા દિલ ભીતર, ભોમ સઘળી ભાળી,
સૂન-મંડળમાં મારો શ્યામ બિરાજે,
ત્રિકોટીમેં લાગી મુંને તાળી : મારી બાયું રે....

બેની ! મુંને ભીતર સતગુરુ મળિયા રે,
ઘડીઘડીનાં ઘડિયાળાં વાગે, છત્રીશે રાગ શીની,
ઝળકત મોલને ઝરૂખે જાળીઆં,
ઝાલર વાગી ઝીણીઝીણી : મારી બાયું રે....

પ્રેમ પૂતળી સિંગાસણ શોભતી, નેણે નિરખી-નિરખી,
અંગનાં ઓશિકાં ને પ્રેમનાં પાથરણાં,
ગુરૂજીને દેખી હું તો હરખી : મારી બાયું રે....

બાવન બજારૂં ચોરાશી ચોવટા, કંચનના મોલ કીના,
ઇ મોલમાં મારો સતગુરુ બિરાજે,
દોય કર આસન દીના : મારી બાયું રે....

સતનામનો સંતાર લીધો, અને ગુણ તખત પર ગાયો,
મોરાર ચરણે કરમણ બોલ્યા,
ગુરુજીએ ગુપત પિયાલો અમને પાયો : મારી બાયું રે....

૨

નાઇ ધોઇને કરે અસ્નાના, માયલાનો મેલ તારો નઇ આવે,
ધ્યાન વિનાનો ધૂન મચાવે, ત્યાં સાહેબ મારો નઇ આવે,
વૈષ્ણવ થઇ વિવેક ન જાણે, નિત ઉઠીને નાવા જાવે,

નટવા હોકર નાચ નચાવે, ત્યાં સાહેબ મારો નઇ આવે,
જોગી હોકર જટા વધારે, કામ ક્રોધ બાવો બહુ લાવે,
ભભૂતી લગાવી ભવ હારે, ત્યાં સાહેબ મારો નઇ આવે,
ભમ્મર ગુફામેં સાધે ગોઢકો, વીર વિદ્યા બાવો બહુ લાવે,
સમાધિ ભાવે કરે સાધના, ત્યાં સાહેબ મારો નઇ આવે,
ધન માલનો કરે ઢગલો, તે પણ તારી સાથે નઇ આવે,
કરમણને ગુરુ મોરાર મળિયા, ગરીબ થઇ ગુરુ ગુણ ગાવે.

## ૧૧ : દાસ વાઘા ભગતની વાણી

### ૧

માઇલા શહેરમાં સંધુર નોબત વાગી, મનવા જોને જાગી,
પ્રેમ ચરણ પદ પામી, અજબ વાત છે નથી કાંઇ નાની,
પુર્વેની ખેડ હશે તેને મળશે, મનવા જોને તું જાગી,
ઓહંગ સોહંગ ધર તેને તાગી, ત્રિવેણીમાં ઝીલમિલ જ્યોતિ જાગી,
નુરતે સુરતે તું નિરખ લેને જોગી, મનવા જોને જાગી,
ગગનમંડલમેં ખેલે કોઇ નર જ્ઞાનિ, ત્યાં ધ્યાન ધરી લે તું ધ્યાની રે,
દષ્ટિમાં ધૂન ઇ તો નહીં રહે છાની, રે મનવા જોને તું જાગી,
સંતચરણ ગુરુ હોય જ્ઞાની, એ પદ મનવા લે ને માની,
દાસ વાઘો રે ગુરુ પ્રેમ કેરી બાની રે, મનવા જોને તું જાગી.

### ૨

ચૂંદડીએ મન મોહ્યાં સખી, અમરવરની ચૂંદડી,
ચૂંદડી ઓઢે તેને આવાગમન નવ હોય સખી,
પહેલા જુગમાં પ્રહ્લાદનાં મન મોહ્યાં, સખી,
પાંચ કરોડે સાહેલી મળી, આનંદમંગળ ગાય સખી,

બીજા જુગમાં હરિશ્ચંદ્રનાં મન મોહ્યાં, સખી,
સાત કરોડે સાહેલી મળી, આનંદમંગળ ગાય સખી,
ત્રીજા જુગમાં યુધિષ્ઠિરનાં મન મોહ્યાં, સખી,
નવ કરોડે સાહેલી મળી, આનંદમંગળ ગાય સખી,
ચોથા જુગમાં બળીરાજાનાં મન મોહ્યાં, સખી,
બાર કરોડે સાહેલી મળી, આનંદમંગળ ગાય સખી,
દાસ વાઘાને ગુરુ પ્રેમ મળ્યા, ઓઢાડી પ્રેમની ચૂંદડી,
ચૂંદડીએ મન મોહ્યાં, સખી, અમરવરની ચૂંદડી.

૩

સતગુરુ બીજક વાવિયાં, ભાવે ક્યારો પવાય,
અનામે છોડ ઉભો થયો, પ્રેમે એની ડાળું કોળાય,
દયા તણાં ફૂલ લાગિયાં, ધર્મે જીંડવું કહેવાય,
રેણી–કરણી રૂ ઉપજ્યાં, નુરતે–સુરતે કંતાય,
ત્રણે દેવ તાણો તણ્યો, કબીર હાથેં વણાય,
નામદેવે ભાત પાડી, આ અમુલખ ચૂંદડી કહેવાય,
અખંડ વરની ચૂંદડી, ઓઢે અમર થાય,
દાસ વાઘાની વિનંતી, સાગર પ્રેમતણાં ગુણ ગાય.

૪

મુને વાત જડી એક નામી, પ્રેમ મળ્યા જ્યારે સ્વામી–ટેક.
મીસરી વેરાણી મેદાનમાં ઇ કડી કેરે મુખમાં સામી,
તેની સુગંધ લઇ શ્વાન સો ચાટે, એના મુખમાં આવી વાની.
વસે વાત એ ચૌદ લોકમાં, નિસાણ ધરે ઠેરાણી,
ઇ રે વાત પરીવરી આ પિંડમાં, તેમાં હું થઇ છું દીવાની.
નેજા પકડયા નામના, ઇ પાછી ન ભરે પાની રે,
કુડની કમાઇ પાર નહીં પોંચે, સાચની લખો પરવાની.

પુરવના નર ચેતજો, એમ કહે સતગુરુની બાની,
દાસ વાઘો સાગર પ્રેમને ચરણે વિરલે વાત માની.

૫

મારે દિલે આનંદ બહુ આયા, ગુરુ બૂડતાંની બાંય જાલો.
નાભિકમલ એ સુરતા ચાલી, ગગન પવન ચલાયા રે,
ઇંગલા પિંગલા સુખમણાં સાધી, ત્રિવેણી તાર મિલાયા રે,
નુર તખત પર નામ નિરંતર, પ્રેમે ભેદ બતાયાજી,
મેરૂ શિખર પર મનવો ચડયો, દેવ તિયાં દર્શાયાજી,
ભીમ, જીવણ, ત્રિકમ સાહેબ, પ્રેમ તિયાં પરખાયાજી,
સતગુરુએ મુને ચરણુમાં રાખ્યો, મનવા એક ઘર આયાજી,
દાસ વાઘો સાગર પ્રેમ કેરાં ચરણાં, પુરણ પદવી પાયાજી.

## ૧૨ : બાળકસાહેબની વાણી

૧

સરસ્વતી માત સમરૂં મા શારદા, પાય રે લાગું ગરવા ગુણપતિ,
કુંવરબાઇનાં વાલે મામેરાં પૂર્યાં, મહેતા રે નરસિંહને ગાંઠે મૂડી નોતી,
નાથ નુરિજન તેરા ઘર અકળ હે, માંડ કરીને નર પહોંચ્યા મથી મથી..

ઓંકાર થકી તને અવતાર આવ્યો છે, પાંખું પણ ઉડી શકયો નહીં,
રાતને દિવસ હાલે પોકારતો, જરા મરણુની તને ખબર નથી.–નાથ.

ધ્રુવ, પ્રહલાદની સુરતા છે સાચી, ગુનકા હતી ત્યાં થઈ સતી,
મીરાં, તોરલ ને રાણી રૂપાંદે, ત્રણની ભકિત નેશળ હતી.–નાથ.

પાણીની માથે વાલે પાજ તો માંડી, જગડો જીતવા હાલ્યો હનમો જતિ,
રીંછને ભેળા રામને લક્ષ્મણ જતિ, વાળો લાવ્યા તમે સીતા સતિ.–નાથ.

ગુરુ મળ્યા મને ગુપત ગેબી, આગળ તણી ઓળખાણ હતી,
નથુરામ ચરણે બોલ્યા બાળકસાહેબ, રામના ભજન વિના મુકિત નથી,
નાથ નુરિજન તેરા ઘર અકળ હે, માંડ કરીને નર પહોંચ્યા મથી મથી....

ઉપર્યુક્ત પદ નીચે પ્રમાણે પણ સાંભળવા મળે છે.

નાથ રે નિરંજાન તેરા ઘર તો અકળ છે, તેમાં માંડ રે પહોંચ્યા,
નર મથી–મથી રે, નાથ રે નિરંજન તેરા ઘર તો અકળ છે–ટેક.

સરસ્વતી માતા સમરું શારદા સતિ, પાય લાગું ગરવા ગુણના પતિ,
કુંવરબાઇનાં વાલે મામેરાં પૂર્યાં, નરસી મહેતાને ગાંઠે મૂડી નોતી.–નાથ.

લાખાગૃહમાં જે દી પાંડવોને પૂર્યાં, દગા ઘાતુંની એને ખબર ન હતી,
ભેળાં બેસીને વાલે ભોળવી નાખ્યા, કહોને કૌરવો તણી શી થઇ ગતી ?

ધ્રુવ, પ્રહલાદની ભક્તિ સાચી, ગુણીકા હતી પણ શીલ સતી,
મીરાં, તોરલ, રૂપાંદે રાણી, તારાંદેની ભક્તિ નેચળ હતી.–નાથ.

અહંકાર થકી તને અવતાર મળ્યો છે, છે પાણું પણ તું ઉડતો નથી,
રાત દિવસના વાલો મારો કરે છે, ગુજારા મુર્ખાને મરણજીવનની ખબર નથી.

પાણી ઉપર વાલે પાળ બાંધીને સેનામાં છડીદાર હતા હનુમાન જતિ,
રીંછ વાનરની વાલે મારે ફોજો ચલાવી, ઘેર વાળી લાવ્યા સીતા સતિ.

મને ગુપ્ત મળ્યા ગુરુ ગિરનારી ગેબી, આગુ તણી ઓળખાણ હતી,
નથુરામ ચરણે બોલ્યા બાળકસાહેબ ! પ્રભુ ભજ્યા વિના મુક્તિ નથી રે,
–નાથ.

૨

ઝીણી માળાનાં ઝીણાં મોતી, પ્રેમની દોરીએ હાર પરોતી રે,
સંતો ભાઇ જીણી માળાનાં જીણાં છે મોતી રે....(ટેક)

એ રે મોતીનો ગુરુજીએ બંગલો બનાવ્યોજી,
સુરતાથી હાલુ ગગનમાં જોતી, જીણી માળાના.

એ રે બંગલા પર ધજા ફરુંકે જીરે,
ધજાનું નામ છે ચોટી સંતો ભાઇ, જીણી માળાના.

ઇ રે મોતી ભાઇ કોક નરને મળશે,
થાશે ગોવિંદ કેરી ગોપી, સંતો ભાઇ, જીણી માળાના.

નથુરામ ચરણે બોલ્યા બાળકસાહેબ,
હરશમા દુવારે જઇ સુરતા પોંચી, જીણી માળાના.

૩

કદી ના સરે કાજ, કદી ના સરે કાજ,
સંતો સતગુરુ વિનાં કામ કદી ના સરે.
ધન્ય ધન્ય સોઇ નરને સાચા સતગુરુ મળ્યા,
ઉંડે દરિયામાં નુગરાં બુડી તો મરે રે....સત.
આ દેહ કેરો ભેદ સુગરા જાણે રે,
નુગરાં નફળ નર નરકે ઠરે રે.... સત.
સતગુરુ ચરણે બોલ્યા બાળકસાહેબ,
ગુરુજી મુખમાં મીઠાં મોતી ઝરે રે....સંત.

૪

*શ્રવણ હકીને સાંભળોર તમે, નિરંજન નામ નિશાની. (ટેક)*
સુરતે સુરતે હોનું ઘેર લિયો રે, આત્મરૂપ ઓળખાય,
સુણો સવાલ બોલે, એક સાંઇકો....શ્રવણ.
બાવન માંહી બોલતો ને, અબોલ બાવનથી બાર,
અબોલ અનામી એક છે રે, પરા ઉપર અપાર....શ્રવણ.
શૂન્ય શિખર કેરી ધૂનમાં, ઉન્મુનિ આસન લગાઇ,
અગમ નિગમ કેરી ઓથમાં, કોઇ વીરલા સંત જાઇ....શ્રવણ.
ગુરુ નથુરામની ગાદીએ, બાળકને મળ્યા મન માંહી,
સતગુરુ કેરી શાનમાં, પ્રેમ ભક્તિ થકી શુભ થાય....શ્રવણ.

## ૧૩ : પીઠાભગતની વાણી

૧

હંસલા રાજા કાયા પડે તેને વાર નહીં હંસલા,
તો વાટું જોતી તારા વહાડની.

આ રે કાયામાં ઉંડણ ઉંડ રે હાં....
વાતો કરે વેપારની વેપારની, ચેતવણી તો કેની ન ચાલે,
કારી ચાલે કિરતારની....હંસલા૦

ભવસાગરમાં રમવાને નીસર્યા હાં,
રમત રમતો નિરધારની નિરધારની,
સારા રસો તો સાહેબની બાજી,
જીતી બાજી રખે હારની....હંસલા૦

ધાઇ ધૂતી ધન ભેગું કીધું રે હાં,
માયાનો કોઇ પાર નહીં પાર નહીં,
સગું કુટુંબ તારું વીંટીને બેઠું,
આડું ફરે કોઇનો ભાર નહીં....હંસલા૦

ભુવો તેડાવી જોશ જોવરાવો રે હાં,
ઓસડનો કાંઇ પાર નહીં પાર નહીં,
પીઠો ભગત કહે સર્વે થાપરાં,
હરિ વિના આધાર નહીં....હંસલા૦

૨

ક્યાં જઇ રહેશો રાત મારા બાળપણાના સાથી,
રે....જીવ હંસલા આતમ જીવડા ક્યાં જઇ રહેશો રાત... (ટેક)
ગાડું ભર્યું ચંદન લાકડે, ચડવાને ઘોડા ખાટ,
ચાર જણાં તુંને ઉપાડી ચાલ્યા, ખોખરી હાંડીમાં
લીધી આગ–

બેની રુવે બજારમાં તારી, માતા રુવે ઘર બાર,
એક વિસામો ઘરને આંગણે, બીજો તો ઝાંપા બાર,
ત્રીજો વિસામો ગામને ગોંદરે, ચોથો વિસામો સ્મશાન–ક્યાં૦

હાથ કર જોડી પીઠો ભગત બોલ્યા, હરિ વિના
એક ન ઓથ,
રે જીવ હંસલા આત્મ, ક્યાં જઇ રહેશો રાત–ક્યાં૦

૩

મારું માનો તો સાન બતાવું, ગરીબ જીતે બીજું કોઇ નહીં. (ટેક)

મોટો થઇને મંડપ કર્યો, ધ્યાન ધણીનું તું કર્યો નહીં.
કોટો આણી ધૂપ કરવા બેઠો, ધૂપ ધણીને ચડયો નહીં -મારું૦

મૂર્ખા નરને પ્રમોદ આપ્યો, સાન કરી પણ સમજ્યો નહીં,
કો'ક વેણાનું આતું બુંદ પડયું કે ઠીક ઠબો ઠર્યો નહીં -મારું૦

રાજા ગોપીચંદ ગુરુ ભેગા ચાલ્યા, માયામાં મન એનું મોયું નહીં,
રાણીઓ સૌ રુદન કરે છે, પાછું વાળીને જોયું જ નહીં -મારું૦

પીઠો ભગત સતગુરુને ચરણે, રામ મજુરી રોકો નહીં,
મારું માનો તો સાન બતાવું, ગરીબ જીતે બીજું કોઇ નહીં -મારું૦

૪

રવિસાહેબે કિયા બંગલા, ત્રિકમસાહેબે કિયા હે બંગલા,
ઠીક થયા, અજબ બન્યા હે....(ટેક)

વ્યક્તિના એંધાણ જોઈ લયો, જેણે વચન ઓળખી લિયા,
ઇ વચનની જેણે ક્રિયા જાણી, ઇ પાર પહોંચી ગયા -બંગલા૦

ઇ બંગલાને હતા આંડા તાળાં, કુંચી ગુરુજીએ દિયા,
નિશા પકડી જેણે નીજ નામની, એના કપાટ ઉઘડી ગયા -બંગલા૦

આ રે બંગલામાં આવનજાવન, બંગલા બદલી ગયા,
દેહ પડે પણ એના નામ ન જાવે, જેણે અમર પ્યાલા પિયા -બંગલા૦

બાપુ બાલકસાહેબ બ્રહ્મજ્ઞાની, જેણે નિરભેય નાચ દિયા,
પીઠો ભગત હતા સત-વિશ્વાસી, સદા ગુરુજીના ચરણમાં રિયા.
-બંગલા૦

રામનું નામ મને સાકરથી મીઠું, સીરોળી કેમ ચાવું,
ગુરુ મળે તો મને જ્ઞાન બતાવે, આપે અકલ ક્યાંથી લાવું –(ટેક)
સંસારીયો છોડી કાયા જીવને જરૂર એકલું જાવું,
મારા મનવા તને સાચી મતે સમજાવું સંસારીયામાં –રામ૦
સગા કુટુંબ સર્વે વિંટળાઇને બેઠાં, નજર ફેરવું ને બોલાવું,
આમા સગા કે મારી કારી નહીં ચાલે, રામ સંભાળશે
તારી રાવું –રામ૦

સમશાનમાં જઇને ઘર કરવું, સૌથી ઉંડેરું સમાવું,
આ કાયાની માથે મેલ નો'તો ચડતો, એક દિ ધૂળ ભેગું
ધૂળ થાવું –રામ૦

મનવા હું તને કઈ રીતે સમજાવું, માથે જોખો મોટો છે મોતનો,
સતગુરુ ચરણે ગાય પીઠો કે મને જ્યારે તેડાવો ત્યારે આવું રામ૦

૬

રામ સમર લે તો કાંઇ ફિકર નાંહી, જન્મમરણ મટી જાવે રે,
વિંધાણાં એટલાં થયાં છે મોતી. અણવિંધ્યાં પથરા કહાવે રે,
રામ ભજે એ માનવી, ગાફલ ગોથાં ખાવે રે, –રામ સમર૦
ભૂલવે છે પણ ભૂલીશ નહીં, તને લઇ ધધે વળગાળે રે,
કરતા હરતા તે છે સ્વામી, સતગુરુ કરે તેમ થાવે રે –રામ સમર૦
સોરથી મન તારું માતતું નથી, કહોને પ્રભુ કેવા હશે,
પાંચ તત્ત્વને પડદે રહીને, અવિનાશી ઘટોઘટ બોલે રે –રામ સમર૦
પાંચ પુરુષ વસે તારી દેહમાં, તત્ત્વ નજરે સેં આવે રે,
જ્ઞાની થઇને ગોતજો, ગાફીલ ગોથાં ખાવે રે –રામ સમર૦
સાત સમુદ્ર ને વચમાં છે બેટ, કેમ કરી દર્શન પાવે છે,
સુરત સુરતના દોર સાંધી લે, તો સતગુરુ નજરેમાં આવે રે –રામ૦

દાસ હરિનો સતગુરુ બાલક ચરણે, દાસ પીઠો ગુણ ગાવે રે,
રામ સમર લે તો કંઈ ફીકર નહીં, તેરા જનમમરણ મટી
જાવે રે. –રામ સમર૦

૭

મેં મારા ગુરુની ગતિ નવ જાણી, સંતો પેદાશ અવે પ્રાણી,
અજબ જાતની બાગ બનાવી, અજબ જાતની જાળી,
ગુરુજીએ મારે રચના બનાવી, ફોરું દિયે ફૂલવાડી –૦
એક દિ ફુલડાં વેડી લેશે, વેલા–મોટા સ[illegible]ળી,
એમાં કોઈક ફૂલ તણી રહેશે વાસના નામ નાખી નીશાની –૦
સંત સાધુની કરો ચાકરી તો કાંઇક દેશે નિશાની,
લખી પરવાના મોકલે તો નહીં રોકે દરવાની –૦
તમારા બાનાની તમે ટેક રાખો સેવકને સંભાળી,
ગુરુ બાલક ચરણે બોલ્યા પીઠો, [illegible] –૦

([illegible])

તારા બાનાની તું પત રાખજે, સેવકાઇ લેજે સંભાળી,
સતગુરુ ચરણે ગાય પીઠો આગમ તણી ઓળખાણી – હાલો ૦

૮

આજ કળજુગ કુળો આલીયો, બે કાંઠાની બહાર રે,
પાપનો પોરો આવીયો, તારા ઘરમને સંભાળ રે,
રાજા દંડે, ચોર લૂંટે, વા'રે ન ચળે કોઇ વહારે રે–ગુરુ મારા.

પ્રજાનો કોઇ ધણી ન મળે ને લૂંટાણો સંસાર રે,
હરિ કથામાં હેત નહીં ને, સાંભળે નહીં કોઇ ગીતા રે – ૦

ભાંડ ભવાયાના ભુંગળ વાગે, રીઝીને આપે ત્યારે દાન રે,
સગા કુટુંબમાં સંપ ન મળે પિયરે ન માન રે – ૦

પરણેતર ધણી શું પ્રીત નહીં ને અવરને આધીન થઇ રે,
પોકારીને કહું છું પ્રાણિયા, જુઠું નથી લગાર રે,
ગુરુ–પ્રતાપે ગાય 'પીઠો' આરે આવિયાને ઉગારો રે,
આજ કળજુગ કાળો ચાલીયો, બે કાંઠાની બહાર રે, – ૦

૯

જુઓ રે જુગમાં રામની સાથે કામ, મારા હંસા છે રમતા રામ–ટેક
માતા પિતાએ પુત્ર જન્મ્યો, પહેલેથી વધાર્યા એનાં માન,
બાજી બગાડી એને જટપટ કાઢો, એના મસાણમાં દેજો મુકામ–૦

આવળ કેરાં ફુલડાં બહુ છે,રળિયામણાં, દિલને કરો મા બદનામ,
પૂન પાપના વાલો લેખાં માગશે, માગશે મારો રામ–૦

વારી વારીને આ કાયા ઘડી છે, એવો ઘડનારો છે ચતુર શ્યામ,
કાયાનો ઘડનારો વીરા ક્યાં વસે, એનાં ગોતી લાવો તમે ગામ–૦

બાપુ બાળકસાહેબ બહુ જ્ઞાનિ, નામની આપેલી સાન
"પીઠો" ભગત કહે ચોકી છે સતગુરુની, જમરા નહીં આવે મારે ગામ–૦

આવો ફરી ફરી અવસર નહિ મળે, તમે લાભ સવાયા લેજો,
આવો ફરી ફરી અવસર નહીં મળે, તમે કણ સવાયાં કરજો,
હીરા માણેક ને રીત પરવાળાં, નેણુસે નરખી લેજો. આવો૦
નેન—કમળ પર દીવડો જલત હે, નાભી કમળ ચિત્ત ધરજો,
કુબુદ્ધિ જ્યોત તમે અળગી કરીને, તમે અમર જ્યોત આદરજો. આવો૦
સંસાર સાગર મહાજળ ભરિયો, તમે તરી શકાય તો તરજો,
જગજીવનને જાણ કરીને તમે, એણી પાર ઉતરજો. આવો૦
ગુરુ મળિયા ફેરા ટળિયા તમે, ગુરુને વચને રેજો,
ગુરુ પરતાપે 'પીઠો' બોલ્યા, અમરલોકમાં વરજો. આવો૦

૧૧

એઠા નર ભોગવો માતા ! મોટું ગજું, તારી મોટી મતિ,
સારા નરસા સૌને સંઘરો, જગનું ઢાંકણુ છો ધરતી,
રાજા તો બૂડયા મેઘરાજા, તેને માતા ! તું વરતી,
હીરા માણેક મોતી તુજ પર નિપજે, સાગર સાત ચોકી ફરતી,
રમઝમે આગળ જ્યોત જગાવે, હાજમી ડુંગર ઉપર વનસ્પતી.
નવસે નવાણું નદીયું તુજ પર રમે, ગંગા, જમના, સરસ્વતી,
જેવા જીવ તેને તેવું ખાવું, જમીન ઉપર જગત રચતી,
જે જોઇએ તે માતા તુજ પર નીપજે, જડીબુટીઓ ત્યાં જડતી,
જીવતાં ન ભોગવતી સંઘરતી, કેટલાક રાખ્યા જુવતી,
ચાર શાપરદાન, બાવન દુવારા, અડસઠ તીરથ તુજ ઉપર થતી,
સોનું, રૂપું, ત્રાંબા, પીત્તળ, કથીર લોહા તું કરતી,
તું જ મારગને તું જ "ગા" રૂપ, તું જ જતિ ને તું જ સતી,
ગુરુપ્રતાપે ગાય "પીઠો" તું જ થકી થાય ગતમુક્તિ.

જી રે સંતો ભાઇ એ વાતું છે જીણીયું, ગોત્યું એણે વિણ્યું,
જડયું એણે વીણીયું, એરે સાધુભાઇ એ વાતું છે જીણીયું – ૦
ખાંડ, કાકરી ધૂળમાં વેરાણી, ગોત્યું એને વીણ્યું,
હાથી હતો તે હાલ્યો ગયો, ખાંડ ખાઇ ગયું કીડીયું – ૦
લોઢા મંગાવો, કુહાડા ભંગાવો, ખણર કઢાવો એનિયું,
મોટા કુહાડા ભાંગી પડયા, લોઢા કાપે સીણીયું – ૦
કડી, કાકડી લડવા લાગી, વચમાં સુતર પુણીયું,
તેમાંથી એક રજઓ ઉડયો, જુગમાં જયોતું એની – ૦
સોના ભારોભાર તોરાય ચણોઠી, ધન કમાયું એની,
બાળક પ્રતાપે 'પીઠો' બોલ્યા, સ્વર્ગ પડી બેડીયું – ૦

## ૧૪ : માણંદ ભગતની વાણી

### ૧

સરસ્વતી માતા સન્મુખ રેવે, લુણીગર લેરૂ લાવે રે,
સ્વામી સૂંઢાળાને સમરીયે તો, પલપલ દર્શન પાવે રે,
સુરતે સુરતે રે પારસનો પ્રકાશ, પ્રેમી થઇને પરખો રે,
ઓહંગ સોહંગ એક તાર....

મુને સતગુરુ મળિયા સાન બતાવી, ભે ભ્રમણાં ભાંગી રે,
આ દેહમાં અજવાળું દીસે, જોજો સંતો જાગી રે,
આ ઘટ ખોજો રે, પારસનો પ્રકાશ....

ગગન મંડલમાં વાજાં વાગે, રોમે રોમે રણુંકાર,
ત્રિકુટી મહેલમાં ખોલી દે તાળાં, તો મટી જાઇ ઘોર અંધેરા,
વાજાં વાગે રે, પારસનો પ્રકાશ....

હંસો ને બગલો એક જ રંગના, એક કરી ઓળખાણ,
નીર ને ખીરનો કરે નિવેડો, હંસો મોતી માણે રે,
નુગરા નર શું જાણે રે, પારસનો પ્રકાશ....

સતગુરુ બાલક સન્મુખ રેજો, મટી જાવે મનનો મેલ,
દાસી માણંદ કહે દીલમાં સમજો, સમજે એને સહેલ,
ભકિત ભાવે રે છે શૂરા, પુરુષના કામની, પારસનો પ્રકાશ....

## ૧૫ : મેઘજીવાની વાણી

૧

પોકરણ ગઢથી પધારો ધણી રામદેજી,
નીલે ઘોડે અસવાર, ઊંડે દરિયેથી આવો અજમલ રા,
પીર થઇને તમે પ્રતિજ્ઞા પાળી એ જઇને પીર માનો અરજ હમારી,
તમ વિના રાવ કોણ સૂણે અજમલ રા, આશરે આવ્યાને ઉગારો,
રંગમાં ભંગ તમે નાખો મા રાસૈયા, અમે તો ડગલે પગલે દુ:ખારી,
ગતમાં મત કઇ છે મા'રાજ, પીરે પ્રતિજ્ઞા પાળી, દીધા રેવત.
દરિયાપીરે સાવ હેમે શણગારી પીર મારી અરજ સાંભળી,
સત્તરની સાલમાં (૧૯૧૭) એકાદશી ને વળી હિતવાર રે,
ઉમંગ કરીને મંડપ આદર્યો, ભીડ દીધી બહુ ભારી,
ગરીબ સંત હું જમરાનો જાણ્યો ને પીરે પ્રતિજ્ઞા પાળી,
મુંજા પ્રતાપે બોલ્યા મેઘજીવો, મારી ગાય ને ઘોડી પાછી વાળી.

૨

## પાવડી-આરાધી ભજન

જે છે પિંડમાં તે છે વરમંડમાં વેદ કુરાને વખાણ્યા,
સતની પાવડી જીલે નર સુરા, તો મનવાંછિત ફળ મેઘજીવાએ માણ્યાં,
પ્રથમ પાવડીએ પ્રહલાદ ને ધર્મ તર્યા, બીજી પાવડીએ
હરિશ્ચન્દ્ર ને રોહિદાસ,
ત્રીજી પાવડીએ પુનવંતી, ચોથીએ બળીરાય -- જે છે પિંડમાં ૦
પાંચમી પાવડીએ પરીક્ષિત નિરખ્યા, છઠ્ઠી પાવડીએ મુનિ સુખદેવ તર્યા,
સાતમી પાવડીએ સગાળશા શેઠ, આઠમી પાવડીએ અમરસંગ --જે૦
નવમી પાવડીએ નિરખ્યા નવનાથ, દશમી પાવડીએ દશેય ઋષિ,

અગિયારમી પાવડીએ એકાદશી, બારે ભાણુ પ્રકાશી –જે૦

તેરમી પાવડીએ તુલસીના સત તોરાણા, ચૌદમી પાવડીએ સુરિજન સુરા,
પંદરમી પાવડીએ પાંડવધર્મ પરવરિયા સોળે ચંદ્ર પૂરા –જે૦

સત્તરમી પાવડીએ સંતજન પૂરા, અઢારે ઉન-મૂની જ્ઞાની,
ઓગણીસમીએ અકલ ભવાની, વીસમીએ ધ્રૂવ ધ્યાની –જે૦

એકવીસમી પાવડીએ અલખનો વાસો, સાંભળ સવનાજા,
સુંજા પ્રતાપે બોલ્યા મેઘજીવો રામ ભજ લે નાજા.

૩

અલખ ધણીને ઓળખો, કોણ પુરુષ કરે છે કાસણિયાં,
ધમણ ધમાવી પવન ચલાવ્યા, પવનમાંથી જલ પાણી રચ્યાં,

અરવત પર્વતની કુંચી બનાવી, મેરૂ પર્વતના સ્તંભ રચ્યા,
ચાર વેદ બ્રહ્માને સોંપ્યા, યોગનાં ઘર એને જડયાં–૦

સૂર્ય ચંદ્ર નવલખ તારા, આકાશે જઇને અળવળિયાં,
નવકુળી નાગ ચારે બેઠાં, શેષનાગે 'સમચ છળ્યાં–૦

દાદા આદમની હવાબીબી, શિવ-શકિતના મેળા રચિયા,
આદિપુરુષ પાટે પધારિયા, તો નિજીયા ધરમનાં નીમ લીધાં–૦

યોગ યોગેન્દ્ર જોગ જોગેન્દ્ર, યોગ જોગ બેઉ મેળવિયા,
સુંજા પ્રતાપે ભણે મેઘજીવો આ અણઘડ પુરુષ કોણે ઘડિયા–૦

૪

શુકર જનમનો કરો અંધારો બુજે બાવનમાં બે,
વચનમાં રાખો આશરો દયા કરીને રે....

પ્રાણ મારા મૂળ વચનમાં રે તો તારો શુકરીત જનમ આગે,
સલીલ બુંદ અવનિમાં વરસે, સ્વાતિ સંસદમાં,
લૂણગરી પાણીમાંથી પ્રગટયા મોતીડા એના એ
રામભજનમાં રે પ્રાણ મારા....

નવ માસે તને ઉદરમાં ઉવાર્યો, જાણ્યું નહીં તત્ત્વ ગુણ તે,
એક લાખ બંધ ચોરાસીનો ખૂંટો, મુખે કૃષ્ણ કૃષ્ણ કહે.

ઉઘડી જાય આંટી, મટી જાય ત્રાટી, એ ચેતન તન લંકા છે,
અખંડ જ્યોતના ભયા અજવાળા, ભીતરમાં ભાગી જાય
જમના ભેદ—૦

નામ ધરમથી નથી હરિ ન્યારા, પ્રગટ સંતમાં છે,
મુંજા પ્રતાપે ભણે મેઘજીવો, સતગુરુના ચરણુંમાં રે—૦

૫

આ સંસારિયામાં આવી કરી આત્મા, શું કમાણો, મારા ભાઈ,
ઈ આત્માની તેં ઓળખાણ ન કરી, ખોટી થયો ઉંમર ખોઇ—૦

રાસતું નામ રામ ન ઓચરિયો (ઉચ્ચાર્યું) ગરવ કીધો
ને ગઢ લંકા ખોઇ,

ભકત ધ્રૂવ જેવાએ ભાવે ભજ્યા, કુલટા વાસ વૈકુંઠ જઇ—૦

ઉદર કારણ તું અકૃત્ય કરતો, કુકર્મ માર્ગે જાતો વઇ,
આજ જ્ઞાનમાં ભૂલી ગયો આત્મા, ખોટા—સાચા રસ ખાતો થઇ—૦

સતપુરુષની સાન ન સમજ્યો, શ્રવણકથા કાને સાંભળી નઇ,
જળ વલોવી માથે માખણ નહીં ઉતરે, લખચોરાશી માથે રઇ—૦

અમૃત, અર્જુન, કર્ણ, વિભીષણ એનાં રામે કાજ સુધાર્યાં,
કોઢિયું અંગ કરી આવ્યા કરશનજી, નકળંગ કાયા નિર્મળ થઇ—૦

આ અવની એક પ્રકારની, એના રામે કાજ સુધાર્યો જઇ,
મુંજા પ્રતાપે કહે મેઘજીવો, અન્ન—ભજનની તોલે આવે નહીં કોઇ.

૬

તન તારું તૂટી જશે જેમ ધાગો, પ્રાણી હંસા આ સમે જાગો,
ગુરુ ગમ વચન હૃદયે ન ધર્યાં, ગમ વિના ફરે છે ગાંડો,

ચોરની સંગાથે હાલે છુપાતો, ઓશાળ્યો બોલે છે બે રાગો,
ઠાલે ગાડે હાલે ઠેકતો, બાર દેખીને પાછો ભાગે ઠેલતો—૦

ડગલે ને પગલે હાલે છે ડળકતો, પાટી થોડી ને પંથ આઘો,
ખાવો પીવો ને વિગતે વાવો, સ્વાતે સ્વાતે ખર્ચ આપો,
ઓઢો પહેરો ને મનવાંછિત ફળ માંગો—૦

ગુરુ ગમ વચન હૃદયમાં ધરજો, ચરણુંમાં શીશ નમાવું,
સુંજા પ્રતાપે ભણે મેઘજીવો, હરિવર સાથે હેત રાખો—૦

૭

અનંત ઘાટનાં ઘડિયાળાં વાગે, ઘડિયાળાં વાગે ને સૂતો જોગી જાગે,
જુવાની દિવાની તારી જતી રહેવાની, પંડરું ભરાણું તારું પાકું,
આ તે ઘડિયાળાં વાગે—૦

માતાપિતા ને કુટુંબકબિલા કોઇ નહીં આવે તારી સાથમાં,
ઇંગલા પિંગલા સુષમણાં જ્યોત જાગી, ત્રિવેણી ઘાટમાં—૦

સુંજા પ્રતાપે કહે મેઘજીવો, સતગુરુ રહેજો મારા સાથમાં,
અનંત ઘાટનાં ઘડિયાળાં વાગે, ઘડિયાળાં વાગે ને સૂતો જોગી જાગે.

૮

ભીલ ને પારાધિ વનમાં વસતા, એનાં મન હતાં સરતાની,
પ્રેમ ધરીને પરસાદી લીધી ત્યારે, થઇ સોનામોર સાચી રે....

ભજનમા ભીના–ભીના રહેજો, ભજને અધર્મીને ઓધાર્યા
ભીલને પારાધિ.

ધ્રૂવ ને અમરીશ, વિભીષણ રહ્યા'તા રામશું વિરાગી,
અઢાર પદમ સાયર ઓળંગી, સોંપી ગઢ લંકા સાજી—૦

મોટા ભૂપનાં ભોજન તજી, વાલોજી જમ્યા વિદુરની ભાજી,
એઠાં બોર અમૃત કીધાં, નેહથી ભીલડીને નવાજી—૦

અજામેર મહાઅપરાધી, જેના અંગમાં શુનકા સિદ્ધિ,
સજજનો કસાય હરિનો ભગત, ઘણો હતો ગુનેગારી—૦

મન, પવન કોઈના પહોંચ્યા નહીં, અને મમતા રહી જાય મારી,
મુંજા પ્રતાપે બોલ્યા મેઘજીવો, સતધર્મ સંભારી—૦

૯

ઉદર દેવકીને પેટ અવતર્યો, પુત્રી નંદની પસારી,
વિજળી કરીને વરમંડે મેલી, માથે અમર ચૂંદડી ઓઢાડી,
ભજનમાં ભીના–ભીના રહેજો ભજને—૦

ગરભ સતાગરનું કાજ સુધારી, સતવચન દયો સંભાળી,
મોર મુગટ ધરી વા'લો પધાર્યા, ગરૂડે ચડયા ગિરિધારી—૦

કાલુ, કબીર, તુલસીની કરણી, નામદે, માલો ને રૂપાંદે રાણી,
રંકો ને વંકો, ધારૂ ને સરકુંડ, હરિભજનમાં ગવાણાં—૦

અહલ્યા હતી તેની શલ્યા કીધી, ઇ રામચરણ રજને પામી,
મુંજા પ્રતાપે ભણે મેઘજીવો, તારો પ્રતાપ હતો બહુનામી.

૧૦

સગાળશા શેઠ, સંગાવતી રાણી, ભાવે પ્રભુને જમાડયા,
ચેલૈયાને મારી કરી સજીવન કીધો, અતીત રૂપે ઘેર આવ્યા,
ભજનમાં ભીના–ભીના રહેજો ભજને—૦

અડધું અંગ રાજા મોરધ્વજે આપ્યું, કર્ણે સોંપાવી કાયા,
અંગ ચોઢીને રૂપ માગતા ઉભા, મનમાં નવ આણી કોઇ માયા—૦

પ્રહલાદ, હરિશ્ચંદ્ર, ધર્મ, બળરાય રાજા ચંદ્રાશ ને રોહીદાસ,
સૂડામાંથી શુકદેવ નિભાવ્યો, પવન ઇંડિનો પ્રકાશ—૦

તેંત્રીસ કરોડ દેવ ભજનમાં સિદ્ધા, સિદ્ધા વૈકુંઠ વાસી,
મુંજા પ્રતાપે ભણે મેઘજીવો, અમે રામભજનના પ્યાસી—૦

૧૧

દેવાયત પંડિતની દેવલદે નાર, રાવલ માલો રૂપાંદે રાણી,
કુંભા હીરાયબાઈ, સરકુ મેઘ ધારવો, જેસલ-તોરલ નિરવાણી,
ભાજનશાં ભીના-ભીના રહેજો ભજને-૦

સાંડો, ઠાકુર નૂરસતાગર, શ્રવણ, હાલો ને સૂરો,
હાંગો ને વાંગો, વનવીર, વેલોબાવો જેણે પંથ ચલાવ્યો પૂરો-૦

'નિરવાણી વાણી મેઘધારૂની, ધીરપ ધનાભગતની જાણી,
ભાગીરથીની સેખે પધાર્યા, સ્વર્ગ ભુવનથી ગંગા આણી-૦

સૌગણ સધીર ને બાવન પીર, વચ્ચમાં સાંસતિયો કાઠી,
રાવત રણશી ને ખીમડો કોટવાળ, તેનો ગુરુ ઉગમશી ભાટી,
માતંગઋષિને ઘેર જસલો જગાવ્યો, પાટે પધાર્યા રૂપાંદે રાણી,
ખડગ લઈ માલદેવજી કોપ્યા ત્યારે ફૂલડે છાબ ભરાણાં-૦

સોહર ભજન શ્રીરામના કોઈ શીખે ને ભાવે ગાવે,
મુંજ પ્રતાપે ભણે મેઘજીવો, રઘુવર લાડ લડાવે.

૧૨

અયોધ્યા નગરમાં રામ જનમ્યા, જન્મા જન્મા દશરથના કુમાર,
માતા કૌશલ્યા ઘેર જનમ્યા, મંદોદરી કહે, સાંભળો, મારા નાથ,
રામના ઘર વાલા, ઘેલા રાવણ નહીં રહો.

જીરે વાલા જનકરાજાએ જે'દિ મહાજંગ માંડયો, મેળે મળ્યા મોટા ભૂપ
ધનુષ્ય ઉપાડયું સભા દેખતાં, તે દિ વાલો હતા પારાધીને રૂપ,
મંદોદરી કહે છે, કહ્યું સાંભળો મારા નાથ,
રામના ઘર વાલા, ઘેલા રાવણ નહીં રહો.

ચાર ચાર જુગની એવી મારી ચોકડી, એવા ચૌદ ચોકડીના છે મહારાજ,
સવા સવા લાખ બેટા, કુંભકરણ જેવા ભાઈ, મંદોદરી કહે છે કહ્યું સાંભળો,
રામના ઘર વાલા, ઘેલા રાવણ નહીં રહો.

રામચંદ્રજી જે દિ વન વસિયા, તે દિ સાથે સીતાજી નાર,
મામો માર્યો મરઘલો, સતી સીતાની વાડીએ જાય,
અઢાર પદમ દળ લઇને હાલ્યા, હાલ્યા સાત સમદરિયાની માય,
પાણી માથે પાજ બાંધીયો. વાલો મારો લંકાનો ગઢ લેવા જાય,

મંદોદરી કહે છે કહ્યું સાંભળો, મારા નાથ,
રામના ઘર વાલા, ઘેલા રાવણ નહીં રહો.

રાવણ મારી વિભિષણ થાપિયો, તે દિ વાલે મારે દીધાં દાન,
પીતાંબર આછાં ચીર આપ્યાં, વાલે મારે દીધાં મંદોદરીને દાન,

મંદોદરી કહે છે કહ્યું સાંભળો, મારા નાથ,
રામના ઘર વાલા, ઘેલા રાવણ નહીં રહો.

સીતાજીને વારી અયોધ્યા આવ્યા, આવી દીધા નગારે ઘાવ,
ગુરુ મુંજા પ્રતાપે મેઘજીવો, રામસીતાના ગુણ ગાય.

મંદોદરી કહે છે કહ્યું સાંભળો, મારા નાથ.
રામના ઘર વાલા, ઘેલા રાવણ નહીં રહો.

૧૩

દુનિયા દેખત ભૂલી રહ્યું, માયામાં મન મોઇ,
માયા કારણ મય ધન વ્હાલું, પાડો પાળે નહીં કોઇ,

દુનિયા દેખત ભૂલી રહ્યું.

કાચી છે કાયા ને કૂડી છે માયા, બહુ જતન કરીને જોઇ,
આવી અવસ્થામાં ચાલી નીકળતું, રહી હૃદયમાં રોય—૦
બહુ—બહુ હીણા બહુ ધન મેળવ્યું, તારી તૃષ્ણા મટી નહીં તોય,
પ્રભુને નામે પારણું ન આવે, ગયો મુરખ ધન ખોઇ—૦
સાધુસંતના ભાર ન સેવ્યા, ભૂલેલ સજ્યા ભોરિંગ,
પલંગ પોઢતાં પાવ ચંપાવે, એક દિ માથે જમરા જોય—૦
એક પલમાં ગજને ઉગાર્યો, એસો સ્મરણ સોઇ,
મુંજા પ્રતાપે કહે મેઘજીવો, તારે નામેથી ગુણીકા તરી જોઇ—૦

સૂંઢાળા રમત ખેલો, શામળિયા રમત ખેલો,
તમને સમરૂં સૌથી વ્હેલો જીવો રામજી–
ભીમા રૂપે વા'લો આવ્યો, રૂડિયું રાસડિયું લાવ્યો,
ગણેશરૂપે આવ્યો વા'લો, મારો પાંચ મોટિકા લાવ્યો,
હનુમાન રૂપી આવ્યો વા'લો, એ જી....
હનુમાન રૂપી આવ્યો,
મેરૂ ડુંગર ઉઠાવ્યો હે જીવો રામજી–૦
નરસંગ રૂપે આવ્યો વા'લો, એ....જી
વા'લો મારો આવ્યો નરસંગરૂપે,
હરણાકંસ સંહારવા હે જીવો રામજી–૦
બામન રૂપે આવ્યો વા'લો મારો,
બાવન રૂપે આવ્યો,
બળી રાજાને વચને બંધાવ્યો હે જીવો રામજી,
અતીત રૂપે આવ્યો વા'લો હે વાલો મારો,
અતીત રૂપે આવ્યો,
ચેહેયાનું શીષ ખંડાવ્યું, પછી ભાળ્યો ગઢમાં દીવો,
એમ બોલ્યા મેઘજીવો રે....મેં ભાળ્યો ગઢમાં દીવો.

૧૫

જાણી મેં જાણી વા'લા અકળ લીલા મેં જાણી –(ટેક)
શરીબાઇએ કર્યા આંઠી, નિંભાડા મધ્યે મંજારી,
પાંચ વાસણ કોરાં રાખ્યાં એ અલખે લીધાં ઉગારી–૦
ચૌદ ચોકડીનું રાજ રાવણનું, આપે થયા અહંકારી,
સોનમેં ગઢ લંકા પલમાં પ્રજાળી, ભૂપત કીધા ભીખારી–૦
મીરાંબાઇની માથે રાણોજી કોપ્યા, પીવરાવી ઝેરની ઝારી,
કંઠ બેસીને આડાં આરોગ્યાં, કોઇની લાગી નહીં કારી–૦

પોઠ ભરીને લાવ્યો વણજારો, ખાંડ કરી નાખી ખારી,
એ....વેળાના આવ્યા ત્રિકમજી, મીઠી કરવા મોરારી–૦
આગે સંત તમે અનેક ઓધાર્યા, ભક્તિ કરી'તી બહુ ભારી,
મુંજા પ્રતાપે બોલ્યા મેઘજીવો, મારી બુડતી બેડી તારી–૦

૧૬

ઘેર આવો રામ પ્યારા, મારા પ્યારા રામ,
તમારા વિના કોણ સુધારશે મારાં કામ.
રાધાના વર તમે રસના બન્યા, બન્યા ગોકુળિયા શામ,
મંદિર પધારો પીઠા માવજી, મારી અણમાનેતીના શ્યામ–૦
કુબજાને મંદિર તમે શું કરવા ગ્યા'તા, તમે જાદવ
વિજોગના સુજાણ,
વલુંભી રહ્યો મારો વાલમો, આ તો છે ધુતારાનાં કામ–૦
અબળા કાંઇ નથી જાણતી, નથી આવતી તમારે કામ,
કાજ સુધારો મારા શામળા, મારે નિતનિત ભજવું
તારું નામ–૦
રામનું નામ મને મહાફળ લાધ્યું, દેશવિદેશ છે તારા ધામ,
મુંજા પ્રતાપે બોલ્યા મેઘજીવો, પૂરો મારા હૈયાની હામ–૦

૧૭

માથે ઘડીયાળાં વાગે, ઘડીયાળાં વાગે,
ઘનનન ઘટનાં રે વસમી વાટનાં રે.
સૂતા કોઇ હરિજન જાગે રે,
આવી ભરાણો ઉજજડ વાસ મારે –માથે૦
જુવાની દિવાની તારી કાલે વહી જાશે રે,
પીંજરૂં ભરાણું તારું પાપમાં રે –માથે૦
સગું કુટુંબ તારું વીંટીને બેઠું રે,
કોઇ નહિ આવે તારી સાથમાં રે –માથે૦

જમડા પાસે કોઇનું જોર નહિ ચાલે રે,
લઇ જાશે માઝમ રાતમાં રે —માથે૦

હરિ ગુરુ વચને બોલ્યા મેઘજીવો રે,
સદ્દગુરુ ચરણે ચિત્ત રાખજો રે —માથે૦

## અરજણદાસની વાણી

### પ્યાલો

૧. પ્યાલો ગુરુએ પાયો ને પીધા ભેળી ખબર પડી,
એવા હજુર થઇને હાલુ રે હરિના નામની હાથે છડી —ટેક
પ્રથમ પ્યાલો સતગુરુએ પાયો, પાયો અમીરસ પલ,
અંતરના તાળાં ઉઘાડયાં ને કુંચી બતાવી હલ,
હ્રદયકમળમાં રૂખડું ફૂલ, પાંખડિયે ફળ,
એવું અમીરસ ફળ આપ્યું રે ચાખી જોયું તો રકમ જડી.

૨. બીજે પ્યાલે બાના તણી ત્રિકમ રાખજો ટેક,
જીવ-શિવ નો'તા જુજવા ત્યારે અલખ નિરંજન એક,
જોખો મટાડયો જમરા તણો, વા'લે વડો કર્યો વિશેષ,
એવી દયાળુ મોર છાપ દીધી રે,
વા'લે મારે આપી વડી.... એવો પ્યાલો—૦

૩. ત્રીજે પ્યાલે તીન ગુન તોડ્યાં, અને તોડ્યાં પાંચે તંત,
જગત ઓધારણ જાદવા તમે શામ ઓધારણ સંત,
નવસે નાડી બોંતેર સો કોઠા, જડયા જકડ બંધ,
એવા કારીગર છે કડિયા રે,
ઘણ એરણ વિના કાયા ઘડી.... એવો—૦

૪. ચોથે પ્યાલે સતગુરુ મને નાખી રત્નાગર લે'ર,
કાળ, ક્રોધ મટાડયા, વા'લે મારે મટાડી સુખડાની વેણ,

નામથી ગોળા ફેંકયા, એવા સતગુરુ બંદા શેલ,
એવા પ્રેમના બખતર પહેરી રે,
ભાલા લઇ સામે ભળી.... એવો–૦

૫. પાંચમે પ્યાલે પ્રગટયાં મને સન્મુખ મળ્યાં છે શામ
એકવીસ બ્રહ્માંડની ઉપરે જ્યાં રણુંકારમાં બોલે રામ,
અંતર ખડકી ઉઘાડી કરી ને કીધાં પૂર્વ ખડકીએ પ્રણામ,
એવી ઝળહળ જ્યોતું ઝબકી રે,
દેખી મેં તો હીરલા જળકી.... એવો–૦

૬. છઠ્ઠે પ્યાલે સતગુરુ, વળી ભાણ ત્રિકમના લેહ,
પૃથ્વીમાં કયાંય પહોંચે નહીં ત્યાં વાણી, ખાણીને વેહ,
જાવરલા નર કોક જાણે જેની કળા અકળ છે કેશ,
એવા નુરિજન હીરલા નીરખી રે,
બંબતણી શોભા બત્તી....એવો–૦

૭. સાતમો પ્યાલો શરીરમાં જલ વિના પાંચ જતિ,
ત્રાજવાં લઇને તોળજો, મારા રામ શું રાખો એકમતિ,
મુક્તિ, શુગતિ, મુખે રાખજો એક મતિ,
એવા વચન વા'લા રાખો રે,
રાખો હરિશીષ વડી.... એવો–૦

૮. આઠમો પ્યાલો ઉગિયો મારે સોળે ઉગ્યા સૂર,
ગગનમંડળમાં મેહુલા ગરજે જ્યાં નાસને પ્રકાશ છે નૂર,
અખંડ ધારા વરસિયા મારે ભર્યાં મોતી ભરપૂર,
એવી ઉપત અમને આવી રે,
થાપી ગુરુએ દેહમાં થળી.... એવો–૦

૯. નવમે પ્યાલે નામની અમને સતગુરુએ આપી છાપ,
જોણીએ (યોનિ) સૌ જન્મ્યા અને અજોણી (યોનિ વગર)
જન્મ્યા આપ,

ઓળે(ચરણે) આવ્યાને ઉગારજો, બાનું જાણીને બાપ,
એવું બાનું ગ્રહીને બેઠા રે ધ્રૂવ,
અમૃત ને અંતરમાં ઘડી.... એવો–૦

૧૦. દશમે પ્યાલે દેહમાં અમને સતગુરુએ બતાવી સાન,
સ્વર્ગપુરીની શેરીએ, સાચાં છે સતગુરુનાં ધામ,
અણીકાર ગાદી ઉપરે એક નરા કેવળ છે નામ,
એ નામથી ત્રોટા નાવે રે,
ગુરૂએ મારે મારી અડી... એવો–૦

૧૧. અગિયારમા પ્યાલા આગળે મેં કીધી વિનંતી કરોડ,
ચોરાશીના ફેરા મટાડો શામળા રે,
મારી સતગુરુ બંધી છોડ,
કરોડ ગુના કીધા કેશવજી, મારી ત્રિકમ ફાંસી તોડ,
એવા સતગુરુ બાનને સમરી રે,
રાવું કરે પાયે રડી....એવો–૦

૧૨. બારમે પ્યાલે તખત બેઠા, નોખા નથી દીનાનાથ,
જાળી અજાળી ઉતારજો, સતગુરુ રહેજો મારે સાથ,
ઓળે(ચરણે) આવ્યાને ઉગારજો, હરિ ગરાવજો હાથ,
એવી મુકિત મેં માંગી રે,
ગુરુજી તમારી નોબત ગળી.... એવો–૦

૧૩. તેરમે પ્યાલે ત્રિકમજી તમને તમે નર ને નાર,
ઇચ્છે તેને આલજો, ભરજો અખૂટ ભંડાર,
સુખ આપોને શામળા, મારી, પૂરો ને હૈયાની હામ,
એવા ભગવંત ભીડે રહેજો રે,
મારી ગુરુએ દેહમાં અડી.... એવો–૦

૧૪. ચૌદમે પ્યાલે સતગુરુએ કળા બતાવી શાન,
ચિત્રોડ દ્વારો સાહેબ ત્રિકમનો,
એમ ખોળી બતાવ્યા ખાન,
અયોધ્યાપુરીથી આવજો, મારી રંજની બતાવવા રામ,
એવી રામથી લગની લાગી રે,
એમ ઘટોઘટ બોલે ઘડી.... એવો–૦

૧૫. પંદરમો પ્યાલો પંદર તિથિનો સમરે તેને સાંય,
ચૌદ લોક સમજી લેજો, મૂળ વચન છે પ્યાલાની માંય,
આ પ્યાલો અમર પુરુષનો, આવ્યો મૃત્યુલોકની માંય,
એ પ્યાલો જે પીશે રે, પીશે તેને ખબર ખરી...એવો–૦

૧૬. સોળ મતિકા શ્યામ છે, મતિ સોળમાં રામ,
સવા સોળમાં સમજી લેજો, મારે ખરી સૂઝી છે ખાન,
રજને ચરણે અરજણ બોલ્યા, જેને લાગ્યાં બ્રેહનાં બાણ,
એવા નામના બાળ લાગ્યાં રે,
ઘાયલ વસિયલ જીવે નહીં ઘડી.... એવો–૦

## પદ

પ્રેમ કરીને હરિ પરખું, મારા નૈનમાં મૂર્તિ નિરખું,
બાવાજી આતમ ઠેરાણા આપના ગુરુબાન મળ્યા મને સતના,
ઉમરા દર્શન આવે, મોટા મહિપત શીષ નમાવે,
ગુરુબાન વાડી છે ગતના, તો મને માર્યાં બાણ મહોબતના.

સૂર્યવંશી સૂગ્યા ચંદા, જેણે રોજ આનંદ અખંડા,
એ બાવાજી રોન કરે સારી નનના, સડીદાર હજુરી સતના,
ખલકા પહેર્યા વરમંડ બાના, આવ્યા સોસન ગુરુના વિમાના,
જપ, તપ સર્વે જપના ગુરુ તેજ ધુણી પર તપના,
વિવેકી સાધુ બુદ્ધિવંતા, જેને ત્રણ ગુણ લીધા તંતા.

હેઠ સમાધિ હેમંતના, મુને નટ ખેલાવે નતના,
સમરે અરજણદાસ સાધુ, સારું બાવા ચરણ દિલ બાંધ્યું,
રોટી પરમારથ રખના, મહા ધર્મ સહાય વર્તના.

## આરતી

ધન નેજા ધારી, ધન પરચા ધારી,
ખીમ, ભાણ, ત્રિકમ, ખાન, રવિ મોરારી,
આદ્યશક્તિએ જુગ ઉપાયો (ઉપજાવ્યો)
ઉપાયા નર ને નારી.
જુગ રચાયો ફળ નિપાયો, હુનર કોટ હજારી.... ધન૦

એક પલમાં જમી-આસમાના, કરનવાલા કિરતારા,
જુગ રચાયો, ફળ નિપાયો, ઉલટસુલટ અવતારા.... ધન૦

પોકરણ ગઢથી રામ પધાર્યા, શાપુર શહેર સુધારી,
ચિત્રોડમાં આવી ડંકા દીધા, ત્રિકમ લીધા તારી.... ધન૦

ગામ રંગપુર નામ રામગર, સૌભણ (સણૈયા દાદા)ને સુધારી,
અંગ્રેજને પરચા દીધા ભારી, ભારી મેં શોભા ભારી.... ધન૦

સાહેબ જીવણને ગુરુ ભીમ ભેટયા, અક્કલદાસ ઓધારી,
હેમ, ખેમ, પ્રેમહંસે મુક્તિ અમારી.... ધન૦

બાળકસાહેબને બોલ દીધા, ગુરુ મળ્યા ગિરનારી,
સમરૂં અરજણ ખાનસાહેબને આરતી ઉતારું.... ધન૦

## ૧૭ઃ હીરસાગરની વાણી

"આદિ અંત સો મધ્યમાં, સતગુરુ શુદ્ધ સ્વરૂપ,
રવિ શશી તારા પંચ રંગમે, સોહમ બ્રહ્મ હે અરૂપ"–સાખી.

૧

કહે હીરસાગર સૂણો હરિજનો, નામ નિરંજન હે ન્યારા,
જે નામે આ સૃષ્ટિ રચાણી, રચાણાં સર્વે બ્રહ્માંડ,
દેવી દેવતા એ નામ થકી છે, નામ થકી શાસ્ત્ર–પુરાણા રે,
નામ થકી છે ચંદ્ર ને સૂરજ, નામની દશ અવતારા રે,
નામ થકી અનેક સંતો, ગ્રહી નામ આધારા રે,
પીર પેગામ્બર તીર્થ કરો તે, નામ કા સોઇ વિસ્તારા રે,
નામ રૂપ ગુણથી આગે પોતે, સતનામ કિયા વિચારા રે,
જે નામ અનામી પાયા ઘટમેં, નિરંતર હે નિરધારા રે,
નામ પાયા સતગુરુ શરણ સે હુવા જીવ નિસ્તારા રે,
હીરસાગર હરિ પરગટ દેખ્યા, સતગુરુ દેવ દીદારા રે.

૨

સાહેબ નામ પરખાવ્યા પોતે, કરી કરુણા કરમશી દેવા રે,
સતગુરુ મારા ભાણ કબીરા, આપી સત નામની સેવા રે,
ભાણવંશ મેં પ્રગટિયા પોતે, અલખ અનામી દેવા,
આનંદ રામ જીવારામ મળિયા, કીધી છે સત્સંગ સેવા,
સર્વે સંશય ટાળી ગગનના, સાહેબ જ્ઞાન કીયા સારા,
ભેદ બતાવ્યો નિજ નામનો, કૃપા કરી અપરંપારા,
જાતિ ભાવ દેહભાવ મટાડયો, પ્રગટ પાયા સ્વરૂપ મેવા,
ભટકાર મટાડી ભવે ભવનો, અમર મહેલ દીયા રે'વા,
હે મારા સતગુરુ કરમશી, કરુણાસાગર હે દેવા,
બનાવ્યા અજર અમને, હીરસાગર હીરા જેવા.

3

તત્વ વિચારી જુવો રે, તત્વજ્ઞ તમે પ્યારા,
નથી જગતમાં કયાંઇ રે, નિર્ગુણ સ્વરૂપ હે ન્યારા,
કોઈ જુવે દેવળ મંદિરમાં, કોઇ જુવે તિર્થો માંય,
કોઇ શોધે વેદ પુરાણે, કોઈ કર્મકાંડની સહાય,
કોઇ અનુમાને ભટકે રે, પદાર્થ ભાવમાં સારા,
ગુરુ કહે તારા ઘરમાં જોને, તત્વ છે અપરંપારા,
દ્રષ્ટિ આપી ગુરુ ગમ કેરી, સમજાણો ત્યારે સાર,
નિરખું નિરંજન દેવા રે, નામ રૂપ ગુણથી ન્યારા,
પાંચ તત્વથી પાર છે, છઠ્ઠો સરજનહાર,
દેહ ઇન્દ્રિયો મનનો પોતે, એક જ છે આધાર,
નિરાધાર જે નિરખો રે, બોલે બોલાવનહાર,
હરદમ મેં હાજર રહીને, કર ગુરુ શબ્દ વિચાર,
ત્રિલોકી નાથ તારામાં ગાજે, નથી છેટો લગાર,
હિલમિલ હીરસાગર રે, ગુરુ કરમશી દેવ ધાર્યા.

૪

અનહદ અપરંપાર રે, ગાજે ગજાવનહારા,
સુરતા ત્યાં વિરામી રે, મિટયા આવાગમન મારા,
પિંડ બ્રહ્માંડથી પાર છે, સમજે સમજણહારા,
હદ બે હદથી ઉપરે, અનહદ નાદ અપારા,
ખેલ ખેલે ખેલાડી રે, સતગુરુએ કિયા નિસ્તારા.
દશ મિટાવી કદમ પર ચડયા, સત સુહાગી,
કદમના ઝાડ પર ચડી પોતે, કાલંદી જોઇ તાગી,
બન્યા ભગવાન પોતે રે, ત્રણ લોક આધાર,
અખંડ બંસીનાદ સુનાઇ, વૃત્તિ સ્થીર કરી થાપી,
ભૂલી ભાન લૌકિક સર્વે, અલૌકિક અમાપી,
સુરતા સોહં સમાઇ રે, સમજે સતગુરુ બાળ,

આ ભેદું હું દીગતી છે, જેને સમજે સતગુરુ બાળ,
હીરસાગર હરોહર મેં, નડે નહિ હવે કાળ,
કેરુણ સાગર કરમશી રે, સતગુરુ મારા રે.

## ૧૮: કાળાભગતની વાણી

### પદ–૧

આપે વાડી આપે કયારો આપે સીંચણહારો,
સંસારસાગર મહાજળ ભરિયો તેરી ઉતરશે તારો,
વણજે આવ્યો વણજારો, એના હાથમાં દોરી સંચારો રે,
વણજે આવ્યો વણજારો.

એવી ટેક છે અનંગપંખની, મેલે નહીં કયાંય માળો,
અધવચ જઇને ઇંડાં મૂકે, એનો રામ કરે રખવાળો રે–૦

આપે કુંચી ને બાવો આપે તાળું, આપે ખોલનહારો,
કુંવરબાઇના વા'લે મામેરાં પૂર્યાં, મોહન મોરલીવાળો–૦

શીષ નમાવી દેહા ચરણે બોલ્યા કાળો દાસી,
સતગુરુ અમને ચરણુંમાં રાખો, પાળીને પાર ઉતારો રે–૦

(પાઠફેર)

જેના હાથમાં દોરી સંચારો વણજે આવ્યો વણજારો,
આપે વાડી ને બાવો આપે કયારો આપે સીંચણહારો,
ગુરુ મારો આપે સીંચણહારો,
કુંવરબાઇનાં મામેરાં પૂર્યાં, મોહન મોરલીવાળો,
વણજે આવ્યો વણજારો, એના હાથમાં દોરી સંચારો,
વણજે આવ્યો વણજારો.
આપે તાળું આપે કુંચી, આપે ખોલનહારે,
સંસારસાગર મહાજળ ભરિયો તરી ઉતરશે કોઇ તારો
વણજે આવ્યો વણજારો.

સાચી ટેક અનગપંખીની, મેલે નહીં ક્યાંય માળો,
અધર સેવે ને અધર ઉડાડે, જેનો રામ કરે રખવાળો રે,
વણજે આવ્યો વણજારો.

શીષ નમાવી દેહાચરણે બોલ્યા દાસ કારો,
સાધુચરણમાં વિશ્વાસ રાખો, અમને પાળીને પાર ઉતારો,
વણજે આવ્યો વણજારો.

### પદ–૨

સતગુરુ મારો અનેક રૂપી, બાળ સ્વરૂપી બોલે,
અંતર વાટડી જુઓ ઉઘાડી, એમાં બેઠો બોલે જીણાં જંતર વાગે,
જુદી જુદી જાતનાં રે એમાં જીણાં જંતર વાગે,
સુનમંડળની શેરીએ અહરનીશ વાજાં વાગે,
છ શેરમાં જુઓ તપાસી, કોણ સુતા કોણ જાગે–જીણાં જંતર વાગે.
તાલ, તંબુરા, મૃદંગ, મંજીરાં જીણાં ઝાલર વાગે,
બાવા જીણાં ઝાલર વાગે,
સદ્ગુરુની ગાદી ઉપર ટણણ ટોકરા વાગે,
જીણાં જંતર વાગે.

ખારા સમદરમાં મીઠી વીરડી, છ પાણીડાં ભાવે,
ગગનમંડળમાં જુઓ તપાસી, સેજ્યું ક્યાંથી આવે–જીણાં જંતર વાગે.

શીષ નમાવી દેહા ચરણે, બોલ્યા દાસ કારો,
ગરીબ થઈને ગુણ ગાયાં ભલે મળ્યા અવિનાશી–જીણાં જંતર વાગે.

## ૧૯ : દાસ હસીરોની વાણી

### ૧

મારો હંસલો ગંગાજીમાં નાય,
ગુરુજી મારા, ભૂલ્યા નર ભીત્યુંમાં ભટકાય,
પોતાના મંદિરિયાની પ્રતીત પાળે ને,

પારકે મંદિરિયે પૂજવા ધાય,
આડા ને અવળા મૂરખો ફેરા ફરે છે,
ઇ તો ભળ રે ચોરાશીમાં જાય –ગુરૂજી ૦
શૂરા હોય તે તો સન્મુખ રેવે ને,
કાયર કંપે રુદિયા માંય,
મુરખ મનડાંને ઘણું સમજાવું,
તોયે ગાફેલ ગોથાં ખાય- ગુરૂજી ૦
સૂમની પેઠે મૂરખે માયા ભેળી કીધી,
નવ ખરચે, ન ખાય,
પુન્યને નામે, ભાઇ, પાઇ ન વાપરી,
એના મનડાને મુગતિ કયાંથી થાય ? –ગુરૂજી ૦
મુજ પર મહેર કરી પ્રભુ પધારો તો,
દાસનાં દુઃખ દૂર થાય,
શેલાણીને ચરણે બોલ્યા હમીરો,
મીઠા મીઠા અમીરસ પાય – ગુરૂજી ૦

૨

એક દાણ શોભા દે, વાલિડા મારા, એક દાણ દરશન દે,
પલ ઘડી પ્રભુ મારી પાસે રહેજો, અવિનાશી ઉપદેશ,
અમે પંખી રામ પરદેશના, અમે આવ્યા તમારે દેશ,
અમે ચાલ્યા અમારા દેશમાં, તમે કયાં જઇ લેશો વાસો – ૦
જપિયા લૂટયાં, તપિયા લૂટયાં, લૂટયાં ભગતના ભેખ,
એક ન લૂંટાણો બાવો કાપડી, જેણે ગ્રહી બાનાની ટેક – ૦
હિંદુ મુસલમાન એક વિસ્તારા સર્વે એક જનુનીના જાય,
આયાં આવીને સૌ હુવા જુજવા, મારા સાયરને દરબાર એક – ૦
અબળાને મોલે આવો ઓધવજી, મને દાસી જાણી દરશન દે,
દાસ હમીરો શેલાણીને ચરણે બાવન બબરું તું લે – ૦

૩

મારી દુબળાઇ જોઇ-જોઇને દાખવું,
શેલાણી સાંયને હૃદયમાં રાખું. —

વણ ધરાએ આંબલો રોપ્યો, એની પાડું (મૂળ) ગઇ પીયારે (પાતાળ)
ડાળે ડાળે ફળ લાગ્યાં એની નોધારિયું છે શાખું — ૦

રામની આગળ હું રમત માંડું, મારા ધણી આગળ નાચું,
દાસ હમીરો હીરા સાંયને ચરણે, હવે વરસિયું છે સ્વાતુ — ૦

તમારા સારુ મેં સેજ બિછાવી, વાલમ જોઉં તારી વાટું,
મીઠા રે માવા મારે મંદિર પધારો, પ્રેમની સાંધી આવો પાંખું — ૦

૪

આ રે જગતમાં તમે ખોટા નઇ બોલો રે,
ખોટાને વાલો નઇ તારે રે જાણે હીરલ સાંય બાવો,
ત્રાંબા પીત્તળની વાલો ધાણિયું માંડશે,
કુડિયા કપટીને વાલો ભારી પીલશે.

ભાઈ નાગ રે મોરલીમાં વાલો મંત્ર શીખવાડે,
મુંડિયો મોજું એમાં માણે રે —
જાણે હીરલા સાંબાવો મોરલી વગાડે,
કહે એ મસ્તાની કે મારો હીરલો ખોવાણો,
હીરલો નહીં મળે ખર્ચે નાંણે રે —

૫

કોરા રે કાગળ લાવો કાયા તણા, ગુરુ આગળ દાખો,
વેપારી થઇને આવો વિઠ્ઠલજી, ખંતે લખાવો ખાતું,
સેલાણી સાંઇ રુદિયામાં રાખો, દુઃખ હું કોની આગળ દાખું,
વિના રે ધરતી એક આંબલો રચીયો, પાળ પિયાળે છે,
વિના રે ડાળે ફૂલડાં આવ્યાં, તેની સાખું તો નાધારી છે,

ગુરુ મળ્યા અમને ગર-ગમ બતાવે, વિગતે બતાવે વાતું,
હાથે કરી સાઇલા જીવડાને તારજો, લેણું બંધાવો ભાતું,
ગુરુ મળ્યા અમને જ્ઞાન બતાવ્યા, વિગતે બતાવી વાતું,
દાસ હમીરો હીરાસાંઇને ચરણે, પ્રેમની બતાવો તે પાત્યું.

૬

હાવ હાવ કરી હાંકલું મારે, જોર બતાવે જાડો,
ગુરુના ભજનમાં સમજે નહીં, કસાઇયે બાંધેલ પાડો,
એ જોગેશ્વર સરોદા મત સાધો,
સતીયું નિજાર જુગ જાગો, જોગેશ્વર સરોદો મત સાધો,
સતને પગલે ચાલતા નથી, કૂડની કંઠી બાંધો,
દેવ દેવની પૂજા કરે, મૂરખને પત્થર વાલો,
જમરા આવે જયારે જીવ લેવા, ત્યારે કોઇ નહીં ફરે આડો,
મૂરખ નરને માયા વાલી, આંગણે ગળાવેલ ખાડો,
દાસ હમીરો હીરાસાંઇને ચરણે, તે ગુરુ વચને ગાંડો.

## ૨૦: રૂખી રામદાસની વાણી

એ જ અમારો આત્મા, હમ રે ઉનકે પાસ,
ઉન કે સાથ લગાર હે, કહે રૂખી રામદાસ.

૦૦૦

જાનો સબ કોઇ શાન પિછાનો, સબ સંતનકી બલીહારી,
આપમેં આપસે તાળીન કર લો, કહે રૂખી રામદાસ પોકારી.

૦૦૦

૧

સાધુ રૂખી રામદાસને સવાર થયું રે,
સતગુરુ મળ્યા ને અજવાળું ભર્યું રે,
પ્રગટયા રવિ ભાણ ને અંધારું ગયું રે,
સાધુ પાપ ગયું ને પ્રાગટ વાસી રે,
જોયું રે તખ્ત પર જાગી રે,
એ ત્રણ ભવનમાં લાગે તેજના તડાકા રે,
શૂન્યમાં સુરતા હવે લાગી રે – સાધુ૦

સાધુ અનહદ શબ્દ ગગનમાં ગાજે રે,
નુર ઝરે રે નવખંડા રે સાધુ.
ઝરમર અમીરસ ચારે દશો વરસે રે,
ભીંજાય એકવીસ બ્રહ્માંડ રે – સાધુ૦

સાધુ ઝળહળ જ્યોત ત્યાં અખંડ અજવાળાં રે,
પરમ પુરુષ પ્રકાશિયા રે સાધુ,
કોટિક ભાણ મારે ઉગ્યા દલ ભીતર રે હો.
શૂન્યમાં સતગુરુકા વાસી રે – સાધુ૦

સાધુ સતસંગમાથી અમને સાહેબ મળ્યા રે,
નિરભે નામ અમે પાયું રે – સાધુ૦

કહે રૂખી રામદાસ હવે મને ફાવ્યું રે,
બાહાર હતું તે ઘટમાં ભાળ્યું રે – સાધુ૦

૨

સાધુ સતગુરુ મળ્યા ને ફેરા ચોરાસીના ટાળ્યા રે,
અમરનારા લિખાયો રે,....સાધુ
ચોરાશી છોડાવી અમે આનંદ પાયો રે,
સાધુ ઉન્મુનિ મુદ્રાએ જાપ અજપા રે,
જો કોઇ સમરે શૂરા રે....સાધુ.
તખત ત્રિવેણીમાં હંસા નીર ના'યા રે,
અખંડ વરસે ત્યાં અમીધારા રે,
સાધુ શ્વાસ ઉશ્વાસે જેનાં સ્મરણ કરીયે રે,
સુખમના વરસે એક ધારા રે,
ચૌદ ભુવનમાં સંપૂર્ણ ભર્યા રે,
દેખ્યા મેં અપરંપારા રે,
સાધુ હદ બે હદ છોડી અમે અનહદમાં આવ્યા રે,
અખંડ નામ લીખાયો રે....સાધુ.

નાદ રે બુંદ કા ત્યાં નહીં નેઠા રે,
પુરા રે પરવાના અમે પાયા રે,
સાધુ ગુરુ ગોવિંદદાસે ગુણભંડાર ઉપાડયા રે,
લાલદાસે ભેદ બતાયા રે....સાધુ.
કહે રૂપી રામદાસ અમે મૂળ વચન પાયા રે,
મટી ગઈ ચોરાશીની છાયા રે....સાધુ.

૩.

મન તું કરી લે હીંમત રે, ચાલો રે સતગુરુજીના દેશમાં રે,
ભાવેથી ભેળા થાશું રે, ભજન કરશું ગુરુજીને આંગણે,
હાં રે ભાઈ, તખત ત્રિવેણીની ઉપરે, ઓહમ્ ઓહમ્ ચાલે રે,
પ્રેમના પ્રકાશ સંતો હુઇ રહ્યા સતગુરુ સન્મુખ સાલે રે,
હાં રે ભાઈ, ગગનમંડલના મંડપમાં અનહદ વાજાં ત્યાં વાગે રે,
સૂરતા ધરીને તમે સાંભળો ધૂન એની ગગનમાં ગાજે રે,
હાં રે ભાઈ, એકવીસ વરમંડની ઉપરે ત્યાં નામ છે નિજનામી રે,
ઉનકા સમરણ સંતો કરી લીયો, પછી આવે નહીં એમાં ખામી રે,
હાં રે ભાઈ, નામના પરવાના તમે નક્કી કરો, ધ્યાન ધરો દિન રાત રે
સત પુરુષને તમે જઈ મળો, આત્મા છે ઉનકી જાતી રે,
હાં રે ભાઈ, અરજ કરે સંત સાધને, ગરીબ રામદાસ હાથ પસારી રે,
જ્ઞાની તે પુરુષ લેજો ધ્યાનમાં એવી વિનંતી છે અમારી રે,
હાં રે ભાઇ, અરજ કરે સંત સાધને, ગરીબ રામદાસ હાથ પસારી રે,
જ્ઞાની તે પુરુષ લેજો ધ્યાનમાં એવી વિનંતી છે અમારી રે,
હાં રે ભાઇ, ગોવિંદ-પ્રતાપે બોલ્યા રૂપી રામદાસ
બોલ્યા નિજ વાણી રે,
ચેતનપુરુષ તમે ચેતજો, નામની કરી લીયો ઓળખાણી રે.

૪

એ જી ગુરુ મારા મહામંત્રનો મહિમા બ્રહ્મલોકમાં રે,
તેનો જય ઋષિ જાણતા'તા જોગ, એ નોતો ચારે વેદમાં રે,

એ જી ગુરુજી, અસંખ્ય જુગમાં નો'તો આધાર પચાસ ક્રોડમાં પાણી રે,
તે દિ નુરીજન હતા નિરાકાર રે, તેમાંથી શકિત હરસાણી રે,
એ જી ગુરુજી, શકિતએ કર્યો સમાગમ નિરંજન વચન દીધાં રે,
પછી ઉગૈયાને વધ્યો રે ઉમેદ, ત્રણ દેવ પેદા કીધા રે,
એ જી ગુરુજી, મહાચંડી રૂપી મહારાજ શંકરનો પરમોદ પાયો રે,
પછી ધરતીનું બાંધ્યું લઇને ઘરણુ તે દિ બીજધર્મ સ્થાપ્યો રે,
એ જી ગુરુજી, નાદ બુંદનો કર્યો વિસ્તાર, સંસાર પેદા કીધો રે,
એમ બોલ્યા રૂપી રામદાસ, શંકરે મહામંત્ર મારકુંડને દીધો રે.

## ૨૧ : ઉગારામની વાણી

૧

નિર્ભય નામ વિચારો હરિજનો, નિર્ભય નામ વિચારો,
જે ભવસાગરનો આરો હરિજનો, નિર્ભય નામ વિચારો.

મેલી તર્કવિતર્ક મનના, ગુરુવચનને ધારો,
નિશ્ચળ વૃત્તિ કરો ગુરુમેં, મિટે ભવ–ભટકારો.

અખંડ અવિચળ આત્મા, નહિં જાત વર્ણ વિચારો,
જે નિશદિન ઘટમેં ગાજે, મન–પવનથી ન્યારો.

હરદમ મેં હાજર રહેતા, સુરતા કરે સંધારો,
ઓહંગ સોહંગ બે તાર ગાજે, વાગે છે એકતારો.

સતગુરુએ કૃપા કરી, કિયો નામ ઉજીયારો,
ઉગારામ ગુરુદેવ હમારા, હીરસાગર કિનારો.

૨

અખંડ ઝાલર વાગે ઘટમેં, અખંડ ઝાલર વાગે,
કોઇ ગુરુગમ જ્ઞાનિ જાગે, ઘટમાં અખંડ ઝાલર વાગે.

ત્રિગુણ પર ત્રિવેણી તીરે, તારમેં તાર મીલાવે,
ગગનમંડળમેં ગેબી ગાજે, સુરતા ધ્યાન લગાવે.

ત્રિકુટી આગે તે જ સ્વરૂપી, સતગુરુ આપ બિરાજે,
સોહં સ્વરૂપ બન કે પોતે, ગુરુ સ્વરૂપ સમાવે.

ઓહં સોહં રણુંકારમાં, નિશદીન ગુરુગમ જાગે,
ઓમકાર એ નિરાકારમાં, અર્ધ માત્રા આરાધે.

અર્ધ માત્રા સહિત ઓમ, સબીજ શબ્દ સુહાગે,
વેદ નેતિ પોકારે, તે ગુરુ થકી લક્ષ લાગે.

દેવી-દેવતાઓ ઘર ગોતે, પુરાણ કુરાન વિચારે,
કહે ઉગારામ ઉગ્યા ઘટમાં, પ્રગટ જયોતું જાગે.

૩

નિવૃત્તિ પ્રવૃત્તિ પરખી એક, સંકલ્પ દૂર કરો,
જીવન મુક્તિ જાણી તમો, સંતોષ વરને વરો.

આ અવલ કવલની છે સાધના, તેનું સહેજે સ્મરણ કરજો,
અનાદિ વચન છે ગુરુદેવનું, તેનું ધ્યાન તમે ધરજો.

એ પોતાના પુન્યનાં પારખાં, તે ગુપ્તદાન તમે દેજો,
આમાં શાન્તી, તપ, સોહં છે, તે તમારો આત્મા
ઓળખી લેજો.

એ વૃક્ષ રૂપ એક જ છે, તેમાંથી આ દ્વાદશ પ્રગટયાં ડાળાં,
અનુભવથી ઓળખાતો, સોહંપદ બાવન અક્ષરથી છે બારા.

એ દમ કદમના દોરમાં, નિરખો પદને તમે નિહાળો,
દશમાં સોહમમાં સુરતા લગાવો, તો જરે અખંડીત આરો.

એ સતગુરુએ વચન સુણાવ્યો, જરાઇ નથી જૂઠો,
સતસંગ રૂપી પાટી કરી, વચન વતરણેથી એક જ એકડો ઘૂંટો.

આ અનુભવી સ્કૂલમાં અભયવચન સતગુરુએ સુણાવ્યો,
દાસ ઉગાને સતગુરુ હીરસાગર મળ્યા, આ દેહીમાં દર્શાવ્યો.

૪

આપમાં અગમ ઉગે તે તમો જાણજો, સતગુરુ બતાવે સત્ય બ્રહ્મ,
તેમાં અલૌકિક અક્ષર ઉકેલે, તો કોટિક છૂટી જાય કર્મ.

વરતી વરમંડમાં વળી, ત્યાં સુરતા કરે સંગમ,
ગુરુવચનથી ઓળખી લેજો, માંહી બોલે છે નર છે નિગમ.

જ્ઞાન નામની ઘંટી કરો, પ્રવૃત્તિને બેસાડો દળવા,
સતનામનો ખીલો પકડી લિયો, ભવસાગરમાં તરવા.

પૂર્ણ પુરુષોત્તમ પરિબ્રહ્મ, તેને દેખું છું હાજરાહજૂર,
અનુભવી આરાધે ઓળખીને, તો હરિ નથી દૂર.

હવે રિજિયા રૂગનાથ, હેવે મુને તાળી દીધી,
મળ્યા સતગુરુ હીરસાગર ભાણ, કાપી કર્મની કળી.

બતાવ્યો સત બ્રહ્મ ઉપદેશ, તો આઉશ પાઉશ વાપરી,
તેના દાસ ઉગો જશગુણ ગાઈ, તે હંસને પણંગ નહીં લાગે
પાપ તણી.

૫

ગુપ્ત સ્મરણ દીધું ગુરુજીએ, તેથી ચિન્યો આત્મા હમારો,
હું અશુદ્ધ હતો તેને શુદ્ધ કર્યો, તે ઘણો ગુણ માનું
ગુરુ તમારો.

હવે સહાય ઓથ તમારાં ચરણનો, સમરવું ઇશ્વર સાહેબનું નામ,
દાસ ઉગારામને ગુરુ હીરસાગર મળ્યા, તો ખટપો શબ્દ
શાનમાં ઓળખાવ્યો આતમરામ.

૬

સાચા વચન મહેશ્વરાને, મૂળ વચનમાં વસે ગણેશા,
મૂળ વચન કરી લીયો પક્કા, જપી જાપ અખંડ અજપા.

ત્યાં ઓહંગ સોહંગ દો ચલે, ધારા દોઈ મળી એક
જ્યોત કા પ્રકાશા,
ડાબી ઈંગલા જમણી પિંગલા, વચ્ચે સહેજ સુખમણા કા વાસા,
પવન પરખ્યા તો મન પવના, બ્રહ્મ ના દેખ્યા એક જ અવાસા,
દાસ ઉગાને ગુરુ હીરસાગરને સબ્યા, બતાવ્યા સત બ્રહ્મ ઉપદેશા.

૭

જ્ઞાન ગુફામેં બેઠકે મન મઢીમેં ધ્યાન લગાવો,
સુરતા ભેળવો નુરતમેં, જલહલ જ્યોતિ સતનામની જગાવો.
પાંચ અવસ્થા કુ પરખ લીયો, ઉન્મુનિ મુદ્રા સુ ધ્યાનમાં રાખો,
સુરતા ભેળવો નુરતમાં અને અમી સોહં શબ્દ ચાખો.
એ જ મન મંદિરમાં દેવ, આત્મા મૂર્તિ અખંડ ધ્યાને રાખો,
અનંત જુગથી થયા થંભા, દીધા તે આસન વાળી.
આ જુગત એણે બિગતથી રચાવ્યું, ચૌદ લોક સેવક કીધા,
તે અદલ ગસ્થ નિજ નામનો, અનહદ વાજાં વાગે.
તે પ્રેમ તખત પર પરમાત્મા, અમી સોહમ્ આપ બીરાજે,
એમ દમ વસે કદમમાં કદમ વસે છે દમમાં,
તેની ગતી તો વીરલા જાણે,
પોતે પોતામાં પોતાનો પાર પરખ્યો નહીં,
તે તક ભૂલ્યા છો ટાણે.

## પરિશિષ્ટ–૧

### ભક્તકવિઓની વાણીના કેટલાક શબ્દોના અર્થ

૧. અજપાજાપ– નામનો જાપ મુખેથી કે મનથી પણ થતો નથી અને છતાં પણ શ્વાસોચ્છ્વાસ સાથે અનાયાસ અને નિરંતર થતો જાપ. જીવનની પ્રત્યેક ક્રિયા સાથે સહજ જાપ થતો હોય તે અજપાજાપ.

૨. અનાહતનાદ– અન્–નહીં, આહત–આઘાત. જેમાં આઘાત વગરનો નાદ થાય છે.

૩. અલખ– અ–નહીં, લક્ષ્ય–દેખાય તેવું. તે નિરાકાર અને અદૃશ્ય છે. અલક્ષ્ય, નિર્ગુણ બ્રહ્મ, ઇશ્વર, 'અલખ નિરંજન' પણ બોલાય છે.

૪. અલખનો આરાધ– અલખની આરાધના કરવી.

૫. ઉન્મુની– મનની ઊંચી અવસ્થા, પ્રશાંત સ્થિતિ. યોગની એક મુદ્રા (નાકના ટેરવા ઉપર નજર ઠેરવી ભવાં ઊંચા ચડાવી કરાતી હઠયોગની ઉન્મની નામની મુદ્રા)

૬. ઇડા- ઇંગિલાનાડી, નાકની ડાબી બાજુની ચંદ્રનાડી.

૭. કવલીગાય– વાછરુનો જન્મ આપે નહીં છતાં દૂધ આપે તેવી ગાય.

૮. કળશ– પાટની સ્થાપનામાં કળશમાં પાણી ભરી માથે રાખેલ નાળિયેર.

૯. કાંકણ– ગુરુબોધ આપે ત્યારે ડુંભાનાડાથી જમણા હાથે બાંધવામાં આવતી દોરી.

૧૦. કોટવાળ– પાટનો રક્ષક.

૧૧. ખટ્દર્શન– ખટશાસ્ત્ર, સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા.

૧૨. ગગનમંડળ- ચૈતન્ય આકાશ.

૧૩. ગતયગંગા– મહામાર્ગની જ્યોતે (પાટે) મળતા જતિસતીના જમેલા (સંત સમાજ) ને ગતયગંગા કહે છે.

૧૪. ચૌદલોક– ભૂલોક ભુવલોક, સ્વલોક, મહલોક, જનલોક, તપલોક, સત્યલોક અથવા બ્રહ્મલોક, અતલ,

વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ. સમગ્ર બ્રહ્માંડ પહેલા સાત ઊર્ધ્વલોક અને પાછલા સાત પાતાલલોક ગણાય છે.

૧૫. જતિ–સતી– જતિ–નિર્જારપંથી પુરુષ. સતી–નિર્જારી સ્ત્રી. (મહામાર્ગમાં સતી પાટની અધિષ્ઠાત્રી તરીકે બીરાજે છે)

૧૬. જ્યોત– પાટની વચ્ચેનો દીપક, બ્રહ્મજ્યોત.

૧૭. ઠાકરથાળી– પાટ ઉપાસનાનું નાનું સ્વરૂપ.

૧૮. ત્રિવેણી– ઇડા, પિંગલા, સુષુમણા નાડી જ્યાં ભેગી મળે તે સ્થાન.

૧૯. ત્રિકુટી– આંખની બે ભ્રમર વચ્ચેનું સ્થાન જેને ત્રિકુટી શિખર કે ત્રિકુટી મહેલ પણ કહે છે.

૨૦. થાળ– પાટ ઉપાસનામાં ધરાતું નૈવેદ્ય.

૨૧. થાવરવાર– શનિવાર.

૨૨. દશ દરવાજા– યોગની પરિભાષા પ્રમાણે દશ દરવાજા. ૨ આંખ, ૨ નાક, ૧ મુખ, ૧ ગુદા, ૧ લિંગ, ૧ હૂટી (નાભિ) બ્રહ્મરંધ્રનું ઉદ્દગમ દ્વાર. યોગીઓ જેને દશમું દ્વાર (બ્રહ્મરંધ્ર) કહે છે તેનાં કરતાં સંતોનું દશમું દ્વાર તદ્દન જુદું છે.

૨૩. દાસો– દાર્શનિક પાટ.

૨૪. વીસો– ગુપ્તપાટ, જતિ–સતીનો પાટ.

૨૫. ધર–અધર– ધર–પંચભૂતોનું બનેલું શરીર–સ્થૂળ. અધર–નિરાલંબ બ્રહ્મ તત્ત્વ–સૂક્ષ્મ.

| | |
|---|---|
| ૨૬. ધ્રુવ– | પાટમાં ઉત્તર દિશાનો દીપક. |
| ૨૭. ધૂનો– | મહાધર્મ, ધૂનધરમ. |
| ૨૮. નાભિકમળ– | નાભિ પાસે જે સૂક્ષ્મ ચક્ર આવેલું છે જેને યોગમાં મણિપૂર ચક્ર કહ્યું છે. |
| ૨૯. નિઝર– | કોઇ પણ જાતની વાસના રહિત. |
| ૩૦. નામ– | સંતો જેને નામ કહે છે એ તો ગુપ્ત છે. એ નામને સંતો ૐ, નિજનામ, સતનામ, એવા નામથી પણ ઓળખાવે છે. બીજી કેટલીક પરંપરામાં ઊનામ કે બ્રહ્મને પણ નામ તરીકે ઓળખાવે છે. |
| ૩૧. નાદ– | અવાજ, (કુંડલિની જ્યારે ઉલટી ગતિએ ઉપર ચઢે છે ત્યારે એનાથી જે સ્ફોટ થાય થાય તેને નાદ કહે છે.) અનાહત નાદના અર્થમાં નાદ છે. |
| ૩૨. નાદ બુંદ– | નાદ–ગુરુ શિષ્ય પરંપરા બુંદ–પિતા પુત્રની શિષ્ય પરંપરા. |
| ૩૩. નુગરા– | જેને ગુરુ નથી તેવા. |
| ૩૪. નુરત સુરત– | નિઃરતિ–સુરતિ, નુરતા–સુરતા. નિઃરતિ–ઉદાસીનતા, સુરતી–તલ્લીનતા (બધી જ અસાર વસ્તુઓમાંથી મનને હટાવી લેવું અને સાર તત્ત્વ–પરમાત્મામાં મનને જોડવું.) નુરત–સુરતની નળીથી સુષુમણા દ્વારા પ્રાણની ઊર્ધ્વગતિ કરી શકાય છે. |
| ૩૫. પરમોદ– | પ્રબોધ–ગુરુ જે બોધ આપે છે તે. |
| ૩૬. પિંગલા– | નાકની જમણી બાજુની સૂર્યનાડી. |

| | |
|---|---|
| ૩૭. પિંડ– | દેહ. |
| ૩૮. પ્યાલો– | કોઇ વાર ગુરુ અભિમંત્રિત જળનો પ્યાલો શિષ્યને પાય છે. |
| ૩૯. પાટ– | દાસો, વીસો, પંજો પાટ ભરાય છે તેનું ટૂંકું નામ. |
| ૪૦. પરભૂડી– | પાટ વખતે જ્યોત પ્રગટાવવા માટે સૂતરમાંથી બનાવેલી નાની દિવેટ. |
| ૪૧. પ્રગટિયા– | પરભૂડીથી મોટી હોય તેવી દિવેટ. |
| ૪૨. બંકેનાળ– | નાડીનું નામ છે જે બંક/વાંકી છે. |
| ૪૩. બારપોરો– | પાટ બારપોરો ભરાય છે. રાત્રી, દિવસ અને રાત્રી પ્રહર માટે પોરો શબ્દ વપરાયો છે. (છત્રીસ કલાકનો પાટ) |
| ૪૪. બીજ– | દ્વિજનું જ રૂપાંતર બીજ છે. 'માયલા' ને-અહમ્‌ને મારી નવો જન્મ મેળવવાનું છે. અજવાળી બીજના દિવસે ગુરુ બોધ આપે છે. મહામાર્ગમાં અષાઢી બીજનું ભારે માહાત્મ્ય છે. |
| ૪૫. બીજધર્મ– | મહાધર્મ, નિજારધર્મ, અજવાળી બીજ સાથે પાટ ઉપાસના થતી હોવાથી બીજધર્મ કહે છે. |
| ૪૬. બાવન અક્ષરથી બારો– | બાહ્ય જગતથી ન્યારો, ગુજરાતી મૂળાક્ષર બાવન છે તેનાથી પર, અવ્યક્ત, ભાષા દ્વારા વર્ણવી ન શકાય તેવો. |
| ૪૭. બંગલો– | દેહને આપેલી ઉપમા. |
| ૪૮. મોતી– | 'મોતી' રહસ્ય બ્રહ્મ માટે વપરાયેલો શબ્દ છે. જીવ એ હંસ છે, જે મોતીની શોધમાં |

છે. આ મોતી પિંડમાં જ શોધવાનું છે. (દિલ દરિયામેં ડૂબકી દેના મોતી લેના ગોતી.)

૪૯. મોરલો– જીવને આપેલી ઉપમા.

૫૦. મંડપ– નિજારપંથ સાથે સંકડાયેલી ધાર્મિક વિધિ.

૫૧. વરમંડ– બ્રહ્માંડ

૫૨. વાયક– પાટનું નિમંત્રણ (કંકુવાળા ચોખા વાયક તરીકે અપાય છે.)

૫૩. વચન– સંતો જેને વચન કહે છે તે એક રહસ્ય છે. એ વચન અશબ્દ ઉજાસ, મનુષ્યની આંતર ચેતના ૐકાર હોય શકે.

૫૪. વાડીના સાધુ– હરિજન નિજારપંથી પુરુષ.

૫૫. સમાધિ– અષ્ટાંગ યોગનું એક અંગ. ધ્યાન વડે મનનું સ્પંદન રહિતથવું તે સમાધિ. સંતો મૃત્યુ પૂર્વે મૃત્યુનો સમય આપી બરાબર તે સમયે જ મૃત્યુ પામે તેને સમાધિ લીધી કહેવાય. સંતોના મૃત શરીરને જયાં દાટવામાં આવે તે સ્થાનને 'સમાધિ' સ્થાન કહે છે.

૫૬. સાહેબ– ધણી, પરમતત્ત્વ.

૫૭. સુષુમણા– ઈડા, પિંગલાની વચ્ચેની નાડી.

૫૮. સંખાબોલ– પાટના કોટવાળને બોલવાનો મંત્ર.

૫૯. સુનમંડળ– ચૈતન્ય મંડળ જેને શૂન્ય–સૂન–સૂનઘર સૂનશિખર પણ કહે છે. અહીં શૂન્ય ખાલીના અર્થમાં નથી પણ 'સભર' ના અર્થમાં છે.

૬૦. સોહમ– તે (બ્રહ્મ કે ઇશ્વર) હું છું.

૬૧. શબ્દ— સંતો જેને શબ્દ કહે છે એ પણ એક રહસ્ય છે. આ શબ્દ જ મૂળ ચૈતન્ય તત્ત્વ છે. આ શબ્દ જ દૃશ્ય–અદૃશ્ય ૐકાર છે. આ શબ્દ જ સકલ બ્રહ્માંડ જાણો. આ શબ્દથી જ દૃશ્ય જગતનું સર્જન થયું છે.

## પરિશિષ્ટ (૨)

## સત્સંગીઓની યાદી

"સૌરાષ્ટ્રના હરિજન ભક્તિકવિઓ" મહાનિબંધના કાર્યમાં આ ભક્તોનાં જીવન, કવન અને ભજનના રહસ્યને જાણનાર સાધુ, સંતો અને સત્સંગીઓનો સૌથી મોટો ફાળો છે. આ સાહિત્ય ગ્રંથસ્થ ઓછું ને કંઠસ્થ વધુ છે. કોઈક જગ્યાએ ભજનપ્રેમી ભક્તની નોંધપોથીમાં ટપકાવેલું જોવા મળે છે. એ દરેકના સાથસહકાર વગર આ કાર્ય શક્ય ન હતું. તેમનો આભાર માનું તેટલો ઓછો ગણાય. આ સાથે તેઓની યાદી મૂકું છું.

| | | |
|---|---|---|
| ૧. મૂળદંસસાહેબ – | ચિત્રોડની ત્રિકમસાહેબની જગ્યાના મહંત | ચિત્રોડ |
| ૨. જયરામદાસ બાપુ – | આમરણની ભીમસાહેબની જગ્યાના મહંત | આમરણ |
| ૩. જીવણદાસ પૂરણદાસ – | દાસી જીવણની જગ્યાના પૂજારી | ઘોઘાવદર |
| ૪. મંગલદાસ બાપુ – | દાસી જીવણની જગ્યાના પૂજારી | ઘોઘાવદર |
| ૫. હીરુબાઈમા સોલંકી – | ,, ,, | ,, |
| ૬. ખીમાભગત – | દાસવાઘાના જાણકાર ભજનપ્રેમી | વાછરા |
| ૭. અમરામહારાજ – | અકકલદાસના જાણકાર ભજનપ્રેમી | થાન |

૮. વાલદાસ બાપુ – બાળકસાહેબની જગ્યાના મહંત જૂનાગઢ
૯. લક્ષ્મીદાસ બાપુ – ” ” ” રાજકોટ
૧૦. માલદેવપીર – મેઘજીવાના વંશજ પીર સોઢાણા
૧૧. ભલાભાઇ ઉગારામના પુત્ર અને તેના આશ્રમના મહંત બાંદ્રા
૧૨. કલ્યાણદાસ બાપુ –ભવનાથની જગ્યાના મહંત જૂનાગઢ
૧૩. સેવાનાથ બાપુ – સવરા મંડપની જગ્યાના મહંત જૂનાગઢ
૧૪. વેજનાથ બાપુ – સવરા મંડપની જગ્યાના સાધુ જૂનાગઢ
૧૫. ગોવિંદદાસ બાપુ– રૂખી રામદાસની જગ્યાના મહંત રાજકોટ
૧૬. ઉકાભગત– પાટ, મંડપના ઉપાસક ધર્મપ્રેમી ભજનિક સીલોદર
૧૭. સાજણ ભગત– ધર્મપ્રેમી ભજનિક માંગરોળ
૧૮. માધવદાસ બાપુ – મહાધર્મી સાધુ, ભજનના ગાયક કોયલી
૧૯. જેઠીરામ બાપુ – બીજમાર્ગી સાધુ કોયલી
૨૦. કલ્યાણદાસ બાપુ – ભજનિક ગુરુપરંપરાના સાધુ રાજકોટ
૨૧. પંચાણદાસ બાપુ – ” ” ”
૨૨. સોમજીભાઇ મકવાણા– "આત્મવિલાસ યોગવાણી"ના સંપાદક રાજકોટ
૨૩. રામજી હીરસાગર – "યોગવાણી"ના સંપાદક ”
૨૪. સાંડણ ભગત – ભક્તિના રંગમાં રંગાયેલ ભક્ત છાયા
૨૫. ઉગાભાઇ વાણવી – પીઠાભગતના વંશજ ને તેના જાણકાર વંથલી
૨૬. ડાયા ગોરા વાણવી – ” ”
૨૭. પીઠા આલા વાણવી – ” ”

| | | | |
|---|---|---|---|
| ૨૮. ભીમજીભાઇ મકવાણા | – ભજનોના ગાયક | | હોયાણા |
| ૨૯. ખાખાભગત ડ્રાયવર | – | ,, | જુનાગઢ |
| ૩૦. સાજણભગત | – ભજનપ્રેમી ફરતારામ | | — |
| ૩૧. ખોડા કચરા | – ભજનોના ગાયક | | ધોરાજી |
| ૩૨. વાલજી જેઠા મકવાણા | – સુરદાસ ભજનોના ગાયક | | ,, |
| ૩૩. ચંદુભાઇ પરમાર | – | ભક્તપ્રેમી | મોરબી |
| ૩૪. અરજણભાઇ ગોહિલ | – પાટ–ઉપાસક–ભજનિક | | કરસદી |
| ૩૫. લાખાભાઇ શિંગરખિયા | – | ભજનપ્રેમી | છાયા |
| ૩૬. ગેલાભાઇ શિંગરખિયા | – | ,, | ,, |
| ૩૭. આલાભગત સાહિયા | – | ,, | અખેજ |
| ૩૮. અરજણદાસ બાપુ | –ગુરુપરંપરાના સાધુ ભજનિક | | નાનડિયા |
| ૩૯. મધુકર બરવા | – | ભક્તપ્રેમી | કુતિયાણા |
| ૪૦. પાગલબાબા | – | ભજનિક | કેશોદ |
| ૪૧. રામજીભાઇ વાણિયા | – | દાસી જીવણના જાણકાર ભજનપ્રેમી | રાજકોટ |
| ૪૨. હંસદેવ સાગઠિયા | – | ભજનિક | રાજકોટ |
| ૪૩. શંભુપ્રસાદ દેસાઇ | – સૌરાષ્ટ્રના ઇતિહાસકાર | | જૂનાગઢ |
| ૪૪. જીવાભાઇ ઉકાભાઇ | – માણભટ્ટલગતના જાણકાર | | કામરોળ |
| ૪૫. રૂખી લાખા ભગત | – મંડપ, પાટ–ઉપાસક, ભજનિક | | કેશોદ |

આ ઉપરાંત નીચેના પાંચ મિત્રો સંત-સાહિત્યના સંપાદનકાર્યમાં મદદરૂપ થયા છે :

| | | |
|---|---|---|
| ૧. રમેશભાઇ કટારિયા | .... | ગાદોય |
| ૨. વી. ઓ. સૂચક | .... | કેશોદ |
| ૩. જીવનભાઇ પટેલ | .... | શારદાગ્રામ |

૪. ડી. વી. ત્રિવેદી .... કેશોદ કોલેજ

૫. મહેન્દ્રભાઇ પરમાર .... જૂનાગઢ

## પરિશિષ્ટ (૩)

## ગ્રંથસૂચિ : ગુજરાતી :


૧. "અખો" : ભૂપેન્દ્ર ત્રિવેદી : કુમકુમ પ્રકાશન

૨. "અછૂત કોણ ?" : લલિત બુચ : રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ.

૩. "અંતર્વેદી" : મકરન્દ દવે : ચેતના ફાઉન્ડેશન, મુંબઇ.

૪. અસલ મોટી સંત સમાજ ભજનાવલી ભા. ૧ થી ૨૫ : સંપાદન : મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

૫. આકાશવાણી સંતસમાજ ભજનાવલી : સંપાદન : હરિહર પુસ્તકાલય.

૬. "આત્મવિલાસ ભજનસાગર યાને યોગવાણી" ભાગ ૧-૨ : : સંપાદક અને પ્રકાશક : સોમજી મકવાણા, રાજકોટ.

૭. "આદિકવિની આર્ષવાણી" : ડૉ. ઇશ્વરભાઇ દવે : સૌરાષ્ટ્ર યુનિ.

૮. "આપણી લોકસંસ્કૃતિ" : જયમલ્લભાઈ પરમાર : રાજકોટ.

૯. "આપણો ધર્મ" : આનંદશંકર ધ્રુવ : આર. આર. શેઠ.

૧૦. "ઉપનિષદ સમુચ્ચય" : સંપાદન : શિવાશ્રમ આંત્રોલી (જિ. ખેડા)

૧૧. "કચ્છના સંતો" : દુલેરાય કારાણી : સસ્તું સાહિત્યવર્ધક,કાર્યાલય.

૧૨. "કબીર" : ડૉ. હજારીપ્રસાદ દ્વિવેદી : અનુ. કિશનસિંહ ચાવડા : રવાણી પ્રકાશન

૧૩. "કબીર બીજક" : સંપાદન : લીંબડી આશ્રમ પ્રકાશન.

૧૪. "કબીર વચનાવલી" : અનુ. પિનાકિન ત્રિવેદી અને રણધીર ઉપાધ્યાય: સાહિત્ય અકાદમી, નવી દિલ્હી.

૧૫. "કબીરસાહેબનાં ભજનો" : સંપાદન : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય

૧૬. "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો" : મંજુલાલ મજમુદાર

૧૭. "ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ" ગ્રંથ–૨
: સંપાદન : ગુજરાતી સાહિત્ય પરિષદ.

૧૮. "ગુજરાતી સાહિત્યઃ મધ્યકાલીન" : અનંતરાય રાવળ : મેકમિલન.

૧૯. "ગુજરાતીના સંતકવિઓ અને બાઉલપંથ" :
ફાર્બસસભા ગુજરાતી–મુંબઈ.

૨૦. "ગુજરાતીનાં કાવ્યપ્રકારો" : ડોલરરાય માંકડ : ગલિયાબાડા.

૨૧. "ગુરુ નાનકવાણી" : સંપાદન : નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા.

૨૨. "છેલ્લું પ્રયાણ" : ઝવેરચંદ મેઘાણી

૨૩. "જેસલ-તોરલ" : લેખક અને પ્રકાશક : મોહનપુરી ગોસ્વામી,
પોરબંદર.

૨૪. "દાસી જીવણસાહેબની વાણી" : સંપાદક : પ્રેમવંશ
સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૨૫. "દેવાયત પંડિત આખ્યાન" : કે. ર. સાયલાકર
શ્રી પુસ્તક મંદિર: અમદાવાદ.

૨૬. "નરસિંહ મહેતા" : કે. કા. શાસ્ત્રી ; નેશનલ બુક ટ્રસ્ટ

૨૭. "નરસિંહ મહેતા કૃત પદો" : સંપાદક : ઠાકર, ભટ્ટ, શુક્લ
ગુજરાત યુનિ. પ્રકાશન.

૨૮. "નવધાભક્તિ" જયદયાલ ગોયન્દકાઃ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૨૯. "પ્રીતમદાસની વાણી" સંપાદન : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૩૦. બૃહદ્ કાવ્યદોહન' ભાગ–૧ : ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ:
ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ સીરીઝ, મુંબઈ.

૩૧. "બૃહદ્ ગુજરાતી કાવ્યદોહન" ભાગ ૧–૨ : સંપાદક :
મોહનભાઈ પટેલ, ચંદ્રકાન્ત શેઠ, ગુજરાત વિદ્યાપીઠ.

૩૨. "બૃહદારણ્ય ઉપનિષદ" પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ :
સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૩૩. "ભારતની જ્ઞાતિવ્યવસ્થા" સંપાદકે : ડૉ. દેસાઈ : આર. આર. શેઠ

૩૪. "ભોજા ભકતનો કાવ્યપ્રસાદ": સંપાદક : મનસુખલાલ સાવલિયા.
ફતેપુર, અમરેલી.

૩૫. "મનુસ્મૃતિ" શાસ્ત્રી ગિરિજાશંકર : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૩૬. "મધ્યકાલીન ગુજરાતી કૃતિઓ" : સંપાદક : શણિંગા, પટેલ, શુકલ
પ્રવીણ પુસ્તક ભંડાર.

૩૭. "મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં તત્ત્વ વિચાર" – ડૉ. નિપુણ
પંડયા, અશોક પ્રકાશન.

૩૮. "મધ્યયુગની સાધનાધારા" ક્ષિતિમોહન સેન :
ગુજરાત વિધાનસભા, અમદાવાદ.

૩૯. "મહાભારત મંજરી", "પંડિત બંકિમચંદ્ર"
–સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૪૦. "મીરાં" "હસિત હ. બૂચ : કુમકુમ પ્રકાશન.

૪૧. "મીરાંનાં પદો" "સંપાદક" : ભૂપેન્દ્ર ત્રિવેદી, એન. એમ. ત્રિપાઠી

૪૨. "મેઘમાહાત્મ્ય" : "જીવણનાથ" : ચાંદોદ આશ્રમ, જિ. ભરૂચ.

૪૩. "યોગ અને જ્ઞાનનાં ભજનો" ફુલજી પ્રધાન વકીલ :
સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય

૪૪. "યોગ વેદાન્ત ભજન ભંડાર" : સંપાદક–પ્રકાશક–પ્રેમવંશ
ગોવિંદભાઈ – રાજકોટ.

૪૫. "યોગી હરનાથના સાંનિધ્યમાં" "મકરન્દ દવે" : વોરા પ્રકાશન.

૪૬, "રહસ્યવાદ" : ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા લેખક પ્રકાશક સોંદરડા.

૪૭. "રાજયોગવાણી" : સંપાદક પ્રકાશક–રામજી હીરસાગર, રાજકોટ.
૪૮. "રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી" –સંપાદક–
નાનાલાલ વ્યાસ : સસ્તું સાહિત્યવર્ધક, કાર્યાલય.
૪૯. "વડોદરા રાજ્યનો ઇતિહાસ" – વડોદરા રાજ્ય પ્રકાશન.
૫૦. "સત કેરી વાણી" – મકરન્દ દવે – વોરા પ્રકાશન.
૫૧. "સત્સંગ પારસમણિ યાને સંતપરિચય" લેખક–પ્રકાશક
– મોહનદાસ સાધુ
૫૨. "સંતવાણી" સંપાદક – દાસ બહાદુર વાઈવાલા : હરિહર પુસ્તકાલય
૫૩. "સંતવાણી આત્મજ્ઞાનનાં ભજનો" ભા. ૧થી૩ સંપાદન
સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
૫૪. "સંતવાણી : પ્રેમભક્તિનાં ભજનો" ભા. ૧થી૩ : –સંપાદન–
સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
૫૫. "સંતસાહિત્યનો સ્વાધ્યાય" – ડૉ. હરિપ્રસાદ ઠક્કર :
રાષ્ટ્રભાષા પુસ્તક મંદિર, સુરત.
૫૬. "સંતોનો ફાળો" – સ્વામી આનંદ – બાલગોવિંદ પ્રકાશન
૫૭. "સ્વામી વિવેકાનંદ" ભા. ૩ : શ્રી રામકૃષ્ણ આશ્રમ : રાજકોટ.
૫૮. "સો ભજનો"–સંપાદન–સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
૫૯. "સોરઠી સંતવાણી"–ઝવેરચંદ મેઘાણી–ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય.
૬૦. "સૌરાષ્ટ્રનો ઇતિહાસ" શંભુપ્રસાદ દેસાઈ 'ઓજસ્' –જૂનાગઢ.
૬૧. "શુદ્ધાદ્વૈતમાં બ્રહ્મવાદ" : જેઠાલાલ શાહ, ગુજ. યુનિ. પ્રકાશન.
૬૨. "શૈવધર્મ ઉગમ અને વિકાસ" : ડૉ. જીવણલાલ અમીન :
યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ
૬૩. "શ્રીમદ્ ભગવદ્ગીતા" સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
૬૪. "શ્રીમદ્ શંકરાચાર્યનું તત્ત્વજ્ઞાન" : પ્રા. સી. વી. રાવળ
યુનિ. ગ્રંથનિર્મા

"શ્રી ભજનસાગર" ભાગ ૧-૨ : સંપાદન : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

"શ્રી ભજનસંગ્રહ" : સંપાદન : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

"હરિજન લોકકવિઓ અને તેમનાં પદો" : ડૉ. દલપત શ્રીમાળી ગુજરાત માહિતી ખાતા તરફથી પ્રકાશિત.

'હિંદુધર્મ' – ડૉ. રાધાકૃષ્ણન્; અનુ. ચંદ્રશંકર શુક્લ : વોરા પ્રકાશન.

## હિંદી અને સંસ્કૃત

'अछूत कौन और कैसे ?' डॉ आम्बेडकर : अनु. भदन्तआनंद : हिन्दु समाज सुधारक कार्यालय, लखनौ ।

'आश्रम भजनावलि' : नवजीवन प्रकाशन ।

'गुजरातके संतोकीं हिन्दीवाणी' : संपा. नागर और पाठक : लोकभारत प्रकाशन ।

'पातञ्जल योगदर्शनम्' : भारतीय विद्या प्रकाशन ।

'भारतीय दर्शन' भाग १-२ : डो राधाकृष्णन् : राजपाल एण्ड सन्स ।

'मेघवंश इतिहास' स्वामी गोकुलदास : अलख स्थान डुमाडा । जि. अजमेर

'रामदेव ब्रह्मपुराण' संतरामप्रकाशजी : फूलचंद बुकसेलर । जि अजमेर

'शूद्रो की खोज' डॉ. आम्बेडकर : हिंदु समाज सुधारक कार्यालय, लखनौ ।

'श्री ज्ञानसत्र गीता' : सस्तु' साहित्यवर्धक कार्यालय ।

'हिन्दी साहित्यका इतिहास' रामप्रसाद शुक्ल, नागरी प्रचारिणी सभा, काशी ।

## અંગ્રેજી

'Commentaries on living'-I, 2, 3 : J. Krishanamurti : B I publications.

'Freedom from the known' : J. Krishanamurti– B. I. Publications

3. 'The message of the Upanisads'
Swami Ranganathananda, Bharatiya Vidya Bhavan,-Bombay.

4. 'The religion and philosophy of the Veda and Upanishads' II Arthur Berridale keigh, Motilal Banarasidass, Delhi.

## શોધ / નિબંધો

૧. 'આઝાદી પછીના સમય દરમિયાન અસ્પૃશ્યોની સ્થિતિમાં ફેરફાર': શ્રીમતી ઊર્મિલા પટેલ, ગુજરાત વિદ્યાપીઠ.

૨. 'રવિભાણ–સંપ્રદાયના મોરારસાહેબની વાણી' : દલપતસિંહ પઢિયાર : ગુજરાત વિદ્યાપીઠ.

૩. 'અર્વાચીન ગુજરાતી કવિતામાં રહસ્યવાદ': ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા : સરદાર પટેલ યુનિવર્સિટી

૪. 'જૂનાગઢ જિલ્લાના હરિજનોનું ધાર્મિક જીવન': નાથાભાઈ ગોહિલ : ગુજરાત વિદ્યાપીઠ.

## સામયિકો

१. संत अंक–'कल्याण' : गीता प्रेस, गोरखपुर ।

૨. 'સૌરાષ્ટ્રની ધર્મ સાધના'–'ઊર્મિ–નવરચના' વિશેષાંક : ૧૯૭૪.

૩. 'હરિજનબંધુ'–તા. ૧૨–૨–૩૩

૪. 'ઊર્મિ–નવરચના'–ઑક્ટોબર, ૧૯૭૬

૫. 'ઊર્મિ–નવરચના' અંક ૧૯૭૯ એપ્રિલથી ઓક્ટોબર ૧૯૮૦ સુધીના 'હરિજન સંતવાણી'ના હપ્તાઓ : સંપાદક: જયમલ્લભાઇ પરમાર.